( ત્રિભુવનદાસ ભાણજી સ્મારક ગ્રંથમાળા મણકો ૧ લો. )

# શ્રી અધ્યાત્મસાર ભાષાંતર.

શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયકૃત મૂળ ગ્રંથ,
તેનો અર્થ તથા તેની ઉપર પન્યાસજી
શ્રી ગંભીરવિજયજીએ કરેલી ટીકાનું
શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

છપાવી પ્રકટ કરનાર

શેઠ નરોત્તમદાસ ભાણજી.

મુંબાઈ.

મુંબાઈ:—નિર્ણયસાગર પ્રીન્ટીંગ પ્રેસ.

વિક્રમ સંવત્ ૧૯૭૨. વીર સંવત્ ૨૪૪૨. સને ૧૯૧૬.

કિં. ૨-૦-૦




## પુસ્તક મળવાના ઠેકાણા.

૧ શેઠ પ્રેમચંદ રતનજી. મુંબાઈ. છીપીચાલી.

૨ શ્રી જૈનધર્મ પ્રસારક સભા. ભાવનગર.

૩ શ્રી જૈન આત્માનંદ સભા. ,,

૪ શ્રી "જૈન" પત્રની ઓફીસ. ,, મેંદીચોક.

Published by Shet Narottamdas Bhanji, 22 Chhipi chawl, near Mulaji Jetha Market, Bombay.

Printed by Ramchandra Yesu Shedge, at the Niranaya-Sagar Press, 23 Kolbhat Lane, BOMBAY.

# અર્પણ પત્રિકા.



જે ગુરુમહારાજાએ પરોપકારાર્થે આ ઉત્તમ ગ્રંથ ઉપર
સવિસ્તર ટીકા બનાવી જૈન કોમ ઉપર ઉપકાર
કર્યો છે તે પૂજ્યપાદ મુનિવર્ય પન્યાસજી શ્રી
ગંભીરવિજયજીને તથા જેમણે અમોને
નીતિ અને ધર્મને માર્ગે દોરી સદ્જ્ઞાન
આપવા દ્રવ્યનો વ્યય કર્યો છે તે
વડિલ ત્રિભુવનદાસ ભાણજીને
આ ગ્રંથ સપ્રેમ અર્પણ કરી
અમો કિંચિત્ ઋણમુક્ત
થઇએ છીએ.

લી. આપના લઘુતમ્

**નરોત્તમ, પ્રેમચંદ અને દામોદર.**



# પ્રસ્તાવના.



આ અધ્યાત્મ રસને પોષણ કરનારો અત્યુત્તમ ગ્રંથ ન્યાયવિશારદ ન્યાચાચાર્ય જૈનશાસનના સ્થંભભૂત અનેક શાસ્ત્રોના નેતા (પ્રણેતા) અને અધ્યાત્મ રસના સમુદ્ર સમાન શ્રી યશોવિજય ઉપાધ્યાયે રચેલો છે. તે ક્યાં અને કયારે રચ્યો તે કર્ત્તાએ કાંઈપણ જણાવ્યું નથી. પ્રશસ્તિની અંદર માત્ર સજ્જનની સ્તુતિ અને સજ્જન દુર્જનની પરીક્ષા બતાવીને છેલ્લા શ્લોકમાં પોતાનું નામમાત્ર જ સૂચવ્યું છે. એ મહાપુરૂષ સંવત ૧૬૮૦ થી ૧૭૪૬ ના અરસામાં થયેલ હોવાથી આ ગ્રંથ પણ તે અરસામાં જ એ મહાપુરૂષે રચેલો હશે એમ સંભવિત જણાય છે.

આ ગ્રંથની અંદર સાત પ્રબંધ છે અને તેમાં જુદા જુદા ૨૧ અધિકાર છે. તે સંબંધી સવિસ્તર હકીકત ટીકાકારે ગ્રંથની પીઠીકામાં જ આપેલી હોવાથી અને તેનું ભાષાંતર આ બુકના પ્રારંભના જ બે પૃષ્ટપર હોવાથી તે સંબંધી અત્ર ઉલ્લેખ કરવામાં આવતો નથી.

આ ગ્રંથ અધ્યાત્મ રસને એવું ઉત્તમ રીતે પોષણ આપે છે કે તેનું લક્ષપૂર્વક સાદ્યંત વાંચન કરનાર ભવ્યાત્મા અવશ્ય અધ્યાત્મ રસમાં નિમગ્ન જ બની જાય છે. આ ગ્રંથ અનુષ્ટુપાદિ વૃત્તમાં રચવામાં આવેલો છે. સાત પ્રબંધના મળીને એકંદર ૯૪૯ શ્લોક છે, તેમાં જુદા જુદા આઠ અધિકારોમાં ૧૮૭ શ્લોક મોટા વૃત્તવાળા છે, બાકી બધા અનુષ્ટુપ્ છે.

ગ્રંથનો વિષય કેટલીક જગ્યાએ સમજવો મુશ્કેલ પડે તેવો હોવાથી આ ગ્રંથ ઉપર ટીકાની અપેક્ષા હતી, તે અનેક ગુણગણાલંકૃત પન્યાસજી શ્રી ગંભીરવિજયજી મહારાજે પૂરી પાડી છે. ટીકા સુમારે સાત હજાર શ્લોક પ્રમાણ થયેલી છે અને તે સંવત ૧૯૫૨ ના આશ્વીન શુદિ ૩ જે પૂર્ણ કરેલી છે. આ બુકની અંદર મૂળ ગ્રંથના શ્લોક આપીને તેનું તેમજ તેની ટીકાનું ભાષાંતર આપવામાં આવેલું છે. ટીકા આપવામાં આવી

નથી. મૂળ ગ્રંથ ટીકાસમેત મારા વડીલ બંધુ ત્રિભુવનદાસ ભાણજીની જ આર્થિક સહાયવડે છપાવીને જૂદો પ્રકટ કરવામાં આવેલ છે.

પરમઉપકારી પન્યાસજી શ્રી ગંભીરવિજયજી મહારાજ સંવત ૧૯૬૮ ના પોસ વદ ૯ મે સ્વર્ગવાસી થયા છે અને ભાઈ ત્રિભુવનદાસ સંવત ૧૯૬૫ ના શ્રાવણ શુદિ ૩ જે પંચત્વ પામ્યા છે. એ બંન્નેના ફોટા ઉપયોગી જણાવાથી આ બુકના પ્રારંભના ભાગમાં આપેલા છે.

મહાત્મા શ્રી ગંભીરવિજયજી મહારાજનો, તેમના ગુરૂ શાંતમૂર્ત્તિ શ્રીમાન્ વૃદ્ધિચંદજી મહારાજનો અને તેમના ગુરૂ શ્રી બુટેરાયજી મહારાજના સર્વ પરિવારનો શ્રી ભાવનગરના સંઘઉપર અત્યંત ઉપકાર છે, તે ઉપકારને સ્મરણમાં લાવતાં પરમ આલ્હાદ ઉત્પન્ન થાય છે. પૂજ્ય શ્રી ગંભીરવિજયજી મહારાજનો અમારા ઉપર અત્યંત ઉપકાર હોવાથી તેમની આ ઉત્તમ કૃતિ કે જે અનેક ભવ્ય જીવોને અવશ્ય પરમ લાભકારક થાય તેવી છે તે પ્રકટ કરવાની તેમની અભિલાષા થઈ એટલે મારા વડીલ બંધુનું નામ તેની સાથે જોડી આ ગ્રંથ પ્રકટ કરાવેલ છે.

આ ગ્રંથના કર્ત્તા મહાત્મા શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે અનેક વિષય ઉપર અનેક ગ્રંથો રચીને જૈન સમાજ ઉપર જ નહીં પણ સર્વ ભવ્યાત્માઓ ઉપર પારાવાર ઉપકાર કરેલો છે. તેમનું મળી શકયું તેટલું ચરિત્ર અને એ મહાત્માએ બનાવેલા ગ્રંથોનું લભ્ય અલભ્ય વિભાગ સૂચક લીસ્ટ, શ્રી જૈનધર્મપ્રસારક સભા તરફથી જ એ મહાત્માની ઉત્તમ કૃતિઓ પૈકીના દશ ગ્રંથોનો સંગ્રહ શ્રી **યશોવિજય ગ્રંથમાળા**ના નામથી બહાર પાડવામાં આવેલ છે તેના પ્રારંભના ભાગમાં આપેલ છે તેથી અત્ર તેનું પુનરાવર્તન કરવામાં આવતું નથી.

ટીકાકાર શ્રી ગંભીરવિજયજી મહારાજે આ ટીકા બનાવ્યા અગાઉ બીજી બે ટીકાઓ શ્રી જ્ઞાનસાર અને શાંત સુધારસ ગ્રંથ ઉપર ત્રણ ત્રણ હજાર શ્લોક પ્રમાણ બનાવેલી છે તે તથા નયકર્ણિકા નામના પ્રકરણ ઉપર નાની ટીકા બનાવી છે તે પણ છપાયેલ છે. તદુપરાંત ગુજરાતી ભાષામાં પૂજાઓ અને સ્તવનાદિ પણ પુષ્કળ રચેલાં છે, તે પણ બહોળે ભાગે છપાયેલાં છે. એક ગદ્ય લેખ તત્વ વાર્તા નામનો લખેલ છે તે પણ શ્રી જૈનધર્મપ્રસારક સભાએ છપાવેલ છે. આ ટીકાકાર મહાપુરૂષે પોતાની જીંદગીનો બહોળો ભાગ જ્ઞાનધ્યાનમાં અને ક્રિયા કલાપમાં જ વ્યતીત કરેલો છે. તેમની આત્મહિત તરફની વૃત્તિ અત્યંત શ્લાઘનીય હતી. તેમનો ઉપકાર પણ અપરિમિત કહી શકાય તેમ છે. એવા મહાત્માઓ જ જૈનશાસનના શ્રૃંગારભૂત ગણાવા યોગ્ય છે.

મૂળ ગ્રંથકાર શ્રીમાન્ યશોવિજય ઉપાધ્યાય તો છેલ્લા બસો વર્ષ અગાઉ જ થયેલા છતાં એવા અપૂર્વ વિદ્વાન્ થઈ ગયા છે અને એ મહાત્માએ એવી અપૂર્વ ગ્રંથરચનાઓ કરી છે કે તેમને કળિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય કે તેવા અન્ય મહાત્માઓની ઉપમા આપીએ તો તે પણ ઘટી શકે તેમ છે. તેમના પારાવાર ઉપકારનું સ્મરણ કરી તેનું અનુમોદન કરવું અને એ મહાત્માને અંતઃકરણથી ધન્યવાદ આપવા સાથે તેમની કૃતિનો સંગ્રહ જાળવી રાખવા પ્રયાસ કરવો એટલુંજ આપણાથી બની શકે તેમ છે.

આ ગ્રંથની અંદર એ મહાત્માએ એવું અપૂર્વ રહસ્ય ગુંથેલું છે કે જેને માટે છઠ્ઠા પ્રબંધમાં ૧૯૨-૯૩-૯૪ શ્લોકમાં, આ રહસ્ય જેવા તેવા પાત્રને આપવાની સ્પષ્ટપણે ના કહે છે. આ શ્લોક ને તેનો અર્થ લક્ષપૂર્વક વાંચવાની અત્ર ભલામણ કરવામાં આવે છે.

આ પુસ્તકના વેચાણથી જે દ્રવ્ય નિષ્પન્ન થશે તે દ્રવ્યની રકમના વ્યાજમાંથી નીતિ અને ધર્મ સંબંધી બુક દરવર્ષે મારા વડિલ બંધુ ત્રિભુવનદાસના નામથી અંકિત કરી પ્રસિદ્ધ કરાવવાનો વિચાર છે તે સહજ નિવેદન કરૂં છું.

આ ગ્રંથ અપૂર્વ રહસ્યવાળો હોવાથી અને ટીકા પણ પંડિતાઈ ભરેલી હોવાથી ભાષાંતર કરવામાં સ્ખલના થવાનો સંભવ છે તો પણ બહુજ સંભાળ પૂર્વક ભાષાંતર કરવામાં ભાષાંતર કર્ત્તાએ ધ્યાન આપ્યું છે. ભાષાંતર શ્રી જૈનધર્મપ્રસારક સભાના શાસ્ત્રી જેઠાલાલ હરિભાઈ પાસે કરાવેલું છે. ભાષાંતર કરાવવામાં, તપાસવામાં અને આ પુસ્તક છપાવવામાં લીધેલા પ્રયાસ માટે શ્રી જૈનધર્મપ્રસારક સભાનો તથા સભાના પ્રમુખ શેઠ કુંવરજી આણંદજીનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

માર્ગશિર્ષ શુદિ ૧૫
સંવત્ ૧૯૭૨.

**નરોત્તમદાસ ભાણજી.**
મુંબાઈ.

# અનુક્રમણિકા.





# ॥ श्रीअध्यात्मसार भाषान्तर ॥

## । टीकाकारनी पीठिका ।

**जयति वीरनाथस्य देशनामृततोयधिः ।**
**अध्यात्मशीकरैर्जन्तोर्दुःकषायामयापहः ॥ १ ॥**

**અર્થ**—અધ્યાત્મરૂપી બિંદુઓવડે પ્રાણીઓના દુષ્ટ કષાયોરૂપી વ્યાધિઓનો નાશ કરનાર શ્રીવીરસ્વામીનો દેશનારૂપી અમૃતનો સમુદ્ર જયવંત વર્તે છે.

**नौमि परोपकृन्मुख्यं यशोविजयवाचकम् ।**
**यदध्यात्मोपदेशेन मादृशोऽजनि तद्रुचिः ॥ २ ॥**

**અર્થ**—પરોપકારી પુરૂષોને વિષે મુખ્ય વાચકવર્ય શ્રીયશોવિજયજી ઉપાધ્યાયને હું નમસ્કાર (વંદના) કરૂં છું, કે જેના અધ્યાત્મશાસ્ત્રના ઉપદેશે કરીને મારા જેવા મનુષ્યને તે અધ્યાત્મને વિષે રૂચિ થઈ.

**नत्वा सर्वविदः सर्वान् श्रुतधरांश्च शारदाम् ।**
**क्रियतेऽध्यात्मसारोऽत्र व्याख्या गुरुप्रसादतः ॥ ३ ॥**

**અર્થ**—સર્વે સર્વજ્ઞોને, શ્રુતધરોને તથા સરસ્વતી દેવીને નમસ્કાર કરીને હું ગુરુકૃપાથી આ અધ્યાત્મસારની વ્યાખ્યા કરૂં છું.

વાચકવર્ય શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે આ અધ્યાત્મસાર ગ્રંથમાં સાત પ્રબંધ અને તેના એકવીશ અધિકારો કરેલા છે. તેમાં પ્રથમ પ્રબંધમાં ચાર અધિકાર કરેલા છે. તેમાંના પેલા અધિકારમાં ચોવીશ શ્લોકો છે. તેમાં ગ્રન્થની આદિમાં વિઘ્નની શાન્તિને માટે મંગલ કરવું જોઇએ. માટે પ્રથમના પાંચ શ્લોકવડે પોતાના અભીષ્ટ દેવતાને નમસ્કાર કરવારૂપ મંગલ કર્યું છે. મંગલ કર્યા છતાં પણ ગ્રન્થનું અભિધેય કહેવું જોઇએ માટે એક શ્લોકવડે અભિધેયની સૂચના કરી છે. અભિધેય કહ્યા છતાં પણ શ્રોતાઓને સન્મુખ કરવા વાસ્તે (રૂચિ ઉત્પન્ન કરવા વાસ્તે) શાસ્ત્રનો મહિમા કહેવો જોઇએ, તેથી અઢાર શ્લોકોવડે અધ્યાત્મશાસ્ત્રનો મહિમા વર્ણવ્યો છે. મહિમાનું વર્ણન કર્યા છતાં પણ શાસ્ત્રનું

સ્વરૂપ કહેવું જોઇએ, તેથી બીજા અધિકારમાં ઓગણત્રીશ શ્લોકોવડે અધ્યાત્મનું સ્વરૂપ બતાવ્યું છે. અધ્યાત્મનું સ્વરૂપ જાણ્યા છતાં પણ દંભનો ત્યાગ કરવો જોઇએ, તેથી ત્રીજા અધિકારમાં બાવીશ શ્લોકે કરીને દંભત્યાગનું વર્ણન કર્યું છે. દંભનો ત્યાગ કરીને પણ સંસારના સ્વરૂપનું ચિંતન કરવું જોઇએ, તેથી સત્તાવીશ શ્લોકોવડે ભવસ્વરૂપચિંતન નામનો ચોથો અધિકાર રચ્યો છે. ( અહીં પહેલો પ્રબંધ પૂરો થાય છે ).

બીજા પ્રબંધમાં ત્રણ અધિકાર કરેલા છે. તેમાં ભવસ્વરૂપનું ચિંતન કરવાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. તેથી છત્રીશ શ્લોકે કરીને વૈરાગ્યસંભવ નામનો પ્રથમ અધિકાર કર્યો છે. વૈરાગ્યવાન્ પુરૂષે વૈરાગ્યના ભેદો જાણવા જોઇએ, તેથી ચુમાલીશ શ્લોકોવડે વૈરાગ્યભેદ નામનો બીજો અધિકાર કહ્યો છે. વૈરાગ્યના ભેદ જાણ્યા પછી વૈરાગ્યનો વિષય જાણવો જોઇએ, તેથી છવીશ શ્લોકે કરીને વૈરાગ્ય વિષય નામનો ત્રીજો અધિકાર બતાવ્યો છે.

ત્રીજા પ્રબધમાં ચાર અધિકારો છે. તેમાં વૈરાગ્યનો વિષય જાણ્યા પછી મમતાનો ત્યાગ કરવો જોઇએ, તેથી સત્તાવીશ શ્લોકે કરીને મમતાત્યાગ નામનો પહેલો અધિકાર કહ્યો છે. મમતાનો ત્યાગ કરવાથી સમતા ઉત્પન્ન થાય છે, તેથી અઠ્ઠાવીશ શ્લોકે કરીને સમતા નામનો બીજો અધિકાર કહ્યો છે. સમતાવાળાને સત્ અનુષ્ઠાન હોય છે, તેથી ઓગણચાળીશ શ્લોકે કરીને સદનુષ્ઠાન નામનો ત્રીજો અધિકાર કહ્યો છે. સદનુષ્ઠાન કરવાથી મનની શુદ્ધિ થાય છે, માટે બાવીશ શ્લોકે કરીને મનશુદ્ધિ નામનો ચોથો અધિકાર કર્યો છે.

ચોથા પ્રબંધમાં ત્રણ અધિકાર છે. મનશુદ્ધિ સમકિતવંતને જ સફળ થાય છે, માટે અઠ્ઠાવન શ્લોકે કરીને સમ્યકત્વ નામનો પહેલો અધિકાર કહ્યો છે. સમકિતની પ્રાપ્તિ મિથ્યાત્વનો ત્યાગ કરવાથી જ થાય છે, તેથી નવાણું શ્લોકે કરીને મિથ્યાત્વત્યાગ નામનો બીજો અધિકાર કર્યો છે. મિથ્યાત્વનો ત્યાગ પણ અસત્ આગ્રહ (કદાગ્રહ)નો ત્યાગ કરવાથી જ થાય છે, માટે એકવીશ શ્લોકે કરીને અસદ્ગ્રહત્યાગ નામને. ત્રીજો અધિકાર કર્યો છે.

પાંચમા પ્રબંધમાં ત્રણ અધિકાર છે. કદાગ્રહ ત્યાગ કરવાથી યોગને વિષે અધિકાર પ્રાપ્ત થાય છે, તેથી વ્યાશી શ્લોકે કરીને યોગાધિકાર નામનો પ્રથમ અધિકાર કર્યો છે. યોગને વિષે અધિકાર પામેલાઓને શુભધ્યાન પ્રાપ્ત થાય છે, તેથી ચોરાશી શ્લોકે કરીને ધ્યાન નામનો બીજો અધિકાર કહ્યો છે. ધ્યાનવાળા પુરૂષો ધ્યાનની સ્તુતિ

કરે છે, તેથી ચૌદ શ્લોકે કરીને ધ્યાનસ્તુતિ નામનો ત્રીજો અધિકાર કહ્યો છે.

છઠ્ઠા પ્રબંધમાં બે અધિકાર છે. ધ્યાનની સ્તુતિ કરનાર પુરૂષો આત્માનો ( આત્મસ્વરૂપનો ) નિશ્ચય કરે છે, તેથી એકસો ને પંચાણું શ્લોકે કરીને આત્મનિશ્ચય નામનો પ્રથમ અધિકાર કહ્યો છે. આત્માનો નિશ્ચય થયા પછી જિનેશ્વરના મતની સ્તુતિ થાય છે, તેથી પંદર શ્લોકે કરીને જિનમતસ્તુતિ નામનો બીજો અધિકાર કહ્યો છે.

સાતમા પ્રબંધમાં પણ બે અધિકાર છે. જિનેશ્વરના મતની સ્તુતિ કરનારને અનુભવ થાય છે, તેથી તેંતાલીશ શ્લોકે કરીને અનુભવ નામનો પહેલો અધિકાર કહ્યો છે. અનુભવવાન્ સજ્જનની સ્તુતિ કરે છે, તેથી સોળ શ્લોકે કરીને સજ્જનસ્તુતિ નામનો બીજો અધિકાર વર્ણવ્યો છે. ( અહીં ગ્રંથ સંપૂર્ણ થાય છે ).

આ ઉપરના વિષયોથી સ્પષ્ટ જણાય છે કે આ શાસ્ત્ર મનુષ્યોને અત્યંત ઉપકારી છે. તેથી આ ગ્રંથનો માત્ર શબ્દાર્થ અને ભાવાર્થ અત્રે કહીએ છીએ.

તેમાં પ્રથમ ગ્રંથકાર મંગલ કરે છે.—

**ऐन्द्रश्रेणिनतः श्रीमान्नन्दतान्नाभिनन्दनः ।**
**उद्दधार युगादौ यो जगदज्ञानपंकतः ॥ १ ॥**

**મૂલાર્થ**—દેવેન્દ્રોની શ્રેણીઓવડે નમસ્કાર કરાયેલા શ્રીમાન્ નાભિરાજાના પુત્ર ( ઋષભદેવ સ્વામી ) આનંદ પામો. કે જે ઋષભસ્વામીએ યુગની આદિમાં અજ્ઞાનરૂપી પંકમાંથી જગતનો ઉદ્ધાર કર્યો છે. ૧

**ટીકાર્થ**—ઇન્દ્રો એટલે સૌધર્માદિક દેવલોકના સ્વામીઓની શ્રેણીઓ-સમૂહવડે નમસ્કાર કરાયેલા, શ્રીમાન્ એટલે કેવળજ્ઞાન, અષ્ટપ્રાતિહાર્ય અને ચોત્રીશ અતિશયોરૂપી લક્ષ્મીવાળા, એવા નાભિનંદન એટલે નાભિ નામના કુલકરના પુત્ર-વંશના આભૂષણરૂપ ઋષભસ્વામી આનંદ પામો—સમૃદ્ધિને પામો. કે જે ભગવાને યુગની આદિમાં એટલે પ્રથમ સમયે જગતનો-ત્રણ ભુવનને વિષે રહેલા ભવ્ય જીવોનો અજ્ઞાન એટલે કુબોધ, તે જ મલિનતાનું કારણ હોવાથી પંકસદશ-મહા કાદવ તેમાંથી ઉદ્ધાર કર્યો છે. ૧

**श्रीशान्तिस्तान्तिभिद्भूयाद्भविनां मृगलाञ्छनः ।**
**गावः कुवलयोल्लासं कुर्वते यस्य निर्मलाः ॥ २ ॥**

**મૂલાર્થ**—ચંદ્રસમાન શ્રીશાન્તિનાથ સ્વામી ભવ્ય પ્રાણીઓના ખેદને હરનારા થાઓ, કે જે ભગવાનની નિર્મળ વાણી કુવલયના[1] ઉલ્લાસને કરે છે. ૨

**ટીકાર્થ**—લક્ષ્મીવડે યુક્ત એવા શાન્તિનાથ નામના સોળમા તીર્થંકર મૃગના લાંછનવાળા એટલે ચન્દ્રસમાન છે. આ પ્રમાણે અભેદ રૂપકાલંકારે કરીને, શ્રીશાંતિનાથ સ્વામી અવતર્યા તે દિવસથી જ લોકોમાં મરકી વિગેરે સંતાપનો નાશ થયો, તેથી ચંદ્રની જેમ સંતાપનું હરણ કરનાર હોવાથી ચંદ્રનું સાધર્મ્ય જણાવ્યું છે અને પ્રકાશકપણાએ કરીને તો ભગવાન બહાર અને અંદર ( હૃદયમાં ) પ્રકાશ કરનાર હોવાથી ચંદ્ર કરતાં પણ અધિક છે. તે ભગવાન ભવિ પ્રાણીઓના—ભવ એટલે મોક્ષ તે પ્રાપ્તવ્યપણાએ કરીને જેમને રહેલો છે, એવા પ્રાણીઓના ખેદને અથવા સંતાપને ભેદનાર થાઓ. જે શાંતિનાથરૂપી ચંદ્રની નિર્મળ એટલે દોષરૂપી મળના અભાવથી શુદ્ધ એવી ગો-વાણી કુવલયના—પૃથ્વીમંડળના ઉલ્લાસને કરે છે. ચંદ્રપક્ષે પણ ચંદ્રના નિર્મળ અમૃતમય ગો-કિરણો કુવલયના-કુમુદોના ઉલ્લાસને કરે છે. અર્થાત્ કિરણોએ કરીને ચંદ્રની જેમ શ્રીશાન્તિનાથ ભગવાન અમૃતમય ઉપદેશના વચનોવડે કુવલયના ઉલ્લાસને કરે છે. ૨.

**श्रीशैवेयं जिनं स्तौमि भुवनं यशसेव यः ।**
**मारुतेन मुखोत्थेन पाञ्चजन्यमपूपुरत् ॥ ३ ॥**

**મૂલાર્થ**—જે ભગવાને પોતાના યશવડે ત્રિભુવનને પૂર્ણ કર્યું હોય તેમ પોતાના મુખથી ઉત્પન્ન થયેલા વાયુવડે પાંચજન્ય નામના શંખને પૂર્ણ કર્યો ( વગાડ્યો ), તે શ્રીશિવાદેવીના પુત્ર નેમિનાથ જિનેશ્વરની હું સ્તુતિ કરૂં છું. ૩.

**ટીકાર્થ**—જે ભગવાને ત્રણ લોકને પોતાના યશવડે—કીર્તિના સમૂહવડે પૂર્ણ કરેલ છે તેમ મુખકમળથી ઉત્પન્ન થયેલા પવનવડે પાંચજન્ય નામના શ્રીકૃષ્ણના શંખને પૂર્ણ કર્યો, તે શ્રીશિવાદેવીના પુત્ર નેમિનાથ નામના જિન-રાગાદિક આંતર શત્રુનો જય કરનાર તે ભગવાનની હું સ્તુતિ કરૂં છું. અર્થાત્ મુખથી ઉત્પન્ન થયેલા પવનવડે શંખને એવી રીતે પૂર્ણ કર્યો, કે જેથી પોતાના યશવડે ત્રણ ભુવન પૂર્ણ થઈ ગયાં. ૩.

---

૧ પૃથ્વીરૂપ વલય-જગતના જીવો.

**जीयात् फणिफणप्रान्तसंक्रान्ततनुरेकदा ।**
**उद्धर्तुमिव विश्वानि श्रीपार्श्वो बहुरूपभाक् ॥ ४ ॥**

**મૂલાર્થ**—કોઈ સમયે સર્પની ફણાના અગ્રભાગને વિષે જેનાં શરીરનાં અનેક પ્રતિબિંબો પડેલાં છે, અને તેથી કરીને જાણે ત્રણ જગતનો ઉદ્ધાર કરવા માટે ઘણાં રૂપ ધારણ કર્યાં હોય તેવા જણાય છે તે શ્રીપાર્શ્વનાથ પ્રભુ જયવંત વર્તો. ૪.

**ટીકાર્થ**—પ્રતિબિંબિત થયેલાં ઘણાં રૂપોને ભજનારા-ધારણ કરનારા અને શ્રી-લક્ષ્મીવડે યુક્ત એવા પાર્શ્વનાથ સ્વામી જયવંત વર્તો. કે જે ભગવાનને એકદા કમઠ નામના અસુરે ઉપસર્ગો કર્યા, તે વખતે પ્રભુપરની ભક્તિને લીધે તેમના ઉપસર્ગોનું નિવારણ કરવા સર્પરૂપે આવેલા ધરણેન્દ્રે પ્રભુના મસ્તકપર છત્રને આકારે પોતાની ફણાઓ ધારણ કરી, તે ફણાઓના અગ્રભાગમાં ભગવાનના શરીરનાં પ્રતિબિંબો પડ્યાં તેથી જાણે ત્રણ જગતના જંતુઓનો આ સંસારથી ઉદ્ધાર કરવા માટે તેમણે બહુ રૂપ ધારણ કર્યાં હોય તેવા તે ( ભગવાન ) જણાતા હતા. ૪.

**जगदानन्दनः स्वामी जयति ज्ञातनन्दनः ।**
**उपजीवन्ति यद्वाचमद्यापि विबुधाः सुधाम् ॥ ५ ॥**

**મૂલાર્થ**—વિબુધો જેની વાણીરૂપી સુધા ( અમૃત )નું હજુ સુધી સેવન કરે છે, એવા અને જગતને આનંદ ઉત્પન્ન કરનારા સિદ્ધાર્થ રાજાના પુત્ર શ્રીમહાવીર સ્વામી જયવંત વર્તે છે. ૫.

**ટીકાર્થ**—જ્ઞાતનંદન—જ્ઞાત વંશમાં ઉત્પન્ન થયેલા અથવા પ્રસિદ્ધ સિદ્ધાર્થ રાજાના પુત્ર, સ્વામી એટલે ઐશ્વર્યને ભજનાર અર્થાત્ સમગ્ર પ્રાણીઓના નાયક, જયવંત વર્તે છે—સર્વથી અધિકપણે વર્તે છે. તે સ્વામી કેવા છે? તે કહે છે—જગત્ એટલે ત્રણ ભુવનમાં વર્તનારા ભવ્ય પ્રાણીસમૂહને આનંદ પમાડનાર એટલે યથાસ્થિત સમગ્ર વસ્તુઓના સ્વરૂપને દેખાડવાથી અને સમગ્ર સંશયોનો નાશ કરવાથી હર્ષ આપનાર, તથા જેની વાણીરૂપી અમૃતનો વિબુધો-દેવતાઓ અથવા વિશિષ્ટ પંડિતો પણ હજુ સુધી ઉપજીવિકાપણે આશ્રય કરે છે. ૫.

**एतानन्यानपि जिनान्नमस्कृत्य गुरूनपि ।**
**अध्यात्मसारमधुना प्रकटीकर्तुमुत्सहे ॥ ६ ॥**

**મૂલાર્થ**—આ ઉપર કહેલા અને બીજા પણ તીર્થંકરોને તથા ગુરૂઓને નમસ્કાર કરીને હું હવે અધ્યાત્મસારને પ્રકટ કરવા ઉદ્યમવંત થાઉં છું. ૬.

**ટીકાર્થ**—આ પૂર્વે કહેલા ઋષભસ્વામી વિગેરે અને બીજા અજિતનાથ વિગેરે તીર્થંકરોને પણ નમસ્કાર કરીને તથા ધર્મોપદેશાદિક આપનાર ગુરૂઓને પણ નમસ્કાર કરીને, હવે અધ્યાત્મસાર-આત્માનો અધિકાર કરીને-આશ્રય કરીને જે થાય તે અધ્યાત્મ કહીએ. એટલે શુદ્ધ આત્મસ્વરૂપનું શ્રવણ કરવું, મનન કરવું અને નિદિધ્યાસન કરવું વિગેરે. તે અધ્યાત્મના સારને એટલે પરમાર્થને પ્રકટ કરવા માટે હું ઉદ્યમવંત થાઉં છું. આ શ્લોકવડે અભિધેયનું સૂચન કર્યું છે. તે અભિધેય એટલે કહેવાને આરંભ કરેલું અધ્યાત્મ, સારરૂપ છે.

આ ગ્રંથનો સંબંધ અને પ્રયોજન-બંને વાનાં બુદ્ધિમાન પુરૂષોએ પોતાની મેળે જાણી લેવાં. ૬.

નમસ્કાર કર્યા પછી સૂચન કરેલા અભિધેયને જ શાસ્ત્રનો મહિમા કહેવાવડે પ્રગટ કરી બતાવે છે.—

**शास्त्रात्परिचितां सम्यक् संप्रदायाच्च धीमताम् ।**
**इहानुभवयोगाच्च प्रक्रियां कामपि ब्रुवे ॥ ७ ॥**

**મૂલાર્થ**—આ ગ્રન્થને વિષે શાસ્ત્રથી, પંડીતોના સંપ્રદાયથી અને અનુભવના યોગથી સારી રીતે પરિચિત થયેલી કોઈક અનિર્વચનીય એવી પ્રક્રિયાને હું કહું છું. ( કહીશ ). ૭.

**ટીકાર્થ**—અહીં-અધ્યાત્મસાર કહેવાના વિષયમાં કોઈક અનિર્વચનીય એટલે અત્યંત અદ્‌ભુત વિવિધ અધિકારરૂપ પ્રક્રિયાને એટલે પ્રકરણને હું કહું છું. તે પ્રક્રિયા કેવી છે? તે કહે છે—સારી રીતે એટલે પ્રશસ્ત વિધિએ કરીને અથવા સદ્‌ગુરુના યોગે કરીને પરિચિત થયેલી એટલે વારંવાર સેવન કરેલી. શાથી પરિચિત થયેલી? તે જાણવાની અપેક્ષા રહેવાથી કહે છે કે, શાસ્ત્રથી એટલે શિક્ષા કરનાર અથવા સમ્યગ્‌દર્શનાદિક મુક્તિમાર્ગને કહેનાર જિનાગમથી, તથા ધીમાન્ એટલે અતિ ઉત્કૃષ્ટ બુદ્ધિમાન્ એવા શ્રીહરિભદ્રાદિક પૂર્વસૂરિઓના સંપ્રદાયથી એટલે અવિચ્છિન્ન ચાલી આવતી પરંપરાથી થયેલા ગુરુઓના આમ્નાયથી, તથા અનુભવના યોગથી-અનુભવ એટલે શાસ્ત્રમાં કહેલા અર્થનું શ્રવણ કર્યા પછી વિચારવડે યથાસ્થિત વસ્તુસ્વરૂપને પ્રાપ્ત કરનારૂં પરિપકવ જ્ઞાન, તેના અનુભવના યોગથી-પ્રાપ્તિથી પરિચિત થયેલી એવી પ્રક્રિયા હું કહું છું. ૭.

શા માટે અને કોની જેમ તમે આ પ્રયત્ન કરો છો? એવી કોઈ શંકા કરે તે શંકાપર કહે છે કે—

**योगिनां प्रीतये पद्यमध्यात्मरसपेशलम् ।**
**भोगिनां भामिनीगीतं संगीतकमयं यथा ॥ ८ ॥**

**મૂલાર્થ**—જેમ વાદ્યનૃત્યવાળું સ્ત્રીઓનું ગાયન ભોગી પુરૂષોની પ્રીતિ માટે થાય છે, તેમ અધ્યાત્મરસે કરીને મનોહર એવું પદ્ય યોગીજનોની પ્રીતિ માટે થાય છે. ( તેથી હું બનાવું છું. ) ૮.

**ટીકાર્થ**—અધ્યાત્મને વિષે રહેલા રસે કરીને મનોહર એટલે કોમળ એવું પદ્ય એટલે શ્લોકની રચનાવાળું શાસ્ત્ર યોગીઓની એટલે મોક્ષના સાધક જ્ઞાનાદિક વ્યાપારવાળા યતિઓની પ્રીતિને માટે થાય છે. તેપર દૃષ્ટાંત કહે છે કે—જેમ વાદ્ય નૃત્ય સહિત સ્ત્રીઓનું ગીત-ગાયન કામને ઉદ્દીપન કરનાર હોવાથી ભોગી જનોની એટલે શબ્દ, રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શ એ પાંચે ઇન્દ્રિયોના વિષયોમાં લુબ્ધ થયેલા જનોની પ્રીતિ માટે થાય છે; તે જ પ્રમાણે આ શાસ્ત્ર પણ યોગીઓની પ્રીતિ માટે થશે એમ માનીને હું તેની વ્યાખ્યા કરૂં છું.

અહીં કોઈ શંકા કરે કે—અધ્યાત્મશાસ્ત્ર વૈરાગ્યમય હોવાથી તેમાં રૂક્ષ ( લૂખો ) ભાવ હોય છે તેથી તેમાં સર્વથા સુખનો અભાવ જ જણાય છે. તો પછી પ્રીતિને માટે તો ક્યાંથી જ થાય? આવી શંકાનું સમાધાન કરે છે.—

**कान्ताधरसुधास्वादाद्यूनां यज्जायते सुखम् ।**
**बिन्दुः पार्श्वे तदध्यात्मशास्त्रास्वादसुखोदधेः ॥ ९ ॥**

**મૂલાર્થ**—યુવાન પુરૂષોને સ્ત્રીના અધરામૃતના આસ્વાદથી જે સુખ પ્રાપ્ત થાય છે, તે સુખ અધ્યાત્મશાસ્ત્રના આસ્વાદથી થયેલા સુખ-સાગર પાસે એક બિંદુ સમાન જ છે. ૯.

**ટીકાર્થ**—યુવાન પુરૂષોને સ્ત્રીના અધર એટલે ઓષ્ઠને વિષે ભોગીજ-નોએ માનેલા અમૃતના આસ્વાદથી એટલે વારંવાર ચુંબન ક્રિયાથી ઉત્પન્ન થયેલી પ્રીતિરૂપી અમૃત રસના સ્વાદથી જેટલું સાતારૂપ સુખ ઉત્પન્ન થાય છે, એટલે કે તેઓ તે આસ્વાદમાં પોતાની બુદ્ધિથી જે સુખ માને છે, તે સુખ અધ્યાત્મને પ્રતિપાદન કરનારા શાસ્ત્રના આસ્વાદથી એટલે તે શાસ્ત્રમાં કહેલા ભાવાર્થનું વારંવાર નિરંતર ચિંતન કરવાથી ઉત્પન્ન થયેલું જે પરમાનંદમાં વિલાસ કરવારૂપ સુખ, તે ( સુખ ) અતિ પ્રચુર હોવાથી, ચિરકાળ સ્થાયી હોવાથી અને નદ્યાદિકની અપેક્ષા-

વિના જ સ્વાધીન હોવાથી સમુદ્રરૂપ છે. તેવા સુખસાગરની પાસે એક બિંદુ એટલે જળકણના જેવું છે. કેમકે તે ( કામસુખ ) અલ્પકાલ સ્થાયી, પરાધીન અને દુર્ગતિનું બીજ-દુર્ગતિના કારણભૂત છે. ૯.

પૂર્વોક્ત અર્થનું જ વિશેષ સમર્થન કરે છે.—

**अध्यात्मशास्त्रसंभूतसंतोषसुखशालिनः ।**
**गणयन्ति न राजानं न श्रीदं नापि वासवम् ॥ १० ॥**

**મૂલાર્થ**—અધ્યાત્મશાસ્ત્રથી ઉત્પન્ન થયેલા સંતોષરૂપી સુખવડે શોભતા યોગીજનો, કુબેરને તથા ઈન્દ્રને પણ ( પોતાથી વધારે સુખી ) ગણતા નથી. ૧૦.

**ટીકાર્થ**—અધ્યાત્મના સ્વરૂપને પ્રતિપાદન કરનાર શાસ્ત્રનું પઠન પાઠનાદિક કરવાથી ઉત્પન્ન થયેલો સંતોષ એટલે લોભના નિરાસે કરીને પ્રાપ્ત થયેલું નિરભિલાષપણું, તે રૂપી સુખવડે-મનની સ્થિરતાવડે શોભનારા યોગીશ્વરો ઐશ્વર્ય અને કાંચનાદિક ઋદ્ધિવાળા રાજાને પણ સુખી ગણતા નથી. કેમકે રાજાઓનું ચિત્ત હંમેશાં અનેક કાર્યની ચિન્તાથી તથા શત્રુ વિગેરેના ભયથી વ્યાકુલ હોવાને લીધે સંતાપયુક્ત હોય છે. તથા શ્રી-લક્ષ્મીને આપનાર ધનદને-કુબેરને પણ સુખી માનતા નથી. કેમકે કુબેર પણ પોતાના નિયંતા ( ઈંદ્ર )ને આધીન છે. પરતંત્ર છે. તથા વસુઓ ( દેવો ) જેને વશ થયેલા એવા વાસવ ( ઈંદ્ર )ને પણ સુખી ગણતા નથી. કેમકે તે રાગાદિકવડે સહજ સુખનો નાશ થવાથી વિષયાતુર રહે છે. માટે સંતોષી પ્રાણીઓને જ સુખ છે એમ સિદ્ધ થાય છે. અને સંતોષ અધ્યાત્મીઓને વિશેજ રહે છે, તેથી અધ્યાત્મ જ સુખનું મૂલ કારણ છે. ૧૦.

વિદ્યાવાન્ માણસ પણ જો અધ્યાત્મશાસ્ત્રના જ્ઞાનથી રહિત હોય, તો તે પંડિત કહેવાતો નથી, તે કહે છે.—

**यः किलाशिक्षिताध्यात्मशास्त्रः पांडित्यमिच्छति ।**
**उत्क्षिपत्यंगुलीं पंगुः स स्वर्द्रुफललिप्सया ॥ ११ ॥**

**મૂલાર્થ**—જે કોઈ મનુષ્ય અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કર્યા વિના જ પંડિતાઈને ઈચ્છે છે, તે જેમ પંગુ પુરૂષ કલ્પવૃક્ષના ફળને પામવાની ઇચ્છાએ કરીને પોતાની અંગુલીને ઉંચી કરે તેના જેવું છે. ૧૧.

**ટીકાર્થ**—કોઈ પણ માણસ કે જેણે અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી, એવો છતાં પાંડિત્યને-બુદ્ધિમાનપણાને ( નિપુણતાને ) ઈચ્છે છે. તેને કેવો જાણવો? તે કહે છે-જેમ કોઈ પંગુ-ચરણરહિત પુરૂષ

દેવલોકમાં ઉત્પન્ન થયેલા વૃક્ષ (કલ્પવૃક્ષ)ના ફળને પામવાની (લેવાની) ઇચ્છાએ કરીને પોતાના હસ્તની આંગળી ઉંચી કરે તેવો જાણવો. પૃથ્વીપર રહેલો પંગુ સ્વર્ગલોકમાં રહેલા કલ્પવૃક્ષના ફળની લાલસાએ કરીને આંગળી ઉંચી કરે તેથી તેને જેમ તેના ફળની પ્રાપ્તિ થઈ શકતી નથી, તેમ અધ્યાત્મશાસ્ત્રથી રહિત પુરૂષને અનુભવના અભાવને લીધે પાંડિત્યરૂપ ફળની પ્રાપ્તિ થઈ શકતી નથી. ૧૧.

અધ્યાત્મી પુરૂષ દુર્જય એવા દંભનો પણ જય કરી શકે છે, તે કહે છે.-

**दंभपर्वतदंभोलिः सौहार्दांबुधिचन्द्रमाः ।**
**अध्यात्मशास्त्रमुत्तालमोहजालवनानलः ॥ १२ ॥**

**મૂલાર્થ**—અધ્યાત્મશાસ્ત્ર દંભરૂપી પર્વતને વજ્ર સમાન છે, મિત્રતા રૂપી સમુદ્રને ચંદ્રમા સમાન છે, અને ઉત્કટ મોહરૂપી વંશજાળને દાવાગ્નિ સમાન છે. ૧૨.

**ટીકાર્થ**—હે ભવ્ય પ્રાણીઓ ! આ અધ્યાત્મશાસ્ત્ર કપટરૂપી પર્વત એટલે શિલાસમૂહનો નાશ કરવામાં વજ્ર સમાન છે. તથા સર્વ જીવોપરના મૈત્રીભાવરૂપી સમુદ્રના તરંગોની વૃદ્ધિ કરવામાં ચંદ્ર સમાન છે. અર્થાત્ નિર્દંભપણાથી (નિષ્કપટપણાથી) મિત્રતારૂપ સાગર વૃદ્ધિ પામે જ છે. તથા અત્યંત ઉત્કટ એટલે દુર્ભેદ્ય એવા મોહ એટલે મિથ્યાત્વ, કષાય અને વેદાદિકના ઉદયના પરિણામરૂપ વંશજાળને-વાંસના સમૂહને ભસ્મ કરવામાં દાવાનળ સમાન છે; કેમકે અધ્યાત્મજ્ઞાન મોહનો નાશ કરે છે. ૧૨.

અધ્યાત્મશાસ્ત્રના સુરાજ્યમાં સર્વત્ર સમતા રહેલી છે, તે દેખાડે છે.-

**अध्वा धर्मस्य सुस्थः स्यात् पापचौरः पलायते ।**
**अध्यात्मशास्त्रसौराज्ये न स्यात् कश्चिदुपप्लवः ॥ १३ ॥**

**મૂલાર્થ**—અધ્યાત્મશાસ્ત્રરૂપી સુરાજ્યને વિષે ધર્મનો માર્ગ સુગમ હોય છે, પાપરૂપી ચોર પલાયન કરી જાય છે, અને કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ થતો નથી. ૧૩.

**ટીકાર્થ**—અધ્યાત્મશાસ્ત્રરૂપી સારા રાજ્યને વિષે એટલે અધ્યાત્મસહિત વ્રતાદિકનું પાલન કરવાને વિષે અર્થાત્ ન્યાયવાન એવા અધ્યાત્મશાસ્ત્રને મુખ્ય કરવાથી મોક્ષસાધક રત્નત્રયી રૂપ ધર્મનો માર્ગ સુખે સંચરવા લાયક થાય છે, એટલે સુખેથી ગમન કરવા લાયક થાય છે. તથા પાપ એટલે રૌદ્રધ્યાન અને અસૂયાદિક અશુભ કર્મ તદ્રૂપ ચોર પલાયન કરી જાય છે-નાસી જાય છે, કેમકે અધ્યાત્મીઓ પ્રાયે પાપ-

કર્મ કરતા જ નથી. તથા કોઈ પણ જાતનો ઉપપ્લવ એટલે ધર્મને બાધ કરનાર દંભાદિકનો ઉપદ્રવ થતો નથી. અર્થાત્ અધ્યાત્મીઓ ધર્મને બાધા કરે તેવું કાર્ય કરતા જ નથી. ૧૩.

અધ્યાત્મશાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત થવાથી કષાય અને વિષયાદિકથી ઉત્પન્ન થતા કલેશો પણ હોતા નથી, તે બતાવે છે.—

**येषामध्यात्मशास्त्रार्थतत्त्वं परिणतं हृदि ।**
**कषायविषयावेशक्लेशस्तेषां न कर्हिचित् ॥ १४ ॥**

**મૂલાર્થ**—જેમના હૃદયમાં અધ્યાત્મશાસ્ત્રના અર્થનું તત્ત્વ પરિણમ્યું છે, તેમને કદાપિ કષાય અને વિષયોના આવેશનો કલેશ થતો જ નથી. ૧૪.

**ટીકાર્થ**—અધ્યાત્મશાસ્ત્રનો અર્થ—ભાવાર્થ એટલે જીવને તજવા યોગ્ય કષાયનો ત્યાગ, યોગનું ગ્રહણ અને લેશ્યાદિકનું જાણપણું વિગેરે હેયજ્ઞેયાદિ વિભાગના બોધનું સ્વરૂપ-તદ્રૂપ અર્થનું તત્ત્વ એટલે પરમાર્થ જ્ઞાન જે ભવ્ય જીવોના મનને વિષે પરિણમ્યું છે એટલે મોહાદિકની વિધુરતાના ત્યાગે કરીને ઐક્યતાને પામ્યું છે, તે ઉત્તમ પુરૂષોને ક્રોધાદિક કષાયો અને શબ્દાદિક વિષયોના આવેશે કરીને એટલે વારંવાર ઉદય આવવાવડે કરીને થતી પરાધીનતા કદાપિ થતી નથી, કેમકે તેઓ મન અને ઇન્દ્રિયોને પોતાના કબજામાં રાખે છે. ૧૪.

અધ્યાત્મના જ્ઞાન રહિત પુરૂષો કામદેવની વિટંબણાને પામે છે, તે કહે છે.—

**निर्दयः कामचंडालः पंडितानपि पीडयेत् ।**
**यदि नाध्यात्मशास्त्रार्थबोधयोधकृपा भवेत् ॥ १५ ॥**

**મૂલાર્થ**—જો અધ્યાત્મશાસ્ત્રના અર્થજ્ઞાનરૂપી સુભટની કૃપા ન હોય તો નિર્દય એવો કામરૂપી ચંડાળ પંડિતોને પણ પીડા કરી શકે છે. ૧૫.

**ટીકાર્થ**—અધ્યાત્મશાસ્ત્રના અર્થનો બોધ એટલે જ્ઞાન અથવા વિવેક, તેરૂપી યોધાની—શરણે આવેલાનું રક્ષણ કરવામાં સમર્થ એવા સુભટની કૃપા-પ્રસન્નતા જો ન થઈ હોય, તો નિર્દય-કરૂણા રહિત ( કામદેવ પ્રાયે પુત્રાદિક સર્વનો ઘાત કરનાર હોવાથી નિર્દય જ છે. ) એવો કામચંડાળ એટલે વેદના ઉદયથી ઉત્પન્ન થતા વિકારોરૂપી ચંડાળ, પંડિતોને પણ-વેદ, વ્યાકરણ, ન્યાયાદિક શાસ્ત્રના ભણેલાઓને પણ પીડે છે, તો પછી બીજાઓને પીડે તેમાં તો શું કહેવું ? અહીં કામદેવને અતિક્રોધી ક્રૂર અને નીચગામી હોવાથી ચંડાળની ઉપમા આપી છે. ૧૫.

અધ્યાત્મના બળથી તૃષ્ણાનો જય સુખે થઈ શકે છે, તે બતાવે છે.-

**विषवल्लीसमां तृष्णां वर्धमानां मनोवने ।**
**अध्यात्मशास्त्रदात्रेण च्छिन्दन्ति परमर्षयः ॥ १६ ॥**

**મૂલાર્થ**—પરમઋષિઓ મનરૂપી વનને વિષે વૃદ્ધિ પામતી વિષલતાના જેવી તૃષ્ણાને અધ્યાત્મશાસ્ત્રરૂપી દાત્ર (દાતરડાં)વડે કાપી નાખે છે. ૧૬.

**ટીકાર્થ**—પ્રાણનો વિયોગ કરે તેને વિષ કહીએ, તેની લતા સમાન તૃષ્ણા છે. તે ઘણાં મરણો ઉત્પન્ન કરનાર હોવાથી તેને વિષલતાની સમાનતા યોગ્ય છે. મનરૂપી વનમાં એટલે ગંભીર, વિસ્તીર્ણ અને દુર્લંઘ્ય હોવાથી મનરૂપી અરણ્યમાં વૃદ્ધિ પામતી એવી તે તૃષ્ણારૂપી વિષલતાને પરમ ઋષિઓ-ઉત્તમ મુનીશ્વરો અધ્યાત્મશાસ્ત્રરૂપી તૃણ છેદનાર શસ્ત્ર (દાતરડાં)વડે છેદી નાંખે છે, કેમકે અધ્યાત્મશાસ્ત્ર તૃષ્ણાના (સર્વ) દોષને દેખાડનાર છે. ૧૬.

હવે અધ્યાત્મશાસ્ત્રની કલિયુગમાં દુર્લભતા દેખાડે છે.

**वने वेश्म धनं दौःस्थ्ये तेजो ध्वान्ते जलं मरौ ।**
**दुरापमाप्यते धन्यैः कलावध्यात्मवाङ्मयम् ॥ १७ ॥**

**મૂલાર્થ**—વનને વિષે ઘરની જેમ, દારિદ્ર્યને વિષે ધનની જેમ, અંધકારને વિષે તેજ (પ્રકાશ)ની જેમ અને મરૂદેશને વિષે જળની જેમ આ કલિયુગને વિષે અધ્યાત્મશાસ્ત્ર દુર્લભ છે. છતાં પણ તેને ભાગ્યવંત પુરૂષો કલિયુગમાં પણ પામે છે. ૧૭.

**ટીકાર્થ**—જીવોને અતિ કલેશકારક હોવાથી આ પાંચમો આરો, તે જ કલિયુગ સમજવો. તેમાં અધ્યાત્મને પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર દુઃખે કરીને પામી શકાય તેમ છે, તો પણ તેને ભાગ્યવંત પુરૂષો પામે છે. કોની જેમ? તે બતાવે છે. નિર્જન અરણ્યમાં ઘરની જેમ, દરિદ્રપણામાં ધનના ભંડારની જેમ, અન્ધકારમાં પ્રકાશની જેમ અને મરૂદેશમાં જળની જેમ. અર્થાત્ જેમ આ બધી દુર્લભ વસ્તુઓ ભાગ્યવશથી તેવે સ્થાનકે ને તેવી સ્થિતિમાં મળી આવે છે, તેમ અધ્યાત્મશાસ્ત્ર પણ ભાગ્યને યોગે આ કલિયુગમાં પણ ભાગ્યશાળીને મળી આવે છે. ૧૭.

અધ્યાત્મના જ્ઞાન વિના બીજાં શાસ્ત્રોનું પઠનાદિક માત્ર કષ્ટરૂપી ફળને જ દેનારૂં થાય છે. તે બતાવે છે.—

वेदान्यशास्त्रवित् क्लेशं रसमध्यात्मशास्त्रवित् ।
भाग्यभृद्भोगमाप्नोति वहते चन्दनं खरः ॥ १८ ॥

**મૂલાર્થ**—વેદ વિગેરે અન્ય શાસ્ત્રોને ભણનાર પુરૂષ માત્ર કલેશને જ અનુભવે છે, તેના રસને તો અધ્યાત્મશાસ્ત્રને જાણનાર પુરૂષ જ અનુભવે છે. જેમ ગર્દભ તો ચન્દનના ભારનેજ માત્ર વહન કરે છે, પણ તેના સુગંધરૂપી ભોગને ભાગ્યવાન પુરૂષ પામે છે. ૧૮.

**ટીકાર્થ**—ઋગ્વેદાદિક વેદો અને સાંખ્ય, મીમાંસાદિક બીજાં શાસ્ત્રો, તેને જાણનાર પુરૂષ તે તે શાસ્ત્રના અધ્યયનાદિકથી ઉત્પન્ન થયેલા માત્ર કલેશને—ખેદને જ પામે છે. અર્થાત્ અધ્યાત્મશાસ્ત્રથી વ્યતિરિક્ત બીજાં વેદ તથા સાંખ્ય મીમાંસાદિક શાસ્ત્રોને જાણનાર પુરૂષ તો માત્ર કલેશને જ અનુભવે છે, પણ તે (શાસ્ત્ર)ના રસના આસ્વાદને અનુભવતો નથી; પણ અધ્યાત્મશાસ્ત્રને જાણનાર પુરૂષ તો તેમાં કહેલા હેય પદાર્થના ત્યાગવડે અને ઉપાદેય પદાર્થના સ્વીકારવડે યથાસ્થિત વસ્તુ સ્વરૂપને જાણવાથી સ્વર્ગ અને મોક્ષના ફળભૂત પરમાનંદ રસને પામે છે, અથવા અનુભવે છે. દૃષ્ટાંત કહે છે. ખર ( ગધેડો ) મલયાચળમાં ઉત્પન્ન થયેલા ચંદનનાં કાષ્ઠને પોતાની પીઠપર વહન કરે છે, પણ તેની સુગંધના સ્વાદને લઈ શકતો નથી; અને ભાગ્યવાન પુરૂષ તો તેના સુગંધાદિકથી ઉત્પન્ન થયેલા આસ્વાદને લઈ શકે છે–મેળવે છે. ૧૮.

અધ્યાત્મશાસ્ત્રને જાણનાર પુરૂષ સહજ વસ્તુનું સ્વરૂપ બતાવી શકે છે, તે કહે છે.—

भुजास्फालनहस्तास्यविकाराभिनयाः परे ।
अध्यात्मशास्त्रविज्ञास्तु वदन्त्यविकृतेक्षणाः ॥ १९ ॥

**મૂલાર્થ**—બીજાઓ ( સાંખ્યાદિકો ) ભુજાના આસ્ફાલન અને હસ્ત તથા મુખના વિકારનો અભિનય કરીને બોલે છે અને અધ્યાત્મશાસ્ત્રના જાણનારાઓ તો નેત્રના પણ વિકાર રહિત બોલે છે. ૧૯.

**ટીકાર્થ**—બીજાઓ એટલે સાંખ્યાદિક શાસ્ત્રના જાણનારાઓ બાહુદંડનું આસ્ફાલન એટલે આમતેમ ચળાવવું અને હસ્ત તથા મુખના વિકાર એટલે સ્વાભાવિકરૂપને બીજે પ્રકારે બતાવવારૂપ અભિનયો એટલે દૃષ્ટ પદાર્થના આકારને જણાવનારી શરીરની ચેષ્ટાઓ, તેને કરનારા હોય છે. તેમ કરવાથી પણ તેમનું વચન શ્રોતાના ચિત્તમાં રસ ઉત્પન્ન કરતું નથી, પરંતુ અધ્યાત્મશાસ્ત્રને જાણનારાઓ તો જેમનાં નેત્ર પણ વિકારને–વિરૂપતાને પામ્યાં નથી તેવી રીતે એટલે પોતાના સ્વા-

ભાવિકરૂપમાં જ રહ્યા છતા બોલે છે, તો પણ તેમનું વચન શ્રોતાના ચિત્તમાં પરમાનંદ રસને ઉત્પન્ન કરે છે. ૧૯.

અધ્યાત્મશાસ્ત્રમાં પ્રવેશ કરવાથી ગુણરૂપી રત્નોની પ્રાપ્તિ થાય છે. તે બતાવે છે.—

**अध्यात्मशास्त्रहेमाद्रिमथितादागमोदधेः ।**
**भूयांसि गुणरत्नानि प्राप्यन्ते विबुधैर्न किम् ॥ २० ॥**

**મૂલાર્થ**—અધ્યાત્મશાસ્ત્રરૂપી હેમાદ્રિપર્વતવડે મથન કરેલા આગમરૂપી સમુદ્રમાંથી શું પંડિતોએ ઘણાં ગુણરત્નોને પ્રાપ્ત નથી કર્યાં? અર્થાત્ પ્રાપ્ત કર્યાં છે જ. ૨૦.

**ટીકાર્થ**—અધ્યાત્મશાસ્ત્રરૂપી હેમાદ્રિ એટલે મેરૂપર્વતવડે મથન કરેલા—વલોવેલા સિદ્ધાન્તરૂપી સમુદ્રમાંથી સમ્યગ્દર્શનાદિક અથવા નિઃસ્પૃહત્વાદિક ઘણાં ગુણરત્નોને ( ગુણજાતિને વિષે સમ્યગ્દર્શનાદિકનું પ્રધાનપણું હોવાથી રત્ન જેવાં રત્નોને ) મોટા પંડિત પુરૂષોએ શું નથી પ્રાપ્ત કર્યાં? પ્રાપ્ત કર્યાં છે જ. ૨૦.

અધ્યાત્મશાસ્ત્રનો રસ અવધિ રહિત છે તે બતાવે છે.—

**रसो भोगावधिः कामे सद्भक्ष्ये भोजनावधिः ।**
**अध्यात्मशास्त्रसेवायामसौ निरवधिः पुनः ॥ २१ ॥**

**મૂલાર્થ**—મૈથુનને વિષે ભોગના અવધિ સુધી રસ રહેલો છે, તથા ઉત્તમ ભોજનને વિષે ભોજન કર્યાં સુધી રસ રહેલો છે; પરંતુ અધ્યાત્મશાસ્ત્રની સેવામાં જે રસ છે તે રસ તો અવધિ વિનાનો છે. ૨૧.

**ટીકાર્થ**—કામને વિષે-મૈથુન સેવાને વિષે રસ-સુખ, પ્રીતિ વિગેરેવડે મનનો આનંદ તે ભોગાવધિ એટલે મૈથુનસેવા કરે ત્યાંસુધી જ હોય છે. તથા મોદક, પાયસ વિગેરે ઉત્તમ મિષ્ટાન્નને વિષે જમવાપર્યંત ( જમે તેટલીવાર જ ) રસ રહે છે. પરંતુ અધ્યાત્મશાસ્ત્રનું સેવન એટલે ભણવું, વિચારવું, અને પુનઃપુનઃ સ્મરણ કરવું એથી ઉત્પન્ન થયેલો સહજાનંદરૂપી રસ તો અવધિ વિનાનો એટલે કાળના નિયમ ( અવધિ ) રહિત રહે છે. અર્થાત્ મિથ્યાત્વાદિકનો ક્ષય કરીને કેવળજ્ઞાન આપનાર હોવાથી સાદિ અનંત ભાંગે હોય છે. ૨૧.

અધ્યાત્મશાસ્ત્રના દૃષ્ટિશોધકત્વ ગુણને કહે છે.—

**कुतर्कग्रन्थसर्वस्वगर्वज्वरविकारिणी ।**
**एति दृग् निर्मलीभावमध्यात्मग्रन्थभेषजात् ॥ २२ ॥**

**મૂલાર્થ**—કુતર્કગ્રન્થના સર્વસ્વે કરીને ઉત્પન્ન થયેલા ગર્વરૂપી જ્વ-

રથી વિકારવાળી થયેલી દૃષ્ટિ અધ્યાત્મગ્રન્થરૂપી ઔષધથી નિર્મળપણાને પામે છે-શુદ્ધ થાય છે. ૨૨.

ટીકાર્થ—કુ-કુત્સિત એટલે દોષપણાએ કરીને દુષ્ટ એવા તર્ક એટલે શ્રુત, ન્યાય અથવા વિચાર જેને વિષે છે એવા ગ્રન્થોનું સર્વસ્વ એટલે સર્વ અર્થના અભ્યાસથી ઉત્પન્ન થયેલા બોધની પ્રાપ્તિરૂપ ધન, તેણે કરીને ઉત્પન્ન થયેલા ગર્વ ( વિદ્યામદ )રૂપી જ્વર ( દૃષ્ટિને સંતાપ કરનાર રોગ )વડે કરીને વિકારવાળી એટલે ઘેઘૂર થયેલી દૃષ્ટિ અધ્યાત્મશાસ્ત્રમાં કહેલા ભાવરૂપી અંજન આંજવાથી ( તેનો અભ્યાસ કરવાથી ) નિર્મળપણાને—નિર્વિકારપણાને પામે છે, કેમકે તે શાસ્ત્ર મદનો નાશ કરનાર છે. ૨૨.

અધ્યાત્મના બોધ વિના શાસ્ત્રજ્ઞાન પણ સંસારને વધારનાર છે, તે બતાવે છે.—

**धनिनां पुत्रदारादि यथा संसारवृद्धये ।**
**तथा पांडित्यदृप्तानां शास्त्रमध्यात्मवर्जितम् ॥ २३ ॥**

**મૂલાર્થ**—જેમ ધનિકોને પુત્ર, સ્ત્રી વિગેરે સંસારની વૃદ્ધિ માટે છે, તેમ પંડિતાઈથી ગર્વિષ્ઠ થયેલાને પણ અધ્યાત્મ રહિત એવું શાસ્ત્ર સંસારની વૃદ્ધિ માટે જ છે. ૨૩.

ટીકાર્થ—ધનવાનને—ગૃહીને જેમ મમત્વાદિકે કરીને પુત્ર અને સ્ત્રી વિગેરે તથા આદિ શબ્દે કરીને ધન અને ચતુષ્પદાદિક પરિગ્રહ જન્મમરણાદિક આપવાવડે કરીને ચાર ગતિમાં પરિભ્રમણ કરવારૂપ સંસારની વૃદ્ધિને માટે થાય છે, તેમ પંડિતાઇથી ગર્વિષ્ઠ થયેલાને અધ્યાત્મશાસ્ત્રના બોધથી રહિત એવાં ઘણાં શાસ્ત્રોનું અધ્યયન પણ સંસારની વૃદ્ધિ માટે જ થાય છે. ૨૩.

હવે ( અધ્યાત્મશાસ્ત્રના માહાત્મ્યનો ) ઉપસંહાર કરે છે.—

**अध्येतव्यं तदध्यात्मशास्त्रं भाव्यं पुनः पुनः ।**
**अनुष्ठेयस्तदर्थश्च देयो योग्यस्य कस्यचित् ॥ २४ ॥**

**મૂલાર્થ**—તે કારણ માટે ( મુમુક્ષુએ ) અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કરવો, વારંવાર તે સંબંધી વિચાર કરવો, તેમાં કહેલા અર્થોનું અનુષ્ઠાન કરવું, અને કોઈ પણ યોગ્ય પ્રાણીને તેનો અર્થ આપવો-શીખવવો. ૨૪.

ટીકાર્થ—તેથી કરીને એટલે પૂર્વે કહેલા હેતુઓને લઈને-જાણીને અધ્યાત્મશાસ્ત્રનો મુમુક્ષુએ અભ્યાસ કરવો, તેમાં કહેલા ભાવોનો વારં-

વાર વિચાર કરવો, તેમાં કહેલા વિધિવ્યવહારનું આચરણ કરવું, અને તે વિધિ કોઈ યોગ્ય પ્રાણીને આપવો–કહેવો અર્થાત્ બતાવવો. ૨૪.

॥ इत्यध्यात्मसारमाहात्म्याधिकारः ॥ १ ॥

આ પ્રમાણે અધ્યાત્મશાસ્ત્રનું માહાત્મ્ય સાંભળીને તે શાસ્ત્રના જિજ્ઞાસુ શિષ્યે નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો.—

**भगवन् किं तदध्यात्मं यदित्थमुपवर्ण्यते ।**
**शृणु वत्स यथाशास्त्रं वर्णयामि पुरस्तव ॥ २५ ॥**

**મૂલાર્થ**—હે ભગવન્! તે અધ્યાત્મ શી ચીજ છે કે જેનું આપ આ પ્રમાણે વર્ણન કરો છો? ગુરૂ કહે છે—હે વત્સ! સાંભળ, હું તારી પાસે શાસ્ત્ર પ્રમાણે તેનું વર્ણન કરૂં છું. ૨૫.

**ટીકાર્થ**—“ ભગવાન્ એટલે જ્ઞાન વૈરાગ્યાદિક ઐશ્વર્યવાન્ એવા હે પૂજ્ય! આપે પૂર્વે જેનું વર્ણન કર્યું તે અધ્યાત્મ શું કોઈ પદાર્થ છે? કે કોઈ ભાવ છે? કે કોઈ ક્રિયા છે? અને તે કેવા પ્રકારનું છે? કે જે અધ્યાત્મનું આપ આ પ્રકારે હમણાં જ આશ્ચર્યકારક વર્ણન કરો છો?” આ પ્રમાણે શિષ્યના પ્રશ્નને સાંભળીને ગુરૂ જવાબ આપે છે કે–“ હે વત્સ–શિષ્ય! તું સાવધાન થઈને સાંભળ, તારી પાસે શાસ્ત્રની મર્યાદાને ઉલ્લંઘન કર્યા વિના એટલે સિદ્ધાન્તને અનુસારે વિસ્તારથી હું તેનું સ્વરૂપ બતાવું છું.” ૨૫.

પ્રતિજ્ઞા કરેલા વચનને જ કહે છે.—

**गतमोहाधिकाराणामात्मानमधिकृत्य या ।**
**प्रवर्तते क्रिया शुद्धा तदध्यात्मं जगुर्जिनाः ॥ २६ ॥**

**મૂલાર્થ**—મોહનીય કર્મના સામર્થ્યથી રહિત થયેલા મનુષ્યોની આત્માને આશ્રીને જે શુદ્ધ ક્રિયા પ્રવર્તે છે, તેને તીર્થંકરો અધ્યાત્મ કહે છે. ૨૬.

**ટીકાર્થ**—જેમનું મોહનીયકર્મથી ઉત્પન્ન થયેલા પરિણામરૂપ મિથ્યાત્વ સામર્થ્ય નિવૃત્ત થયું છે, અર્થાત્ સમ્યક્ત્વાદિકની પ્રાપ્તિથી મોહનીયકર્મથી ઉત્પન્ન થયેલા પરિણામનું સામર્થ્ય એટલે ભોગાશંસા, સ્પૃહાદિક મોહ અથવા યથેચ્છ પ્રવૃત્તિ અથવા અજ્ઞાન જેઓનું મંદ થયું છે એવા પુરૂષોની આત્માના સહજ સ્વરૂપની પ્રાપ્તિનો આશ્રય કરીને શુદ્ધ–નિર્દોષ એટલે સર્વજ્ઞના વચનને અનુસરતી મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય ભાવનાપૂર્વક જે ક્રિયા એટલે વ્રત નિયમનું પાલન,

દેવગુરૂનું વંદન, આવશ્યક, તપસ્યા અને દાનાદિક કર્મ પ્રવર્તે છે એટલે તેવા ભવ્ય પુરૂષે તેવી ક્રિયા પ્રકર્ષે કરીને જ્ઞાનપૂર્વક કરાતી જોવામાં આવે છે, તેને જ એટલે આત્મશુદ્ધિને અનુસરતા પૂર્વોક્ત ક્રિયાજ્ઞાનરૂપ શુભ પરિણામને જ જિનેશ્વરો અધ્યાત્મ કહે છે. ૨૬.

તે અધ્યાત્મની જ સ્પષ્ટતા કરે છે—

**सामायिकं यथा सर्वचारित्रेष्वनुवृत्तिमत् ।**
**अध्यात्मं सर्वयोगेषु तथाऽनुगतमिष्यते ॥ २७ ॥**

**મૂલાર્થ**—જેમ સર્વ ચારિત્રોને વિષે સામાયિકની અનુવૃત્તિ છે, તેમ સર્વ યોગોને વિષે અધ્યાત્મની અનુવૃત્તિ ઇચ્છાય છે. ૨૭.

**ટીકાર્થ**—હે વત્સ ! જેમ સામાયિક નામનું ચારિત્ર સર્વ ચારિત્રોને વિષે એટલે છેદોપસ્થાપનીય, પરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મ સંપરાય અને યથાખ્યાત નામના ચારિત્રોને વિષે અનુવૃત્તિમાન—યુક્ત છે. અર્થાત્ સામાયિક વિના સર્વ ચારિત્રો અચારિત્ર છે, તે જ પ્રકારે અધ્યાત્મ એટલે પૂર્વોક્ત શુદ્ધ પરિણામના પ્રકારવાળું અન્તઃકરણ સર્વ યોગોને વિષે એટલે મોક્ષસાધક જ્ઞાન ક્રિયાના સર્વ વ્યાપારોને વિષે અનુગત-સંયુક્ત એવું જ તીર્થંકરાદિકો ઇચ્છે છે. તે અધ્યાત્મ વિના કોઈ પણ ધર્મક્રિયા મોક્ષસાધક થતી નથી. ૨૭.

પૂર્વોક્તનું જ સ્પષ્ટીકરણ કરે છે.—

**अपुनर्बन्धकाद्यावद्गुणस्थानं चतुर्दशम् ।**
**क्रमशुद्धिमती तावत् क्रियाध्यात्ममयी मता ॥ २८ ॥**

**મૂલાર્થ**—અપુનર્બંધકનામના ચોથા ગુણસ્થાનકથી આરંભીને ચૌદમા ગુણસ્થાનક સુધી અનુક્રમે શુદ્ધિવાળી જે ક્રિયા પ્રવર્તે છે, તે ક્રિયા અધ્યાત્મમયી જ માનેલી છે. ૨૮.

**ટીકાર્થ**—જે ( પ્રાણી ) ફરીથી તીવ્ર પરિણામવડે પાપકર્મ ન બાંધે તે અપુનર્બંધક કહેવાય છે, મિથ્યાત્વ અને અનંતાનુબંધી કષાયના ઉદયના અભાવને લીધે તીવ્ર પાપકર્મનો પરિણામ ન હોવાથી ચોથું ગુણસ્થાનક અપુનર્બંધક કહેવાય છે. તે વિષે કહ્યું છે કે—" જે ( પ્રાણી ) પ્રાયે તીવ્ર પરિણામ ન કરે, ઘોર સંસારને બહુ ન માને અને સર્વત્ર ઉચિત સ્થિતિનું સેવન કરે તે અપુનર્બંધક કહેવાય છે." આ પ્રમાણેના લક્ષણવાળા ચોથા ગુણસ્થાનકથી આરંભીને અયોગીકેવળી નામના ચૌદમા ગુણસ્થાનક સુધી ભવ્ય મુમુક્ષુ જીવોએ કરાતી જે ક્રમશુદ્ધિવાળી ક્રિયા પ્રવર્તે છે. એટલે જેમ જેમ કષાયની હાનિ થાય તેમ તેમ શુભ, શુભ-

તર અને શુભતમ પરિણામે કરીને, જ્ઞાનની વિમળતાએ કરીને, વિધિ- (ક્રિયા)ને બહુ માનવાવડે કરીને અને ઉત્તરોત્તર ગુણસ્થાનકના આરોહણે કરીને ક્રમે ક્રમે વિશેષ શુદ્ધતાવાળી—ઉજ્જવળ એટલે વધતા શુભ પરિણામના ઉત્કર્ષવાળી જે ક્રિયા પ્રવર્તે છે, તે સર્વ ક્રિયા અધ્યાત્મમયી-અધ્યાત્મરૂપ જિનેશ્વરોએ માનેલી—કહેલી છે, કેમકે તે સર્વ ક્રિયા અધ્યાત્મરૂપ જ છે. ૨૮

અધ્યાત્મક્રિયાની પ્રતિપક્ષી ક્રિયાનું સ્વરૂપ કહે છે.—

**आहारोपधिपूजर्द्धिगौरवप्रतिबन्धतः ।**
**भवाभिनन्दी यां कुर्यात् क्रियां साऽध्यात्मवैरिणी ॥२९॥**

**મૂલાર્થ**—આહાર, ઉપધિ, પૂજા, ઋદ્ધિ અને ગૌરવતાના પ્રતિબંધથી (પામવાના નિશ્ચયથી) ભવાભિનંદી પ્રાણી જે ક્રિયા કરે છે, તે ક્રિયા અધ્યાત્મની વૈરિણી-શત્રુરૂપ છે. ૨૯.

**ટીકાર્થ**—આહાર-રસવાળા ભોજનની પ્રાપ્તિની ઈચ્છા, ઉપધિ-સારાં વસ્ત્રપાત્રાદિકનો લાભ, પૂજા—ભક્તિ અને બહુમાનસહિત ભક્તજનોએ કરેલો સત્કાર, ઋદ્ધિ—શિષ્યાદિકનો પરિવાર અથવા વૈક્રિય, અને તેજો લેશ્યાદિક લબ્ધિની પ્રાપ્તિ તથા ગૌરવ—પોતાના ઉત્કર્ષ અને બીજાના અપકર્ષરૂપ માહાત્મ્યની વૃદ્ધિની ઇચ્છારૂપ અભિમાન-આટલાને પામવાના નિશ્ચયથી, ભવાભિનંદી એટલે સાંસારિક-વિષયથી ઉત્પન્ન થયેલા સુખની પ્રશંસા કરનાર અર્થાત્ સંસારમાં પ્રીતિવાળો પ્રાણી તપસ્યા અને વ્રતપાલનાદિક જે ક્રિયા-અનુષ્ઠાન કરે છે, તે સર્વ ક્રિયા સંસારની વૃદ્ધિનું કારણ હોવાથી આત્મસ્વરૂપની શુદ્ધિના કારણરૂપ અધ્યાત્મની વૈરિણી-વિનાશકારિણી જાણવી. ૨૯.

ભવાભિનંદીનું લક્ષણ કહે છે.—

**क्षुद्रो लोभरतिर्दीनो मत्सरी भयवान् शठः ।**
**अज्ञो भवाभिनन्दी स्यात् निष्फलारंभसंगतः ॥ ३० ॥**

**મૂલાર્થ**—ક્ષુદ્ર (તુચ્છ), લોભને વિષે પ્રીતિવાળો, દીન, મત્સરવાન, ભયવાન, શઠ (માયાવી), અજ્ઞાની અને નિષ્ફળ આરંભમાં પ્રવૃત્ત થયેલો એવો પ્રાણી ભવાભિનંદી જાણવો. ૩૦

**ટીકાર્થ**—ક્ષુદ્ર-તુચ્છ સ્વભાવવાળો એટલે થોડા લાભને માટે મોટી હાનિને કરનારો, લોભરતિ—નહિં પ્રાપ્ત થયેલા ધન અને વિષયાદિકને પામવાને વિષે તથા પરધન અને પરસ્ત્રીનું હરણ કરવાને વિષે પ્રીતિ-

વાળો, દીન-પરનું સુખ જોઈને દુઃખી અથવા દીનતાવાળો, મત્સરી-પરની સંપત્તિને નહીં સહન કરનારો, ભયવાન—તપસ્યાદિક કરવામાં શરીરની દુર્બલતા અને કષ્ટાદિકથી ભય પામનાર, શઠ-માયાવી, અજ્ઞ-જીવ, અજીવ વિગેરે તત્ત્વને નહીં જાણનારો તથા શ્રદ્ધા રહિત, અને નિષ્ફળ-નિષ્પ્રયોજન એવા આરંભનેવિષે—અયોગ્ય કાર્ય કરવામાં અથવા જીવહિંસાદિક કાર્યને વિષે નિઃશંકપણાથી પ્રવૃત્ત થયેલો-આવા લક્ષણવાળો પ્રાણી ભવાભિનંદી કહેવાય છે. તેણે કરેલી ક્રિયા શુભ પરિણામના અભાવને લીધે અધ્યાત્મ વૈરિણી જાણવી. ૩૦.

ભવાભિનંદીના પ્રતિપક્ષને કહે છે.—

**शान्तो दान्तः सदा गुप्तो मोक्षार्थी विश्ववत्सलः ।**
**निर्दंभां यां क्रियां कुर्यात् साऽध्यात्मगुणवृद्धये ॥ ३१ ॥**

**મૂલાર્થ**—શાન્ત, દાન્ત, નિરંતર ગુપ્ત, મોક્ષનો અર્થી અને જગતને વત્સલ એવો મનુષ્ય જે નિર્દંભ ક્રિયાને કરે છે, તે (ક્રિયા) અધ્યાત્મગુણની વૃદ્ધિને માટે થાય છે. ૩૧.

**ટીકાર્થ**—કષાયના ઉદયને રોકવાથી શાંતવૃત્તિવાળો, મન અને ઈન્દ્રિયોનું દમન કરનારો, નિરંતર મન, વચન અને કાયાની અશુભ પ્રવૃત્તિનું નિવારણ કરવાથી ગુપ્ત થયેલો, સકલ કર્મના ક્ષયથી આત્મસ્વરૂપને વિષે રહેવારૂપ મોક્ષની ઇચ્છાવાળો, તથા ત્રણ જગતના જંતુઓનું હિત કરનારો-આવા પ્રકારના ગુણવાળો મનુષ્ય આહાર વ્યવહારની શુદ્ધિવડે આવશ્યકાદિક જે ક્રિયાનુષ્ઠાનને માયાપ્રપંચ રહિત કરે છે, અર્થાત્ નિષ્કામ ક્રિયાને કરે છે, તે સર્વ ક્રિયા અધ્યાત્મરૂપ નિઃસ્પૃહતાદિક ગુણોની વૃદ્ધિને માટે થાય છે. ૩૧.

પૂર્વ શ્લોકમાં કહેલા મનુષ્યની જ ક્રિયા ઉત્તરોત્તર લાભદાયી થાય છે; તે અગીયાર પ્રકારની ગુણશ્રેણીવડે કરીને ત્રણ શ્લોકે કહે છે.

**अत एव जनः पृच्छोत्पन्नसंज्ञः पिपृच्छिषुः ।**
**साधुपार्श्वे जिगमिषुर्धर्मं पृच्छन् क्रियास्थितः ॥ ३२ ॥**
**प्रतिपित्सुः सृजन् पूर्वं प्रतिपन्नश्च दर्शनम् ।**
**श्राद्धो यतिश्च त्रिविधोऽनन्तांशक्षपकस्तथा ॥ ३३ ॥**
**दृग्मोहक्षपको मोहशमकः शान्तमोहकः ।**
**क्षपकः क्षीणमोहश्च जिनोऽयोगी च केवली ॥ ३४ ॥**

**મૂલાર્થ**—એજ કારણ માટે ભવ્ય પ્રાણી પ્રશ્ન કરવાને માટે

ઉત્પન્ન થયેલી બુદ્ધિવાળો, પ્રશ્ન કરવાને ઇચ્છતો, સાધુ પાસે જવાની ઇચ્છાવાળો, ધર્મને પૂછતો, ક્રિયામાં રહેલો, ધર્મ પામવાને ઈચ્છતો, તથા પૂર્વે પામેલા દર્શનને સ્રજતો-સંપાદન કરતો ( આ સમ્યકત્વ નામની પ્રથમ ગુણ શ્રેણી ), શ્રાદ્ધ ( બીજી શ્રેણી ), યતિ ( ત્રીજી શ્રેણી ), તથા ત્રણ પ્રકારનો અનંતાંશક્ષપક ( ચોથી શ્રેણી ), દર્શન મોહનીયનો ક્ષપક પાંચમી શ્રેણી ), મોહશમક ૬, શાન્તમોહ ૭, ક્ષપક ૮, ક્ષીણમોહ ૯, જિન ( સયોગીકેવલી ) ૧૦, અને અયોગીકેવલી ૧૧ થાય છે. ( આ પ્રમાણે અગીયાર ગુણ શ્રેણી જાણવી. ) ૩૨-૩૩-૩૪.

**ટીકાર્થ**—નિર્દંભ ક્રિયા અધ્યાત્મગુણની વૃદ્ધિ માટે થાય છે એમ કહ્યું એ હેતુમાટે ભવ્ય પ્રાણી પ્રથમ 'ધર્મરૂપી વસ્તુ કેવી હશે?' એમ પ્રશ્ન કરવાની બુદ્ધિવાળો થાય છે. આવો પ્રાણી બીજા કે જેઓને પ્રશ્ન કરવાની બુદ્ધિ ઉત્પન્ન થઈ નથી, તેઓથી અસંખ્યગુણ નિર્જરાને પામે છે. એજ પ્રમાણે પૂર્વપૂર્વના કરતાં ઉત્તરોત્તર ગુણવાળો અસંખ્ય-ગુણ નિર્જરાને પામે છે એવો સંબંધ સર્વત્ર લેવો. તથા પ્રશ્ન કરવાની ઇચ્છાવાળો-ધર્મના સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળો, તે પણ પૂર્વના કરતાં અસંખ્ય ગુણ નિર્જરા પામે છે. સાધુની પાસે જવાને ઇચ્છતો, તે પણ અસંખ્યગુણ નિર્જરા પામે છે. તથા ધર્મને પૂછતો-ધર્મનું સ્વરૂપ, તેના ભેદ અને લક્ષણ વિગેરેને પૂછતો, તથા પૂછેલા ધર્મનો નિશ્ચય કરવારૂપ ક્રિયામાં રહેલો, તે પણ અસંખ્યગુણ નિર્જરાને પામે છે. ધર્મ પામવાને-ધર્મનો સ્વીકાર કરવાને ઇચ્છતો, તે પણ પૂર્વના કરતાં અસંખ્યગુણ નિર્જરા પામે છે. એ પ્રાણી પૂર્વે-અતીત કાળે જે સમ્યકત્વને પામ્યો હતો તે સમ્યકત્વને શ્રદ્ધા અને આદરપૂર્વક તથા શંકાદિક રહિતપણે ફરીને નિર્મળતાયુક્ત સંપાદન કરતો-મેળવતો, પૂર્વની અપેક્ષાએ અસંખ્યગુણ નિર્જરાને પામે છે. આ સમ્યકત્વનામની પ્રથમ ગુણશ્રેણી જાણવી. ત્યારપછી શ્રાદ્ધ-દેશવિરતિને પામેલો પ્રાણી, એ બીજી શ્રેણી, પછી યતિ-સર્વવિરતિને પામેલો, તે ત્રીજી શ્રેણી, આ ત્રણે શ્રેણીઓ ઔપશમિક અને ક્ષાયોપશમિક ભાવને આશ્રીને કહી છે. ત્યારપછી અવિરત, દેશવિરત અને સર્વવિરત એ ત્રણે પ્રકારમાં વર્તતો અનંતાંશ એટલે અનંતાનુબંધી ક્રોધાદિક ચારે કષાયનો ક્ષપક-સત્તામાંથી જ નાશ કરનારો, એ ચોથી શ્રેણી જાણવી. ( આ શ્રેણી અનંતાનુબંધી ક્ષપણરૂપ ક્ષાયિક ભાવને આશ્રીને જાણવી. ) પછી દૃષ્ટિમોહનો ક્ષપક-મોહનીય કર્મના મિથ્યાત્વ, મિશ્ર અને સમ્ય-કત્વ એ ત્રણે પુંજનો ક્ષપક એટલે તેનો સત્તામાંથી જ વિયોગ કરનારો, એ પાંચમી ગુણશ્રેણી છે. આ બે ( ચોથી-પાંચમી ) ગુ-

ણુશ્રેણીઓ શ્રેણીપર આરૂઢ નહીં થયેલાને માટે જાણવી. મોહશમક બાર કષાય અને નવ નોકષાયરૂપ ચારિત્ર મોહનીયનો ઉપશમ કરનાર એટલે ઉદયના નિરોધને કરનાર નવમા અને દશમા ગુણુસ્થાનકે રહેનારો, એ છઠ્ઠી ગુણુશ્રેણી જાણુવી. શાંતમોહ–જેણે સમગ્ર ચારિત્ર મોહનીય કર્મને શાંત કર્યું છે એટલે ઉદયનો અભાવ પમાડ્યો છે એવો અગીયારમા ગુણુસ્થાનકે રહેલો, તે સાતમી ગુણુશ્રેણી જાણુવી. તથા ક્ષપક–ચારિત્ર મોહનીયની સત્તાનો ક્ષય કરનાર નવમા અને દશમા ગુણુસ્થાનકે રહેલો, તે આઠમી ગુણુશ્રેણી તથા ક્ષીણુમોહ–ચારિત્ર મોહનીય કર્મનો જેણે સત્તામાંથીજ વિનાશ કર્યો છે એવો બારમા ગુણુસ્થાનકે વર્તનારો, તે નવમી ગુણુશ્રેણી. તથા જિન એટલે રાગાદિકને જીતનાર સયોગીકેવલી, (તેરમે ગુણુસ્થાનકે વર્તનાર) તે દશમી ગુણુશ્રેણી જાણુવી. તથા અયોગી કેવલી—જેણે સકલ શુભાશુભ મન, વચન અને કાયાના વ્યાપાર રોકયા છે એવો ચૌદમા ગુણુસ્થાનકે રહેલો (સિદ્ધ) થાય છે. એ અગ્યારમી ગુણુ શ્રેણી જાણુવી. ૩૨–૩૩–૩૪.

પૂર્વોક્ત અગ્યાર ગુણુશ્રેણીઓનું ફલિતાર્થ કહે છે.

**यथाक्रममम्मी प्रोक्ता असंख्यगुणनिर्जराः ।**
**यतितव्यमतोऽध्यात्मवृद्धये कलयापि हि ॥ ३५ ॥**

**મૂલાર્થ**—આ સમ્યકત્વ વિગેરે અગ્યાર પ્રકારો અનુક્રમે અસંખ્યગુણુ નિર્જરાવાળા કહેલા છે, તેથી તેના અભ્યાસે કરીને પણુ અધ્યાત્મની વૃદ્ધિને માટે પ્રયત્ન કરવો. ૩૫.

**ટીકાર્થ**—અનુક્રમે–પૂર્વોક્ત પરિપાટીને અનુસરીને આ સમ્યગ્દષ્ટ્યાદિક ગુણો પૂર્વ પૂર્વ કરતાં ઉત્તરઉત્તર અસંખ્ય છે ગુણાકાર જેનો એવી નિર્જરાવાળા—કર્મની પરિશાટના કરવાવાળા તીર્થંકરાદિકે કહેલા છે. તે કારણુ માટે નિશ્ચે કરીને અધ્યાત્મની વૃદ્ધિને માટે—જેમ આત્મશુદ્ધિની વૃદ્ધિ થાય તેમ વારંવાર તેવા અભ્યાસમાં પ્રવૃત્તિ કરીને પણુ યત્ન કરવો. અહીં એ તાત્પર્ય છે કે—કદિ શુદ્ધ ભાવની પ્રાપ્તિ ન થઈ હોય તો પણુ જ્ઞાન અને ક્રિયાની શુદ્ધિને માટે નિર્મળતા અને માધ્યસ્થ્યાદિકે કરીને આવશ્યક, પ્રત્યુપેક્ષણુ, અધ્યયન, અધ્યાપન તથા ભાવનાદિકને વિષે પ્રવૃત્તિ કરવી. ૩૫.

પૂર્વોક્ત અર્થનું જ સમર્થન કરે છે.

**ज्ञानं शुद्धं क्रिया शुद्धेत्यंशौ द्वाविह संगतौ ।**
**चक्रे महारथस्येव पक्षाविव पतत्रिणः ॥ ३६ ॥**

**મૂલાર્થ**—મહારથના બે ચક્રની જેમ તથા પક્ષીની બે પાંખોની જેમ શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ક્રિયા એ બે અંશો મળેલા જ છે. ૩૬.

**ટીકાર્થ**—શુદ્ધ—સંશય વિપર્યાસ, અનધ્યવસાય અને જિનવચનથી વિરૂદ્ધ પ્રરૂપણા ઇત્યાદિ દોષ રહિત એવું જ્ઞાન-બોધની પરિણતિ તથા શુદ્ધ—નિયાણું, આશંસા, અન્યનો અપકર્ષ અને નિંદાદિક દોષ રહિત એવી ક્રિયા—સાધુ તથા શ્રાવકનો સમગ્ર સામાચારી વ્યવહાર; એ બન્ને અંશો—અવયવો આ અધ્યાત્મ સ્વરૂપને વિષે નિરંતર સંયુક્ત-એકાત્મપણાને પામેલા છે. અર્થાત્ જૂદા નથી. કેમકે તે બન્નેમાંથી એક ન હોય તો બીજાનો પણ અભાવ જાણવો. અને સંપૂર્ણ અંગ ન હોવાથી તે અધ્યાત્મ પણ કહેવાય નહીં. કેમકે જિનશાસનને વિષે કેવળ એકલા જ્ઞાનથી અથવા એકલી ક્રિયાથી મોક્ષ થવાનું કહ્યું નથી. અને આત્માનો આશ્રય નહીં હોવાથી જે મોક્ષસાધક નથી, તે અધ્યાત્મ પણ નથી, તેથી જ્ઞાન અને ક્રિયા એ બન્નેથી યુક્ત જ અધ્યાત્મ કહેવાય છે. આ અર્થ દૃષ્ટાન્તથી સિદ્ધ કરે છે.—મહા—યુદ્ધાદિક ક્રિયામાં સમર્થ એવા રથના બે ચક્રની જેમ. અર્થાત્ જેમ મહારથ બન્ને ચક્રથી યુક્ત હોય, તો જ તે ઇચ્છિત સ્થાનની પ્રાપ્તિ વિગેરે કાર્યનો સાધક થઈ શકે છે. પણ એક ચક્રથી કાર્ય સાધી શકતો નથી. તથા પક્ષીની બે પાંખોની જેમ. એટલે જેમ પક્ષી બે પાંખોએ યુક્ત હોય, તો જ આકાશમાં ગતિ વિગેરે કરવારૂપ ક્રિયા કરી શકે છે, તેજ પ્રકારે શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ક્રિયાએ કરીને યુક્ત એવું જ અધ્યાત્મ મોક્ષસાધક થાય છે. ૩૬.

હવે પાંચ શ્લોકે કરીને નિશ્ચય અને વ્યવહાર નયવડે અધ્યાત્મની યોજના બતાવે છે.—

**तत्पञ्चमगुणस्थानादारभ्यैवैतदिच्छति ।**
**निश्चयो व्यवहारस्तु पूर्वमप्युपचारतः ॥ ३७ ॥**

**મૂલાર્થ**—નિશ્ચય નય પાંચમા ગુણસ્થાનકથી આરંભીને આ અધ્યાત્મને ઇચ્છે છે (માને છે) અને વ્યવહાર નય તો તેથી પૂર્વે પણ ઉપચારથી ( અધ્યાત્મ ) માને છે. ૩૭.

**ટીકાર્થ**—શબ્દાદિક નિશ્ચય નય તે પૂર્વે કહેલા અધ્યાત્મને શુદ્ધ જ્ઞાન ક્રિયારૂપ હોવાથી પાંચમા ગુણસ્થાનકથી આરંભીને જ ઈચ્છે છે. એટલે તેથી પૂર્વે ગુણસ્થાનકને વિષે ઇચ્છતો નથી. કેમકે તે પાંચમે ગુણસ્થાનકે જ શુદ્ધ જ્ઞાન શુદ્ધ પ્રત્યાખ્યાન ક્રિયાથી યુક્ત હોય છે. અને તે

બન્નેની ઐકયતા એ જ અધ્યાત્મ છે. પરંતુ નૈગમાદિક વ્યવહાર નય તો ઉપચારથી એટલે કર્મરૂપ વ્યાધિના ઔષધરૂપ ચૈત્યવંદનાદિક ક્રિયા દેખવામાં આવે છે તેથી, પહેલાં પણ એટલે ચતુર્થાદિક ગુણસ્થાનકને વિષે પણ અધ્યાત્મ માને છે. ખરેખરો પક્ષ તો એ છે કે—શુદ્ધ એટલે આશંસાદિક દોષરહિત પ્રત્યાખ્યાનરૂપ અથવા અપ્રત્યાખ્યાનરૂપ ક્રિયાએ કરીને યુક્ત એવું શુદ્ધ જ્ઞાન જ અધ્યાત્મ છે. કેમકે તે શુદ્ધ જ્ઞાનક્રિયા આત્માને જ આશ્રીને પ્રવર્તે છે માટે. અને અશુદ્ધ જ્ઞાનક્રિયાનો કરનાર જો કદાચ કદાગ્રહ રહિત અને ધર્મપ્રિય હોય તો તેને અધ્યાત્મ અભ્યાસે પ્રાપ્ત થાય છે. અર્થાત્ તે અધ્યાત્મની સમીપે આવ્યો છે એમ જાણવું. અન્યથા એટલે કદાગ્રહરહિત અને ધર્મપ્રિય ન હોય તો તો અધ્યાત્મ છે જ નહીં એમ જાણવું. ૩૭.

અહીં કોઈને શંકા થાય કે—અવિરતિવાળા ચોથા ગુણસ્થાનકે કયા ન્યાયે કરીને તમે અધ્યાત્મ ઇચ્છો છો ? તેનો ઉત્તર આપે છે.—

**चतुर्थेऽपि गुणस्थाने शुश्रूषाद्या क्रियोचिता ।**
**अप्राप्तस्वर्णभूषाणां रजताभूषणं यथा ॥ ३८ ॥**

**મૂલાર્થ**—ચોથા ગુણસ્થાનકને વિષે પણ ઉચિત એવી શુશ્રૂષાદિ ક્રિયા રહેલી જ છે. જેમ જેને સુવર્ણનાં આભૂષણો પ્રાપ્ત ન થયાં હોય, તેને રૂપાનાં આભૂષણો પણ અલંકાર જ છે તેમ. ૩૮.

**ટીકાર્થ**—સત્ જ્ઞાનાદિક ગુણોના સ્થાનરૂપ ચોથા ગુણસ્થાનકને વિષે પણ ઉચિત—અવિરત સમ્યગ્દષ્ટિને યોગ્ય એવી શુશ્રૂષાદિક—દેવ-ગુરૂની સેવા અથવા ધર્મશ્રવણની ઇચ્છા વિગેરે—વિનય, વૈયાવચ્ચ, દાન, તથા પ્રસાદ અને પ્રતિમાનું નિર્માપણ ઇત્યાદિ રૂપ ક્રિયા—કરણી રહેલી છે જ. તેથીકરીને ચોથા ગુણસ્થાનકે પણ અધ્યાત્મ સિદ્ધ થાય છે. કેમકે ત્યાં પણ જ્ઞાન અને ક્રિયા સંભવે છે. અહીં દૃષ્ટાંત આપે છે કે—જેમ જેને સુવર્ણનાં આભૂષણો પ્રાપ્ત થયાં ન હોય તેવા પુરૂષોને રૂપાના અલંકારો પણ ભૂષણરૂપ થાય છે; તેમ જેને રૂડી પ્રત્યાખ્યાનની ક્રિયા પ્રાપ્ત ન થઈ હોય તેને શુશ્રૂષાદિક ઉચિત ક્રિયા પણ અધ્યાત્મરૂપ થાય છે, એમ જાણવું. ૩૮.

જૈન માર્ગમાં પ્રવેશને નહીં પામેલા કોઈક અપુનર્બંધકને દ્રવ્ય-અધ્યાત્મ ભાવઅધ્યાત્મનું કારણ થાય છે, તે બતાવે છે.—

**अपुनर्बन्धकस्यापि या क्रिया शमसंयुता ।**
**चित्रा दर्शनभेदेन धर्मविघ्नक्षयाय सा ॥ ३९ ॥**

**મૂલાર્થ**—અપુનર્બંધકને પણ જે શમયુક્ત ક્રિયા દર્શનના-મતોના ભેદે કરીને નાના પ્રકારની જોવામાં આવે છે, તે પણ ધર્મમાં થતાં વિઘ્નના ક્ષયને માટે થાય છે. ૩૯.

**ટીકાર્થ**—જે ફરીથી તીવ્ર અધ્યવસાયે કરીને પાપકર્મ ન બાંધે તે અપુનર્બંધક કહેવાય છે. આ સ્થળે અપુનરાનુબંધક શબ્દેકરીને ચરમ પુદ્ગલપરાવર્તમાં રહેલો (જેનો સંસાર એક પુદ્ગલપરાવર્ત અવશેષ રહ્યો છે તેવો) માર્ગાનુસારી સંભવે છે, પણ સમ્યગ્દૃષ્ટિ સંભવતો નથી. કેમકે આગળ જે અર્થ કહેવાનો છે, તે સમ્યગ્દૃષ્ટિને ઘટતો નથી, માટે માર્ગાનુસારી જાણવો. તે માર્ગાનુસારીની જે શમવડે-આંતરવૃત્તિના દમનવડે યુક્ત અથવા અન્વય અને વ્યતિરેકના જોવાથી યુક્ત એવી ક્રિયા-કરણી સાંખ્ય, બૌદ્ધ અને કણાદાદિક મતના ભેદે કરીને-ક્રિયા-વ્યવહારની ભિન્નતાએ કરીને અનેકપ્રકારે-પંચાગ્નિ વિગેરે નાનાપ્રકારની અનેક ધર્માર્થીઓએ કરાતી જોવામાં આવે છે, તે ક્રિયા પણ મોક્ષને સાધવાવાળા પ્રાણીઓને સમ્યકત્વપ્રાપ્તિરૂપ ધર્મમાં વિઘ્ન કરનાર એવા ક્લિષ્ટ રાગાદિકનો ક્ષય કરનાર થાય છે. માટે આ ક્રિયા પણ ભાવી-અધ્યાત્મનું કારણ થાય છે. ૩૯.

અહીં કોઈ શંકા કરે કે—તેવી અશુદ્ધ ક્રિયા સર્વજ્ઞે ઉપદેશ કરેલી નહીં હોવાથી વ્યભિચારી (દૂષિત) છે, માટે તે ધર્મના વિઘ્નનો ક્ષય-કરનારી કેમ થઈ શકે? તેનો ઉત્તર આપે છે.—

**अशुद्धापि हि शुद्धायाः क्रियाहेतुः सदाशयात् ।**
**ताम्रं रसानुवेधेन स्वर्णत्वमधिगच्छति ॥ ४० ॥**

**મૂલાર્થ**—અશુદ્ધ ક્રિયા પણ સારા આશય (પરિણામ)થી શુદ્ધ ક્રિયાનો હેતુ થાય છે. કેમકે ત્રાંબું પારદાદિક રસના અનુવેધેકરીને સુવર્ણ-પણાને પામે છે-સુવર્ણ બની જાય છે. ૪૦.

**ટીકાર્થ**—જો કે અશુદ્ધ-સર્વજ્ઞે કહેલી ન હોવાથી સાવદ્ય (દોષ-વાળી) છે તો પણ અપુનર્બંધકે સ્વીકારેલી ક્રિયા મોક્ષના અભિલાષ-રૂપ સારા અધ્યવસાયથી-સારા પરિણામથી કરાયેલી હોય, તો તે સર્વજ્ઞપ્રણીત શુદ્ધ ક્રિયાની પ્રાપ્તિનું કારણ થાય છે. તેપર દૃષ્ટાન્ત આપે છે કે-અશુદ્ધ એવું ત્રાંબું પણ સિદ્ધ પારદરસ વિગેરેના અનુવેધથી એટલે અંદર દાખલ થઈને ત્રાંબામાં રહેલા જળનું શોષણ કરવાથી સુવર્ણપણાને પામે છે. તેજ પ્રમાણે સારા આશયરૂપ રસથી સિંચા-યેલી અશુદ્ધ ક્રિયા પણ શુદ્ધ ક્રિયાનો હેતુ થાય છે. ૪૦.

પૂર્વોક્ત વાત પૂર્વાચાર્યના આચરણથી સિદ્ધ કરી બતાવે છે.

**अतो मार्गप्रवेशाय व्रतं मिथ्यादृशामपि ।**
**द्रव्यसम्यक्त्वमारोप्य ददते धीरबुद्धयः ॥ ४१ ॥**

**મૂલાર્થ**—એ જ કારણથી માર્ગમાં પ્રવેશ કરાવવાને માટે દ્રવ્ય સમકિતનો આરોપ કરીને ધીર બુદ્ધિવાળા મહાત્માઓ મિથ્યાદૃષ્ટિઓને પણ વ્રત ( ચારિત્ર ) આપે છે. ૪૧.

**ટીકાર્થ**—એ જ કારણથી એટલે સારા આશયના સંબંધથી અશુદ્ધ ક્રિયા પણ શુદ્ધ ક્રિયાનું કારણ બને છે, એમ કહ્યું છે. તેથી જિનેશ્વરે કહેલા રત્નત્રયરૂપ માર્ગને વિષે પ્રવેશ કરવાને માટે એટલે શુદ્ધ જ્ઞાન-ક્રિયાના દર્શનની ઇચ્છાવડે હૃદયમાં સ્ફુર્તિ થવા માટે અથવા તેમાં પ્રવૃત્તિ થવા માટે અર્થાત્ મુનિઓએ કરાતો અને કરાવાતો રત્નત્રયનો વ્યવહાર જોઈને તેના પર રૂચિ થવાથી તેનો હૃદયમાં પ્રવેશ થાય તે-માટે દ્રવ્ય સમકિતનો આરોપ કરીને એટલે ગ્રંથીનો ભેદ થયા વિના સુદેવ, સુગુરૂ અને સદ્ધર્મની શ્રદ્ધારૂપ સમકિતનું ઉપદેશદ્વારા આ-રોપણ કરીને—બુદ્ધિવડે ગ્રહણ કરાવીને મિથ્યાદૃષ્ટિઓને પણ એટલે યથાર્થ વસ્તુને ગ્રહણ કરવામાં વિપરીત પરિણામવાળા મિથ્યાત્વીઓને પણ ધીર બુદ્ધિવાળા મહાત્માઓ દીક્ષા આપે છે. આર્યરક્ષિત સૂરિએ પોતાના પિતા સોમદેવ વિગેરે મિથ્યાત્વીને પણ દીક્ષા આપી હતી. તે દૃષ્ટાંત અન્ય ગ્રંથથી જાણી લેવું. ૪૧.

દીક્ષામાં કેવા પ્રકારની યોગ્યતા જોવી તે કહે છે.

**यो बुध्वा भवनैर्गुण्यं धीरः स्याद्व्रतपालने ।**
**स योग्यो भावभेदस्तु दुर्लक्ष्यो नोपयुज्यते ॥ ४२ ॥**

**મૂલાર્થ**—જે પ્રાણી ભવ ( સંસાર)ની નિર્ગુણતા જાણીને વ્રતનું પાલન કરવામાં ધીર હોય, તેને યોગ્ય જાણવો. ભાવ ( પરિણામ )-નો ભેદ દુર્લક્ષ્ય છે, તેથી તે અહીં ઉપયોગી નથી. ૪૨.

**ટીકાર્થ**—જે કોઈ ભવ્ય પ્રાણી ગુરૂના ઉપદેશ શ્રવણાદિકે કરીને સંસારનું નિર્ગુણપણું—સુખાદિક ગુણવડે રહિત હોવાથી નિઃસારપણું જાણીને પ્રાણાતિપાતવિરમણાદિક મહાવ્રતોને પાળવામાં નિશ્ચળ-સમર્થ હોય, તેને દીક્ષા આપવામાં યોગ્ય-ઉચિત જાણવો. પરંતુ ભાવભેદ-ગુણસ્થાનકને યોગ્ય પરિણામનો ભેદ એટલે આને ગ્રંથીછેદ થયો છે કે નહીં એવો પ્રકાર જાણવો અશક્ય છે, માટે તેનો ઉપયોગ કરવો નહીં. કેમકે તે દીક્ષારૂપ ઇષ્ટસાધનમાં અનુકૂળ દેખાતો નથી. ૪૨.

ઉપર કહેલાનો અંગીકાર નહીં કરવામાં દૂષણ આપે છે.—

**नो चेत् भावापरिज्ञानात् सिद्ध्यसिद्धिपराहतेः ।**
**दीक्षादानेन भव्यानां मार्गोच्छेदः प्रसज्यते ॥ ४३ ॥**

**મૂલાર્થ**—જો ( ઉપર કહ્યા પ્રમાણે યોગ્યતાનો અંગીકાર ) ન કરીએ તો ભાવને ન જાણવાથી સિદ્ધિ અને અસિદ્ધિનો નિરાસ (નાશ) થાય અને તેથી ભવ્યજીવોને દીક્ષા અપાય નહીં. અને તેથીકરીને માર્ગનો ઉચ્છેદ–લોપ થાય. ૪૩.

**ટીકાર્થ**—જો પૂર્વે કહેલા ભદ્રાદિક પરિણતિવાળા પ્રાણીનો દીક્ષા આપવાવડે કરીને અંગીકાર ન કરીએ—દીક્ષાનો નિષેધ કરીએ, તો ભાવને ન જાણવાથી—ગુણસ્થાનકને યોગ્ય એવા પરિણામને નહીં જાણવાથી એટલે ભવ્યજીવોને દીક્ષા આપવામાં અનાદર કરવાથી સિદ્ધિ–ચતુર્થાદિક ગુણસ્થાનકનો નિશ્ચય અને અસિદ્ધિ–પ્રથમાદિક ગુણસ્થાનકનો નિશ્ચય એ બન્નેનો નિરાસ–તિરસ્કારનો પ્રતિબંધ અથવા છદ્મસ્થપણાવડે વ્યાઘાત એટલે સ્પષ્ટતાનો અભાવ થાય. અને તેથી બન્નેનો વ્રતદાનમાં નિષેધ થવાથી માર્ગોચ્છેદ–ધર્મમાર્ગનો લોપ (નાશ) પ્રાપ્ત થાય. ૪૩.

પૂર્વોક્ત અર્થને સ્પષ્ટ કરે છે.—

**अशुद्धानादरेऽभ्यासायोगान्नो दर्शनाद्यपि ।**
**सिद्ध्येन्निसर्गजं मुक्त्वा तदप्याभ्यासिकं यतः ॥ ४४ ॥**

**મૂલાર્થ**—અશુદ્ધ (મિથ્યાદૃષ્ટિ )નો અનાદર કરવાથી અભ્યાસની અપ્રાપ્તિને લીધે માત્ર એક સ્વાભાવિક સમકિતને છોડીને બીજાં દર્શનાદિક પણ સિદ્ધ થશે નહીં. કેમકે તે દર્શનાદિક પણ અભ્યાસથી જ પ્રાપ્ત થાય છે. ૪૪.

**ટીકાર્થ**—અશુદ્ધનો–મિથ્યાદૃષ્ટ્યાદિકનો અનાદર કરવાથી–વ્રત આપવામાં ત્યાગ કરવાથી અભ્યાસના અયોગને લીધે—પ્રતિદિન ધર્મક્રિયાઓમાં અપ્રવૃત્તિને લીધે સ્વભાવથી જ–ઉપદેશાદિક વિના જ ઉત્પન્ન થયેલા સમકિતને છોડીને બીજાં દર્શનાદિક–અધિગમ સમકિત, શ્રુતપ્રાપ્તિ વિગેરે પણ સિદ્ધ થશે નહીં. ( અર્થાત્ દેશવિરતિ વિગેરે તો ક્યાંથી જ થઈ શકે ? તે તો બિલકુલ થશે જ નહીં. ) કારણ કે તે અધિગમદર્શનાદિક પણ જીવને અભ્યાસના વશથી જ એટલે અનેક ભવના અભ્યાસના યોગથી જ પ્રાપ્ત થાય છે. ૪૪.

પૂર્વે કહેલા અર્થનું સફળપણું બતાવે છે.—

**शुद्धमार्गानुरागेणाशठानां या तु शुद्धता ।**
**गुणवत्परतंत्राणां सा न क्वापि विहन्यते ॥ ४५ ॥**

**મૂલાર્થ**—શુદ્ધ માર્ગના અનુરાગે કરીને શઠતારહિત અને ગુણવાનને પરાધીન રહેલા એવા મનુષ્યોની જે શુદ્ધતા છે, તે કોઈપણ ઠેકાણે હણાતી નથી. ૪૫.

**ટીકાર્થ**—શુદ્ધ-સર્વજ્ઞે કહેલા મુક્તિમાર્ગને વિષે અનુરાગ (પ્રીતિ) વડે માયારહિત અને ગુણવાનને-બહુશ્રુતને આધીન થયેલા માર્ગાનુસારી પુરૂષોની જે મિથ્યાત્વ તથા કષાયાદિકને મંદ કરવારૂપ શુદ્ધતા-નિર્મળતા છે, તે તો કોઈ પણ દર્શનમાં ( મતમાં ) હણાતી નથી-વિરોધતાને પામતી નથી. તો પછી જિનમતમાં પ્રવૃત્ત થયેલા ધર્મપ્રિય જનોની શુદ્ધતા ન હણાય તેમાં તો શું કહેવું ? ૪૫.

પ્રથમ જ્ઞાન બતાવ્યું હવે ક્રિયાનો વિશેષ બતાવે છે.—

**विषयात्मानुबन्धैर्हि त्रिधा शुद्धं यथोत्तरम् ।**
**ब्रुवते कर्म तत्राद्यं मुक्त्यर्थं पतनाद्यपि ॥ ४६ ॥**

**મૂલાર્થ**—વિષય, આત્મા અને અનુબંધ એ ત્રણવડે કરીને કર્મ ત્રણ પ્રકારનું છે. તેમાં પૂર્વની અપેક્ષાએ ઉત્તરોત્તર ( કર્મ ) શુદ્ધ છે. તેમાં પહેલું વિષયકર્મ પર્વતાદિકથી પડવું તે પણ મુક્તિને માટે છે, એમ તેઓ કહે છે. ૪૬.

**ટીકાર્થ**—વિષય-અગ્નિ પ્રવેશ, જળ પ્રવેશ, અને પર્વતાદિકથી ભૃગુપાતાદિક કરવું તે **વિષય કર્મ.** એ પ્રમાણે કર્મશબ્દનો પ્રત્યેક સાથે સંબંધ કરવો તથા પોતેજ કલ્પેલું—પોતપોતાના મતને અનુસારે લોકસંજ્ઞાએ કરીને મિથ્યા દૃષ્ટિની યમ નિયમાદિ ક્રિયા તે **આત્મકર્મ,** અને આત્મસ્વરૂપને અનુકૂળ શાંત વૃત્તિએ કરીને તત્ત્વને અનુસરતું તપ, શીલ તથા શુભ ધ્યાનાદિક કરવું તે **અનુબંધ કર્મ.** એ ત્રણ પ્રકારનું કર્મ સમગ્ર લોકને વિષે છે. તેમાં શ્લોકમાં કહેલા ક્રમે કરીને પૂર્વ પૂર્વ કરતાં ઉત્તરોત્તર શુદ્ધ છે એટલે દોષની હાનીની અપેક્ષાએ નિર્મળ છે. તેમાં પહેલું વિષય કર્મ એટલે પર્વતાદિકથી ભૃગુપાતાદિક કરવું, તે કર્મ પણ તેના મતવાળા મોક્ષને માટે થાય છે એમ કહે છે. ૪૬.

બીજું કર્મ કહે છે.—

**अज्ञानिनां द्वितीयं तु लोकदृष्ट्या यमादिकम् ।**
**तृतीयं शान्तवृत्त्या तत्तत्त्वसंवेदनानुगम् ॥ ४७ ॥**

**મૂલાર્થ**— બીજું કર્મ લોકદૃષ્ટિએ કરીને યમ, નિયમ વિગેરે છે. તે અજ્ઞાનીઓને હોય છે. અને ત્રીજું કર્મ શાન્તવૃત્તિએ કરીને તત્ત્વજ્ઞાનને અનુસરતું હોય છે. અર્થાત્ તે અનુબંધ કર્મ જ્ઞાનીઓને જ હોય છે. ૪૭.

**ટીકાર્થ**—બીજું એટલે પૂર્વશ્લોકમાં કહેલી સંખ્યાના અનુક્રમે પ્રાપ્ત થયેલું બીજું આત્મકર્મ લોકદૃષ્ટિએ કરીને એટલે કુપ્રવચન અથવા પરિવ્રાજકાદિકના મતવડે કરીને યમાદિક—યમ ( જીવન પર્યંત આત્માને આરંભ થકી નિવૃત્ત કરનાર ), નિયમ, ધ્યાન અને આસન વિગેરે કરવું તે આત્મકર્મ કહેવાય છે. તે કર્મ જ્ઞાનના ફળ (મોક્ષાદિક) વર્જિત અજ્ઞાનવાળાઓને હોય છે. અને ત્રીજું કર્મ તો શાન્ત—વિષય અને કષાયાદિકથી રહિત એવી મન અને ઇંદ્રિયોની વૃત્તિએ કરીને તત્ત્વ—આત્મસ્વરૂપની પ્રાપ્તિરૂપ મોક્ષાદિકના યથાવસ્થિત જ્ઞાનને અનુસરતું એટલે તે જ્ઞાનની અનુકૂળતાએ કરીને ફળવડે સાધ્યમાં ( મોક્ષમાં ) વ્યાપ્તિ થવી તે ત્રીજું અનુબંધ કર્મ કહેવાય છે. ૪૭.

હવે તે ત્રણે કર્મનું ફળ કહે છે.

**आद्यान्नाज्ञानबाहुल्यान्मोक्षबाधकबाधनम् ।**
**सद्भावाशयलेशेनोचितं जन्म परे जगुः ॥ ४८ ॥**

**મૂલાર્થ**—અજ્ઞાનની બહુલતાને લીધે પહેલા કર્મથી મોક્ષના બાધ કરનાર ( રાગાદિક )નો બાધ થતો નથી. અને કેટલાએક એમ કહે છે કે સદ્‌ભાવવાળા પરિણામના લેશે કરીને ( વૈરાગ્યાદિક સદ્‌ભાવનો થોડો પણ પરિણામ હોવાથી ) તે ( પરિણામ )ને યોગ્ય એવો જન્મ પામે છે. ૪૮.

**ટીકાર્થ**—અજ્ઞાન ( કુબોધ )નું અત્યંતપણું હોવાને લીધે પહેલા વિષય કર્મથી સકલ કર્મના ક્ષયરૂપી મોક્ષને બાધ કરનારા-વ્યાઘાત કરનારા રાગાદિકનો બાધ—વિનાશ થતો નથી. પણ સારો એવો જે વૈરાગ્યાદિક ભાવ તેના પરિણામના લેશે કરીને તે આશય ( પરિણામ )ની સદૃશ ( ઉચિત ) જન્મ-વ્યંતરાદિક કે રાજાદિક ભવની પ્રાપ્તિ થાય છે. એમ બીજા કેટલાક આચાર્યો કહે છે. ૪૮.

द्वितीयाद्दोषहानिः स्यात् काचिन्मंडूकचूर्णवत् ।
आत्यन्तिकी तृतीयात्तु गुरुलाघवचिन्तया ॥ ४९ ॥

મૂલાર્થ—બીજા કર્મથી મંડૂકના ચૂર્ણની જેવી કાંઇક દોષની હાની થાય છે, અને ત્રીજા કર્મથી તો ગુરૂલાઘવની ચિંતાએ કરીને અત્યંત દોષની હાની થાય છે. ૪૯.

ટીકાર્થ—બીજા આત્મકર્મથી મંડૂક ( દેડકા )ના શરીરના સૂક્ષ્મ ચૂર્ણની જેમ રાગાદિક દોષની હાની થાય છે, એટલે જેમ મંડૂકના ચૂર્ણમાંથી પાછાં ઘણાં દેડકાઓ ઉત્પન્ન થાય છે, તેમ આ કર્મથી પણ રાગાદિકની હાનીવડે ઉપાર્જન કરેલા પાપાનુબંધિ પુણ્યે કરીને પ્રથમ તો મહર્દ્ધિકપણું પામે છે, પરંતુ પછીથી અભિમાનાદિકે કરીને તેને ઘણી દોષવૃદ્ધિ થાય છે. અને ત્રીજા અનુબંધ કર્મ થકી તો ગુરૂલાઘવની ચિંતાએ કરીને એટલે કે 'જે પ્રકારે ગુણની વૃદ્ધિરૂપ ગૌરવ અને દોષની હાનીરૂપ લાઘવ થાય તે પ્રકારે હું કરૂં' એવા વિચારે કરીને અનુષ્ઠાન કરવાથી આત્યંતિકી-સત્તા વિનાની ( છતાપણાથી જ રહિત-નિર્મૂળ ) દોષની હાની થાય છે, જે પ્રવૃત્તિમાં ગુણની વૃદ્ધિ અધિક થાય અને દોષ તો કદાચિત અને અલ્પ થાય તેવી પ્રવૃત્તિમાં પ્રવર્તે પણ તેથી ઉલટી પ્રવૃત્તિમાં પ્રવર્તે નહીં તે ગુરૂલાઘવ ચિંતાએ કરીને પ્રવર્ત્યો કહેવાય છે. ૪૯.

ત્રીજા કર્મ થકી કેવળ દોષની હાની થાય એટલું જ નહીં, પણ માર્ગબીજને પણ આરોપણ કરે છે ( વાવે છે ), તે કહે છે.—

अपि स्वरूपतः शुद्धा क्रिया तस्माद्विशुद्धिकृत् ।
मौनीन्द्रव्यवहारेण मार्गबीजं दृढादरात् ॥ ५० ॥

મૂલાર્થ—જિનેન્દ્રના વ્યવહારે કરીને પ્રવર્તતા મનુષ્યની સ્વરૂપથી જ શુદ્ધ એવી ક્રિયા વિશુદ્ધિ કરનાર હોય છે, તેથી ક્રિયામાં અતિ આદર ( બહુમાન )ને લીધે માર્ગબીજ ( સમ્યકત્વ ) પ્રાપ્ત થાય છે.

ટીકાર્થ—મુનીન્દ્રે-જિનેશ્વરે રચેલો અથવા જિનેશ્વરનો કહેલો જે વ્યવહાર એટલે મોક્ષસાધક ક્રિયાનો સમાચાર, તેણે કરીને જે પુરૂષ વિશુદ્ધિકરણને માટે પ્રવૃત્ત થાય તે પુરૂષની સ્વરૂપથી જ-સ્વભાવથી જ એટલે ક્રિયાનો આકાર જોવાથી જ નિર્મળ-નિર્દોષ અને સર્વ જીવોને સુખકારક એવી જે ક્રિયા પ્રાપ્ત થાય છે તે ક્રિયા આત્માની વિશુદ્ધિને કરનારી થાય છે, તેથી કરીને દૃઢ આદરથી-ક્રિયાને વિષે બહુમાન કરવાથી રત્નત્રયરૂપ માર્ગના બીજને-સમકિતના લાભને પામે છે. ૫૦.

હવે જેઓ દ્રવ્યદીક્ષાની અવગણના કરે છે તેમને શિક્ષા આપે છે. અથવા પૂર્વોક્ત અર્થને જ દૃઢ કરે છે.—

**गुर्वाज्ञापारतंत्र्येण द्रव्यदीक्षाग्रहादपि ।**
**वीर्योल्लासक्रमात्प्राप्ता बहवः परमं पदम् ॥ ५१ ॥**

**મૂલાર્થ**—ગુરૂની આજ્ઞાને આધીન રહેવાથી ( રહીને ) દ્રવ્યદીક્ષાને ગ્રહણ કરવાથી પણ ઘણા ભવ્ય જીવો વીર્યની વૃદ્ધિના ક્રમથી મોક્ષપદ પામ્યા છે. ૫૧.

**ટીકાર્થ**—ગુરૂ એટલે શ્રુતવૃદ્ધોની આજ્ઞાના પરતંત્રપણા-( વશવર્તિપણા ) એ કરીને દ્રવ્ય એટલે છઠ્ઠા ગુણસ્થાનકના પરિણામને ન પામ્યા છતાં દીક્ષા લેવાથી-રજોહરણાદિ સાધુવેષને ધારણ કરવાથી પણ ક્રિયાને વિષે અંતઃકરણમાં રહેલી રૂચિરૂપ વીર્યના-પરાક્રમના ઉલ્લાસ ( વૃદ્ધિ )ના ક્રમથી ઉત્તરોત્તર શુદ્ધિ પ્રાપ્ત થવાને લીધે ઘણા ભવ્ય જીવો પરમ પદ-અતિ ઉત્કૃષ્ટ આનંદમય મોક્ષપદને પામ્યા છે, તથા મહાવિદેહાદિકને વિષે મોક્ષ પામે છે અને પામશે. ૫૧.

હવે બે શ્લોકવડે પ્રકરણનો ઉપસંહાર કરે છે.

**अध्यात्माभ्यासकालेऽपि क्रिया काप्येवमस्ति हि ।**
**शुभौघसंज्ञानुगतं ज्ञानमप्यस्ति किंचन ॥ ५२ ॥**

**મૂલાર્થ**—અધ્યાત્મના સમીપ કાળને વિષે પણ કાંઈક ક્રિયા રહેલી છે, તથા શુભ એવી ઓઘ ( સામાન્ય ) સંજ્ઞાને અનુસરતું કાંઈક જ્ઞાન પણ રહેલું હોય છે. ૫૨.

**ટીકાર્થ**—અધ્યાત્મ પ્રાપ્તિના સમીપ કાળને વિષે પણ-એક પુદ્ગલ પરાવર્ત સંસાર અવશેષ રહે તે કાળે પણ એટલે કે જ્યારે જીવનો એક પુદ્ગલ પરાવર્ત પરિમાણ સંસાર અવશેષ રહે ત્યારે જ ચેતના આત્માની સન્મુખ થાય છે. કેમકે અનેક પુદ્ગલ પરાવર્ત સંસાર અવશેષ હોય તો જીવ ચિરકાળ સુધી દુર્ગતિમાં જ રહે છે, તેથી તે સમયે ચેતના આત્માભિમુખ થતી નથી, માટે એક પુદ્ગલ પરાવર્ત સંસાર અવશેષ હોય તે સમયે પ્રિય ભાવે કરીને સુદેવ અને સુગુરૂને નમસ્કારાદિક કરવારૂપ કાંઈક ક્રિયા હોય છે. તથા શુભ ( સુંદર ) એવી ઓઘ સંજ્ઞાને-સામાન્ય રીતે ધર્મના અભિલાષની પરિણતિને યોગ્ય એવું એટલે ઓઘ સંજ્ઞામાં વ્યાપ્ત થયેલું એવું કાંઈક-અંશમાત્ર જ્ઞાન પણ હોય છે. ૫૨.

**अतो ज्ञानक्रियारूपमध्यात्मं व्यवतिष्ठते ।**
**एतत्प्रवर्धमानं स्यान्निर्दंभाचारशालिनाम् ॥ ५३ ॥**

**॥ इत्यध्यात्मस्वरूपाधिकारः ॥ २ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને જ્ઞાન અને ક્રિયા એ બન્નેરૂપ અધ્યાત્મ રહેલું છે ( કહેવાય છે ). તે અધ્યાત્મ નિષ્કપટ આચારવડે શોભતા એવા મહાત્માઓને વૃદ્ધિ પામતું જાય છે. ૫૩.

**ટીકાર્થ**—એથી કરીને-પૂર્વે કહેલા કારણથી જ્ઞાન અને ક્રિયા એ બન્ને રૂપ-જ્ઞાનક્રિયાત્મક અધ્યાત્મ રહેલું છે. એટલે કે હે શિષ્ય! પૂર્વે તેં જે અધ્યાત્મનું સ્વરૂપ પૂછ્યું તે અધ્યાત્મ બીજા વિષયનો ત્યાગ કરીને જ્ઞાન અને ક્રિયાને વિષે રહેલું છે. અને તે અધ્યાત્મ નિષ્કપટ આચારવડે-ધર્મના વ્યવહારવડે શોભતા એવા મહાત્માઓને વૃદ્ધિ પામતું જાય છે. ૫૩.

**। इत्यध्यात्मस्वरूपाधिकारः । २ ।**

દંભ ( કપટ ) રહિત એવા મનુષ્યને અધ્યાત્મની વૃદ્ધિ થાય છે એમ પૂર્વે કહ્યું, તેથી આ અધિકારની સમાપ્તિ પર્યંત દંભથી થતા અનર્થોને બતાવવાપૂર્વક અધ્યાત્મની ઈચ્છાવાળાએ દંભનો ત્યાગ કરવો, તે કહે છે—

**दंभो मुक्तिलतावह्निर्दंभो राहुः क्रियाविधौ ।**
**दौर्भाग्यकारणं दंभो दंभोऽध्यात्मसुखार्गला ॥ ५४ ॥**

**મૂલાર્થ**—દંભ એ મુક્તિરૂપ લતાને દહન કરવામાં અગ્નિસમાન છે, દંભ એ ક્રિયારૂપી ચંદ્રને વિષે રાહુસમાન છે, દંભ એ દુર્ભાગ્યનું કારણ છે, અને દંભ એ અધ્યાત્મસુખની અર્ગલા સમાન છે. ૫૪.

**ટીકાર્થ**—હે સાધુ! તું આ પ્રમાણે અનર્થ કરનાર દંભનો ત્યાગ કર કે જે દંભ-માયાવીપણું એ સકલ કર્મના ક્ષયરૂપ મુક્તિલતા-સર્વસુખરૂપ ફળને આપનાર કલ્પલતાને દહન કરવામાં અગ્નિરૂપ છે, તથા ધર્મ-કર્મરૂપી ચંદ્રનેવિષે મલિનતાનું કારણ હોવાથી રાહુરૂપ છે, તથા દુર્ભાગ્યનું કારણ-સાધનરૂપ છે. એટલે કે દંભી માણસ સર્વને દુર્ભાગ્યની જેમ અનિષ્ટ લાગે છે, તથા દંભ એ અધ્યાત્મના સુખનો નિરોધ કરવામાં અર્ગલારૂપ છે. અહીં શ્લોકમાં વારંવાર દંભ શબ્દનું ગ્રહણ કર્યું છે, તે દંભની અતિ દુષ્ટતા જણાવવા માટે ગ્રહણ કર્યું છે. તે વિષે કહ્યું છે કે-" માયાવી પુરૂષ જો કે કાંઇ પણ અપરાધ

કરતો નથી તોપણ પોતાના જ દોષથી હણાયો છતો સર્પની જેમ અવિશ્વાસ્ય ( વિશ્વાસને અયોગ્ય ) થાય છે.” ૫૪.

**दंभो ज्ञानाद्रिदंभोलिर्दंभः कामानले हविः ।**
**व्यसनानां सुहृद्दंभो दंभश्चौरो व्रतश्रियः ॥ ५५ ॥**

**મૂલાર્થ**—દંભ એ જ્ઞાનરૂપી પર્વતને વજ્રરૂપ છે, દંભ એ કામદેવરૂપી અગ્નિને વિષે હવિ ( ઘી )રૂપ છે, દંભ એ દુઃખોનો મિત્ર છે, અને દંભ એ વ્રતરૂપી લક્ષ્મીનો ચોર છે. ૫૫.

**ટીકાર્થ**—દંભ-માયાવીપણું એ જ્ઞાનરૂપી પર્વતનો વિનાશ કરવામાં વજ્રરૂપ છે. જ્ઞાનવાળો માણસ અતિ દૂર રહેલી વસ્તુને પણ જોઈ શકે છે તેથી જ્ઞાનને પર્વતની ઉપમા યોગ્ય છે, અને દંભ જ્ઞાનના ઉદયનો નિવારક હોવાથી તેને વજ્રની ઉપમા આપી છે. તથા દંભ એ કામદેવરૂપી અગ્નિને વધારવામાં ઘૃતસમાન છે. કામદેવ મહા સંતાપકારક હોવાથી અગ્નિરૂપ છે, અને તેને વૃદ્ધિ પમાડનાર હોવાથી દંભને ઘૃતરૂપ કહ્યો છે. તથા દંભ એ સર્વ કષ્ટોને આશ્રય આપનાર હોવાથી તેમના મિત્રસમાન છે. દંભ સર્વ કષ્ટની ઉત્પત્તિનું કારણ હોવાથી તેના મિત્રરૂપ છે. તથા દંભ મહાવ્રતાદિરૂપ લક્ષ્મીનો ચોર છે. વ્રતની શોભાને હરણ કરવામાં સમર્થ હોવાથી દંભને ચોરની ઉપમા આપી છે. આ શ્લોકમાં પણ વારંવાર દંભનું ગ્રહણ કર્યું છે તેનું કારણ પૂર્વની જેમ સમજવું. ૫૫.

**दंभेन व्रतमास्थाय यो वाञ्छति परं पदम् ।**
**लोहनावं समारुह्य सोऽब्धेः पारं यियासति ॥ ५६ ॥**

**મૂલાર્થ**—જે માણસ દંભવડે દીક્ષા ગ્રહણ કરીને પરમ પદ-( મોક્ષ )ની વાંછા કરે છે, તે લોઢાના વહાણમાં બેસીને સમુદ્રનો પાર પામવા ઇચ્છે છે. ૫૬.

**ટીકાર્થ**—દંભવડે એટલે પોતાના કોઈપણ પ્રકારના દોષનું આચ્છાદન કરવાના સ્વભાવવાળા દંભવડે ઉદર પોષણાદિકને માટે દીક્ષાનો સ્વીકાર કરીને જે કોઈ માણસ મોક્ષપદની વાંછા-મોક્ષપદ પામવાની ઇચ્છા કરે છે, તે મૂર્ખ લોઢાના વહાણમાં બેસીને સમુદ્રના સામે કાંઠે જવાની ઇચ્છા કરે છે. અર્થાત્ જેમ લોઢાના નાવમાં આરૂઢ થયેલાને સમુદ્રના તીરની પ્રાપ્તિનો અસંભવ છે, તેમ દંભવડે વ્રત ગ્રહણ કરવાથી પણ ભવસાગરના પારની પ્રાપ્તિનો અસંભવ છે. ૫૬.

किं व्रतेन तपोभिर्वा दंभश्चेन्न निराकृतः ।
किमादर्शेन किं दीपैर्यद्यान्ध्यं न दृशोर्गतम् ॥ ५७ ॥

**મૂલાર્થ**—જો દંભનો ત્યાગ કર્યો ન હોય તો વ્રતવડે અથવા તપસ્યાવડે કરીને પણ શું ફળ? કાંઈ પણ નહીં. જો દૃષ્ટિની અંધતાનો નાશ થયો ન હોય તો આદર્શ (કાચ) વડે અથવા દીવાવડે કરીને પણ શું ફળ? કાંઈ જ નહીં. ૫૭.

**ટીકાર્થ**—જો કદાચ દંભનું નિરાકરણ કર્યું નથી એટલે હૃદયરૂપ ઘરમાંથી દંભને કાઢી મૂકયો નથી, તો પછી વ્રતવડે-દીક્ષાદિકનું પાલન કરવાવડે પણ શું-કયો ગુણ પ્રાપ્ત થાય? કોઈ પણ ગુણ પ્રાપ્ત ન થાય. અથવા તો ચતુર્થ, ષષ્ઠ અને અષ્ટમાદિક તપસ્યાએ કરીને પણ શું પ્રાપ્ત થાય? કાંઈ જ પ્રાપ્ત ન થાય. અહીં દૃષ્ટાંત કહે છે—જો નેત્રની અંધતા-અદર્શનપણું નષ્ટ થયું ન હોય, તો આદર્શવડે—દર્પણવડે અથવા દીવાવડે શું ફળ? કાંઈ જ નહીં. ૫૭.

केशलोचधराशय्याभिक्षाब्रह्मव्रतादिकम् ।
दंभेन दूष्यते सर्वं त्रासेनेव महामणिः ॥ ५८ ॥

**મૂલાર્થ**—કેશનો લોચ, પૃથ્વીપર શયન, ભિક્ષા (ગોચરી) તથા બ્રહ્મચર્યાદિક વ્રતો તે સર્વે ત્રાસે કરીને મહામણિની જેમ દંભે કરીને દૂષણ પામે છે. ૫૮.

**ટીકાર્થ**—કેશનો લોચ, પૃથ્વીપર શયન, ભિક્ષા-કરવું કરાવવું ઈત્યાદિક નવ પ્રકારે શુદ્ધ આહારનું ગ્રહણ, તથા બ્રહ્મચર્યાદિક, આદિ શબ્દથી અપરિગ્રહ અને પરિસહ તથા ઉપસર્ગાદિકનું સહન કરવું, એ સર્વે મોક્ષસાધક ધર્મો દંભવડે-માયાવીપણાવડે દૂષણ પામે છે-નિષ્ફળ થાય છે. અહીં દૃષ્ટાંત આપે છે-રત્નની જાતિમાં કાકપદ વિગેરે રત્નના દોષો ગણાવ્યા છે. તેમાંના ત્રાસ નામના દોષે કરીને અમૂલ્ય રત્નની જેમ અર્થાત્ જેમ ત્રાસે કરીને મહામણિ મૂલ્ય વિનાનો થઈ જાય છે, કાંઈ પણ મૂલ્ય પામતો નથી, એબવાળો ગણાય છે, તેમ દંભે કરીને ક્રિયા પણ કાંઈ ફળ પામતી નથી. ૫૮.

सुत्यजं रसलांपट्यं सुत्यजं देहभूषणम् ।
सुत्यजाः कामभोगाश्च दुस्त्यजं दंभसेवनम् ॥ ५९ ॥

**મૂલાર્થ**—રસની લંપટતા સુત્યજ (સુખે તજી શકાય તેવી) છે, દેહ (શરીર)નાં આભૂષણો સુત્યજ છે, અને કામભોગો પણ સુત્યજ છે; પરંતુ દંભનું સેવન દુસ્ત્યજ (દુઃખે કરીને તજી શકાય તેવું) છે. ૫૯.

**ટીકાર્થ**—હે સાધુ! રસની લંપટતા-સ્વાદિષ્ટ ઘૃત ક્ષીરાદિક રસો ઉપરની આસક્તિ સુત્યજ-સુખે કરીને ( અનાયાસે કરીને ) તજી શકાય તેવી છે, તથા દેહના સ્નાન શૃંગારાદિક અલંકારો સુત્યજ છે, તથા કામભોગો-મનોહર શબ્દાદિક વિષયોના વિલાસો પણ સુત્યજ છે, પરંતુ દંભસેવન-કોઈપણ પ્રકારના સ્વાર્થને લઇને પોતાના દોષનું આચ્છાદન કરવારૂપ દંભનું સેવન દુસ્ત્યજ છે-મહાકષ્ટે તજી શકાય તેવું છે. ૫૯.

તુચ્છ મનુષ્યો પોતાના મનમાં જે ધારીને દંભ કરેછે, તે કહે છે.—

**स्वदोषनिह्नवो लोकः पूजा स्याद्गौरवं तथा ।**
**इयतैव कदर्थ्यन्ते दंभेन बत बालिशाः ॥ ६० ॥**

**મૂલાર્થ**—પોતાના દોષનો નિહ્નવ કરનારા માણસ "( લોકોમાં ) આમ કરવાથી મારી પૂજા અને ગૌરવતા થશે" એમ ધારીને દંભ કરે છે. પરંતુ તે મૂર્ખો તેવા દંભવડેજ કદર્થના પામે છે તે ખેદકારક છે. ૬૦.

**ટીકાર્થ**—અનાચારાદિક પોતાના દોષોનો આત્મપ્રશંસાદિ સ્વાર્થના રક્ષણ માટે અપલાપ કરનારા મનુષ્ય પોતાના મનમાં એમ ધારે છે કે-"દંભવડે તેને ઢાંકવાથી મારી ગુણી તરીકે ખ્યાતિ થશે, અને ભક્તજનો પાત્ર અને આહારાદિકે કરીને મારો સત્કાર કરશે. કેમકે લોકો ગુણવાનની પૂજા ( સત્કાર ) કરે છે. તેથી મારૂં પણ લોકોમાં ગૌરવ થશે અથવા મહાપુરૂષોની પંક્તિમાં મારી પ્રતિષ્ઠા થશે." આટલા જ લાભથી સંતુષ્ટ થયેલા તે મૂર્ખ શિરોમણીઓ તે દંભવડે જ કદર્થના પામે છે અર્થાત્ પોતાના આત્માને ઉલટી વિડંબના પમાડે છે. એમ કરવાથી કાંઈ તેઓ મહાપુરૂષોની પંક્તિમાં ગણાતા નથી એ મહાખેદજનક છે. ૬૦.

દાંભિક જનોને અવ્રતની જ વૃદ્ધિ થાય છે તે કહે છે.—

**असतीनां यथा शीलमशीलस्यैव वृद्धये ।**
**दंभेनाव्रतवृद्ध्यर्थं व्रतं वेषभृतां तथा ॥ ६१ ॥**

**મૂલાર્થ**—જેમ અસતી ( કુલટા ) સ્ત્રીઓનું શીલ અશીલ ( દુષ્ટાચાર )ની જ વૃદ્ધિને માટે થાય છે, તેમ માત્ર વેષધારી સાધુનું વ્રત ( દીક્ષા ) પણ દંભવડે કરીને અવ્રતની વૃદ્ધિ માટે જ થાય છે. ૬૧.

**ટીકાર્થ**—જેમ અસતી સ્ત્રીઓનું શીલ-લોકલજ્જાથી અથવા પરિજનાદિકના ઉપરોધથી મૈથુનરહિતપણું અશીલની જ-તીવ્ર મૈથુનેચ્છાની જ વૃદ્ધિને માટે થાય છે, તે જ પ્રકારે દંભવડે-દોષોના આ-

આચ્છાદન સ્વભાવવડે સાધુલિંગને ધારણ કરનાર મનુષ્યોનું વ્રત-દીક્ષા-પાલન પણ અવ્રતની વૃદ્ધિને માટે-અવિરતિભાવને વધારનાર જ થાય છે. ૬૧.

તેઓની દંભ ઉપરની શ્રદ્ધા અને તેનું પરિણામ બતાવે છે.—

**जानाना अपि दंभस्य स्फुरितं बालिशा जनाः ।**
**तत्रैव धृतविश्वासाः प्रस्खलन्ति पदे पदे ॥ ६२ ॥**

**મૂલાર્થ**—અહો મૂર્ખજનો દંભના વિચેષ્ટિતને જાણતાં છતાં પણ તે દંભ ઉપર જ શ્રદ્ધા રાખીને પગલે પગલે સ્ખલના પામે છે. ૬૨.

**ટીકાર્થ**—અહો! મૂર્ખજનો દંભના-માયાવીપણાના વિચેષ્ટિતને-તેણે વારંવાર આપેલી વિડંબનાને પોતાની બુદ્ધિથી જાણતાં છતાં પણ તેવી જ ખળવૃત્તિમાં વિશ્વાસ ધારણ કરીને એટલે 'દંભમાં જ સુખ છે' એમ ધારીને શ્રદ્ધા રાખતાં છતાં ( દંભ કરવાથી ) પગલે પગલે-સ્થાને સ્થાને સ્ખલના પામે છે—એટલે આ દાંભિક માણસ ધર્મભ્રષ્ટ છે એમ કહીને લોકો તેનો અપમાનાદિકવડે તિરસ્કાર કરે છે. ૬૨.

હવે મોહનો આશ્ચર્યકારક મહિમા કહે છે.—

**अहो मोहस्य माहात्म्यं दीक्षां भागवतीमपि ।**
**दंभेन यद्विलुंपन्ति कज्जलेनेव रूपकम् ॥ ६३ ॥**

**મૂલાર્થ**—અહો! મોહનું કેવું માહાત્મ્ય છે? કે જેથી કાજળ-( મેશ ) વડે ચિત્રની જેમ દંભવડે ભગવંત સંબંધી પ્રાપ્ત થયેલી દીક્ષાને પણ નષ્ટ કરે છે. ૬૩.

**ટીકાર્થ**—અહો! મોહનીય કર્મનો કેવો પ્રભાવ છે? કે જેથી મૂર્ખ લોકો ભગવંત સંબંધી—શ્રીજિનેશ્વરે ઉપદેશેલી પ્રવ્રજ્યાનો પણ તેને અંગીકાર કર્યાં પછી દંભવડે-માયાવીપણાવડે લોપ કરે છે—નષ્ટ કરે છે. કાજળેકરીને-મેશના કૂચાએ ( પીંછીએ ) કરીને ચિત્રને જેમ નષ્ટ કરે તેમ. ૬૩.

**अब्जे हिमं तनौ रोगो वने वह्निर्दिने निशा ।**
**ग्रन्थे मौर्ख्यं कलिः सौख्ये धर्मे दंभ उपप्लवाः ॥ ६४ ॥**

**મૂલાર્થ**—કમળને વિષે હિમ, શરીરને વિષે રોગ, વનને વિષે અગ્નિ, દિવસને વિષે રાત્રી, ગ્રંથને વિષે મૂર્ખતા, સુખને વિષે કલહ અને ધર્મને વિષે દંભ એટલાં વાનાં ઉપદ્રવરૂપ છે. ૬૪.

**ટીકાર્થ**—જેમ કમળને વિષે હિમ-બરફ ઉપદ્રવરૂપ છે, એ પ્રમાણે સર્વત્ર ઉપદ્રવ શબ્દનો સંબંધ જાણવો. જેમ શરીરને વિષે વ્યાધિ, જેમ વનને વિષે-વૃક્ષસમૂહને વિષે અગ્નિ, જેમ દિવસને વિષે રાત્રી, જેમ શાસ્ત્રને વિષે મૂર્ખતા એટલે શાસ્ત્ર ભણ્યા છતાં જડતા તથા જેમ સુખને વિષે કલહ ( કંકાસ ) ઉપદ્રવકારક છે; તેમ ધર્મને વિષે એટલે ધર્મના ફળની પ્રાપ્તિને વિષે દંભ-માયાવીપણું ઉપદ્રવકારક છે—વિનાશના કારણરૂપ છે. ૬૪.

આરંભની પ્રવૃત્તિ કરતાં પણ દંભ ત્યાજ્ય છે, તે કહે છે.—

**अत एव न यो धर्तुं मूलोत्तरगुणानलम् ।**
**युक्ता सुश्राद्धता तस्य न तु दंभेन जीवनम् ॥ ६५ ॥**

**મૂલાર્થ**—એજ કારણ માટે જે સાધુ મૂળ તથા ઉત્તર ગુણોને ધારણ કરવા સમર્થ ન હોય, તેને સત્ શ્રાવકપણું જ યુક્ત છે, પણ દંભવડે જીવવું યુક્ત નથી. ૬૫.

**ટીકાર્થ**—એજ કારણ માટે-દંભવડે ધર્મ ફળીભૂત થતો નથી એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે ( પરમાર્થ છે ) માટે જે મુનિ ધર્મવૃક્ષના મૂળભૂત-સ્કંધભૂત પાંચ મહાવ્રતરૂપ મૂળ ગુણોનું તથા ધર્મવૃક્ષની શાખારૂપ મૂળગુણની વૃદ્ધિ કરનારા પિંડવિશુદ્ધ્યાદિક ઉત્તર ગુણોનું પાલન કરવામાં સમર્થ ન હોય, તેને દોષરહિત શ્રાવકપણું-દેશવિરતિપણું અંગીકાર કરવું યુક્ત છે. પરંતુ દંભવડે-કપટ વૃત્તિએ એટલે પોતાના દોષના આચ્છાદનવડે જીવવું—મુનિપણાના વેશમાં રહીને આજીવિકા કરવી યોગ્ય નથી. અર્થાત્ ભ્રષ્ટપણે ચારિત્ર પાળવા કરતાં શ્રાવક ધર્મ પાળવો એ શ્રેષ્ઠ છે. ૬૫.

અહીં કોઇને શંકા થાય કે—એમ કરવાથી વ્રતના પાલનમાં અશક્ત એવા સર્વેને દીક્ષાનો ત્યાગ પ્રાપ્ત થશે ? તે ઉપર સમાધાન કરે છે કે-એમ નહીં થાય, તેજ બતાવે છે.—

**परिहर्तुं न यो लिंगमप्यलं दृढरागवान् ।**
**संविज्ञपाक्षिकः स स्यान्निर्दंभः साधुसेवकः ॥ ६६ ॥**

**મૂલાર્થ**—જિનશાસનને વિષે અત્યંત રાગવાળો જે મુનિ લિંગ-( વેષ )નો ત્યાગ કરી ન શકે તો તેણે દંભરહિત, સાધુનો સેવક થઈ સંવિજ્ઞ પાક્ષિક થવું. ૬૬.

**ટીકાર્થ**—જે મુનિજન દૃઢરાગી—જિનેશ્વર અને જિનશાસનને વિષે બહુ ભક્તિમાન છતો પચ્ચખ્ખાણ કરેલા હોવાથી શાસનની હીલ-

નાના ભયથી મુનિના વેષનો ત્યાગ કરવા સમર્થ ન હોય, તો તે મુનિએ દંભરહિત, તથા વિશેષ સંયમવાળા સાધુઓના સેવક થઇને સંવિજ્ઞના મોક્ષમાર્ગમાં ઉદ્યત વિહારવાળાના પક્ષી થવું એટલે તેના ગુણ ને ધર્મના પ્રરૂપક થવું. અર્થાત્ જે મુનિ લજ્જાને લીધે અથવા શાસનની હીલનાના ભયને લીધે મુનિવેષને ત્યાગ કરવા અસમર્થ હોય, તેણે સુસાધુઓ પાસે પોતાનું વૃત્તાંત દંભરહિત નિવેદન કરીને સાધુસેવામાં તત્પર થઈ સંવિજ્ઞપાક્ષિક થવું. આમ કરવાથી સર્વને વેષનો ત્યાગ પ્રાપ્ત થશે નહીં. ૬૬.

પૂર્વે કહેલા સંવિજ્ઞપાક્ષિકને જે ગુણલાભ થાય છે તે કહે છે.—

**निर्दंभस्यावसन्नस्याप्यस्य शुद्धार्थभाषिणः ।**
**निर्जरां यतना दत्ते स्वल्पापि गुणरागिणः ॥ ६७ ॥**

**મૂલાર્થ**—મંદક્રિયાવાન્ છતાં પણ નિર્દંભ, શુદ્ધ અર્થને કહેનાર તથા ગુણના રાગી એવા મુનિની થોડી પણ યતના નિર્જરાને આપે છે. ૬૭.

**ટીકાર્થ**—નિર્દંભ–માયા પ્રપંચરહિત જો કદાચ અવસન્ન–ક્રિયાને વિષે મંદ ઉદ્યમવાન હોય તો પણ તે પૂર્વે કહેલા ગુણરાગી સંવિજ્ઞપાક્ષિકને યથાર્થ મુનિના ગુણોનું વર્ણન કરવાથી થોડી પણ યતના–થોડો પણ વ્રતપાલનનો પ્રયત્ન નિર્જરાને એટલે કર્મહાનીને આપે છે–કરે છે. અર્થાત્ તે દંભરહિત હોવાથી થોડીપણ કર્મની નિર્જરાને પામે છે. ૬૭.

તેથી વ્યતિરેકમાં ( ઉલટું કરવામાં ) દોષ કહે છે.—

**व्रतभारासहत्वं ये विदन्तोऽप्यात्मनः स्फुटम् ।**
**दंभाद्यतित्वमाख्यान्ति तेषां नामापि पाप्मने ॥ ६८ ॥**

**મૂલાર્થ**—જેઓ પ્રગટપણે જ પોતાનું વ્રતપાલનમાં અસામર્થ્ય જાણતાં છતાં પણ દંભથી પોતાનું મુનિપણું કહે છે, તેમનું નામ લેવું તે પણ પાપને માટે છે. ૬૮.

**ટીકાર્થ**—પાંચ મહાવ્રતોનું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસારે અતિચારરહિત પાલન કરવામાં પોતાના અસમર્થપણાને જે કોઈ શઠ પુરૂષો પ્રગટપણે જાણતાં છતાં પણ દંભથી–માયાનો આશ્રય કરીને પોતાનું મુનિપણું કહે છે એટલે 'અમે સાધુઓ જ છીએ' એમ કહે છે, તે ભ્રષ્ટ ચારિત્રીઓનું–દંભીઓનું નામ પણ–તેમના નામનો ઉચ્ચાર પણ પાપને માટે થાય છે. તો પછી તેમને વંદના, સ્તુતિ કે સેવા કરવાથી પાપ થાય તેમાં શું કહેવું? ૬૮.

**कुर्वते ये न यतनां सम्यक्कालोचितामपि ।**
**तैरहो यतिनाम्नैव दांभिकैर्वंच्यते जगत् ॥ ६९ ॥**

મૂલાર્થ—જેઓ કાળને યોગ્ય એવી યતનાને સારી રીતે કરતા નથી, તે દાંભિકો અહો! યતિના નામે કરીને જ આ જગતને છેતરે છે-ઠગે છે. ૬૯.

ટીકાર્થ—જેઓ-સાધુવેષધારી દાંભિકો સારી અને પાંચમા આરાને અથવા વયને ઉચિત-યોગ્ય એવી યતનાને-સંયમ ક્રિયાને એટલે વ્રતના રક્ષણને કરતા નથી. અહો મોટું આશ્ચર્ય છે! આ રાજાવિનાનું રાજ્ય જુઓ કે જેથી તે દાંભિકો-કપટીઓ માત્ર સાધુના નામે કરીને જ આ જગતની-ભવ્ય જીવોની વંચના કરે છે. એટલે તેઓને છેતરીને અન્ન, વસ્ત્ર, અને દ્રવ્યાદિકનું હરણ કરી તેમને લુંટે છે. ૬૯.

**धर्मीति ख्यातिलोभेन प्रच्छादितनिजाश्रवः ।**
**तृणाय मन्यते विश्वं हीनोऽपि धृतकैतवः ॥ ७० ॥**

મૂલાર્થ—ધર્મવાન એવા પ્રકારની પ્રસિદ્ધિના લોભથી પોતાના દોષોને જેણે ઢાંકી દીધા છે એવો, ગુણહીન દાંભિક સાધુ પણ હૃદયમાં કપટ ધારણ કરીને આખા વિશ્વને તૃણસમાન માને છે. ૭૦.

ટીકાર્થ—આ ( પૂર્વોક્ત ) સાધુ, ધર્મી-ત્યાગાદિક ધર્મવાન હું છું એવી ખ્યાતિ-પ્રસિદ્ધિના લોભથી-તેનું રક્ષણ કરવાની પ્રીતિથી પ્રયત્નવડે પોતાના આશ્રવ-દોષસમૂહને જેણે આચ્છાદિત કર્યા છે-ઢાંકી દીધા છે એવો હીન-ગુણરહિત છતાં કપટ ધારણ કરીને એટલે સુખદાયક લાગવાથી હૃદયમાં કપટ રાખીને જગતના જનોને તૃણસમાન માને છે. ૭૦

**आत्मोत्कर्षात्ततो दंभी परेषां चापवादतः ।**
**बध्नाति कठिनं कर्म बाधकं योगजन्मनः ॥ ७१ ॥**

મૂલાર્થ—ત્યારપછી તે દાંભિક પોતાના ઉત્કર્ષથી અને બીજાના અપવાદથી યોગોત્પત્તિનું બાધક એવું કઠિન-ભારે કર્મ બાંધે છે. ૭૧.

ટીકાર્થ—ત્યારપછી એટલે જગતને તૃણસમાન માન્યા પછી અથવા પોતાનું ધર્મિત્વ પ્રસિદ્ધ થયા પછી અભિમાન પામેલો તે દંભી-કપટપ્રિય પોતાના ઉત્કર્ષથી-ગુણીપણાની પ્રસિદ્ધિથી અને બીજા સર્વે ગુણીજનોના પણ અપવાદથી-નિંદાથી જ્ઞાનાદિક ગુણોની પ્રાપ્તિના સંબંધરૂપ યોગના જન્મનું-ઉત્પત્તિનું અથવા આગળ કહેવામાં આવશે એવા

ઇચ્છા યોગાદિક યોગની ઉત્પત્તિનું બાધક-નિવારણ કરનાર એવું કઠિન એટલે મહાતપોવડે પણ દુર્ભેદ્ય નરકાદિક પ્રાપ્તિને યોગ્ય અશુભ કર્મ બાંધે છે-આત્મપ્રદેશની સાથે જોડી દે છે. ૭૧.

**आत्मार्थिना ततस्त्याज्यो दंभोऽनर्थनिबन्धनम् ।**
**शुद्धिः स्यादृजुभूतस्येत्यागमे प्रतिपादितम् ॥ ७२ ॥**

**મૂલાર્થ**—તેથીકરીને આત્માર્થીએ અનર્થના કારણરૂપ દંભનો ત્યાગ કરવો. કેમકે સરલ માણસની જ શુદ્ધિ થાય છે, એમ આગમમાં કહ્યું છે. ૭૨.

**ટીકાર્થ**—તેથીકરીને એટલે દંભવાન માણસ ઘણું કઠિન દુષ્કર્મ બાંધે છે તે હેતુમાટે આત્મસ્વરૂપના અર્થી-પ્રયોજનવાળા એટલે આત્મસ્વરૂપની પ્રાપ્તિના ઇચ્છનારાએ અનર્થ નિબંધન-માયાવીને પણ અનિષ્ટ એવા નરકાદિક દુઃખોના ઉપદ્રવરૂપ અનર્થોના કારણભૂત દંભનો-માયાવૃત્તિનો ત્યાગ કરવો. કેમકે યથાર્થ રીતે સરળ મનવાળાની જ શુદ્ધિ-પાપકર્મનો ક્ષય થાય છે એમ સિદ્ધાંતમાં કહેલું છે. ૭૨.

આગમ ( સિદ્ધાન્ત )માં જે કહ્યું છે, તે જ કહે છે.—

**जिनैर्नानुमतं किञ्चिन्निषिद्धं वा न सर्वथा ।**
**कार्ये भाव्यमदंभेनेत्येषाज्ञा पारमेश्वरी ॥ ७३ ॥**

**મૂલાર્થ**—જિનેશ્વરોએ સર્વથા ( એકાંતપણે ) કાંઈ ( કોઇની ) પણ અનુજ્ઞા કરી નથી, તેમ જ કાંઈ ( કોઇનો ) પણ સર્વથા નિષેધ કર્યો નથી. પરંતુ 'કાર્યને વિષે દંભરહિત થવું' એવી જ પરમેશ્વરની આજ્ઞા છે. ૭૩.

**ટીકાર્થ**—તીર્થંકરોએ કાંઇપણ અહિંસાદિક કાર્યની સર્વ પ્રકારે એકાંતપણે 'અમુક કાર્ય જ કરવું' એમ અનુજ્ઞા આપી નથી. અથવા કાંઇપણ આધાકર્માદિક કાર્યનો એકાંતપણે નિષેધ પણ કર્યો નથી. એટલે 'અમુક કાર્ય સર્વથા નજ કરવું' એમ કહ્યું નથી. ત્યારે જિનેશ્વરોએ શું કહ્યું છે? તે કહે છે. કાર્ય પ્રાપ્ત થયે છતે-નિષેધ કરેલું અથવા અનુમતિ આપેલું કાર્ય કરતી વખતે દંભરહિત-સરળ ચિત્તવાળા થવું-કપટ કરવું નહીં. એ પ્રમાણે પરમેશ્વરની-જિનેશ્વરની આજ્ઞા-આગમ વાણી છે.૭૩.

હવે બે શ્લોકવડે પરમાર્થ કહેવાપૂર્વક અધિકારનો ઉપસંહાર કરે છે.

**अध्यात्मरतचित्तानां दंभः स्वल्पोऽपि नोचितः ।**
**छिद्रलेशोऽपि पोतस्य सिन्धुं लंघयतामिव ॥ ७४ ॥**

**મૂલાર્થ**—સમુદ્રનું ઉલ્લંઘન કરનારને વહાણના લેશમાત્ર પણ છિદ્રની

જેમ અધ્યાત્મને વિષે જેમનું ચિત્ત આસક્ત છે, એવા પુરૂષોને અલ્પ પણ દંભ ઉચિત નથી. ૭૪.

**ટીકાર્થ**—જેમનું મન અધ્યાત્મને વિષે આસક્ત છે, તેઓને થોડો પણ દંભ ( કપટ ) કરવો યોગ્ય નથી. તેમાં દૃષ્ટાંત કહે છે-સમુદ્રનું ઉલ્લંઘન કરીને જનારા લોકોને વહાણનું અલ્પ પણ છિદ્ર જેમ યોગ્ય નથી તેમ. એટલે કે જેમ સમુદ્રને ઉતરતા લોકોને જરા પણ છિદ્ર-વાળું વહાણ ડુબાવવાનું કારણ થાય છે, તેમ અધ્યાત્મને વિષે કરેલો થોડો પણ દંભ આત્મસ્વરૂપની મલીનતા ઉત્પન્ન કરીને ભવસાગરમાં ડુબાવે છે. ૭૪.

**दंभलेशोऽपि मल्यादेः स्त्रीत्वानर्थनिबन्धनम् ।**
**अतस्तत्परिहाराय यतितव्यं महात्मना ॥ ७५ ॥**

**મૂલાર્થ**—દંભનો લેશ પણ મલ્લીનાથ સ્વામી વિગેરેને સ્ત્રીભવરૂપ અનર્થનું કારણ થયો છે, માટે મહાત્મા પુરૂષે તેનો ત્યાગ કરવા યત્ન કરવો. ૭૫.

**ટીકાર્થ**—દંભનો-શઠવૃત્તિનો અંશમાત્ર પણ મલ્લીનાથ સ્વામીના પૂર્વભવનો જીવ કે જે મહાબલ નામે રાજા હતો તેમને તથા આદિ શબ્દે કરીને પીઠ, મહાપીઠ વિગેરેને પરાધીનપણે સ્ત્રીગોત્ર બંધનરૂપ અનર્થનું-અનિચ્છિતનું કારણ થયો હતો. તેથીકરીને-આ દેખાડેલા હાનીના કારણથી મહાત્માએ-શિષ્ટપુરૂષે એટલે ધર્મના ફળને ઇચ્છતા પુરૂષે તે દંભના ત્યાગને માટે ઉદ્યમ કરવો. કહ્યું છે કે—" પીઠવડે સૂર્યનું સેવન કરવું, જઠરવડે અગ્નિનું સેવન કરવું, સર્વ ભાવવડે સ્વામીનું સેવન કરવું અને કપટરહિતપણે પરલોકનું સેવન કરવું." તથા—" ગુરૂએ આપેલા શેષ અન્નનું ભોજન કરવું તેજ ભોજન જાણવું, જે પાપ ન કરે તેજ જ્ઞાન ( પંડિતાઈ ) જાણવું, જે પરોક્ષમાં પણ કાર્ય કરે તેજ મિત્ર જાણવો, અને જે દંભરહિત કરાય તે જ ધર્મ જાણવો." ૭૫.

**॥ इति दंभत्यागाधिकारः ॥ ३ ॥**

---

## અધિકાર ૪ થો.

### ભવસ્વરૂપની ચિંતા.

પૂર્વે અધિકારમાં અધ્યાત્મની જન્મભૂમિ જેવી દંભત્યાગરૂપી શુદ્ધિ કહી. તે શુદ્ધિ થવાથી ભવસ્વરૂપનો યથાર્થ ભાસ થાય છે, માટે આ ચોથા અધિકારમાં ભવસ્વરૂપનું ચિંતવન બતાવે છે.—

तदेवं निर्दंभाचरणपटुना चेतसि भव-
स्वरूपं संचिन्त्यं क्षणमपि समाधाय सुधिया ।
इयं चिन्ताध्यात्मप्रसरसरसीनीरलहरी
सतां वैराग्यास्थाप्रियपवनपीना सुखकृते ॥ ७६ ॥

મૂલાર્થ—તે માટે ઉપર કહ્યાપ્રમાણે નિર્દંભપણે આચરણ કરવામાં નિપુણ એવા બુદ્ધિમાને એક ક્ષણવાર પણ મનને સ્થિર રાખીને ચિત્તમાં સંસારના સ્વરૂપનું ચિંતવન કરવું. આ ભવસ્વરૂપની ચિંતા ( ચિંતવન ) અધ્યાત્મના વિસ્તારરૂપ સરોવરના જળકલ્લોલ જેવી છે. તે વૈરાગ્યની આસ્થારૂપ સુંદર વાયુથી પુષ્ટ થઇને સત્પુરૂષોને સુખદાયી થાય છે. ૭૬

ટીકાર્થ—તેમાટે—દંભનો દોષ જાણવાથી દંભરહિત ધર્મનું આચરણ કરવામાં નિપુણ-કુશળ એવા બુદ્ધિમાને એટલે સારી રીતે આત્માનું હિત વિચારનારા પુરૂષે એક ક્ષણવાર પણ એટલે ચિરકાળ-સુધી ચિંતન કરવામાં જે અશક્ત હોય, તેણે અલ્પકાળ પણ ભવનું સ્વરૂપ—ચાર ગતિરૂપ સંસારનું-જન્મ, જરા, વિપત્તિ વિગેરેનું સ્વરૂપ મનને વિષે સમાધિપૂર્વક-સારી રીતે મનને સ્થિર કરીને એટલે વિચાર-વડે ગ્રહણ કરીને ચિંતવન કરવું-સૂક્ષ્મદૃષ્ટિથી વિચારવું. આ ભવસ્વ-રૂપની ચિંતા ( વિચાર ) અધ્યાત્મના વિસ્તાર-ઉદ્દ્ભવરૂપી નાના તળા-વના જળતરંગરૂપ છે. તે ચિંતા વૈરાગ્યની-સંસાર ઉપરની ઉદાસીન-તાની આસ્થા-ચિરસ્થાયી સ્થિરતારૂપ મનોહર વાયુવડે પુષ્ટ થઇને સત્પુરૂષોના સુખને માટે-પરમ જ્ઞાનાનંદની ઉત્પત્તિને માટે થાય છે. એટલે સત્પુરૂષોને પરમાનંદદાયી થાય છે. ૭૬.

આ સંસાર મહાભયંકર સમુદ્ર જેવો છે, એમ વિચારવું. તે કહે છે.—

इतः कामौर्वाग्निर्ज्वलति परितो दुःसह इतः
पतन्ति ग्रावाणो विषयगिरिकूटाद्विघटिताः ।
इतः क्रोधावर्तो विकृतितटिनीसंगमकृतः
समुद्रे संसारे तदिह न भयं कस्य भवति ॥ ७७ ॥

મૂલાર્થ—આ એક તરફ દુઃસહ એવો કામરૂપી વડવાનલ ચોતરફ બળ્યા કરે છે, આ બીજી બાજુએ વિષયરૂપી પર્વતના શિખરપરથી તૂટીપડેલા પથ્થરો પડે છે, અને આ તરફ વિકારરૂપી નદીઓના સંગ-મથી ઉત્પન્ન થયેલા ક્રોધરૂપી આવર્તો ( જળભ્રમણ ) દેખાય છે. તો આવા સંસારરૂપી સમુદ્રમાં કોને ભય ઉત્પન્ન ન થાય? ૭૭.

ટીકાર્થ—હે પ્રાણી ! તે કારણ માટે એટલે ભયનું કારણ હોવાને લીધે આ સંસારરૂપી સમુદ્રમાં કોને ભય ઉત્પન્ન ન થાય ? સર્વ વિવેકી પ્રાણીને ભય ઉત્પન્ન થાય છે. કેમકે તે ભવસાગરમાં એક તરફ જોઇએ છીએ તો દુઃસહ એવો કામદેવરૂપી વડવાનલ સર્વ દિશાઓમાં પ્રદીપ્ત દેખાય છે. જેમ સમુદ્રમાં રહેલો વડવાનલ જળનું શોષણ કરવાથી સંતાપનો હેતુ છે તેમ સંસારમાં ઉત્કૃષ્ટ પ્રશમ સુખનું શોષણ કરનાર કામદેવ છે. વળી બીજી બાજુએ શબ્દાદિક પાંચ વિષયોરૂપી દુર્લંઘ્ય પર્વતોના શિખરપરથી તુટીપડેલા-જુદા પડેલા દઢ આસક્તિરૂપ મોટા પથ્થરો પડે છે—વ્યાઘાતકારી થાય છે. જેમ સમુદ્રમાં જતા મનુષ્યોને પર્વતથી પડતા પથ્થરો ( ખડકો ) અનેક ઉપદ્રવોના હેતુ થાય છે તેમ સંસારસાગરને સામે કાંઠે જનારા ભવ્યપ્રાણીઓને વિષયો વ્યાઘાતકારી થાય છે. કેમકે વિષયી પુરૂષો ભવનું ઉલ્લંઘન કરી શકતા નથી. વળી બીજા પ્રદેશમાં જોઈએ તો વિકારરૂપ-આત્મસ્વભાવના ત્યાગરૂપ નદીના સંગમે-આલિંગને ઉત્પન્ન કરેલો ક્રોધરૂપી આવર્ત-જળભ્રમણ એટલે ક્રોધનો આવેશ દેખાય છે. જેમ સમુદ્રમાં નદીએ કરેલા આવર્તો પ્રયાણનો ભંગ કરે છે-રોકે છે, તેમ ભવસાગરના પરતીરે જવામાં પણ ક્રોધાદિક વિઘ્નકારક છે. સંસારમાં વસનારને ક્રોધની ઉત્પત્તિ અવશ્ય થાય છે, માટે તેનાવડે પણ આ ભવસાગર ભયંકર છે. ૭૭.

આ સંસાર અગ્નિરૂપ છે, તે કહે છે.—

**प्रिया ज्वाला यत्रोद्वमति रतिसंतापतरला**
**कटाक्षान् धूमौघान् कुवलयदलश्यामलरुचीन् ।**
**अथांगान्यंगाराः कृतबहुविकाराश्च विषया**
**दहन्त्यस्मिन् वह्नौ भववपुषि शर्म क्व सुलभम् ॥ ७८ ॥**

મૂલાર્થ—જે સંસારરૂપ અગ્નિમાં રતિરૂપ સંતાપવડે ચપળ એવી પ્રિયારૂપી જ્વાળા કમળના પત્ર જેવી શ્યામ કાંતિવાળા કટાક્ષોરૂપી ધૂમસમૂહને ઉદ્વમન કરે છે-બહાર કાઢે છે; તથા ઘણા વિકારને કરનારા વિષયોરૂપી અંગારાઓ અંગને બાળી નાંખે છે, તેવા આ સંસારસ્વરૂપ અગ્નિમાં કયે સ્થાને સુખની સુલભતા છે ? ક્યાંઈ પણ નથી. ૭૮.

ટીકાર્થ—હે આત્મા ! આ પ્રત્યક્ષ દેખાતા, સંસાર જ છે શરીર જેનું એવા અગ્નિને વિષે એટલે સંસારરૂપી અગ્નિને વિષે સુખ કયે ઠેકાણે સુલભ છે ? કોઈપણ સ્થાને સુખ છે જ નહીં. કેમકે જે સંસાર-

રૂપી અગ્નિમાં રતિ-ભોગની અભિલાષારૂપ સંતાપવડે-ઉષ્ણતાવડે તરલ-ચપળ અથવા વિસ્તીર્ણ એવી પ્રિયા-સ્ત્રીરૂપી જ્વાળા-ઉન્નત અગ્નિશિખા રહેલી છે. સ્ત્રીઓ ઘણા વિકારને ઉત્પન્ન કરનાર હોવાથી જ્વાળા જેવી કહી છે. તે સ્ત્રીરૂપ જ્વાળા કુવલયના-શ્યામ કમળના પર્ણ જેવી શ્યામ કાંતિવાળા કટાક્ષરૂપી-સ્ત્રીઓનાં કુટિલ નેત્રના પ્રાંત-ભાગરૂપી ધૂમાડાના સમૂહને-ગોટાને મૂકે છે. અર્થાત્ તેવા ધૂમાડાવડે પ્રાણીને અંધ કરે છે. સ્ત્રીઓના સૌન્દર્યથી મોહ પામેલા મનુષ્ય અંધ જ બની જાય છે, તેથી તેના કટાક્ષોને ધૂમની ઉપમા આપી છે. તથા જેમણે ઘણા વિકારો ઉત્પન્ન કર્યા છે, એવા ઇષ્ટ અને અનિષ્ટ શબ્દાદિક વિષયોરૂપી અંગારા શ્રોતાદિક ઇંદ્રિયોના સમૂહરૂપ અંગોને-અવયવોને બાળે છે-ભસ્મસાત્ કરે છે. માટે સંસાર પ્રત્યક્ષ અગ્નિરૂપ છે. ૭૮

સંસાર એ હિંસાનું સ્થાન ( કસાઈખાનું )જ છે, તે કહે છે.—

**गले दत्वा पाशं तनयवनितास्नेहघटितं**
**निपीड्यन्ते यत्र प्रकृतिकृपणाः प्राणिपशवः ।**
**नितान्तं दुःखार्ता विषमविषयैर्घातकभटै-**
**र्भवः सूनास्थानं तदहह महासाध्वसकरम् ॥ ७९ ॥**

**મૂલાર્થ**—અહો ! મહા ખેદની વાત છે કે આ સંસાર મહા ભયંકર, સૂના સ્થાન ( હિંસાનું સ્થાન ) છે. કેમકે તેમાં સ્ત્રીપુત્રાદિકના સ્નેહથી રચેલા પાશને ગળામાં બાંધીને અત્યંત દુઃખાર્ત અને સ્વભાવથી જ કૃપણ ( દીન ) એવા પ્રાણીરૂપી પશુઓ શબ્દાદિક વિષમ વિષયોરૂપી ઘાત કરનારા સુભટોવડે પીડા પામે છે. ૭૯.

**ટીકાર્થ**—હે જીવ! મહા અઘટિત-અયોગ્ય એટલે ખેદકારક એ છે કે આ સંસાર મહાભયંકર હિંસાનું સ્થાન છે. કેમકે જે [1]સૂનાસ્થાનને વિષે સ્ત્રી અને પુત્રપરના સ્નેહ—રાગરૂપી તંતુઓવડે રચેલા પાશને-મજબૂત દોરીને ગળામાં નાંખીને-બાંધીને પ્રકૃતિથી જ કૃપણ એટલે અસાર પદાર્થ ઉપર પણ અત્યંત મોહ બાંધેલો હોવાથી તુચ્છ અથવા દીન એવા પ્રાણી ( જીવો )રૂપી પશુઓ-બકરાં વિગેરે તુચ્છ જંતુઓ નાના પ્રકારની વ્યથાથી પીડા પામ્યા છતાં વિષમ-અતિ ભયંકર દુઃખરૂપ ફળને આપનારા પૂર્વોક્ત શબ્દાદિક વિષયોરૂપી ઘાત કરનારા સુભટોવડે પીડાય છે-અનેક જન્મમરણોથી કષ્ટ પામે છે. ૭૯.

---

૧ પશુઓનું કતલખાનું.

આ સંસાર રાક્ષસરૂપ છે એમ વિચારવું, તે કહે છે.—

**अविद्यायां रात्रौ चरति वहते मूर्ध्नि विषमं**
**कषायव्यालौघं क्षिपति विषयास्थीनि च गले ।**
**महादोषान् दन्तान् प्रकटयति वक्रस्मरमुखो**
**न विश्वासार्होऽयं भवति भवनक्तंचर इति ॥ ८० ॥**

મૂલાર્થ—આ સંસાર રાક્ષસરૂપ છે. કેમકે તે અવિદ્યા (અજ્ઞાન)રૂપી રાત્રીમાં ચાલે છે–ફરે છે, મસ્તક ઉપર ભયંકર કષાયોરૂપી સર્પના સમૂહને વહન કરે છે (ધારણ કરે છે), ગળામાં વિષયોરૂપી અસ્થિ-સમૂહને નાંખે છે, તથા કામદેવરૂપી કુટિલ (વિકૃત) મુખવાળો તે ભવરાક્ષસ મહાદોષોરૂપી દાંતોને પ્રગટ કરે છે—દેખાડે છે. માટે આવો સંસારરૂપી રાક્ષસ વિશ્વાસ રાખવા યોગ્ય નથી. ૮૦.

ટીકાર્થ—હે પ્રાણી ! આ સંસાર નક્તંચર-રાત્રિચર એટલે રાત્રિને વિષે ભ્રમણ કરનાર રાક્ષસ જ છે. કેમકે તે રંકથી રાજાસુધી સર્વેનું ભક્ષણ કરનાર છે, તેથી તે વિશ્વાસ રાખવા યોગ્ય નથી. વળી તે ભવ રાક્ષસ અવિદ્યા–અજ્ઞાનદશારૂપી રાત્રીમાં સ્વેચ્છાએ ફરે છે. દુષ્ટોને અંધકાર જ ઇષ્ટનો સાધક હોય છે, માટે અજ્ઞાનરૂપ રાત્રિચરપણું કહ્યું છે. તથા તે રાક્ષસ મસ્તકપર વિષમ–ભયંકર એટલે જેનો વિષવેગ ઉતરી ન શકે તેવા ક્રોધાદિક કષાયોરૂપી સર્પોના સમૂહને ધારણ કરે છે. કષાયવાળાને જ સંસાર દુઃખપ્રદ થાય છે. તથા વિષયોરૂપી અસ્થિની માળાને ગળામાં ધારણ કરે છે. વિષયી પુરૂષોને જ સંસાર ગળે લાગેલો છે. તથા તે જીવહિંસા, મોટા આરંભો અને પરસ્ત્રી ગમનાદિક નરકફળને આપનારા મહા દોષોરૂપી દાંતોને પ્રગટ કરે છે, એટલે કે વિકરાળ રૂપ દેખાડવા માટે મુખ ઉઘાડીને દેખાડે છે. તથા તે વક્ર એટલે વિષમ સ્વભાવને લીધે વિકરાળ–ભયંકર કામદેવ-રૂપી મુખને ધારણ કરે છે. અભક્ષ્ય ભક્ષણાદિક અનાચારનું આચરણ કરવામાં કામદેવ જ મુખ્ય હેતુ છે, માટે તેને મુખની ઉપમા આપી છે. આવા પ્રકારનો ભવરાક્ષસ વિશ્વાસને યોગ્ય નથી. ૮૦

આ સંસાર ભયંકર અટવી છે એમ ચિંતવન કરવું, તે કહે છે.—

**जना लब्ध्वा धर्मद्रविणलवभिक्षां कथमपि**
**प्रयान्तो वामाक्षीस्तनविषमदुर्गस्थितिकृता ।**
**विलुंठ्यन्ते यस्यां कुसुमशरभिल्लेन बलिना**
**भवाटव्यां नास्यामुचितमसहायस्य गमनम् ॥ ८१ ॥**

મૂલાર્થ—મહાકષ્ટે કરીને પામેલી ધર્મદ્રવ્યના લેશરૂપી ભિક્ષાને ગ્રહણ કરીને ભવાટવીમાં પ્રયાણ કરનારા ભવ્યજનોને સ્ત્રીઓના સ્તનરૂપી વિષમદુર્ગમાં રહેલો કામદેવરૂપી બળવાન ભિલ્લ લુંટી લે છે, માટે એવી ભવાટવીમાં સહાયવિના ગમન કરવું ઉચિત નથી. ૮૧.

ટીકાર્થ—હે વિવેકી ! આ કહેવામાં આવશે એવી ભવાટવીને વિષે ઘણાં દુઃખ અને ઉપદ્રવરૂપી શિકારી જાનવરોનો વ્યાઘાત હોવાથી શાસ્ત્રજ્ઞાન અને સુકૃતાદિક સાર્થના (સંઘના) સહાયવિના ગમન કરવું-પ્રયાણ કરવું ઉચિત નથી એટલે સુખકારક નથી. કેમકે તે ભવાટવીમાં જે ભવ્યજનો મહાકષ્ટે કરીને—તપ, દાન, શીલ અને પરીસહાદિકના કષ્ટે કરીને વ્રતપાલનાદિક ધર્મદ્રવ્યના લેશરૂપ કાંઈક ભિક્ષાને પામીને પ્રયાણ કરે છે, તેમને વામાક્ષીના-મનોહર નેત્રવાળી સ્ત્રીઓના સ્તનરૂપી વિષમ-કોઈથી જીતી ન શકાય તેવા દુર્ગમાં-કિલ્લામાં નિવાસ કરનાર કામદેવરૂપી બળવાન ભિલ્લ-મ્લેછ લુંટી લે છે એટલે વિશેષે કરીને ધર્મરૂપ ધનરહિત કરી દે છે. અહીં ઉપનય પોતાની બુદ્ધિથી જાણી લેવો. આ સંસારમાં કામદેવથી ભય પામેલા મુમુક્ષુએ સમુદાયમાં જ વિહાર કરવો, એકાકી વિચરવું નહીં. એમ આ શ્લોકથી સૂચિત થાય છે. ૮૧.

આ સંસાર કૂટઘટનામય હોવાથી મિથ્યા-અસત્ય છે એમ ચિંતવન કરવું, તે કહે છે.—

**धनं मे गेहं मे मम सुतकलत्रादिकमतो**
**विपर्यासादासादितविततदुःखा अपि मुहुः ।**
**जना यस्मिन्मिथ्यासुखमदभृतः कूटघटना-**
**मयोऽयं संसारस्तदिह न विवेकी प्रसजति ॥ ८२ ॥**

મૂલાર્થ—જે સંસારને વિષે 'આ ધન મારૂં છે, આ ઘર મારૂં છે, તથા આ પુત્ર, સ્ત્રી વિગેરે સર્વ મારૂં છે' એવા વિપર્યાસપણાથી વારંવાર ઘણું દુઃખ પામ્યા છતાં પણ અસત્ય સુખના મદને ધારણ કરનારા લોકો રહેલા છે, એવો આ સંસાર અસત્ રચનામય છે, તેથી તેમાં વિવેકી પુરૂષ આસક્તિ પામતા નથી. ૮૨.

ટીકાર્થ—આ પ્રત્યક્ષ દેખાતો સંસાર કૂટની-અયથાર્થ એટલે વસ્તુસ્વભાવને આચ્છાદન કરનાર કૃત્રિમભાવની ઘટનામય—રચનારૂપ છે. તેથીકરીને વિવેકી-તત્ત્વાતત્ત્વનો વિચાર કરનાર મનુષ્ય આ ભવ-

વાસને વિષે આસક્ત થતા નથી. જે સંસારમાં મનુષ્યો "આ ધન મારૂં છે, આ ઘર મારૂં છે, આ પુત્ર અને સ્ત્રી વિગેરે તથા અશ્વાદિક મારૂં છે." આ પ્રમાણેના વિપર્યાસને લીધે—વિપરીત બુદ્ધિને લીધે વારંવાર તેમને ઘણાં દુઃખો પ્રાપ્ત થયાં છે, તો પણ તેઓ મિથ્યા-અસત્ એટલે પોતાના વિકલ્પથી જ કલ્પના કરેલાં મૃગતૃષ્ણાની જેવાં અને અવિદ્યમાન એવા સાતાસુખના અભિમાનને—સુખીપણાના અભિમાનને ધારણ કરતાં છતાં તેમાં નિવાસ કરે છે. અર્થાત્ સુખ નહીં છતાં પણ સુખની ભ્રાંતિવાળા થાય છે. ૮૨.

આ સંસાર કારાગૃહ (કેદખાનું) છે એમ ચિંતવન કરવું, તે કહે છે.—

**प्रियास्नेहो यस्मिन्निगडसदृशो यामिकभटो-**
**पमः स्वीयो वर्गो धनमभिनवं बन्धनमिव ।**
**मदामेध्यापूर्णं व्यसनबिलसंसर्गविषमं**
**भवः कारागेहं तदिह न रतिः क्वापि विदुषाम् ॥ ८३ ॥**

મૂલાર્થ—જે સંસારરૂપી કારાગૃહમાં પ્રિયાપરનો સ્નેહ નિગડ-બેડી સમાન છે, પુત્રાદિક પરિવાર પહેરેગીર યોદ્ધાસમાન છે, અને દ્રવ્ય નવીન બંધન સદૃશ છે, તથા જે કારાગૃહ મદરૂપી અશુચિએ કરીને ભરેલું છે, અને વ્યસનરૂપી બિલોના સંસર્ગથી ભયંકર છે, એવા આ સંસારરૂપી કારાગૃહમાં વિદ્વાન પુરૂષને કોઈ પણ સ્થાને રતિ-પ્રીતિ ઉત્પન્ન થતી જ નથી. ૮૩.

ટીકાર્થ—હે પ્રાણી! હમણાં કહેવાતા હેતુથી આ સંસાર, કારાગૃહ એટલે અપરાધીઓને નિરોધ કરવાનું ગૃહ (કેદખાનું) છે એમ તું જાણ. તેવા કારાગૃહ રૂપ હોવાથી આ ભવને વિષે વિદ્વાનોને એટલે કૃત્યાકૃત્યનું વિવેચન કરવામાં પંડીત એવા પુરૂષોને કોઈ પણ સ્થાને રતિ-પ્રીતિ ઉત્પન્ન થતી નથી. જે ભવરૂપી કારાગૃહમાં સ્ત્રીઉપરનો જે પ્રેમ તે નિગડ-બેડી સદૃશ છે. તે બેડીમાં પડેલાથી નાશીને અન્યત્ર જઈ શકાતું નથી, માટે પ્રિયાના સ્નેહને નિગડની ઉપમા આપી છે. તથા પોતાનો જે પુત્રાદિક પરિવાર વર્ગ તે પહેરેગીર સુભટ જેવો છે. અર્થાત્ પરિવારથી વીંટાએલો પુરૂષ નાશીને સંસારથી દૂર જઈ શકતો નથી, તેથી તેને પહેરેગીરની ઉપમા આપી છે. તથા ધન-દ્રવ્ય એ નવીન-અપૂર્વ રજ્જુ આદિકના બંધનરૂપ છે, ધનની આશામાં બંધાયેલો પુરૂષ

અપરાધી થયેલા બંદી (કેદી)ની જેમ નવી નવી જાતિના પરાભવને પામે છે, માટે તેને નવીન બંધનની ઉપમા આપી છે. તથા તે કારાગૃહ ધન અને યૌવનાદિકથી ઉત્પન્ન થયેલા અભિમાનરૂપી અપવિત્ર પદાર્થ (વિષ્ટાદિક)થી ભરેલું છે, અર્થાત્ અભિમાની મનુષ્ય અપકીર્તિરૂપ દુર્ગન્ધને પામે છે. તથા તે કારાગૃહ ધન પુત્રાદિકના વિયોગથી ઉત્પન્ન થયેલાં વ્યસનો-કષ્ટોરૂપી બીલોના-સર્પના નિવાસસ્થાનોના સંસર્ગથી દારૂણ-ભયંકર છે. ૮૩.

આ સંસાર સ્મશાનરૂપ છે એમ વિચારવું, તે કહે છે.—

**महाक्रोधो गृध्रोऽनुपरतिश्शृगालीव चपला**
**स्मरोलूको यत्र प्रकटकटुशब्दः प्रचरति ।**
**प्रदीप्तः शोकाग्निस्ततमपयशोभस्म परितः**
**स्मशानं संसारस्तदभिरमणीयत्वमिह किम् ॥ ८४ ॥**

**મૂલાર્થ**—જેને વિષે મહાક્રોધરૂપી ગૃધ્રપક્ષી રહેલા છે, ચપળ એવી અવિરતિરૂપ શીયાળણી રહેલી છે, કામદેવરૂપી ઘુવડ પ્રગટ રીતે કટુ શબ્દ કરતો સ્વેચ્છાએ ફર્યા કરે છે, શોકરૂપી અગ્નિ પ્રદિપ્ત રહેલો છે, તથા જેમાં ચોતરફ વિસ્તાર પામેલા અપયશરૂપી ભસ્મના ઢગલા જોવામાં આવે છે. એ પ્રમાણે હોવાથી આ સંસાર સ્મશાન સદૃશજ છે, તેથી તેમાં રમણીયતા શી છે? કાંઈ જ નથી. ૮૪.

**ટીકાર્થ**—આગળ કહેવામાં આવતાં કારણોથી આ પ્રત્યક્ષ દેખાતો સંસાર સ્મશાન સદૃશ છે એમ જાણવું. આ સંસારરૂપી સ્મશાનમાં મનને સુંદરતા-પ્રસન્નતા ઉત્પન્ન કરનારી શી વસ્તુ છે? કાંઇજ નથી. કેમકે ભવરૂપી સ્મશાનમાં મહા અનંતાનુબંધી ક્રોધ કે જે ઉત્પન્ન થયા પછી અકાર્ય કર્યાવિના નિવૃત્તિ જ પામતો નથી તેવા મહાક્રોધરૂપી ગૃધ્ર-માંસાહારી પક્ષી રહેલા છે. પોતાના અને બીજાના રૂધિર તથા માંસને ખાનાર હોવાથી તેને આ પ્રમાણે ઉપમા આપી છે. તથા માંસાદિ ભક્ષણ કરવામાં ચપળ એવી અવિરતિરૂપી શીયાળણી ભ્રમણ કરે છે. અવિરતિમાન્ સર્વભક્ષી હોવાથી તિર્યંચના સ્વભાવવાળો છે, તેથી તેને તેવી ઉપમા આપી છે. તથા કામદેવરૂપી ઘુવડ પ્રગટ રીતે કટુક-વિવેકીજનને દુઃખદાયી શબ્દ કરતો સ્વેચ્છાએ પરિભ્રમણ કરે છે. કામદેવ દિવસે દેખી શકતો નથી (પ્રાયે દિવસે ઉત્પન્ન થતો નથી), દુષ્ટ ભાષણ કરનાર હોય છે, અને સ્વેચ્છાચારી હોય છે, તેથી તેને તેવી ઉપમા આપી છે. તથા જ્યાં શોકરૂપી—ઇષ્ટ વસ્તુના વિયો-

ગાદિકથી ઉત્પન્ન થયેલા ચિત્તના ઉદ્વેગરૂપી અગ્નિ પ્રદીપ્ત થયેલો દેખાય છે. સંતાપનો હેતુ હોવાથી શોકને અગ્નિની ઉપમા આપી છે. તથા ચોતરફ વિસ્તાર પામતા અપયશરૂપી-અપકીર્તિરૂપી ભસ્મ-રક્ષાનો સમૂહ પડેલો છે. અસાર હોવાથી તથા મલિનકારક હોવાથી અપયશને ભસ્મની ઉપમા આપી છે, અને તે અપયશ સંસારમાં વસતા પ્રાણીઓને પ્રાપ્ત થાય જ છે. ૮૪.

આ સંસાર વિષવૃક્ષરૂપ છે એમ વિચારવું, તે કહે છે.—

**धनाशा यच्छायाप्यतिविषममूर्छाप्रणयिनी**
**विलासो नारीणां गुरुविकृतये यत्सुमरसः ।**
**फलास्वादो यस्य प्रसरनरकव्याधिनिवह-**
**स्तदास्था नो युक्ता भव विषतरावत्र सुधियाम् ॥ ८५ ॥**

**મૂલાર્થ**—આ સંસાર વિષવૃક્ષરૂપ છે. કેમકે ધનની આશારૂપ જે (વિષવૃક્ષ)ની છાયામાત્ર પણ અતિ વિષમ મૂર્છાને આપનારી છે, તથા સ્ત્રીઓના વિલાસરૂપ જેનો પુષ્પપરાગ પણ મોટા વિકારને માટે થાય છે, તથા જેના ફળનો આસ્વાદ નરકના વિસ્તીર્ણ વ્યાધિઓના સમૂહરૂપ છે, એવા આ સંસારરૂપી વિષવૃક્ષને વિષે બુદ્ધિમાન પુરૂષોએ આસ્થા રાખવી યોગ્ય નથી. ૮૫.

**ટીકાર્થ**—હે ભવ્ય પ્રાણીઓ ! વક્ષ્યમાણ હેતુને લીધે આ સંસાર જ વિષવૃક્ષ સમાન છે. મહામૂર્છા ઉત્પન્ન કરનાર હોવાથી તથા પ્રાણનો નાશ કરનાર હોવાથી તેને વિષવૃક્ષની ઉપમા આપી છે. આવા વિષવૃક્ષ ઉપર બુદ્ધિમાને-વિવેકીજનોએ વિશ્વાસ રાખવો યોગ્ય નથી. તે ભવરૂપી વિષવૃક્ષ કેવો છે? તે કહે છે.-ધનની આશા-ધનને પ્રાપ્ત કરવાની ઇચ્છારૂપ જે વિષવૃક્ષની છાયા પણ એટલે વૃક્ષ તો દૂર રહો માત્ર તેની છાયા પણ અતિ વિષમ-અનિવાર્ય મૂર્છાને એટલે ચૈતન્યરહિતપણાને આપનારી છે. ધન એ વિવેકનો નાશ કરનાર તથા આશા અને તૃષ્ણાને વિશ્રામ આપનાર છે, તેથી તેને વિષતરૂની છાયાની ઉપમા આપી છે. તથા સ્ત્રીઓના હાવભાવ શૃંગારાદિક ચેષ્ટારૂપ વિલાસો જે વૃક્ષના પુષ્પપરાગ સદૃશ છે, તે પણ અતિ મોટી વિકૃતિને માટે એટલે મહા મોહનીય કર્મનો બંધ અને ઉદય કરનાર એવા વિકારને માટે થાય છે. સ્ત્રીઓના વિલાસ મહાપાપબંધના કારણ હોવાથી તેને તેવી ઉપમા આપી છે. તથા જે વિષતરૂના ફળનો સ્વાદ-ફળ ભક્ષણની સ્વાદિષ્ટતા

વિસ્તીર્ણ એવા અસહ્ય નરકસંબંધી વ્યાધિઓના-દશ પ્રકારની વેદના-દિકથી ઉત્પન્ન થયેલી પીડાઓના સમૂહરૂપ છે. સાંસારિક સુખમાં નિમગ્ન થયેલા જીવોને આ ભવમાં વ્યાધિઓ અને પરભવમાં નરકાવાસ પ્રાપ્ત થાય છે, તેથી તેને તે ઉપમા આપી છે. ૮૫.

આ સંસાર સર્વત્ર વિષમ જ છે એમ વિચારવું, તે કહે છે.—

क्वचित्प्राज्यं राज्यं क्वचन धनलेशोऽप्यसुलभः
क्वचिज्जातिस्फातिः क्वचिदपि च नीचत्वकुयशः ।
क्वचिल्लावण्यश्रीरतिशयवती क्वापि न वपुः
स्वरूपं वैषम्यं रतिकरमिदं कस्य नु भवे ॥ ८६ ॥

મૂલાર્થ—આ સંસારમાં કોઈ જન્મમાં મોટું રાજ્ય તો કોઈ જન્મમાં ધનનો લેશ પણ દુર્લભ થાય છે. કોઈ જન્મમાં ઉચ્ચ જાતિ તો કોઈ જન્મમાં નીચકુળરૂપી અપયશ પ્રાપ્ત થાય છે. તથા કોઈ જન્મમાં દેહસૌન્દર્યની શોભાનો અતિશય તો કોઈ જન્મમાં શરીરનું સ્વરૂપ જ હોતું નથી. આ પ્રમાણે સંસારની વિષમતા (વિચિત્રતા) કોને પ્રીતિકારક થાય? કોઈને પણ ન થાય. ૮૬.

ટીકાર્થ—હે ચેતન! તું મનમાં વિચાર કર કે આ સંસારમાં આવી સર્વ પ્રકારની વિષમતા-અસમાનતા એટલે વિચિત્રતા રહેલી છે. તેથી તે કયા પંડિત પુરૂષને પ્રીતિદાયક થાય? કોઇને પણ ન થાય. કેવી વિષમતા છે? તે કહે છે.-સર્વ પ્રાણીઓનું જીવપણું તુલ્ય છતાં પણ કોઇક ભવને વિષે અથવા કોઈક પ્રાણીને અતિ પ્રૌઢ-મોટું રાજ્ય-મંડલેશ્વરપણું પ્રાપ્ત થાય છે. તો કોઈક જન્મમાં અથવા કોઈ પ્રાણીને કાંચનાદિક ધનનો લેશ પણ-એટલે ઘણું ધન તો દૂર રહો પરંતુ થોડું ધન પણ અસુલભ-દુર્લભ દેખાય છે. તથા કોઇક જન્મમાં કે કોઈ પ્રાણીને ઉત્તમ કુળમાં જન્મની પ્રાપ્તિ થવાથી પૂજા સત્કારાદિકની વૃદ્ધિ દેખાય છે, તો કોઇક જન્મમાં અથવા કોઈ પ્રાણીને શૂદ્રાદિક નીચ કુળને વિષે ઉત્પન્ન થવાથી સર્વત્ર અનાદર ને અપકીર્તિ દેખાય છે. તથા કોઈક જન્મમાં અથવા કોઈ જીવને દેહના સૌન્દર્યની લક્ષ્મી-શોભા અતિશયવાળી-ચિત્તને ચમત્કાર કરનારી દેખાય છે, તો કોઇક જન્મમાં અથવા કોઈ જીવને તિર્યંચ અને નારકીને વિષે અથવા પુણ્યરહિત એવા દેવ અને મનુષ્ય ભવને વિષે પણ શરીરનું સ્વરૂપ-સુંદરતા દેખાતી નથી. આ પ્રમાણે સંસારની વિષમતા છે. તેથી તેમાં કોઇએ પણ પ્રીતિ ઉત્પન્ન કરવી યોગ્ય નથી. ૮૬.

સંસારમાં વસતા પ્રાણીઓને સુખ હોતું નથી એમ વિચારવું, તે કહે છે.—

**इहोद्दामः कामः खनति परिपन्थी गुणमही-**
**मविश्रामः पार्श्वस्थितकुपरिणामस्य कलहः ।**
**बिलान्यन्तः क्रामन्मदफणभृतां पामरमतं**
**वदामः किं नाम प्रकटभवधामस्थितिसुखम् ॥ ८७ ॥**

**મૂલાર્થ**—પામર પ્રાણીઓએ માનેલા પ્રગટ સંસારરૂપી ગૃહમાં નિવાસ કરવાથી કલ્પેલા સુખને અમે કયા નામથી કહીએ-વર્ણન કરીએ? કેમકે આ ભવવાસમાં કામદેવરૂપી ઉદ્ધત શત્રુ અથવા ચોર ત્રણ ગુણરૂપી પૃથ્વીને ખોદે છે. તથા પડોશમાં રહેલા કુપરિણામનો નિરંતર કજીઓ ચાલે છે. અને અંદર (મનમાં) સંચાર કરતા અષ્ટમદરૂપી સર્પોના બીલો જોવામાં આવે છે. ૮૭.

**ટીકાર્થ**—પામર-તત્ત્વને નહીં જાણનારા પુરૂષોએ માનેલું એટલે બહુમાનવડે સ્વીકાર કરેલું પ્રગટ-સ્પષ્ટ રીતે નામના ઉચ્ચારપૂર્વક ભવરૂપી ગૃહમાં જે પ્રાણીઓને નિવાસ કરવાનું સુખ છે, તેને અમે કયા નામથી કહીએ? કેમકે તેમાં કાંઈપણ સુખપણું જોવામાં આવતું નથી, તેથી તેને કોઈ પણ સુખનું નામ આપી શકાતું નથી. આ ભવરૂપી ગૃહને વિષે ઉદ્ધત-દમન કરી ન શકાય તેવો કામદેવ-મર્યાદારહિત સ્ત્રીનું સેવન કરવારૂપ પરિપંથી—ચોર અથવા શત્રુ ત્રણ રત્નમય ત્રણ ગુણરૂપી પૃથ્વીને-સમતાદિક શુદ્ધ પરિણતિને ખોદી નાંખે છે. કામદેવ સમતાનો વિનાશ કરનાર છે, તેથી કામી માણસ સંસારમાં જ ભમે છે. તથા તે ભવગૃહને વિષે પાસે-પડોશમાં રહેલા કુપરિણામનો-નિંદ્યપરિણતિનો નિરંતર કલહ-વાણીના યુદ્ધનો કલેશ જોવામાં આવે છે. કુપરિણામથી કલેશ જ ઉત્પન્ન થાય છે, માટે આ પ્રમાણે કહ્યું છે. તથા અંદર એટલે ભવગૃહને વિષે અર્થાત્ મનમાં સંચાર કરનારા સુજાત્યાદિકની પ્રાપ્તિથી ઉત્પન્ન થયેલા અભિમાન (આઠ મદ)રૂપી સર્પોના બીલો જોવામાં આવે છે. અભિમાન વિનાશનું કારણ હોવાથી તેને સર્પની ઉપમા આપી છે. આવા સંસારરૂપ ગૃહમાં સુખ ક્યાંથી હોય? નજ હોય. ૮૭.

આ સંસાર ગ્રીષ્મઋતુની જેમ ભયંકર છે એમ વિચારવું, તે કહે છે.-

**तृषार्ताः खिद्यन्ते विषयविवशा यत्र भविनः**
**करालक्रोधार्काच्छमसरसि शोषं गतवति ।**

स्मरस्वेदक्लेदग्लपितगुणमेदस्यनुदिनं
भवग्रीष्मे भीष्मे किमिह शरणं तापहरणम् ॥ ८८ ॥

**મૂલાર્થ**—જે ભવરૂપી ગ્રીષ્મકાળમાં અતિ ઉગ્ર ક્રોધરૂપી સૂર્યથી શમતારૂપ સરોવર શોષણ પામે છતે-સૂકાઈ ગયે છતે વિષયને પરાધીન થયેલા ભવ્ય પ્રાણીઓ તૃષાવડે પીડા પામીને ખેદયુક્ત થાય છે, તથા જે ભવરૂપી ગ્રીષ્મકાળે નિરંતર કામદેવરૂપી સ્વેદ ( પરસેવા )ની આર્દ્રતાથી ગુણરૂપી મેદસને ગ્લાની પમાડી છે એવા આ ભયંકર ભવરૂપી ગ્રીષ્મઋતુને વિષે તાપનું હરણ કરનાર કયું શરણ—આશ્રય છે? ૮૮.

**ટીકાર્થ**—હે ભવ્ય પ્રાણીઓ ! નિરંતર કામવિકારરૂપ પરસેવાની આર્દ્રતાથી ગુણરૂપી મેદસ-ધર્મધાતુઓને જેણે ગ્લાની-દુર્બળતા પમાડ્યા છે, એવા આ ભયંકર ભવરૂપી ગ્રીષ્મઋતુને વિષે તાપને હરણ કરનાર એટલે મનના ઉદ્વેગનું તથા ક્રોધરૂપ સૂર્યના તીક્ષ્ણ કિરણોથી ઉત્પન્ન થયેલા સંતાપનું નિવારણ કરવા માટે કઈ વસ્તુ શરણ—આશ્રય કરવા યોગ્ય છે? કોઈ પણ નથી. કેમકે તે ભવરૂપી ગ્રીષ્મકાળને વિષે અતિ ઉગ્ર—દુર્ગતિનો હેતુ હોવાથી ભયાનક એવા ક્રોધરૂપી અર્કથી-સ્વપરને તાપનું કારણ હોવાથી જેને સૂર્યની ઉપમા ઘટે છે એવા ક્રોધાર્કથી શાંતવૃત્તિરૂપ સરોવર સંતાપનું હરણ કરવામાં સમર્થ હોવાથી જેને જળાશયની ઉપમા ઘટે છે એવું જળાશય શોષ પામે સતે-શાંતરસરૂપી જળરહિત થયે સતે તે વિષયોને પરાધીન થયેલા ભવ્યો-મોક્ષે જવાયોગ્ય ભવ્ય જીવો, તૃષાથી પીડા પામ્યા છતા જ કલેશ પામે છે. એટલે શમતારૂપ રસના અભાવને લીધે તૃષ્ણાની અપૂર્ણતા થવાથી તરસ્યાને તરસ્યા જ મરી જાય છે. ૮૮.

આ સંસારમાં સર્વ સ્વજનો સ્વાર્થના જ સગા છે એમ વિચારવું, તે કહે છે.—

पिता माता भ्राताऽप्यभिलषितसिध्धावभिमतो
गुणग्रामज्ञाता न खलु धनदाता च धनवान् ।
जनाः स्वार्थस्फातावनिशमवदाताशयभृतः
प्रमाता कः ख्याताविह भवसुखस्यास्तु रसिकः ॥ ८९ ॥

**મૂલાર્થ**—આ સંસાર સુખનું વર્ણન કરવામાં કયો રસિક પુરૂષ પણ પ્રમાતા ( માપ કરનાર ) છે? કોઈ જ નથી. કેમકે પિતા, માતા અને ભ્રાતા પણ સ્વઇચ્છિત વસ્તુની પ્રાપ્ત થાય તો જ માન્ય થાય

છે. તથા તેમના ઉપકારાદિક ગુણસમૂહને જાણતો છતો અને પોતે ધનવાન છતો પણ તેમને ધન આપતો નથી. કેમકે આ જગતમાં સર્વે જનો પોતાના સ્વાર્થની જ વૃદ્ધિમાં નિરંતર અત્યંત ગાઢ પરિણામવાળા રહે છે. ૮૯.

**ટીકાર્થ**—હે પ્રાણી ! સંસાર સુખની ખ્યાતમાં એટલે આ મનુષ્યાદિક જન્મમાં જે સુખ છે તેનું વર્ણન કરવામાં કયો રસિક પુરૂષ પ્રમાતા છે? એટલે સંસારમાં આટલું સુખ છે એમ તેનું પ્રમાણ કરી શકે તેવો કોણ છે? કોઇ જ નથી. કેમકે સંસાર સુખના અનિયમિત સ્વભાવે કરીને તેનું માન થઈ શકે તેવું નથી. જે ભવમાં પિતા, માતા અને બંધુ પણ પોતાના સ્વાર્થની સિદ્ધિ થાય તોજ આ પ્રાણીને અભિમત–માન્ય થાય છે. અને તેમના પૂર્વે કરેલા ઉપકારાદિક ગુણસમૂહને જાણતો છતો એટલે કે આણે મારાપર ઘણો ઉપકાર કર્યો છે એમ જાણતો છતો તથા ધનવાન–સમૃદ્ધિમાન છતો પણ તેમને ધન આપીને પ્રત્યુપકાર કરતો નથી. કારણ કે સર્વે મનુષ્યો સ્વાર્થની–પોતાના પ્રયોજનની વૃદ્ધિ–સિદ્ધિ કરવામાં જ નિરંતર—રાત્રિદિવસ ઉજ્વળ–અતિ ગાઢ પરિણામને ધારણ કરનારા હોય છે. એટલે સ્વાર્થની સિદ્ધિમાં જ વધતા પરિણામવાળા રહે છે, પણ પ્રત્યુપકાર કરનારા થતા નથી. ૮૯.

આ સંસાર વિશ્વાસઘાતી છે એમ વિચારવું, તે કહે છે.—

**पणैः प्राणैर्गृह्णात्यहह महति स्वार्थ इह यान्**
**त्यजत्युच्चैर्लोकस्तृणवदघृणस्तानपरथा ।**
**विषं स्वान्ते वक्त्रेऽमृतमिति च विश्वासहतिकृद्-**
**भवादित्युद्वेगो यदि न गदितैः किं तदधिकैः ॥ ९० ॥**

**મૂલાર્થ**—અહો ! લોકો પોતાનો મોટો સ્વાર્થ હોય ત્યારે જેઓ (સ્વજનાદિકો)ને સ્તુતિ અથવા ધનવડે તથા પોતાના પ્રાણોએ કરીને પણ ગ્રહણ કરે છે, તેઓને જ અન્યથા–સ્વાર્થ ન હોય ત્યારે અતિ નિર્દયપણે તૃણની જેમ તજી દે છે. વળી હૃદયમાં વિષને અને મુખમાં અમૃતને ધારણ કરે છે. માટે આ પ્રમાણે વિશ્વાસનો ઘાત કરનાર આ ભવથકી જો તને ઉદ્વેગ (વૈરાગ્ય) પ્રાપ્ત થતો નથી, તો પછી અધિક કહેવાથી શું ફળ? કાંઈ જ નહીં. ૯૦.

**ટીકાર્થ**—અહો ! હે પ્રાણી ! આ પ્રમાણે–હમણા કહેવામાં આવશે તે પ્રકારે વિશ્વાસઘાતકારક–શ્રદ્ધાના વિનાશકારક એવા આ ભવથકી

જો તારા આત્માને ઉદ્વેગ-વૈરાગ્ય એટલે ઉદાસીનતા પ્રાપ્ત થતી નથી તો પછી તેથી અધિક કહેવાથી શું ફળ થાય? કાંઈજ નહીં. આ ભવ વિશ્વાસઘાતી શી રીતે છે? તે બતાવે છે.—આ સંસારને વિષે લોકો મોટો સ્વાર્થ ઉત્પન્ન થયો હોય ત્યારે જે સ્વજનાદિકને ઘણી સ્તુતિ અથવા ધનવડે તથા પ્રાણો એટલે આયુષ્ય અને ઇન્દ્રિયાદિકવડે પણ ગ્રહણ કરે છે—સ્વીકાર કરે છે, તેજ સ્વજનાદિકને જ્યારે સ્વાર્થસિદ્ધિ નથી હોતી ત્યારે અત્યંત નિર્દય ( નિર્લજ્જ ) થઇને પગે લાગેલા તૃણની જેમ તજી દે છે. તેથીકરીને તેના હૃદયમાં હલાહલ વિષ અને મુખમાં અમૃત રહેલું છે. કેમકે સ્વાર્થતત્પર મનુષ્ય મનમાં સર્વનું અનિષ્ટ ચિંતવે છે, તેથી અંતરમાં વિષને ધારણ કરે છે; અને મુખે મિષ્ટ વચનો બોલે છે, તેથી મુખમાં અમૃત ધારણ કરે છે. ૯૦.

ભવરૂપી ગૃહનું વિષમપણું ચિંતવવું, તે કહે છે.—

**दृशां प्रान्तैः कान्तैः कलयति मुदं कोपकलितै-**
**रमीभिः खिन्नः स्याद् घनधननिधीनामपि गुणी ।**
**उपायैः स्तुत्याद्यैरपनयति रोषं कथमपी-**
**त्यहो मोहस्यैवं भवभवनवैषम्यघटना ॥ ९१ ॥**

મૂલાર્થ—ગુણીજન પણ મોટા ધનના નિધિવાળા ( ધનિક )ના મનોહર એવા દૃષ્ટિના પ્રાંત ભાગે કરીને હર્ષ પામે છે, અને તેમની રોષયુક્ત દૃષ્ટિથી ખેદ પામે છે, તથા તે વખતે સ્તુતિ વિગેરે ઉપાયો-કરીને મહા પ્રયત્ને તેમનો રોષ દૂર કરે છે. માટે અહો! આ મોહનીય કર્મની કરેલી જ આ પ્રકારની ભવગૃહના વૈષમ્યની રચના છે. ૯૧.

ટીકાર્થ—અહો! મોહનીય કર્મે કરેલી નીચે કહેવામાં આવશે તે પ્રમાણેની ભવરૂપ ગૃહના વૈષમ્યની—દારૂણતાની રચના કેવી છે કે જે સંસારરૂપ ગૃહમાં કલા, વિજ્ઞાન અને વિવેકાદિક ગુણવાન પણ કાંચનાદિક પ્રચુર ધનના નિધિવાળા ગૃહસ્થના પ્રસન્ન મનોહર નેત્રપ્રાંતવડે-કટાક્ષોવડે એટલે પ્રસન્ન દૃષ્ટિવડે જોવાયાથી આનંદ પામે છે, અને તે-( ગૃહસ્થ )ના જ કોપયુક્ત નેત્રપ્રાંતેકરીને ખેદયુક્ત-દુઃખી થાય છે. અને તે વખતે એટલે જ્યારે તેમની કોપયુક્ત દૃષ્ટિ જુએ છે ત્યારે મહા પ્રયત્ને તેના માહાત્મ્યનું વર્ણન કરવારૂપ એટલે 'અહો! આપ તો મહા ઉદાર દિલના છો' ઇત્યાદિક સ્તુતિ અને પ્રણામાદિ કરવારૂપ ઉપાયોવડે તેનો રોષ દૂર કરે છે. ૯૧.

સ્ત્રી પુત્રાદિક બાહ્ય કુટુંબમાં મોહ પામેલા મનુષ્યોને આભ્યંતર કુટુંબનું દર્શન પણ થતું નથી એમ વિચારવું, તે કહે છે.—

**प्रिया प्रेक्षा पुत्रो विनय इह पुत्री गुणरति-**
**र्विवेकाख्यस्तातः परिणतिरनिन्द्या च जननी ।**
**विशुद्धस्य स्वस्य स्फुरति हि कुटुंबं स्फुटमिदं**
**भवे तन्नो दृष्टं तदपि बत संयोगसुखधीः ॥ ९२ ॥**

**મૂલાર્થ**—આ આભ્યંતર કુટુંબમાં પ્રેક્ષારૂપી પ્રિયા, વિનયરૂપી પુત્ર, ગુણરતિ નામની પુત્રી, વિવેક નામનો પિતા અને શુદ્ધ પરિણતિ નામની માતા છે. આ પ્રમાણે વિશુદ્ધ એવા આત્માનું કુટુંબ સ્ફુટ રીતે ભાસે છે. તે કુટુંબ આ અનાદિ સંસારમાં ભમતા પ્રાણીએ જોયું જ નથી. તોપણ સ્ત્રીપુત્રાદિકના સંયોગસુખની બુદ્ધિ ( ઇચ્છા ) પ્રાણીઓને રહેલી છે, એ ખેદકારક છે. ૯૨.

**ટીકાર્થ**—હે પ્રાણી ! વિશુદ્ધ—પાપકર્મરૂપ મળરહિત આત્માનું આ આગળ દેખાડવામાં આવશે તે કુટુંબ કે જે ખરૂં છે તે કુટુંબને અનાદિ સંસારમાં તેં જોયું નથી. તોપણ ખેદની વાત છે કે-એવું આભ્યંતર કુટુંબ છતાં તેની સાથે નહીં મળતાં પ્રાણીઓને સ્ત્રીપુત્રાદિકના બાહ્ય સંબંધને વિષે સુખબુદ્ધિ ઉત્પન્ન થાય છે. તે આભ્યંતર કુટુંબ આ પ્રમાણે છે.—આભ્યંતર કુટુંબને વિષે પ્રેક્ષા-તત્ત્વાતત્ત્વનો વિચાર કરનારી બુદ્ધિરૂપ પ્રાણપ્રિયા છે, કેમકે તે દુઃખનો વિનાશ કરનારી છે. તથા વિનય-નમ્રતારૂપી પુત્ર છે, કારણ કે તે જ્ઞાનાદિક સંપત્તિનો વૃદ્ધિકારક છે. તથા સમ્યક્ત્વાદિક ગુણને વિષે જે પ્રીતિ તેરૂપી પુત્રી છે, કેમકે તે પરમાનંદના ઉત્સવનો હેતુ છે. તથા વિવેક-કૃત્યાકૃત્યાદિકની પરીક્ષાના જે વિચાર તેજ વિવેક નામનો પિતા છે, કેમકે તે આપત્તિમાંથી રક્ષણ કરે છે. તથા અનિંદ્ય—સર્વને હિતકારી હોવાથી પ્રશંસાને યોગ્ય એવી શુભ પરિણતિ નામની માતા છે, કારણ કે તે પરિપાલન કરવામાં શક્તિમાન છે. આવું આભ્યંતર કુટુંબ બાહ્ય સંયોગમાં સુખની બુદ્ધિવાળાને અદૃશ્ય જ છે. ૯૨.

આ સંસારમાં સર્વત્ર દુઃખ જ છે એમ વિચારવું, તે કહે છે.—

**पुरा प्रेमारंभे तदनु तदविच्छेदघटने**
**तदुच्छेदे दुःखान्यथ कठिनचेता विषहते ।**
**विपाकादापाकाहितकलशवत्तापबहुलात्**
**जनो यस्मिन्नस्मिन् क्वचिदपि सुखं हन्त न भवे ॥ ९३ ॥**

**મૂલાર્થ**—જે ભવને વિષે પ્રાણી પ્રથમ પ્રેમના આરંભમાં દુ:ખ પામે છે, ત્યારપછી તે પ્રેમની સ્થિરતાને માટે દુ:ખોને સહન કરે છે, અને ત્યારપછી તે પ્રેમનો વિનાશ થાય ત્યારે પણ તે કઠિન ચિત્તવાળો પ્રાણી અત્યંત સંતાપને લીધે કુંભારના નિંભાડા ( ભઠ્ઠી )માં નાંખેલા ઘડાની જેમ તપતો સતો દુ:ખોને સહન કરે છે અને છેવટ તે દુષ્કર્મના વિપાકને લીધે ભવાન્તરમાં પણ નરકાદિક દુ:ખોને પામે છે. ૯૩.

**ટીકાર્થ**—હે જીવ ! ઘણી ખેદકારક વાત છે કે આ પ્રત્યક્ષ દેખાતા સંસારમાં કોઈપણ ઠેકાણે સુખ-શાન્તિ નથી. કેમકે જે સંસારમાં પ્રાણી પ્રથમ-પ્રેમ ઉત્પન્ન થયા પહેલાં પ્રેમના આરંભમાં-પ્રથમ પ્રીતિ ઉત્પન્ન કરવામાં નાના પ્રકારનાં દુ:ખોને—પ્રેમ મેળવવા માટે પ્રયાસાદિક કરવાનાં કષ્ટોને વિશેષે કરીને સહન કરે છે-પામે છે ( અનુભવે છે ). ત્યારપછી-પ્રેમ ઉત્પન્ન થયા પછી તે પ્રેમનો અવિચ્છેદ-સ્થિરતા કરવામાં-તેના મનની અનુકૂળતાએ વર્તવામાં ઘણાં દુ:ખોને સહન કરે છે, કેમકે પ્રતિકૂળ વર્તવાથી પ્રેમના ભંગનો સંભવ રહે છે. અને ત્યારપછી તે પ્રેમનો વિયોગ મરણાદિકને લીધે થાય ત્યારે પણ કઠોર મનવાળો થઇને તે પ્રાણી ઘણા સંતાપને લીધે કુંભારની ભઠ્ઠી (નિંભાડા)માં નાંખેલા ઘડાની જેમ આ જન્મમાં સંતાપ સંબંધી દુ:ખો પામે છે અને પ્રાંતે તેના વિપાકથી-પ્રેમના પરિણામે બાંધેલાં કર્મ ઉદય આવે ત્યારે તે કર્મોદયથી ભવાંતરમાં પણ નરકાદિકનાં દુ:ખો સહન કરે છે-પામે છે. ૯૩.

આ સંસાર મહામોહરાજાની રણભૂમિ છે એમ વિચારવું, તે બતાવે છે.

**मृगाक्षीदृग्बाणैरिह हि निहतं धर्मकटकं**
**विलिप्ता हृद्देशा इह च बहुलै रागरुधिरैः ।**
**भ्रमन्त्यूर्ध्वं क्रूरा व्यसनशतगृध्राश्च तदियं**
**महामोहक्षोणीरमणरणभूमिः खलु भवः ॥ ९४ ॥**

**મૂલાર્થ**—આ ભવરૂપી રણભૂમિને વિષે સ્ત્રીઓની દૃષ્ટિ ( કટાક્ષ )-રૂપી બાણોએ કરીને ધર્મરૂપી સૈન્ય હણાયું છે, તેથીકરીને એ ભવરૂપી રણભૂમિમાં ઘણા રાગરૂપી રૂધિરવડે હૃદયરૂપી પ્રદેશો લિપ્ત થયા છે, તથા સેંકડો વ્યસનોરૂપી ક્રૂર ગૃધ્ર પક્ષીઓ મસ્તકપર ઉડે છે, તેથીકરીને ખરેખર આ ભવ-સંસાર મહામોહરાજાની રણભૂમિ જ છે. ૯૪.

**ટીકાર્થ**—આ સંસાર ખરેખર હમણાં કહેવામાં આવશે એવા સદૃશપણાને લીધે આ-દૃશ્યમાન યુદ્ધના લક્ષણવાળી મિથ્યાત્વ અને

વિષયકષાયાદિરૂપ મહા મોહનીય કર્મની એટલે મોહ પૃથ્વીપતિની યુદ્ધ કરવાની ભૂમિ છે. મોહને વિષે કામદેવનું જ મુખ્યપણું હોવાથી તેને જ અનુસારે વર્ણન કરે છે કે-હરણ સરખા નેત્રવાળી સ્ત્રીઓની દૃષ્ટિ-(કટાક્ષો)રૂપી બાણોએ કરીને આ ભવરૂપી રણભૂમિને વિષે બ્રહ્મવ્રતાદિક ધર્મના કટકને-પરસૈન્યનો જય કરવામાં હેતુભૂત શુભભાવનાદિ સૈન્યને હણી નાખ્યું છે-મૂળસહિત નાશ પમાડ્યું છે. તેથી ઘણા રાગરૂપી રૂધિરે કરીને-સ્ત્રી વિગેરેની આસક્તિના પરિણામરૂપ રૂધિરવડે કરીને મનના પ્રદેશો-મનરૂપી સ્થાનો અત્યંત લિપ્ત થયેલા છે એટલે રાગરૂપી રૂધિ-રના પ્રવાહવડે પરિપૂર્ણ થયા છે, ખરડાઈ ગયા છે. અને સેંકડો કષ્ટ-રૂપી ક્રૂર સ્વભાવવાળા ગૃધ્ર પક્ષીઓ મસ્તકપર ભ્રમણ કરે છે. માટે ખરેખર આ ભવ મોહરાજાની રણભૂમિ જ છે. ૯૪.

સંસારમાં રહેલા પ્રાણીઓનું અપૂર્વ ગ્રહિલપણું[1] છે એમ વિચા-રવું, તે કહે છે.—

**हसन्ति क्रीडन्ति क्षणमथ च खिद्यन्ति बहुधा**
**रुदन्ति क्रन्दन्ति क्षणमथ विवादं विदधते ।**
**पलायन्ते मोदं दधति परिनृत्यन्ति विवशा**
**भवे मोहोन्मादं कमपि तनुभाजः परिगताः ॥ ९५ ॥**

**મૂલાર્થ**—આ સંસારમાં મોહના અપૂર્વ ઉન્માદને પામેલા પ્રાણીઓ પરાધીનપણે ક્ષણવાર હસે છે, ક્ષણવાર ક્રીડા કરે છે, ક્ષણવાર ઘણો ખેદ પામે છે, ક્ષણવાર રૂદન કરે છે, ક્ષણવાર આક્રંદ કરે છે, ક્ષણવાર વિવાદ કરે છે, કોઈવાર નાશી જાય છે, કોઈ વખત હર્ષ પામે છે અને કોઈવાર નૃત્ય કરે છે. ૯૫.

**ટીકાર્થ**—આ સંસારમાં પ્રાણીઓ કોઈ—કહી ન શકાય તેવા અપૂર્વ મોહના ઉન્માદને-ઉન્મત્તતાને પામેલા દેખાય છે. તેઓ શું કરે છે ? તે કહે છે.-પરાધીન-મોહને પરવશ થયેલા તે પ્રાણીઓ થોડીવાર હસેછે એટલે હાસ્યનું નિમિત્ત હોય કે ન હોય તોપણ મુખ, કપોલ અને નેત્રોનો વિકાસ કરે છે, ક્ષણવારમાં કામક્રીડાદિકનો વિનોદ કરે છે, ક્ષણવારમાં બહુ પ્રકારે ખેદ પામે છે એટલે નાના પ્રકારની મન, વાણી અને કાયાની અરતિને લીધે દીનતા પામે છે, ક્ષણવાર રૂદન કરે છે, ક્ષણવાર આક્રંદ કરે છે એટલે નિરંતર અશ્રુપાત કરીને મોટા શબ્દથી પોકાર કરે છે, ક્ષણવારમાં ધનાદિકને કારણે વિવાદ-કજીયા કરે છે,

---

૧ ભૂતપ્રેતાદિકના આવેશવાળું બેભાનપણું.

કોઈવાર ભય પામીને આમતેમ નાશી જાય છે, ક્ષણવાર હર્ષિત થાય છે અને ક્ષણવારમાં નૃત્ય-નાટક કરે છે. આ પ્રમાણે ચેષ્ટા કરતા પ્રાણીઓ શું ગ્રહિલ ન કહેવાય? કહેવાય જ. ૯૫.

આ ભવ તત્ત્વદૃષ્ટિવાળા મનુષ્યોના હૃદયને દાહકારક લાગે છે એમ વિચારવું, તે કહે છે.—

**अपूर्णा विद्येव प्रकटखलमैत्रीव कुनय-**
**प्रणालीवास्थाने विधववनितायौवनमिव ।**
**अनिष्णाते पत्यौ मृगदृश इव स्नेहलहरी**
**भवक्रीडा व्रीडा दहति हृदयं तात्त्विकदृशाम् ॥ ९६ ॥**

**મૂલાર્થ**—અપૂર્ણ વિદ્યાની જેમ, પ્રકટ જાણેલી ખળની મિત્રાઇની જેમ, સભામાં અન્યાયની પરંપરાની જેમ, વિધવા સ્ત્રીના યૌવનની જેમ અને અકુશળ પતિને વિષે મૃગાક્ષીની સ્નેહલહરીની જેમ આ ભવક્રીડારૂપી લજ્જા તત્ત્વદૃષ્ટિવાળા પુરૂષોના હૃદયને બાળે છે. ૯૬.

**ટીકાર્થ**—તત્ત્વ એટલે વસ્તુના પરમાર્થને વિષે દૃષ્ટિવાળા પુરૂષોના મનને, સંસારને વિષે કરેલી ક્રીડાઓ એટલે જળાશયાદિકમાં સ્ત્રીઓની સાથે કરેલી વિનોદની ચેષ્ટાઓ તેથી ઉત્પન્ન થયેલી લજ્જા દાહકારક થાય છે—ખેદયુક્ત કરે છે. કોની જેમ? તે કહે છે.—અપૂર્ણ ભણેલી વિદ્યા જેમ પંડિતોની સભામાં દાહકારક થાય છે. એટલે કે વાદીથી પરાજય પામેલો પુરૂષ સંતાપયુક્ત થઈને વિચારે છે કે "મને ધિક્કાર છે, મેં આ શું કર્યું? કે જેથી તે વખતે પૂર્ણ અભ્યાસ ન કર્યો." એજ પ્રમાણે સંસારના વિલાસો પણ વૃદ્ધાવસ્થામાં અથવા વૈરાગ્ય પ્રાપ્ત થાય ત્યારે સંતાપદાયી થાય છે. તથા સ્પષ્ટપણે જાણેલી ખળ-માયાવી પુરૂષની મૈત્રીની જેમ, એટલે કે જેમ મિત્રની ખળતા જણાયેથી દાહ-ખેદ થાય છે, તેમ ભવક્રીડાનું નિર્ગુણપણું જાણ્યાથી સંતાપ થાય છે. તથા સત્પુરૂષોની સભામાં નિંદવા લાયક ન્યાયની પરંપરાની જેમ, એટલે કે જેમ સજ્જનની સભામાં અન્યાય થવાથી મનમાં સંતાપ થાય તેમ અન્યાયરૂપ ભવક્રીડા પણ સંતાપકારક થાય. છે. તથા વિધવા સ્ત્રીના યૌવનની જેમ, એટલે જેમ વિધવા સ્ત્રીની યુવાવસ્થા પ્રતિક્ષણે સંતાપકારક થાય છે તેમ ભવક્રીડા પણ પ્રતિક્ષણે સંતાપકારક થાય છે. તથા અનિપુણ-મૂર્ખ પતિના ઉપર મૃગાક્ષી સ્ત્રીના સ્નેહના તરંગની જેમ, એટલે કે જેમ મૂર્ખ પતિને વિષે નિપુણ સ્ત્રીના પ્રેમકટાક્ષો નિષ્ફળ જવાથી દાહકારક થાય છે તેમ નિષ્ફળ ભવક્રીડા પણ તત્ત્વવેત્તાઓના હૃદયને દાહકારી થાય છે. ૯૬.

હવે સંસારના સર્વે સંબંધો મિથ્યા ( અસત્ય ) છે, તે કહે છે.—

**प्रभाते संजाते भवति वितथा स्वापकलना**
**द्विचन्द्रज्ञानं वा तिमिरविरहे निर्मलदृशाम् ।**
**तथा मिथ्यारूपः स्फुरति विदिते तत्त्वविषये**
**भवोऽयं साधूनामुपरतविकल्पस्थिरधियाम् ॥ ९७ ॥**

**મૂલાર્થ**—જેમ પ્રભાતકાળ થયેથી સ્વપ્નની કલના-રચના નિષ્ફળ થાય છે, અથવા તિમિર જાતિના નેત્રવ્યાધિનો નાશ થયેથી નિર્મળ દૃષ્ટિવાળાને બે ચંદ્રનું જ્ઞાન મિથ્યા ભાસે છે, તેમ તત્ત્વનો વિષય જાણુવાથી જેમના વિકલ્પો શાંત થઇને સ્થિર બુદ્ધિ થયેલી છે, તેવા સાધુઓને આ સંસાર મિથ્યારૂપ ભાસે છે. ૯૭.

**ટીકાર્થ**—હે ભવ્ય પ્રાણી ! આત્માદિકના પારમાર્થિક તત્ત્વનો વિષય યથાર્થપણે જાણુવાથી જેમના મમતાસંબંધી સંકલ્પવિકલ્પો શાંત થયા છે અને તેથીકરીને જ આત્મરમણુને વિષે જેમની નિશ્ચળ બુદ્ધિ થઈ છે એવા સાધુઓને-મોક્ષસાધનમાં જ એક નિષ્ઠાવાળા મુનિજનોને આ સંસાર મિથ્યારૂપ ભાસે છે. કેવી રીતે ? તે કહે છે. જેમ સૂર્યોદયવડે પ્રભાતકાળ થયેથી સ્વપ્નવાળી નિદ્રાની કલના-સ્વપ્નમાં દીઠેલા પદાર્થોના દર્શનવાળી બુદ્ધિ અવિદ્યમાન-મિથ્યા ભાસે છે, અથવા તિમિર નામના નેત્રરોગનો વિરહ થવાથી-નષ્ટ થવાથી જેમનાં નેત્રો નિર્મળ થયાં છે એવા મનુષ્યોને બે ચંદ્રનું જ્ઞાન-આકાશમાં બે ચંદ્ર જોવારૂપ ભ્રાંતિજ્ઞાન મિથ્યા-અસત્ ભાસે છે, તેમ આ સંસારનું સ્વરૂપ અવિદ્યમાન ભાસે છે. કેમકે સર્વે સંબંધો કર્મથી જ ઉત્પન્ન થાય છે, પરમાર્થે તો કોઈ પણુ સંબંધ છે જ નહીં. ૯૭.

હવે ગ્રંથકાર પોતાની પૂર્વ અને પર અવસ્થાએ કરીને સંસારની અસારતા દેખાડતા કહે છે.—

**प्रियावाणीवीणाशयनतनुसंबाधनसुखै-**
**र्भवोऽयं पीयूषैर्घटित इति पूर्वं मतिरभूत् ।**
**अकस्मादस्माकं परिकलिततत्त्वोपनिषदा-**
**मिदानीमेतस्मिन्न रतिरपि तु स्वात्मनि रतिः ॥ ९८ ॥**

**મૂલાર્થ**—આ સંસાર પ્રિયા, મનોહર વાણી, વીણા, શયન અને શરીરનું સંવાહન એ સર્વ પ્રકારના સુખરૂપી અમૃતવડે રચેલો છે એ-પ્રમાણે અમારી પ્રથમ બુદ્ધિ ( માન્યતા ) હતી; અને હમણા તો અક-

સ્માત્ અમને આત્મતત્ત્વનું ઉપનિષદ્ (જ્ઞાન) પ્રાપ્ત થવાથી એ સંસારમાં કાંઈ પણ રતિ-પ્રીતિ ઉત્પન્ન થતી નથી, પણ માત્ર આત્માને વિષે જ રતિ ઉત્પન્ન થાય છે. ૯૮

**ટીકાર્થ**—પૂર્વે-ભવસ્વરૂપની અજ્ઞાન દશામાં અમારા ચિત્તને વિષે એવી બુદ્ધિ હતી કે આ મનુષ્યાદિ ગતિરૂપ સંસાર, પ્રિયાઓ-સુંદરરૂપ અને સ્નેહવડે વહાલી સ્ત્રીઓ, વાણી-વિલાસવડે મનોહર સુંદર વચનની રચના, શયન-સુંદર સુકોમળ શય્યા તથા તનુસંબાધન-શરીરને સુંદર તૈલાદિક સ્નાનસામગ્રીવડે મર્દનાદિ કરવું ઇત્યાદિ પદાર્થોના સુખરૂપી અમૃતવડે રચેલો છે; અને હવે તો અકસ્માત્-સહસા જેમને તત્ત્વનું-સંસારના પરમાર્થનું અથવા બ્રહ્મસ્વરૂપનું ઉપનિષદ્-જ્ઞાન રહસ્ય પ્રાપ્ત થયું છે, એવા અમોને આ સંસારમાં કિંચિત્ પણ પ્રીતિ ઉત્પન્ન થતી નથી, પરંતુ પોતાના આત્મા-આત્મસ્વરૂપને વિષે જ પ્રીતિ ઉત્પન્ન થાય છે. ૯૮.

પૂર્વે કહેલા અર્થની જ સ્પષ્ટતા કરે છે.—

**दधानाः काठिन्यं निरवधिकमाविद्यकभव-**
**प्रपञ्चाः पञ्चालीकुचकलशवन्नातिरतिदाः ।**
**गलत्यज्ञानाभ्रे प्रसृमररुचावात्मनि विधौ**
**चिदानन्दस्यन्दः सहज इति तेभ्योऽस्तु विरतिः ॥ ९९ ॥**

**મૂલાર્થ**—હવે પાંચાલીના સ્તનરૂપી કલશની જેમ અવધિરહિત કઠિનતાને ધારણ કરતા એવા અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા આ ભવના પ્રપંચો-વિસ્તારો પ્રીતિદાયક થતા નથી. કેમકે અજ્ઞાનરૂપી વાદળાં વિખરાઈ જવાથી અને પ્રચાર પામતી કાંતિવાળા આત્મારૂપી ચંદ્રનો ઉદય થવાથી સ્વાભાવિક ચિદાનંદ રસ પ્રાપ્ત થયો છે. તેથી તે સંસારના પ્રપંચોથકી વિરતિ જ હો. ૯૯

**ટીકાર્થ**—અજ્ઞાન દશામાં ઉત્પન્ન થયેલા સંસારના પ્રપંચો-માતા, પિતાદિક સંબંધો નિઃસીમ-મર્યાદારહિત કઠોરતા ધારણ કરે છે, તેથી અમોને કાષ્ઠ અને પાષાણાદિકની બનાવેલી પુતળીના સ્તનરૂપી અત્યંત કઠન કલશની જેમ હવે પ્રીતિદાયી થતા નથી. અને અજ્ઞાન-ભ્રાંતિ જ્ઞાનરૂપી અભ્ર-વાદળાંનો સમૂહ વિનાશ પામવાથી તથા વિસ્તૃત કાંતિવાળા આત્મારૂપી ચંદ્રનો ઉદય થવાથી ચિદાનંદનો-જ્ઞાનના આનંદનો સ્યંદ-રસ સ્વાભાવિક ઉત્પન્ન થયો છે, તેથી હવે તો તે ભવના પ્રપંચોથકી નિવૃત્તિ જ હો. ૯૯.

સાંસારિક લક્ષ્મીનો ત્યાગ કરનારને આભ્યંતર લક્ષ્મીનો લાભ પ્રાપ્ત થાય છે, તે કહે છે.—

**भवे या राज्यश्रीर्गजतुरगगोसंग्रहकृता**
**न सा ज्ञानध्यानप्रशमजनिता किं स्वमनसि ।**
**बहिर्याः प्रेयस्यः किमु मनसि ता नात्मरतय-**
**स्ततः स्वाधीनं कस्त्यजति सुखमिच्छत्यथ परम् ॥१००॥**

**મૂલાર્થ**—આ સંસારમાં હાથી, અશ્વ અને ગાય ( બળદ ) વિગેરેના સમૂહથી બનેલી રાજ્યલક્ષ્મી છે, તો શું જ્ઞાન, ધ્યાન અને પ્રશમથી ઉત્પન્ન થયેલી લક્ષ્મી યોગીજનોના મનને વિષે નથી હોતી? હોય જ છે. તથા જેમ બાહ્ય સ્ત્રીઓ આ સંસારમાં છે, તેમ શું યોગિના મનમાં રહેલી આત્મરતિ ( આત્માપરની પ્રીતિ ) તે સ્ત્રીરૂપ નથી? છે જ. તેથી કોણ વિદ્વાન આવું સ્વાધીન સુખ તજે અને બાહ્ય સુખ ઇચ્છે? કોઈ જ નહીં. ૧૦૦.

**ટીકાર્થ**—આ ભવને વિષે જેમ દેવ અને મનુષ્ય જન્મને વિષે હાથી, ઘોડા, ગાયો અને વૃષભોના સમૂહવડે બનેલી સાંભળવામાં તથા જોવામાં આવતી એવી રાજલક્ષ્મી છે, તેમ જ્ઞાનથી ઉત્પન્ન થયેલી-શ્રતના અભ્યાસરૂપ હાથીની ગર્જનાવાળી, ધ્યાનથી ઉત્પન્ન થયેલી-ધર્મ ધ્યાન શુકલ ધ્યાન અને દ્વાદશ ભાવનારૂપ અશ્વોના તરંગથી ઉછળતી, તથા પ્રશમથી ઉત્પન્ન થયેલી-અતિ શાંતિ અને સ્થિરતાથી સુંદર ગતિવાળી ગાયો અને વૃષભોથી શોભતી એવી લક્ષ્મા શું રાજલક્ષ્મીનો ત્યાગ કરનારા યોગીજનોના મનને વિષે રહેલી નથી? છે જ. તથા બહાર-મનુષ્યાદિક રાજ્યમાં જેમ રૂપાદિના અભિમાનવાળી સુંદર પ્રિયાઓ છે, તેમ શું યોગીઓના મનમાં રહેલી આત્મરતિ-સકલ કર્મમળ રહિત એવા આત્માપરની પ્રીતિરૂપી પ્રિયાઓ ઇંદ્રાણી વિગેરેથી પણ અધિક હર્ષદાયક નથી? છેજ. તેથી આવા સ્વાધીન સુખનો કોણ વિદ્વાન ત્યાગ કરે? અને પરાધીન સુખની વાંછા કરે? કોઇ જ ન કરે. ૧૦૦.

હવે સાંસારિક સુખની નિંદ્યતા બતાવે છે.—

**पराधीनं शर्म क्षयि विषयकांक्षौघमलिनं**
**भवे भीतिस्थानं तदपि कुमतिस्तत्र रमते ।**
**बुधास्तु स्वाधीनेऽक्षयिणि करणौत्सुक्यरहिते**
**निलीनास्तिष्ठन्ति प्रगलितभयाध्यात्मिकसुखे ॥ १०१ ॥**

**મૂલાર્થ**—આ સંસારમાં જે સુખ છે તે પરાધીન, ક્ષણિક, વિષયોની ઇચ્છાના સમૂહથી મલીન અને ભીતિદાયક છે, તો પણ તેમાં કુબુદ્ધિવાળો પ્રાણી આનંદ માને છે; પરંતુ પંડિત પુરૂષો તો સ્વાધીન, અવિનાશી, ઇંદ્રિયોની ઉત્સુકતા રહિત અને ભયરહિત એવા અધ્યાત્મના સુખને વિષે જ મગ્ન રહે છે. ૧૦૧.

**ટીકાર્થ**—આ સંસારને વિષે સઘળા દેવ અને મનુષ્યોને જે સુખ છે તે સર્વ પરાધીન–પુષ્પ, ચંદન, ખાનપાન તથા સ્ત્રી વિગેરે પદાર્થોને આધીન રહેલું છે, વિનશ્વર છે, તથા શબ્દ, રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શ એ પાંચ વિષયોની અભિલાષાના સમૂહથી મલિન–અપવિત્ર છે, તથા સ્વપરજાતિથી ઉત્પન્ન થતા ભયોનું સ્થાન છે. તો પણ–એ સુખ એવું અનિત્ય અને તુચ્છ છતાં પણ દુર્બુદ્ધિવાળો જન્તુ તે સુખમાં રમણ કરે છે–પ્રમોદ પામે છે. પણ પંડિત પુરૂષો તો સ્વાધીન–આત્માને આધીન એટલે આત્મસ્વભાવના ઉદ્‌ભવથી પોતાને જ આધીન, તથા આત્માથી જ ઉત્પન્ન થયેલું હોવાથી નાશરહિત, તથા મન અને ઇન્દ્રિયોએ કરેલી ઉત્સુકતાવડે–વિષયના અભિલાષની ઉત્કંઠાવડે રહિત તથા જેનાથી ભય અતિ દૂર રહે છે એવા અધ્યાત્મને વિષે રહેલા સુખમાં—આનંદમાં જ નિરંતર મગ્ન રહે છે–તલ્લીન રહે છે. ૧૦૧.

હવે પ્રકરણનો ઉપસંહાર કરે છે.—

**तदेतद्भाषन्ते जगदभयदानं खलु भव-**
**स्वरूपानुध्यानं शमसुखनिदानं कृतधियः ।**
**स्थिरीभूते यस्मिन् विधुकिरणकर्पूरविमला**
**यशःश्रीः प्रौढा स्याज्जिनसमयतत्त्वस्थितिविदाम् ॥१०२॥**

**। इत्यध्यात्मसारे प्रथमः प्रबन्धः ।**

**મૂલાર્થ**—તે કારણ માટે નિપુણ બુદ્ધિવાળા પંડિતો આ ભવ સ્વરૂપના ચિંતનને શમસુખના કારણરૂપ તથા ત્રણ જગતને અભયદાન દેવારૂપ કહે છે. કે જે ભવસ્વરૂપનું ધ્યાન સ્થિર થવાથી જિનાગમના તત્ત્વોની સ્થિતિને જાણનાર પુરૂષોને ચંદ્રનાં કિરણો તથા કર્પૂરની જેવી નિર્મળ યશરૂપી લક્ષ્મી અથવા મોક્ષલક્ષ્મી વૃદ્ધિ પામે છે. ૧૦૨.

**ટીકાર્થ**—પૂર્વે કહેલા ભવસ્વરૂપનું ચિંતન કરવાથી જ્ઞાન, ધ્યાન અને સંયમાદિકવડે તથા નિર્મળ સૂક્ષ્મ બોધવડે જેમની બુદ્ધિ નિપુણ થયેલી છે, એવા સત્પુરૂષો સંસારસ્વરૂપનાં ધ્યાનને તેના ધ્યાતાને શમસુખનું–સર્વ વિક્ષેપરહિતપણાએ કરીને શાન્ત સ્વભાવમય એવા

આનંદનું મૂળ કારણ કહે છે તથા ત્રણ ભુવનમાં વર્તતા પ્રાણીઓને અભયદાન આપનારૂં કહે છે. તે ધ્યાનનું શું ફળ? તે કહે છે.–જે ભવ-સ્વરૂપનું ધ્યાન મનમાં સ્થિર થવાથી–નિશ્ચળ થવાથી ચંદ્રનાં કિરણો અને કર્પૂરના જેવી યશઃશ્રી–નિર્મળ કીર્ત્તિ અર્થાત્ મોક્ષ લક્ષ્મી તે સર્વજ્ઞ અર્હતના સિદ્ધાન્ત તત્ત્વોની–જીવાદિક નવ પદાર્થ પ્રતિપાદક વાકયોની સ્થિતિને એટલે સ્યાદ્વાદની શૈલીવડે પદાર્થના સ્વરૂપને જાણનારા એવા પુરૂષોને વૃદ્ધિ પામે છે ( પ્રાપ્ત થાય છે). આ શ્લોકમાં 'યશ' શબ્દ મૂકયો છે તેથી કર્ત્તાએ 'યશોવિજય' એવું પોતાનું નામ સૂચવ્યું છે એમ જાણવું. ૧૦૨.

**क्वार्थगंभीरवाणीयं सुमन्दधीरहं क्व च।**
**गुरुप्रसादतः सद्यः प्रबन्धः प्रथमोऽजनि ॥ १ ॥**

અર્થની ગંભીરતાવાળી આ વાણી કયાં? અને અત્યંત મન્દબુદ્ધિ-વાળો હું કયાં? તો પણ ગુરૂની કૃપાથી આ પહેલો પ્રબંધ તત્કાળ પૂર્ણ થયો છે. ૧.

**॥ इत्यध्यात्मसारे शब्दभावोक्तिटीकायां प्रथमः प्रबन्धः ॥**

---

૧ આ શ્લોકમાં ટીકાકાર પન્યાસજી ગંભીરવિજયજી ગણીએ 'ગંભીર' શબ્દવડે પોતાનું નામ સૂચવ્યું છે.

# । अथ द्वितीय–प्रबंधः ।



## વૈરાગ્યના ભેદ.

પહેલો પ્રબંધ કહ્યો. હવે બીજો પ્રબંધ કહે છે. તેનો સંબંધ આ પ્રમાણે છે.—પહેલા પ્રબંધમાં શાસ્ત્રમહિમા, અધ્યાત્મનું સ્વરૂપ, નિર્દંભ આચરણ અને ભવસ્વરૂપનું ચિંતવન કહ્યું છે. તેનું ચિંતવન કરવાથી જીવોને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. તેથી અહીંઆ વૈરાગ્યના ભેદો બતાવે છે. આ સંબંધવડે આવેલા વૈરાગ્યનો આ પ્રથમ શ્લોક છે.—

**भवस्वरूपविज्ञानाद्द्वेषान्नैर्गुण्यदृष्टिजात् ।**
**तदिच्छोच्छेदरूपं द्राग्वैराग्यमुपजायते ॥ १ ॥**

**મૂલાર્થ**—ભવસ્વરૂપના જ્ઞાનથી અને નિર્ગુણ દૃષ્ટિથી ઉત્પન્ન થયેલા દ્વેષથી તત્કાળ તે (ભવ)ની ઇચ્છાના ઉચ્છેદરૂપ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. ૧.

**ટીકાર્થ**-સંસારના સ્વરૂપનો-સ્વભાવનો વિશેષ બોધ થવાથી તથા નૈર્ગુણ્ય એટલે સંસારમાં વસતા જીવોને પોતાના આત્મપક્ષે કાંઈ અણુમાત્ર પણ જેમાં ગુણ દેખાતો નથી, અને સોજાથી થયેલી શરીરની પુષ્ટતાની જેમ વ્યર્થ આડંબરને ધારણ કરનાર છે એવા પ્રકારની દૃષ્ટિથી-દર્શનથી ઉત્પન્ન થયેલા દ્વેષથી એટલે સંસારના સુખની અરૂચિ થવાથી તે સંસાર સંબંધી સુખના અભિલાષની નિવૃત્તિ-ઉદાસીનતારૂપ વૈરાગ્ય શીઘ્રતાથી પ્રાપ્ત થાય છે. અહીં બે કારણથી વૈરાગ્યની ઉત્પત્તિ કહી છે. ૧.

ઉપર કહેલા પ્રકારથી બીજે પ્રકારે જેઓ વૈરાગ્ય કહે છે, તેમનો નિષેધ કરતા કહે છે.—

**सिद्ध्या विषयसौख्यस्य वैराग्यं वर्णयन्ति ये ।**
**मतं न युज्यते तेषां यावदर्थाप्रसिद्धितः ॥ २ ॥**

**મૂલાર્થ**—જેઓ વિષય સુખની સિદ્ધિવડે વૈરાગ્ય પ્રાપ્તનું વર્ણન કરે છે, તેમનો મત યાવદર્થની અપ્રસિદ્ધિને લીધે યોગ્ય નથી. ૨.

**ટીકાર્થ**—જે કોઈ ભોગલંપટ પુરૂષો પૂર્વોક્ત પાંચ વિષયોના સુખની સિદ્ધિએ કરીને એટલે ભોગની ઇચ્છા તૃપ્ત થવાથી વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે એવું વર્ણન કરે છે-કહે છે, તેઓનો મત-સિદ્ધાન્ત ન્યાયની યુક્તિથી જોતાં યોગ્ય ભાસતો નથી. કારણ કે યાવદર્થની પ્રસિદ્ધિ નથી

માટે. એટલે કે જ્યાંસુધી વિષયી વિષયોમાં પ્રવૃત્તિના પ્રયોજનવાળો છે ( પ્રવૃત્તિ કરે છે ) ત્યાંસુધી કામાભિલાષની તૃપ્તિની પ્રાપ્તિ ( સિદ્ધિ ) થતી નથી, તે કારણથી તેમનો મત યોગ્ય નથી. ૨.

અહીં તેઓ કદાચ એમ કહે કે-"અમારો મત યોગ્ય નથી, એમ કેમ કહો છો? કારણ કે ચિરકાળ સુધી સુંદર ભોગ ભોગવનાર મનુષ્યનાં મન અને ઇન્દ્રિયો તૃપ્ત થવાથી વિષયોથકી પાછાં ફરે છે, તેથી તેને અત્યંત વૈરાગ્ય થશે, માટે અમારૂં કહેવું યોગ્ય જ છે." આવું તેમનું માનવું અસત્ય છે, તે અસત્યપણું સ્પષ્ટ રીતે બતાવે છે.—

**अप्राप्तत्वभ्रमादुच्चैरवाप्तेष्वप्यनन्तशः ।**
**कामभोगेषु मूढानां समीहा नोपशाम्यति ॥ ३ ॥**

**મૂલાર્થ**—મૂઢ પ્રાણીઓને કામભોગો અનંતીવાર પ્રાપ્ત થયા છતાં પણ કોઈ વખત પણ પ્રાપ્ત નથી થયા એવા ભ્રમને લીધે તેમની ઇચ્છા શાંત થતી જ નથી. ૩.

**ટીકાર્થ**—પરમાર્થને નહીં જાણનારા અને મોહના ઉદયવડે વ્યાકુળ થયેલા અર્થાત્ કામને વિષે જ એક ચિત્તવાળા મૂઢ પ્રાણીઓને અનંતીવાર એટલે જીવ અનાદિ હોવાથી અને ગયેલો કાળ અનંત હોવાથી જન્મમરણની સંખ્યા ઘણી ( અનંત ) છે, કેમકે દરેક કાળે જીવ પૂર્વે જન્મમાંથી જ આવેલો છે, તેથી અનંતીવાર પૂર્વે પ્રાપ્ત કરેલા એટલે અનુભવેલા કામ-શબ્દ અને રૂપ તથા ભોગ-ગન્ધ, રસ અને સ્પર્શ અથવા કામ એટલે મનોહર એવા ભોગ એટલે સ્ત્રીવિલાસ. અથવા કામદેવના ભોગ-વિલાસોમાં અતિશે કરીને અપ્રાપ્તિની ભ્રાંતિથી એટલે પૂર્વે મને આવા ભોગ પ્રાપ્ત થયા નથી, માત્ર આ ભવમાં જ પ્રાપ્ત થયા છે, એવી ભ્રાંતિથી તે કામભોગ વિષેની અભીષ્ટ બુદ્ધિવાળી તીવ્ર તૃષ્ણા શાંત થતી જ નથી. ૩.

પૂર્વે કહેલો અર્થ જ કહે છે.—

**विषयैः क्षीयते कामो नेन्धनैरिव पावकः ।**
**प्रत्युत प्रोल्लसच्छक्तिर्भूय एवोपवर्धते ॥ ४ ॥**

**મૂલાર્થ**—કાષ્ઠવડે અગ્નિની જેમ વિષયોવડે કામ ક્ષીણ થતો જ નથી, પરંતુ ઉલટો વિસ્તાર પામતી છે શક્તિ જેની એવો તે કામ વારંવાર વૃદ્ધિ જ પામે છે. ૪.

**ટીકાર્થ**—કામ એટલે વેદના ઉદયથી ઉત્પન્ન થયેલો કામવિકાર વિષયોવડે-ભોગોવડે ક્ષીણ થતો નથી-નિવૃત્તિ પામતો નથી. કોની

જેમ? તે કહે છે.—જેમ અગ્નિ કાષ્ઠવડે તૃપ્તિ પામતો નથી તેમ વિષયી પ્રાણી પણ ભોગવડે તૃપ્તિ પામતો નથી. પરંતુ તેથી ઉલટો જેમ જેમ વિષયોને ભોગવે છે તેમ તેમ વૈરાગ્યરહિત હોવાથી પ્રકૃષ્ટપણે વિસ્તાર પામતી છે શક્તિ એટલે ભોગની ઇચ્છા જેની એવો તે કામ વારંવાર વૃદ્ધિ પામે છે. ૪.

ફરીથી પણ તેજ વાત સ્પષ્ટ કરે છે.—

**सौम्यत्वमिव सिंहानां पन्नगानामिव क्षमा ।**
**विषयेषु प्रवृत्तानां वैराग्यं खलु दुर्वचम् ॥ ५ ॥**

**મૂલાર્થ**—સિંહોની સૌમ્યતાની જેમ અને સર્પોની ક્ષમાની જેમ વિષયોમાં પ્રવૃત્ત થયેલા પુરૂષોને વૈરાગ્ય પ્રાપ્ત થાય, એ કહેવું અશક્ય છે. ૫.

**ટીકાર્થ**—નિશ્ચે કરીને વિષયોમાં-શબ્દાદિકના ભોગમાં પ્રવૃત્ત થયેલાને એટલે વિષયના સેવનમાં આસક્ત ચિત્તવાળા પ્રાણીઓને પૂર્વે કહેલો વૈરાગ્ય પ્રાપ્ત થાય, એ કહેવું અશક્ય છે. કેમકે તેવા પ્રાણીને વૈરાગ્યની પ્રાપ્તિનો સંભવ જ નથી. કોની જેમ? તે કહે છે.-જેમ સિંહની શાંતપ્રકૃતિ એટલે 'આ શાંતપ્રકૃતિવાળો સિંહ છે' એમ કહેવું, તથા સર્પોની ક્ષમા એટલે 'આ સર્પ ક્ષમાવાન છે' એમ કહેવું, તે અશક્ય છે તેમ. એટલે જેમ સિંહની શાંતતા અને સર્પની ક્ષમા અઘટિત છે ( અસંભવિત છે ) તેમ વિષયભોગમાં પ્રવૃત્ત થયેલાને વૈરાગ્યની પ્રાપ્તિ અઘટિત છે. ૫.

પૂર્વોક્ત વાત જ કહે છે.—

**अकृत्वा विषयत्यागं यो वैराग्यं दिधीर्षति ।**
**अपथ्यमपरित्यज्य स रोगोच्छेदमिच्छति ॥ ६ ॥**

**મૂલાર્થ**—જે કોઈ મનુષ્ય વિષયનો ત્યાગ કર્યાવિના વૈરાગ્યને ધારણ કરવા ઇચ્છે છે તે મનુષ્ય કુપથ્યનો ત્યાગ કર્યાવિના રોગનો નાશ કરવા ઇચ્છે છે. ૬.

**ટીકાર્થ**—જે કોઈ કામી પુરૂષ પૂર્વોક્ત વિષયોનો ત્યાગ કર્યાવિના વૈરાગ્યને ધારણ કરવા ઇચ્છે છે તે મૂર્ખ કુપથ્યનો એટલે રોગી માણસને હિતકારક અનુકૂળ ભોજનાદિકથી વિપરીત એવા અહિતકારી ભોજનાદિકનો ત્યાગ કર્યાવિના અર્થાત્ રસમાં લંપટ થઈને કુપથ્યને ખાધા કરવાથી રોગના ઉચ્છેદને એટલે દુષ્ટ સંનિપાતાદિકના નાશને ઇચ્છે છે. જેમ કુપથ્યને સેવતો રોગી અજ્ઞાનપણાથી રોગના નાશનો ઉપાય નહીં જાણવાથી રોગરહિત થતો નથી, ઉલટા રોગ વૃદ્ધિ પામે છે, તેમ આ

ભોગલંપટ પ્રાણી પણ વૈરાગ્યની પ્રાપ્તિના ઉપાયને જાણ્યાવિના સંસારથી મુક્ત થતો નથી. ૬.

હવે વિષયમાં આસક્ત થયેલા ચિત્તમાં વૈરાગ્યની સ્થિતિ જ થતી નથી ( વૈરાગ્ય ટકી જ શકતો નથી ), તે કહે છે.—

**न चित्ते विषयासक्ते वैराग्यं स्थातुमप्यलम् ।**
**अयोघन इवोत्तप्ते निपतन् बिन्दुरंभसः ॥ ७ ॥**

**મૂલાર્થ**—તપાવેલા લોઢાના ઘણ ઉપર પડેલા જળના બિંદુની જેમ વિષયવડે આસક્ત થયેલા ચિત્તમાં વૈરાગ્ય રહેવાને પણ સમર્થ નથી. ૭.

**ટીકાર્થ**—પૂર્વોક્ત વિષયોમાં અત્યંત આસક્ત થયેલા ચિત્તમાં વૈરાગ્ય રહેવાને એટલે એક મુહૂર્તાદિક સમય સુધી પણ સ્થિર થવાને સમર્થ નથી, તો ચિરકાળ સુધી વૈરાગ્યની સ્થિતિ તો ક્યાંથી જ રહે ? કોની જેમ ? તે કહે છે.—અત્યંત અગ્નિથી તપાવેલા લોઢાના ઘણ ઉપર પડેલા જળના બિંદુની જેમ, એટલે જેમ તપાવેલા લોઢાના ઘણ ઉપર પડેલું જળબિંદુ કાળના વિલંબ વિના ( તરત જ ) સૂકાઈ જાય છે, તેમ વૈરાગ્ય ઉત્પન્ન કરનાર વચનો પણ વિષયાસક્ત ચિત્તમાં રહી ( ટકી ) શકતાં નથી. ૭.

ફરીથી પણ વિષયાસક્ત ચિત્તમાં વૈરાગ્યનો અસંભવ બતાવે છે.—

**यदीन्दुः स्यात् कुहूरात्रौ फलं यद्यवकेशिनि ।**
**तदा विषयसंसर्गिचित्ते वैराग्यसंक्रमः ॥ ८ ॥**

**મૂલાર્થ**—જો અમાવાસ્યાની રાત્રીએ ચંદ્રનો ઉદય થાય, અને જો અવકેશિ ( વંધ્ય ) વૃક્ષને ફળ આવે, તો વિષયના સંસર્ગવાળા ચિત્તમાં વૈરાગ્યનો પ્રવેશ થાય. ૮.

**ટીકાર્થ**—જેમને વિષયોનો એટલે કામભોગનો સંસર્ગ-પરિચય હોય તેવા પુરૂષોના ચિત્તમાં વૈરાગ્ય વાસનાનો અવતાર-પ્રવેશ ત્યારે થઈ શકે કે જ્યારે અસંભવ છતાં કોઈક કાળે કદાચ અમાવાસ્યાની રાત્રીએ ચંદ્રોદય થાય, અને જો કદાચ વંધ્ય વૃક્ષને ફળનો સંયોગ થાય. આ બે અસંભવિતનો સંભવ થાય તો વિષયના પરિચયવાળા ચિત્તમાં વૈરાગ્ય પણ સંભવે. અર્થાત્ ન સંભવે. ૮.

ત્યારે વૈરાગ્યની પ્રાપ્તિ શી રીતે થાય ? તે ઉપર કહે છે.—

**भवहेतुषु तद्वेषाद्विषयेष्वप्रवृत्तितः ।**
**वैराग्यं स्यान्निराबाधं भवनैर्गुण्यदर्शनात् ॥ ९ ॥**

**મૂલાર્થ**—ભવના કારણોપર દ્વેષ થવાથી, વિષયોમાં અપ્રવૃત્તિ થવાથી અને ભવની નિર્ગુણતા જોવાથી બાધારહિત વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. ૯.

**ટીકાર્થ**—તે વૈરાગ્ય જીવોને જન્માદિક ભવના હેતુ એટલે તેની ઉત્પત્તિના કારણરૂપ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ તેને વિષે અરૂચિ ( દ્વેષ ) થવાથી તથા કામભોગને વિષે અપ્રવૃત્તિ થવાથી ( કામસેવન બંધ થવાથી ) તથા ભવનું નિર્ગુણપણું એટલે નિર્ગુણપણાવડે અસુખ કરવાપણું જોવાથી-જ્ઞાનચક્ષુવડે જાણવાથી, આ ત્રણ પ્રકારના હેતુસમૂહથી વ્યાઘાતરહિત એવું વિરક્તપણું પ્રાપ્ત થાય છે. ૯.

તે સાંભળીને શિષ્ય કહે છે.—

**चतुर्थेऽपि गुणस्थाने नन्वेवं तत्प्रसज्यते ।**
**युक्तं खलु प्रमातॄणां भवनैर्गुण्यदर्शनम् ॥ १० ॥**

**મૂલાર્થ**—અહીં શિષ્ય શંકા કરે છે કે—જો એમ છે તો ચોથે ગુણસ્થાનકે પણ તે વૈરાગ્યની પ્રાપ્તિ થશે. કેમકે પ્રમાણુ જાણનારાઓને સંસારની નિર્ગુણતાનું દર્શન યોગ્ય છે-થઈ શકે છે. ૧૦.

**ટીકાર્થ**—શિષ્ય શંકા કરે છે કે-હે પૂજ્ય ! જો એમ છે એટલે ભવની નિર્ગુણતાથી વૈરાગ્યનું પ્રતિપાદન થાય છે તો ભોગની પ્રવૃત્તિવાળા અવિરતિસમ્યક્દૃષ્ટિ નામના ચોથા ગુણસ્થાનકને વિષે પણ તે વૈરાગ્યની પ્રાપ્તિ થશે. કેમકે પ્રમાતૃ એટલે યથાસ્થિતપણે ઈયત્તાના નિશ્ચયવડે વસ્તુસ્વરૂપને જાણનારા જ્ઞાનીઓને સંસારની નિર્ગુણતાનું દર્શન યોગ્ય-ઘટિત છે. તેથી કરીને ચોથા ગુણસ્થાની જીવોનું પ્રમાતૃપણું હોવાથી ભવની નિર્ગુણતાનું દર્શન તેને હોય છે, માટે ત્યાં ( ચોથે ગુણસ્થાને ) પણ વૈરાગ્યનો સંભવ પ્રાપ્ત થશે. ૧૦.

પૂર્વોક્ત શંકાનું સમાધાન કરે છે.—

**सत्यं चारित्रमोहस्य महिमा कोऽप्ययं खलु ।**
**यदन्यहेतुयोगेऽपि फलायोगोऽत्र दृश्यते ॥ ११ ॥**

**મૂલાર્થ**—ખરી વાત છે. પરંતુ ચારિત્રમોહનીય કર્મનો કોઈ એવો મહિમા છે કે ચોથે ગુણસ્થાને અન્ય હેતુનો યોગ છતાં પણ ફળનો અયોગ ( અભાવ ) દેખાય છે. ૧૧.

**ટીકાર્થ**—હે વત્સ ! તારૂં કહેવું સત્ય છે. તેં કહેલા હેતુ પ્રમાણે ચોથે ગુણસ્થાને પણ વૈરાગ્ય સંભવે છે, પરંતુ ત્યાં જે જીવો ભોગમાં પ્રવૃત્ત થયેલા છે, તેમનામાં આગળ કહેવામાં આવશે એવો કોઈ અપૂર્વ-વિલક્ષણ ચારિત્રમોહનો એટલે ચારિત્રની પ્રાપ્તિનો પ્રતિબંધ કર-

નાર બાર કષાય અને નવ નોકષાયરૂપ મોહનો પ્રભાવ વર્તે છે. કેમકે આ ચોથા ગુણસ્થાનકને વિષે અન્યના એટલે પ્રકૃતિની અપેક્ષાએ નિવૃત્તિના જ્ઞાનરૂપ હેતુનો યોગ–સંબંધ છતાં પણ અર્થાત્ ભવની નિર્ગુણતાના દર્શનરૂપ હેતુ છતાં પણ ફળનો એટલે જ્ઞાનના કાર્યરૂપ ભોગાદિકની નિવૃત્તિનો અયોગ–અપ્રાપ્તિ દેખાય છે. તે તું ચારિત્રમોહનો મહિમા જાણ. અર્થાત્ ચારિત્રમોહના ઉદયથી જ ત્યાં ( ચોથે ગુણસ્થાને ) ભોગની પ્રવૃત્તિ છે, એટલે ત્યાં સંપૂર્ણ વૈરાગ્ય હોતો નથી. ૧૧.

આ પ્રમાણે ભવની નિર્ગુણતાનું દર્શન તથા ભોગની પ્રવૃત્તિ છતાં પણ ત્યાં ( ચોથે ગુણસ્થાને ) કદાચિત્ વૈરાગ્ય હોય પણ છે, તે કહે છે.

**दशाविशेषे तत्रापि न चेदं नास्ति सर्वथा ।**
**स्वव्यापारहृतासंगं तथा च स्तवभाषितम् ॥ १२ ॥**

**મૂલાર્થ**—તે ચોથા ગુણસ્થાનકને વિષે વૈરાગ્ય સર્વથા નથી એમ નહીં. પરંતુ ત્યાં પણ દશાનો વિશેષ છતે પોતાના વ્યાપારે જેમાં આસક્તિનું હરણ કરેલું છે એવો વૈરાગ્ય વર્તે છે. તેજ પ્રકારે શ્રીવીતરાગ સ્તવમાં પણ કહ્યું છે. ૧૨.

**ટીકાર્થ**—હે વત્સ ! તે ચોથા ગુણસ્થાનકને વિષે પણ આ વૈરાગ્ય સર્વથા–મૂળથી જ નથી એમ નહીં. કિંતુ ત્યાં પણ દશાવિશેષે એટલે કર્મહાનિથી ઉત્પન્ન થયેલી આત્માને યોગ્ય બોધની અવસ્થારૂપ દશાનો વિશેષ એટલે પોતપોતાના આવરણની હાનિની અપેક્ષાએ બોધનું તરતમપણું છતે વિષયાદિક ભવના હેતુઓની ત્યાજ્યતાની શ્રદ્ધાવડે તથા જ્ઞાનાદિક સ્વરૂપવાળા વ્યાપારવડે એટલે ચૈત્યવંદનાદિક ક્રિયાવડે હરણ કરેલો એટલે ન્યૂનતા પમાડ્યો છે આસંગ એટલે આસક્તિરૂપ પરિચય તથા અભિલાષની તીવ્રતા જેમાં એવો વૈરાગ્ય છે. આજ પ્રકારે સ્તવમાં એટલે વીતરાગ સ્તવમાં શ્રીહેમચંદ્ર સૂરિએ કહેલું છે. ૧૨.

સ્તવમાં જે કહ્યું છે તે કહે છે.—

**यदा मरुन्नरेन्द्रश्रीस्त्वया नाथोपभुज्यते ।**
**यत्र तत्र रतिर्नाम विरक्तत्वं तदापि ते ॥ १३ ॥**

**મૂલાર્થ**—હે નાથ ! જે જન્મમાં તમે દેવેન્દ્ર અને નરેન્દ્રની લક્ષ્મી ભોગવી હતી, તે વખતે પણ જે કોઈ સ્થળે તમારે રતિ (પ્રીતિ) હતી, તે પણ તમારૂં વૈરાગ્યપણું જ હતું. ૧૩.

ટીકાર્થ—હે વીતરાગ ! જે પૂર્વ જન્મોમાં દેવ અને મનુષ્યોના ઇન્દ્રો એટલે દેવેન્દ્રો અને ચક્રવર્તી વિગેરેની લક્ષ્મી તમે ભોગવી એટલે વજ્રનાભ ચક્રી અને સર્વાર્થસિદ્ધિક દેવાદિ ભવોમાં શ્રીઋષભસ્વામીએ તથા નંદન રાજપુત્રના તથા પ્રાણુત દેવાદિકના પૂર્વ ભવોમાં શ્રીમહાવીરસ્વામીએ ઉપભોગવડે આસ્વાદન કરી, તે કાળે પણ હે સ્વામી ! તમારી જે વિલાસાત્મક રતિ સાંભળવામાં આવતી હતી, તે પણ વૈરાગ્યયુક્ત જ હતી. તો પછી અર્હત્‌ના ભવમાં વૈરાગ્ય હોય તેમાં તો શું કહેવું ? આ શ્લોકવડે અરિહંતને ગૃહસ્થાવાસમાં ચોથે ગુણસ્થાનકે પણ વૈરાગ્ય કહ્યો છે. ૧૩.

અહીં વિશેષતા બતાવે છે.—

**भवेच्छा यस्य विच्छिन्ना प्रवृत्तिः कर्मभावजा ।**
**रतिस्तस्य विरक्तस्य सर्वत्र शुभवेद्यतः ॥ १४ ॥**

મૂલાર્થ—જેને ભવની ઈચ્છા વિચ્છેદ પામી છે તેને ભોગાદિકમાં જે કાંઈ પ્રવૃત્તિ દેખાય છે તે કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલી છે, તથા તે વૈરાગ્યવંતની જે પ્રીતિ દેખાય છે તે સર્વત્ર શુભવેદનીય કર્મના ઉદયથી જ છે. ૧૪.

ટીકાર્થ—જે મુમુક્ષુને ભવેચ્છા એટલે ઉત્તમ જન્મ, ભોગ અને ઋદ્ધિ વિગેરેની પ્રાપ્તિવાળા સંસારની ઇચ્છા એટલે જો હું દેવાદિક થાઉં તો સારૂં એવી કામના વિચ્છેદ પામેલી છે એટલે આ ભવમાંથી મારો ક્યારે મોક્ષ થશે? એ પ્રમાણે વિપક્ષની ઇચ્છાવડે નિવૃત્તિ પામી છે, તેવા પુરૂષની જે કાંઈ પ્રવૃત્તિ જોવામાં આવે છે તે એકવીશ પ્રકારના મોહનીય અને બે પ્રકારના વેદનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલી એટલે તે કર્મની કરેલી છે. પરંતુ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા ભ્રમને લીધે ભોગસુખજ સારભૂત છે એવી બુદ્ધિ તેમને થતી નથી. અહીં કોઈને શંકા થાય કે ભોગના આરંભમાં ભલે પ્રવૃત્તિ હો પરંતુ તે ભોગ ઉપર તેમનો પ્રેમ કેમ થાય? તે શંકાપર કહે છે કે–તે વૈરાગ્યવંતને જે પ્રીતિ થાય છે તે સર્વત્ર–ભોગ અને ભોગના અંગભૂત રતિનાં સર્વ સ્થાનોમાં સાત વેદનીય કર્મના ઉદયથી થાય છે. અર્થાત્ તે સાત વેદનીય કર્મ હર્ષાદિકથી જ ભોગવાય છે, તેથી તેમાં આનંદ, પ્રીતિ વિગેરે જોવામાં આવે છે. ૧૪.

અહીં કોઈને શંકા થાય કે–કર્મના વશથી પ્રવૃત્તિ વિગેરે ભલે હો, પણ તેની શુદ્ધિ શી રીતે રહી શકે? તેનો ઉત્તર આપે છે.—

**अतश्चाक्षेपकज्ञानात् कान्तायां भोगसन्निधौ ।**
**न शुद्धिप्रक्षयो यस्माद्धारिभद्रमिदं वचः १५ ॥**

મૂલાર્થ—તેથી કરીને આક્ષેપક જ્ઞાનને લીધે સ્ત્રી તથા ભોગ સમીપે રહ્યા છતાં પણ તેમની શુદ્ધિનો નાશ થતો નથી. કેમકે હરિભદ્ર સૂરિનું પણ એવુંજ વચન છે. ૧૫.

ટીકાર્થ—હે વત્સ! આ કહેવાતા આક્ષેપક જ્ઞાનને લીધે એટલે આત્માને આ લોક તથા પરલોકને વિષે હેય ( ત્યાજ્ય ) પદાર્થ થકી તિરસ્કાર ઉત્પન્ન કરનાર આક્ષેપક જ્ઞાનને લીધે અર્થાત્ પદાર્થોના હેય અને ઉપાદેયરૂપ યથાર્થ સ્વરૂપને બતાવનાર એવા જ્ઞાનને લીધે પ્રિયા સમીપે હોય અથવા ભોગવી હોય તથા ખાદ્ય પેયાદિક અનેક સુંદર વિલાસરૂપ ભોગો સમીપે રહ્યા હોય તોપણ સમ્યગ્દૃષ્ટિ જીવોને શુભ ભાવનાદિકવડે કર્મમલની હાનિરૂપ શુદ્ધિનો પ્રક્ષય-સર્વથા વિનાશ થતો નથી. કેમકે આગળ કહેવામાં આવશે એવું હરિભદ્ર સૂરિનું કહેલું વચન-ઉપદેશ છે. ૧૫.

તે વચનને બે શ્લોકવડે કહે છે.—

**मायांभस्तत्त्वतः पश्यन्ननुद्विग्नस्ततो द्रुतम् ।**
**तन्मध्ये न प्रयात्येव यथा व्याघातवर्जितः ॥ १६ ॥**
**भोगान् स्वरूपतः पश्यंस्तथा मायोदकोपमान् ।**
**भुञ्जानोऽपि ह्यसंगः सन् प्रयात्येव परं पदम् ॥ १७ ॥**

મૂલાર્થ—જેમ કોઈ વ્યામોહ રહિત પુરૂષ તત્ત્વદૃષ્ટિથી માયાના જળને જાણીને તેથી ઉદ્વેગ પામ્યા વિનાજ તત્કાળ તે માયાજળમાં પ્રવેશ કરતો નથી. તેજ પ્રમાણે ભોગોને સ્વરૂપથી માયાજળની જેવા જાણીને સંગરહિત થઈ ભોગોને ભોગવતાં છતાં પણ મોક્ષપદને પામે છે. ૧૬, ૧૭.

ટીકાર્થ—જેમ કોઈ પુણ્યવંત પુરૂષ અજળને વિષે જલત્વની બુદ્ધિરૂપ વ્યામોહથી રહિત થયેલો હોવાથી પરમાર્થપણે જળ નહીં છતાં પણ માયાથી દેખાતા જળને જાણે, અને તેથી કરીને તે માયા-જળથી વ્યાકુળ થયા વિનાજ તત્કાળ તે કૃત્રિમ જલપ્રવાહના પૂરમાં જળક્રીડાદિક વિનોદ કરવા માટે પ્રવેશ કરતો નથી. તેજ પ્રમાણે સમ્ય-ગ્દૃષ્ટિ પુરૂષ શબ્દાદિક ભોગોને ઇંદ્રજાલવડે કરેલા જળની જેવા સ્વરૂ-પથી એટલે તેમના વિનશ્વર સ્વભાવે કરીને દુરંત ભવમાં ભ્રમણ કરવારૂપ ફળ આપનાર હોવાથી દુ:ખરૂપ છે એમ જોઈને એટલે

પરમાર્થ દૃષ્ટિથી જાણીને તે ભોગોનેવિષે ગાઢ આસક્તિ રહિત થઈ તે ભોગોને ભોગવતાં છતાં પણ પૂર્વે સંયમ કરેલો હોવાથી ભરતાદિકની જેમ શુભ ભાવનાવડે કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને તથા અન્ય ( પૂર્વે જેણે સંયમ નથી કર્યો તે ) સર્વ સંયમને પામીને પરંપરાએ પરમપદ-મોક્ષ-સ્થાન પામે જ છે. ૧૬,૧૭.

એ પ્રમાણે ચોથા અને પાંચમા ગુણસ્થાનવાળાની ભોગપ્રવૃત્તિ જે પ્રકારે છે તે પ્રકાર દેખાડ્યો. હવે તેથી વ્યતિરેકનેવિષે કહે છે.—

**भोगतत्त्वस्य तु पुनर्न भवोदधिलंघनम् ।**
**मायोदकदृढावेशात्तेन यातीह कः पथा ॥ १८ ॥**

મૂલાર્થ—ભોગને વિષેજ તત્ત્વબુદ્ધિવાળાને માયાના જળમાં દૃઢ આવેશ હોવાથી સંસારરૂપી સમુદ્રનું ઉલ્લંઘન થતું નથી. તેથી કરીને આ મનુષ્યલોકમાં તેવા (કુત્સિત) માર્ગે કોણ જાય? કોઇજ નહીં. ૧૮.

ટીકાર્થ—હે વત્સ! તું ચિત્તમાં વિચાર કર. વ્યતિરેક સાંભળ. ભોગોજ તત્ત્વ એટલે જન્માદિકનો સાર છે એમ જેના મનમાં છે તેવા પુરૂષને ઇંદ્રજાળના જળમાંજ ગાઢ જળપણાનો આગ્રહ હોવાથી ભવરૂપી સમુદ્રનું અતિક્રમણ સુકર (સહેલું) નથી. એ કારણથી આ મનુષ્યલોકમાં તે કુત્સિત માર્ગે કરીને કોણ ઇષ્ટ સ્થાને જાય? કોઈજ નહીં. અર્થાત્ ભોગતત્ત્વ પુરૂષ તે કુમાર્ગે કરીને સદ્‌ગતિરૂપ સ્થાનને પામતો નથી. ૧૮.

હવે તે બન્નેની સ્પષ્ટતા કરે છે.—

**स तत्रैव भवोद्विग्नो यथा तिष्ठत्यसंशयम् ।**
**मोक्षमार्गेऽपि हि तथा भोगजंबालमोहितः ॥ १९ ॥**

મૂલાર્થ—તે પરમાર્થ દૃષ્ટિવાળો પુરૂષ જેમ તે ગૃહવાસમાં પણ ભવને વિષે ઉદ્વિગ્ન થઇનેજ રહે છે, તેમ ભોગતત્ત્વ પુરૂષ મોક્ષમાર્ગને વિષે પણ ભોગરૂપી જંબાલથી મોહિત થઈને રહે છે. ૧૯.

ટીકાર્થ—તે પરમાર્થ દૃષ્ટિવાળો પુરૂષ જેમ ગૃહવાસને વિષે ભોગક્રિયામાં પ્રવર્તતાં છતાં પણ નિઃશંક ઉદાસપણેજ રહે છે-નિવાસ કરે છે, તેજ પ્રકારે ભોગતત્ત્વ પુરૂષ મોક્ષમાર્ગને વિષે પણ એટલે મુનિવેષ ધારણ કરીને સંયમનો સ્વીકાર કર્યા છતાં પણ ભોગની તૃષ્ણા-રૂપી શેવાલ અથવા સમુદ્રવેળાવડે મોહ પામીને એટલે સંયમને વિષે ઉદ્વેગ પામીને રહે છે. ૧૯.

જે ભોગી હોય તે ઉદ્વિગ્ન શી રીતે થાય? તે શંકાપર કહે છે.—

**धर्मशक्तिं न हन्त्यत्र भोगयोगो बलीयसीम् ।**
**हन्ति दीपापहो वायुर्ज्वलनं न दवानलम् ॥ २० ॥**

મૂલાર્થ—આ સમ્યગ્દૃષ્ટિ જનને વિષે ભોગનો યોગ મોટી એવી ધર્મશક્તિને હણતો નથી. જેમ દીવાને બુઝવનારો વાયુ દેદીપ્યમાન દાવાનળને હણી શકતો નથી—બુઝવતો નથી તેમ. ૨૦.

ટીકાર્થ—આ સમ્યગ્દૃષ્ટિ જનને વિષે ભોગનો સંયોગ બળવાન એટલે અતિ મોટી એવી ધર્મશક્તિને એટલે શ્રદ્ધાવડે યુક્ત એવી વૈરાગ્યની પરિણતિને હણતો નથી—નાશ કરતો નથી. આ વાતને દૃષ્ટાંતવડે સિદ્ધ કરે છે.—દીવાને બુઝવનારો વાયુ દીવાને જ હણે છે, પણ વાયુના સંસર્ગથી ઉલટા વધારે દીપ્ત થનારા દાવાનળને હણતો નથી. અર્થાત્ ભોગનો સંયોગ અલ્પ ધર્મશક્તિને હણી શકે છે, પણ બળવાન—મોટી ધર્મશક્તિને હણી શકતો નથી. ૨૦.

પૂર્વોક્ત અર્થની જ સ્પષ્ટતા કરે છે.—

**बध्यते बाढमासक्तो यथा श्लेष्मणि मक्षिका ।**
**शुष्कगोलवदश्लिष्टो विषयेभ्यो न बध्यते ॥ २१ ॥**

મૂલાર્થ—શ્લેષ્મને વિષે મક્ષિકાની જેમ વિષયોને વિષે અત્યંત આસક્ત થયેલો પુરૂષ બંધાય છે. અને શુષ્ક માટીના પિંડની જેમ વિષયોથી આશ્લેષ નહીં પામેલો મનુષ્ય બંધાતો નથી. ૨૧.

ટીકાર્થ—હે વત્સ! અત્યંત આસક્ત એટલે વિષયોના વિપાકને નહીં જાણવાથી ભોગતૃષ્ણાવડે પીડાયેલો મનુષ્ય તેના હેતુભૂત વિષયોવડે પાપકર્મથી બંધાય છે—સંશ્લિષ્ટ થાય છે. જેમ મુખમાંથી નાસિકાદ્વારે નીકળેલા કફપિંડમાં માખી ચોંટે છે તેમ માખી જેવો અજ્ઞાની ભોગી શ્લેષ્મસમાન ગાઢ સ્નિગ્ધ અને દુર્ભેદ્ય એવા કર્મને વિષે બંધાય છે. અને પરિણામનેવિષે દારૂણ એવા વિષયોથી નહીં આશ્લેષ પામેલો એટલે વાસનાની નિવૃત્તિ થવાથી ભોગતૃષ્ણાની મંદતાને લીધે અંતરાત્માવડે આસક્તિ નહીં પામેલો પુરૂષ પાપકર્મરૂપ મજબુત દોરડાવડે બંધાતો નથી. કોની જેમ? તે કહે છે. જેમ શુષ્ક માટીનો પિંડ ભીંત વિગેરેપર લગાડ્યા છતાં પણ ચોંટતો નથી—જૂદો રહે છે, તેમ શુષ્ક માટીના પિંડસદૃશ વિષયના વિપાકને જાણનાર રુક્ષ પરિણામવાળો જીવ જાણવો. તેને કર્મનો બંધ મોક્ષની પ્રાપ્તિમાં વ્યાઘાતનું કારણ થતો નથી. પરંતુ વેદોદયના સ્પર્શવડે કાંઈક પ્રદેશ ઉદયાદિકને યોગ્ય જ કર્મબંધ થાય છે. ૨૧.

અહીં કોઈ શંકા કરે કે-આમ કહેવાથી તો વિપાકના જ્ઞાનવાળા પ્રાણીઓને ભોગો ત્યાગ કરવા લાયક નહીં થાય એવું સિદ્ધ થશે. તે ઉપર જવાબ આપે છે.—

**बहुदोषनिरोधार्थमनिवृत्तिरपि क्वचित् ।**
**निवृत्तिरिव नो दुष्टा योगानुभवशालिनाम् ॥ २२ ॥**

**મૂલાર્થ**—કોઈક પ્રાણીનેવિષે ઘણા દોષના નિરોધને માટે અનિવૃત્તિ પણ યોગના અનુભવવડે શોભતા એવા મહાત્માઓની નિવૃત્તિની જેમ દુષણવાળી નથી. ૨૨.

**ટીકાર્થ**—હે ભવ્ય ! કોઈક પ્રાણીને વિષે ઘણા દોષોના એટલે ભોગકર્મના ઉદયથી વ્રત (ચારિત્ર)નો ભંગ, આજ્ઞાની વિરાધના તથા આર્તધ્યાનાદિક અતિચારોના રોધને માટે-ઉત્પન્ન નહીં થવા દેવામાટે કરાતી અનિવૃત્તિ—ભોગનેવિષે પ્રવૃત્તિ પણ યોગોના-મોક્ષના સાધક જ્ઞાનાદિ વ્યાપારોના અનુભવવડે-પરિપકવ જ્ઞાનવડે શોભતા એવા મહાત્માઓની ત્યાગવૃત્તિની જેમ દૂષણ રહિતપણાએ કરીને પ્રમાણરૂપ કહેલી છે. કેમકે તે બહુદોષની નિવૃત્તિ કરનાર છે ( આ નિયમ સર્વત્ર નથી. ) તેથી તેમને પૂર્વોક્ત દોષ લાગતો નથી. ૨૨.

કોઈ શંકા કરે કે-ભોગ કરવાથી દોષની હાનિ શી રીતે થાય ? તેનો જવાબ આપે છે.—

**यस्मिन्निषेव्यमाणेऽपि यस्याशुद्धिः कदाचन ।**
**तेनैव तस्य शुद्धिः स्यात्कदाचिदिति हि श्रुतिः ॥ २३ ॥**

**મૂલાર્થ**—જે માણસને જે ભોગાદિક સેવવાથી કદાપિ અશુદ્ધિ થાય છે, તે માણસને તે જ ભોગાદિક સેવવાવડે કદાચિત્ શુદ્ધિ પણ થાય છે. એ પ્રમાણે બહુશ્રુતની ઉક્તિ છે. ૨૩.

**ટીકાર્થ**—જે સમ્યગ્દૃષ્ટિ જીવને જે કામાદિક ભોગનું સેવન કરવાથી-અત્યંત ભોગવવાથી કદાચિત્—તત્ત્વની અજ્ઞાત અવસ્થામાં અતિ આસક્તિવડે, સન્નિપાતના જ્વરમાં ઘીની જેમ અશુદ્ધિ-આત્માને વિષે દોષની વૃદ્ધિ થાય છે, તેજ વિરક્ત ચિત્તવાળા મનુષ્યને તેજ ભોગવડે-રૂક્ષ પરિણામવાળા ભોગવડે કદાચિત્-નિવૃત્તિની સન્મુખ રહેવાને સમયે પિત્તજ્વરમાં ઘૃતની જેમ શુદ્ધિ-દોષની હાનિ પણ થાય છે. કેમકે તેથી ભોગના ફળરૂપ કર્મનો ક્ષય થાય છે. આ પ્રમાણે બહુશ્રુત પુરૂષોની ઉક્તિ-વચન છે. ૨૩.

એનું જ રહસ્ય કહે છે.-

**विषयाणां ततो बन्धजनने नियमोऽस्ति न ।**
**अज्ञानिनां ततो बन्धो ज्ञानिनां तु न कर्हिचित् ॥ २४॥**

**મૂલાર્થ**—તેથી કરીને વિષયોનો એકાંતે કરીને બંધ ઉત્પન્ન કરવામાં નિયમ નથી. તે માટે અજ્ઞાનીને બંધ છે, અને જ્ઞાનીને તેથી કદાપિ બંધ થતો નથી. ૨૪.

**ટીકાર્થ**—તેથી કરીને-પૂર્વે કહેલા હેતુના સમૂહે કરીને વિષયોનો કામાદિક ભોગોનો કર્મબંધ ઉત્પન્ન કરવામાં નિયમ-એકાંત પક્ષ નથી. તેથી-વિષયભોગથી ભવના સ્વરૂપને અને તેના ફળને નહીં જાણનારા, યૌવનથી ઉન્મત્ત થયેલા અને મિથ્યાદૃષ્ટિ એવા અજ્ઞાનીઓને જ કિલષ્ટ કર્મબંધ થાય છે, અને સુખની તૃષ્ણાનો સ્વભાવ જેઓએ મૂકી દીધો છે તેવા જ્ઞાનીઓને એવો કિલષ્ટ કર્મબંધ થતો નથી. અહીં જે જ્ઞાનીને કર્મબંધનો નિષેધ કર્યો છે તે નરકાદિક પ્રાયોગ્ય કર્મના બંધનો નિષેધ સમજવો; પણ દેવ અને મનુષ્ય ગતિને યોગ્ય એવા બંધનો નિષેધ નથી. કેમકે દેવ અને મનુષ્ય ગતિનો બંધ તો છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનકે રહેલા જીવને પણ થાય છે. તો પછી તેવો બંધ ચોથે ગુણસ્થાને રહેલા જીવને થાય તેમાં આશ્ચર્ય નથી. ૨૪.

પૂર્વે કહેલા અર્થને જ સ્પષ્ટ રીતે કહે છે.—

**सेवतेऽसेवमानोऽपि सेवमानो न सेवते ।**
**कोऽपि पारजनो न स्याच्छ्रयन् परजनानपि ॥ २५ ॥**

**મૂલાર્થ**—કોઈક પ્રાણી ભોગને નહીં સેવતાં છતાં પણ સેવે છે, તથા કોઈ પ્રાણી સેવન કરતાં છતાં પણ નથી સેવતો. જેમ કોઈ માણસ પરજનનો આશ્રય કરે તોપણ તે પરજન થતો નથી. અર્થાત્ સ્વજન જ કહેવાય છે તેમ. ૨૫.

**ટીકાર્થ**—કોઈ મોહ પામેલો પ્રાણી ભોગને નહીં સેવતો એટલે દ્રવ્ય દીક્ષાને ગ્રહણ કરવાથી સ્ત્રી વિગેરે ન હોવાથી સાક્ષાત્ કાયાવડે મૈથુનાદિકને નહીં ભોગવતો છતો પણ મન, વચન તથા આર્તધ્યાનવડે તે ભોગને સેવવાનું કર્મબંધરૂપી ફળ તંદુલીયા મત્સ્યની જેમ પામે છે. અને કોઈ જીવ ગૃહવાસને ભોગવતો છતો પણ જિનેશ્વરાદિકની જેમ તે તેને સેવતો જ નથી એમ સમજવું. કેમકે તે ગૃહવાસને ત્યાગ કરવા ઈચ્છે છે, તેથી તેને પાપબંધ થતો નથી. જેમ કોઈ માણસ કોઈ કારણને લીધે પોતાના કુટુંબને છોડીને પરજનોનો આશ્રય

કરે એટલે તેમની સાથે રહે, તોપણ તે પરજન-પારકો માણસ થતો નથી. એજ પ્રમાણે વૈરાગ્યવાન પુરૂષ ભોગને ભોગવતાં છતાં પણ ધર્મને વિષે અત્યંત આગ્રહવાળો હોવાથી પાપકર્મનો બંધક થતો નથી. અને મોહવાન પ્રાણી તો ગુણને વિષે વસતાં છતાં પણ ભોગ ઉપર આગ્રહી હોવાથી પુણ્ય કર્મનો બંધક થતો નથી. ૨૫.

પુણ્યફળના ઉપભોગને વિષે વૈરાગ્ય દેખાડે છે.-

**अत एव महापुण्यविपाकोपहितश्रियाम् ।**
**गर्भादारभ्य वैराग्यं नोत्तमानां विहन्यते ॥ २६ ॥**

**મૂલાર્થ**—એ જ કારણમાટે જેમને મહાપુણ્યના વિપાકે કરીને લક્ષ્મી પ્રાપ્ત થઈ છે એવા ઉત્તમ પુરૂષોને ગર્ભથીજ આરંભીને વૈરાગ્ય હણાતો નથી. ૨૬.

**ટીકાર્થ**—એજ કારણ માટે-પૂર્વે કહેલા હેતુવડે મહાપુણ્યના-સારા આચરણથી સંચિત કરેલા શુભકર્મના વિપાકવડે-સ્થિતિના પાકથી પ્રાપ્ત થયેલા ફળના ઉદયવડે જેમના કરતલમાં લક્ષ્મી પ્રાપ્ત થઈ છે એવા તીર્થંકર તથા ચક્રવર્તી વિગેરે ઉત્તમ પુરૂષોને ગર્ભથી આરંભીને-ગર્ભમાં અવતાર થયો તે દિવસથી આરંભીને કેવલજ્ઞાનની ઉત્પત્તિપર્યંત વૈરાગ્ય-આસક્તિના ત્યાગરૂપ વિરક્તપણું હણાતું નથી-વૈરાગ્યમય ચિત્તની વિઘટના થતી નથી. ૨૬.

તેમાં બે શ્લોકવડે યુક્ત પક્ષ કહે છે.—

**विषयेभ्यः प्रशान्तानामश्रान्तं विमुखीकृतैः ।**
**करणैश्चारुवैराग्यमेष राजपथः किल ॥ २७ ॥**

**મૂલાર્થ**—અત્યંત શાંત થયેલા ભવ્યોને વિષયો થકી પરાઙ્મુખ કરેલા ઇન્દ્રિયોવડે જે સુંદર વૈરાગ્ય નિરંતર ઉપજે છે તે જ રાજમાર્ગ છે. ૨૭.

**ટીકાર્થ**—અત્યંત શાંત થયેલા એટલે કષાયના ઉદયનો નિરોધ કરવાથી ઉપશમ ભાવને પામેલા ભવ્યોને પાંચ વિષયો અને રાગાદિક થકી પરાઙ્મુખ કરેલા-નિવૃત્ત થયેલા એવા ઇંદ્રિયોવડે વિશ્રાંતિરહિતપણે-નિરંતર જે મનોહર-દૂષણરહિત વૈરાગ્ય થાય છે તે જ રાજમાર્ગ-ઉપદ્રવ રહિત પ્રસિદ્ધ માર્ગ છે. ૨૭.

**स्वयं निवर्तमानैस्तैरनुदीर्णैरयंत्रितैः ।**
**तृप्तैर्ज्ञानवतां तत्स्यादसावेकपदी मता ॥ २८ ॥**

**મૂલાર્થ**—અને જ્ઞાનીઓને પોતાની જાતેજ નિવૃત્તિ પામેલા, ઉદીરણા નહીં કરેલા, નિરોધ નહીં કરેલા અને તૃપ્ત થયેલા એવા તે ઇંદ્રિયોવડે જે વૈરાગ્ય થાય છે તે સાંકડી શેરીરૂપ માર્ગ છે એમ માનેલું છે. ૨૮.

**ટીકાર્થ**—જ્ઞાનવાન્ અને સદ્વિવેકવાન્ એવા સમ્યક્દૃષ્ટિઓને જે સ્વયંસ્વભાવે કરીને નિવર્ત્તમાન થયેલા અર્થાત્ પોતપોતાના વિષય તરફ નહીં દોડતા એવા, વિષયપ્રત્યે જવાને ઉદીરણા નહીં કરેલા એવા, રોધ પણ નહીં કરેલા એવા અને પૂર્ણાભિલાષ થવાથી તૃપ્ત થયેલા-અનાતુર એવા એટલે સ્વાભાવિક પ્રવૃત્તિવાળા તે ઇંદ્રિયોવડે જે વૈરાગ્ય થાય છે તે વૈરાગ્યનો માર્ગ કેડી જેવો અથવા સાંકડી શેરી જેવો જાણવો. તેને પૂર્વાચાર્યોએ પ્રાણીવિશેષને અપેક્ષીને જ માર્ગ તરીકે કહેલો છે, બાકી જાહેર રાજમાર્ગ તે નથી. ૨૮.

એ જ વાત પ્રતિપક્ષ જણાવવાવડે સ્પષ્ટ કરે છે.—

**बलेन प्रेर्यमाणानि करणानि वनेभवत् ।**
**न जातु वशतां यान्ति प्रत्युतानर्थवृद्धये ॥ २९ ॥**

**મૂલાર્થ**—બળવડે પ્રેરણા કરાતા ઇંદ્રિયો વનના હસ્તીની જેમ કદાપિ વશપણાને પામતા નથી, પણ ઉલટા અનર્થની વૃદ્ધિને માટે થાય છે. ૨૯.

**ટીકાર્થ**—યુવાવસ્થાદિકથી ઉત્પન્ન થયેલા વિકારવડે પ્રાપ્ત થયેલા ભોગને, અભિમાનરૂપ બળવડે પ્રેરણા કરાતાં-બળના અભિયોગે કરીને વ્રતાદિકમાં નિયોગ કરાતાં મનુષ્યના ઇંદ્રિયો કદાપિ વનના હાથીની જેમ વશપણાને પામતા નથી. પરંતુ ઉલટા અનર્થની વૃદ્ધિમાટે થાય છે; એટલે પોતાની ઇષ્ટ ધારણાથી બીજે પ્રકારે પ્રવર્તાવતાં રોગ, આર્તધ્યાન અને રૌદ્રધ્યાનાદિક અનર્થોની પરંપરામાટે થાય છે. સ્વાભાવિકપણે પ્રવર્તેલા ઇંદ્રિયો તેવા પ્રકારના થતા નથી. ૨૯.

હવે તેનું ફળ કહે છે.—

**पश्यन्ति लज्जया नीचैर्दुर्ध्यानं च प्रयुञ्जते ।**
**आत्मानं धार्मिकाभासाः क्षिपन्ति नरकावटे ॥ ३० ॥**

**મૂલાર્થ**—ધાર્મિકની જેવા દેખાતા જનો લજ્જાવડે નીચું જુએ છે પણ દુષ્ટ ધ્યાન કરે છે, તેથી તેઓ પોતાના આત્માને નરકરૂપી કૂવામાં નાંખે છે. ૩૦.

ટીકાર્થ—ધાર્મિકાભાસ એટલે વ્રતાદિક ધર્મને વિષે કુશળ એવા ધાર્મિકની જેવા દેખાતા અર્થાત્ બહારના આકાર માત્રથી ધાર્મિક અને અંદરથી અધર્મી એવા જનો લજ્જાએ કરીને એટલે વ્રતનું પાલન કરવામાં સમર્થ ન હોવાથી તથા હઠ અને લોભાદિકને કારણે દીક્ષા ગ્રહણ કરેલી હોવાથી પછી તે વ્રતનો ભંગ થવાથી ઉત્પન્ન થયેલી લજ્જાવડે નમ્ર મુખ રાખીને અધોદૃષ્ટિવડે જુએ છે, પણ આર્ત્ત અને રૌદ્રાદિક દુષ્ટ ધ્યાન કરે છે તેથી તેઓ પોતાના આત્માને નરકરૂપી ખાડામાં એટલે દુર્ગતિરૂપ દુર્લંઘ્ય એવા ખાડામાં નાંખે છે. ૩૦.

હવે ઇંદ્રિયોના જયનું યોગ્યપણું દેખાડે છે.—

**वञ्चनं करणानां तद्विरक्तः कर्तुमर्हति ।**
**सद्भावविनियोगेन सदा स्वान्यविभागवित् ॥ ३१ ॥**

મૂલાર્થ—નિરંતર સ્વપરના વિભાગને જાણનાર તથા તે વિષયોથી વિરક્ત થયેલા ભવ્ય પ્રાણીએ રૂડા પરિણામના ઉપયોગવડે ઇંદ્રિયોનું વંચન કરવું યોગ્ય છે. ૩૧.

ટીકાર્થ—સદા-નિરંતર પોતાના એટલે જીવસ્વરૂપના અને પરના એટલે પુદ્ગલ તથા દેહાદિકના જડ ચેતનપણા વિગેરે વિભાગને-ભેદને જાણનારા તથા તે ઇન્દ્રિયવિષયના ભોગથી વિમુખ થયેલા ભવ્ય પ્રાણીઓએ રૂડા પરિણામના ઉપયોગવડે એટલે આ કાર્ય જ મારા આત્માને હિતકારી છે તેથી આજ કાર્ય મારે કરવા લાયક છે, અને તેથી અન્ય સર્વ કાર્ય મારે તજવા લાયક છે એવી નિશ્ચયતાના ઉપયોગવડે ઇંદ્રિયોની વંચના કરવી-પોતપોતાના વિષયોથી તેમને છેતરવી તેજ યોગ્ય છે. ૩૧.

હવે વૈરાગ્યનું અદ્ભુતપણું બતાવે છે.—

**प्रवृत्तेर्वा निवृत्तेर्वा न संकल्पो न च श्रमः ।**
**विकारो हीयतेऽक्षाणामिति वैराग्यमद्भुतम् ॥ ३२ ॥**

મૂલાર્થ—જે વૈરાગ્યમાં પ્રવૃત્તિથી સંકલ્પ નથી અને નિવૃત્તિથી શ્રમ નથી, તથા ઇંદ્રિયોનો વિકાર હીન થતો જાય છે તે વૈરાગ્ય અદ્ભુત કહેવાય છે. ૩૨.

ટીકાર્થ—જે વૈરાગ્યને વિષે કામાદિકના હેતુરૂપ વિષયમાં પ્રવૃત્તિ કરવાથી સંકલ્પ વિકલ્પ થતા નથી, અને વિષયો થકી ઇંદ્રિયોનો નિરોધ કરવામાં ક્લેશ થતો નથી, તથા ઇંદ્રિયોનો વિકાર હીન થતો

જાય છે એટલે અનુક્રમે વૃદ્ધિ પામતા શુભ પરિણામવડે કરીને અલ્પ અલ્પતર થતો જાય છે એવા પ્રકારનો વૈરાગ્ય અદ્ભુત કહેવાય છે. એટલે પંડિતોના ચિત્તને ચમત્કાર ઉત્પન્ન કરે છે. આ શ્લોકનો ભાવાર્થ એ છે કે-જે ગૃહિના વૈરાગ્યમાં ઇચ્છા વિના જ ભોગનેવિષે પ્રવૃત્તિ થાય છે, પ્રયાસ વિના જ વિષયોથી નિવૃત્તિ થાય છે, તથા ઇંદ્રિયોનો વિકાર ઉત્તરોત્તર ક્ષીણ થાય છે તે વૈરાગ્ય અદ્ભુત જાણવો. ૩૨.

અહીં કોઈને શંકા થાય કે—સંકલ્પ કર્યાવિનાની પ્રવૃત્તિ પણ વૈરાગ્યનો બાધ કરનાર કેમ ન થાય? એ શંકાનો પરિહાર કરતાં કહે છે.—

**दारुयंत्रस्थपाञ्चालीनृत्यतुल्याः प्रवृत्तयः ।**
**योगिनो नैव बाधायै ज्ञानिनो लोकवर्तिनः ॥ ३३ ॥**

**મૂલાર્થ**—જ્ઞાની અને લોકને વિષે વર્તનારા યોગીજનની કાષ્ઠના યંત્રમાં રહેલી પાંચાલીકાના નૃત્ય જેવી પ્રવૃત્તિઓ બાધાને માટે થતી નથી. ૩૩.

**ટીકાર્થ**—અવિપર્યાસપણે ભવસ્વરૂપને અને વિષયના વિપાકાદિકને જણાવનાર મતિ શ્રુતાદિક જ્ઞાનવાળા અને ગૃહસ્થાવાસરૂપ લોકનેવિષે વર્તતા એવા ઇચ્છાદિ યોગને ધારણ કરનાર યોગીની પ્રવૃત્તિઓ—વિષયોમાં પ્રવર્તતા પ્રવાહો દોરા વિગેરેના સંચારવાળી રંધ્રની રચનાથી યુક્ત એવી કાષ્ઠના યંત્રનેવિષે રહેલી પુતળીના નૃત્ય જેવી ભાસે છે, એટલે તે પ્રવૃત્તિ કર્યા છતાં પણ ધર્મની હાનીમાટે થતી નથી. અર્થાત્ જેમ કાષ્ઠની પાંચાલીનું નૃત્ય પરતંત્ર છે, પણ સ્વેચ્છાથી કે આસક્તિથી નથી, તેમ તેવા યોગીઓની પ્રવૃત્તિઓ પણ આસક્તિરહિત છે. અને તે કર્મના પ્રભાવથી જ ઉત્પન્ન થયેલી છે. ૩૩.

આ વૈરાગ્યમાં અન્ય મતની સંમતિ દેખાડે છે.—

**इयं च योगमायेति प्रकटं गीयते परैः ।**
**लोकानुग्रहहेतुत्वान्नास्यामपि च दूषणम् ॥ ३४ ॥**

**મૂલાર્થ**—આ વૈરાગ્ય દશા યોગમાયા છે, એમ અન્ય દર્શનીઓ સ્પષ્ટ રીતે કહે છે. આ યોગમાયાને વિષે પણ લોકોના અનુગ્રહનું કારણ હોવાથી દૂષણ નથી. ૩૪.

**ટીકાર્થ**—આ હમણાં કહેલી ભોગપ્રવૃત્તિ છતાં પણ વૈરાગ્યદશાને અન્યદર્શનીઓ યોગરૂપી-જ્ઞાનાદિકના લાભરૂપ ધર્મરૂપી માયા-વિશેષ

પ્રભાવવાળી લીલા અર્થાત્ યોગમાયા એવા નામથી સ્પષ્ટ રીતે કહે છે. તે પણ મનુષ્યાદિક જીવોના અનુગ્રહનું—ધર્મને મહિમા શ્રવણ કરવાથી ચિત્તને ચમત્કાર ઉત્પન્ન કરનાર ધર્મની સન્મુખપણાનું કારણ હોવાથી એ યોગમાયાનેવિષે પણ દૂષણ નથી. તેઓએ પોતાના શાસ્ત્રમાં કહ્યું છે કે-"**सम्यग्दर्शनया बुद्धया योगवैराग्ययुक्तया । मायाविरचिते लोके चरेन्यस्य कलेवरम् ॥ १ ॥**"—"યોગ અને વૈરાગ્યવડે યુક્ત એવી સમ્યગ્દર્શનવાળી બુદ્ધિએ કરીને આ માયાથી રચેલા લોક (દુનિયા)માં શરીર ધારણ કરીને અટન કરવું." ૩૪.

આ ઉપર જિનાગમની સંમતિ દેખાડે છે.—

**सिद्धान्ते श्रूयते चेयमपवादपदेष्वपि ।**
**मृगपर्षत्परित्रासनिरासफलसंगता ॥ ३५ ॥**

**મૂલાર્થ**—આ પૂર્વે કહેલી દેશના અપવાદના વાકયોનેવિષે પણ અજ્ઞ પુરૂષોની સભાના ત્રાસને લીધે નિરાસ કરવારૂપ ફળવડે સંગતિ પામેલી છે એમ સિદ્ધાંતનેવિષે સંભળાય છે. ૩૫.

**ટીકાર્થ**—આ પૂર્વે કહેલી સમગ્ર દેશના અપવાદનાં સ્થાનકોને વિષે પણ એટલે કારણ આવે છતે કરવાને કહેલા વિશેષ વિધિના વાકયોનેવિષે પણ અર્થાત્ ઉત્સર્ગ માર્ગ તો દૂર રહો, અપવાદના સ્થાનનેવિષે પણ મૃગ જેવા તુચ્છ-અજ્ઞ પ્રાણીઓની એટલે સૂક્ષ્મ વિચારને નહીં પામેલા જીવોની સભાનો જે પરિત્રાસ એટલે તેને યોગ્ય ધર્મના ત્યાગરૂપ ભય-તે ધર્મને નિરાસ-તે ધર્મથી દૂર થવારૂપ ફળવડે સંગતિ પામેલી છે; એટલે એવી સભાનેવિષે અર્થાત્ અજ્ઞોની સભામાં તે દેશના અયોગ્ય છે. એ પ્રમાણે લલિતવિસ્તરા વિગેરે જૈન સિદ્ધાંતમાં સંભળાય છે. કહ્યું છે કે-"**शुद्धदेशना हि क्षुद्रसत्त्वमृगयूथसंत्रासनसिंहनादः**" શુદ્ધ દેશના એ ક્ષુદ્ર પ્રાણીરૂપ મૃગના સમૂહને ત્રાસ પમાડવામાં સિંહનાદ સમાન છે. તથા-"**अप्रशान्तमतौ शास्त्रसद्भावप्रतिपादनम् । दोषायाभिनवोदीर्णे शमनीयमिव ज्वरे ॥ १ ॥**" "જેની મતિ શાંત થઈ નથી એવા પ્રાણીને શાસ્ત્રના સદ્ભાવ (તત્ત્વ)નો ઉપદેશ આપવો એ નવા ઉદય પામેલા જ્વરનેવિષે ઔષધ આપ્યાની જેમ દોષની ઉત્પત્તિનેમાટે થાય છે." આથી એમ સિદ્ધ થાય છે કે આવા પ્રકારની શુદ્ધ દેશના અલ્પબુદ્ધિવાળાને અપવાદ સ્થાને પણ ન આપવી. કેમકે તેનું કાંઈ પણ સારૂં ફળ નથી. ૩૫.

હવે વૈરાગ્યની ઉત્પત્તિના અધિકારને ઉપસંહાર કરે છે.—

**औदासीन्यफले ज्ञाने परिपाकमुपेयुषि ।**
**चतुर्थेऽपि गुणस्थाने तद्वैराग्यं व्यवस्थितम् ॥ ३६ ॥**

**॥ इति वैराग्यसंभवाधिकारः ॥**

**મૂલાર્થ**—ઉદાસીનતાના ફળવાળું જ્ઞાન પરિપાકને પામવાથી ચોથા ગુણસ્થાનકને વિષે પણ તે વૈરાગ્ય રહેલું છે. ૩૬.

**ટીકાર્થ**—ઔદાસીન્ય-માધ્યસ્થ્ય પરિણામીપણું એટલે સંસારના સુખ દુઃખને વિષે ઉપેક્ષા તેજ જેનું ફળ-સાધ્ય છે એવું જ્ઞાન પરિપાકને-યથાસ્થિત વસ્તુને ગ્રહણ કરવામાં નિપુણપણાને પામે છે તે ચોથા ગુણસ્થાનકને વિષે પણ એટલે અવિરતસમ્યગ્દષ્ટિવાળા જનને વિષે પણ તે પૂર્વે કહેલું વિરક્તપણું વિધિપૂર્વક રહેલું છે. ૩૬.

ઇતિ વૈરાગ્યસંભવ અધિકાર સંપૂર્ણ.

પૂર્વ અધિકારમાં કહેલા વૈરાગ્યના ભેદો કહે છે.—

**तद्वैराग्यं स्मृतं दुःखमोहज्ञानान्वयात्रिधा ।**
**तत्राद्यं विषयाप्राप्तेः संसारोद्वेगलक्षणम् ॥ ३७ ॥**

**મૂલાર્થ**—તે પૂર્વોક્ત વૈરાગ્ય દુઃખ, મોહ અને જ્ઞાનના સંબંધથી ત્રણ પ્રકારે કહેલો છે. તેમાં પ્રથમ દુઃખગર્ભિત વૈરાગ્ય વિષયોની પ્રાપ્તિ ન થવાથી સંસાર ઉપરના ઉદ્વેગરૂપ હોય છે. ૩૭.

**ટીકાર્થ**—પૂર્વે કહેલો વૈરાગ્ય જીવોને દુઃખ એટલે આજીવિકાની દુર્લભતારૂપ, મોહ એટલે અસર્વજ્ઞે રચેલા વિપરીત વસ્તુસ્વરૂપને કહેનારા કુશાસ્ત્રના સંસ્કારથી ઉત્પન્ન થયેલો મતિનો ભ્રમ અર્થાત્ અજ્ઞાન, તથા જ્ઞાન એટલે સર્વજ્ઞના વચનને અનુસારે યથાર્થ જીવાદિક પદાર્થસમૂહના સ્વરૂપનો નિશ્ચય કરનાર બોધ એ-ત્રણના સંબંધથી દુઃખાન્વિત, મોહાન્વિત અને જ્ઞાનાન્વિત એવા ત્રણ પ્રકારે પૂર્વાચાર્યોએ કહેલો છે. તે ત્રણ પ્રકારના વૈરાગ્યમાં ઉક્ત સંખ્યાના અનુક્રમે પહેલો દુઃખગર્ભિત વૈરાગ્ય પોતાને ઇષ્ટ એવા અન્ન, પાન, સ્ત્રી અને ધન વિગેરે વિષયોની પ્રાપ્તિ-લાભ નહીં થવાથી ગૃહવાસથી ઉદ્વેગ પામવારૂપ થાય છે. ૩૭.

હવે છ શ્લોક સુધી તે દુઃખગર્ભિત વૈરાગ્યનું વર્ણન કરે છે.—

**अत्रांगमनसोः खेदो ज्ञानमाप्यायकं न यत् ।**
**निजाभीप्सितलाभे च विनिपातोऽपि जायते ॥ ३८ ॥**

**મૂલાર્થ**—આ દુઃખાન્વિત વૈરાગ્યનેવિષે શરીર અને મનનો ખેદ જ કારણ છે, ત્યાં તૃપ્તિ કરનાર જ્ઞાન છે જ નહીં, અને તેને ઇચ્છિત

વસ્તુનો લાભ થાય તો તે વૈરાગ્યનો વિનિપાત-ભ્રષ્ટતા પણ થાય છે. ૩૮.

ટીકાર્થ—આ દુઃખાન્વિત વૈરાગ્યનેવિષે શરીર અને ચિત્તનો ખેદ એટલે અનુક્રમે ક્ષુધા, તૃષા, ગ્લાનિ વિગેરે તથા પોતાના કુટુંબના નિર્વાહની ચિંતા વિગેરેથી ઉત્પન્ન થયેલો સંતાપ જ તે વૈરાગ્યનું કારણ છે. અને વૈરાગ્યનું તૃપ્તિ કરનાર-પોષણ કરનાર જ્ઞાન-સદ્બોધ, તે ત્યાં છે જ નહીં. તથા પોતાને ઇચ્છિત-મેળવવાના ઇષ્ટ ધનાદિકનો કોઈ પણ ઉપાયના પ્રયોગવડે લાભ, તેની પ્રાપ્તિ જો થઈ જાય તો વ્રતરૂપી પર્વતના શિખરપરથી અધઃપાત અથવા ઉત્પ્રવ્રજ્યા ( પ્રવ્રજ્યાને છોડી દેવાપણું ) પણ થાય છે. ૩૮.

**दुःखाद्विरक्ताः प्रागेवेच्छन्ति प्रत्यागतेः पदम् ।**
**अधीरा इव संग्रामे प्रविशन्तो वनादिकम् ॥ ३९ ॥**

મૂલાર્થ—જેમ યુદ્ધનેવિષે પ્રવેશ કરતા અધીર પુરૂષો વનાદિકને ઇચ્છે છે, તેમ દુઃખથી વૈરાગ્ય ( દીક્ષા ) પામેલા પુરૂષો પ્રથમથી જ ( દીક્ષા લીધા પહેલાં જ ) પાછા આવવાના સ્થાનને ઇચ્છે છે. ૩૯.

ટીકાર્થ—આજીવિકાદિકના દુઃખથી ઉદ્વેગ પામીને દીક્ષા ગ્રહણ કરનાર પુરૂષો પ્રથમથી જ એટલે દીક્ષા ગ્રહણ કર્યાના કાળથી પહેલાં જ ફરી ગૃહાવાસમાં આવવાના સ્થાનને ઇચ્છે છે. એટલે કે-" જો પ્રવ્રજ્યામાં દુઃખ પડશે તો તે પ્રવ્રજ્યાનો ત્યાગ કરીને ફરીથી ઘેર આવીશું, અને તે વખતે અમુક ઉપાયથી નિર્વાહ કરશું." એ પ્રમાણે ઇચ્છે છે. આ ઉપર દૃષ્ટાંત કહે છે.-જેમ યુદ્ધમાં પ્રવેશ કરનારા અધીર-કાયર પુરૂષો વનાદિકને-ગહન વન, ગંભીર ગર્તા તથા ગિરિની ગુહા વિગેરેને ઇચ્છે છે; એટલે કે-" જો આપણો પરાજય થશે તો અહીં આવીને ભરાઈ રહીશું " એમ ઇચ્છે છે તેમ. ૩૯.

ઉત્પ્રવ્રજ્યામાં જે આજીવિકાનો ઉપાય ચિંતવ્યો તેનું ફળ કહે છે.-

**शुष्कतर्कादिकं किञ्चिद्वैद्यकादिकमप्यहो ।**
**पठन्ति ते शमनदीं न तु सिद्धान्तपद्धतिम् ॥ ४० ॥**

મૂલાર્થ—અહો ! તે દુઃખગર્ભિત વૈરાગ્યવંત મનુષ્યો શમતાની નદીસમાન સિદ્ધાન્તની પદ્ધતિનો અભ્યાસ કરતા નથી; તે તો શુષ્ક એવા કાંઈક તર્કશાસ્ત્રાદિક તથા કાંઈક વૈદકશાસ્ત્ર વિગેરે ભણે છે. ૪૦.

ટીકાર્થ—અહો ! મહા આશ્ચર્ય છે કે જેઓ ગૃહવાસનાં દુઃખોને જોઇને-અનુભવીને જિનેશ્વરે કહેલી સુખદાયક દીક્ષાને પામ્યા છે તે દુઃખગર્ભિત વૈરાગ્યવંત પુરૂષો શાંતરસની નદીરૂપ સિદ્ધાન્તની પદ્ધ-

તિને-જિનાગમની શૈલીને જાણતા નથી-તેનો અભ્યાસ કરતા નથી. તે તો આજીવિકાને માટે કાંઈક (થોડું) શુષ્ક-આત્માને હિતકારક એવા સતજ્ઞાન અને શમતારસથી વર્જિત એવા તર્ક-ન્યાયને પ્રતિપાદન કરનાર શાસ્ત્રનો, તેમજ આદિ શબ્દવડે વ્યાકરણ, કાવ્ય વિગેરે શાસ્ત્રોનો અને કાંઈક વૈદક શાસ્ત્રનો તેમજ આદિ શબ્દવડે જ્યોતિષશાસ્ત્ર તથા મંત્રતંત્રાદિકનો અભ્યાસ કરે છે. ૪૦.

જો કદાચ તેઓ દીક્ષામાં જ રહે તો પણ તેઓ આવા હોય છે, તે કહે છે.—

**ग्रन्थपल्लवबोधेन गर्वोष्माणं च बिभ्रति ।**
**तत्त्वं ते नैव गच्छन्ति प्रशमामृतनिर्झरम् ॥ ४१ ॥**

**મૂલાર્થ**—ગ્રંથોના પલ્લવમાત્રના બોધે કરીને તેઓ અહંકારની ઉષ્ણતાને ધારણ કરે છે. પરંતુ પ્રશમરૂપી અમૃતના નિર્ઝરણાસમાન તત્ત્વને પામતા-જાણતાજ નથી. ૪૧.

**ટીકાર્થ**—ધર્માદિકનું પ્રતિપાદન કરનાર શાસ્ત્રોના પલ્લવના-લેશના જ્ઞાનવડે કરીને તે દુઃખગર્ભિત વૈરાગ્યવંત પુરૂષો પાંડિત્યના ગર્વરૂપી ઉષ્ણતાને-ગરમાવાને ધારણ કરે છે. પરંતુ તેઓ પ્રશમ-ક્ષમા એટલે મનનો શાંત સ્વભાવ તેરૂપ અમૃતના નિર્ઝરણા જેવા-શુદ્ધ મનરૂપી પર્વતના શિખરપરથી જેમાં શાંત રસરૂપ જળપ્રવાહ પડ્યા કરે છે એવા તત્ત્વને-વસ્તુસ્વરૂપના સારને પામતા-જાણતા જ નથી. એટલે કે હું કોણ છું, કેવો છું અને મારો જન્મ શું ઉપયોગનો છે, ઈત્યાદિનો નિર્ધાર તેઓ કરતા જ નથી. ૪૧.

**वेषमात्रभृतोऽप्येते गृहस्थान्नातिशेरते ।**
**न पूर्वोत्थायिनो यस्मान्नापि पश्चान्निपातिनः ॥ ४२ ॥**

**મૂલાર્થ**—મુનિના વેષમાત્રને જ ધારણ કરતા છતા પણ તેઓ-દુઃખગર્ભિત વૈરાગ્યવંત મનુષ્યો ગૃહીજનોથી અધિક નથી. કેમકે તેઓ પૂર્વોત્થાયી નથી, તેમજ પશ્ચાત્ નિપાતી પણ નથી. ૪૨.

**ટીકાર્થ**—રજોહરણાદિક સાધુના વેષને જ માત્ર ધારણ કરતા છતા પણ આ મનુષ્યલોકમાં દેખાતા દુઃખગર્ભિત વૈરાગ્યવાળા ધર્મહીન પુરૂષો ગૃહવાસીજનોથી અધિક નથી. કેમકે તેઓ પૂર્વોત્થાયી નથી, એટલે કે તેઓ મોક્ષની અભિલાષાએ કરીને વ્રતને ગ્રહણ કરવા માટે પ્રથમ ઉઠેલા-ઉદ્યમવંત થયેલા નથી. તેમજ પશ્ચાત્ નિપાતી

પણ નથી, એટલે કે જેઓ પ્રથમ ઉદ્યત વિહારવડે વ્રતનું પાલન કરીને પછી કેટલેક કાળે પડે-ભ્રષ્ટ થાય ( વ્રતનો ભંગ કરે ) તે પશ્ચાત્ નિપાતી કહેવાય છે એવા પણ તેઓ નથી, માટે તેઓ ગૃહસ્થીઓથી કાંઇપણ અધિક નથી. અર્થાત્ ગૃહસ્થાશ્રમી જ છે. ૪૨.

હવે દુઃખગર્ભિત વૈરાગ્યનો ઉપસંહાર કરે છે.—

**गृहेऽन्नमात्रदौर्लभ्यं लभ्यन्ते मोदका व्रते ।**
**वैराग्यस्यायमर्थो हि दुःखगर्भस्य लक्षणम् ॥ ४३ ॥**

**મૂલાર્થ**—ગૃહવાસને વિષે કેવળ અન્નની પણ દુર્લભતા છે, અને વ્રતમાં તો મોદક પ્રાપ્ત થાય છે, આ પ્રકારનો જે અર્થ-પ્રયોજન તે દુઃખગર્ભિત વૈરાગ્યનું લક્ષણ જાણવું. ૪૩.

**ટીકાર્થ**—દુઃખને લીધે વિરક્ત થયેલાના વૈરાગ્યનું પ્રયોજન-પરમાર્થ આ પ્રમાણે હોય છે.-ગૃહવાસને વિષે ઘી, શાક વિગેરેની અપેક્ષાવિના માત્ર અન્નની પણ દુર્લભતા છે. અને દીક્ષામાં તો લાડુ મળે છે, માટે ચાલો દીક્ષા ગ્રહણ કરીએ. આપ્રમાણે દુઃખગર્ભિત વૈરાગ્યનું લક્ષણ જાણવું. અધ્યાત્મની કામના ( ઇચ્છા ) વાળા મનુષ્યે આવા વૈરાગ્યનો ત્યાગ કરવો. ૪૩.

હવે આઠ શ્લોકેકરીને મોહગર્ભિત વૈરાગ્યનું સ્વરૂપ બતાવે છે.—

**कुशास्त्राभ्याससंभूतं भवनैर्गुण्यदर्शनात् ।**
**मोहगर्भं तु वैराग्यं मतं बालतपस्विनाम् ॥ ४४ ॥**

**મૂલાર્થ**—કુશાસ્ત્રના અભ્યાસથી ઉત્પન્ન થયેલો અને ભવની નિર્ગુણતા જાણવાથી ઉત્પન્ન થયેલો એવો અજ્ઞાન તપસ્વીઓએ માનેલો જે વૈરાગ્ય તે મોહગર્ભ વૈરાગ્ય કહેવાય છે. ૪૪.

**ટીકાર્થ**—કુશાસ્ત્રના અભ્યાસથી ઉત્પન્ન થયેલો એટલે કુત્સિત-સદ્ભૂત ભાવને અપ્રમાણ કહેનાર અને અસદ્ભૂત ભાવને પ્રમાણ માનનાર અસર્વજ્ઞનાં કહેલાં જે શાસ્ત્રો, તેના અભ્યાસથી એટલે ભણવા કે સાંભળવાથી થયેલો વૈરાગ્ય, અથવા ભવની નિર્ગુણતા દેખવાથી એટલે ગૃહવાસ અને જન્માદિરૂપ સંસાર તેની નિર્ગુણતા એટલે સુખરહિતતા તે જોવા જાણવાથી ઉત્પન્ન થયેલો એવો બાળતપસ્વીનો એટલે અપ્રાપ્ત પરમાર્થવાળા અને પંચાગ્નિસાધન વિગેરે તપમાં રક્ત એવા તાપસાદિકોએ પ્રમાણ કરેલો એવો જે વૈરાગ્ય તે મોહગર્ભ અર્થાત્ અજ્ઞાનસંબદ્ધ વૈરાગ્ય કહેવાય છે. ૪૪.

પૂર્વ શ્લોકમાં અન્યદર્શનીઓના મોહગર્ભ વૈરાગ્યનું સ્વરૂપ કહ્યું, હવે સ્વદર્શનીઓના મોહગર્ભ વૈરાગ્યનું સ્વરૂપ બતાવે છે.—

**सिद्धान्तमुपजीव्यापि ये विरुद्धार्थभाषिणः ।**
**तेषामप्येतदेवेष्टं कुर्वतामपि दुष्करम् ॥ ४५ ॥**

**મૂલાર્થ**—જેઓ સિદ્ધાંતનો આશ્રય કરીને પણ વિરૂદ્ધ અર્થને કહે છે તેઓ અતિદુષ્કર તપસ્યાદિકને કરતા હોય, તો પણ તેઓનો વૈરાગ્ય મોહગર્ભ વૈરાગ્ય જ કહેલો છે. ૪૫.

**ટીકાર્થ**—જે કોઈ કદાગ્રહરૂપી ગ્રહથી ગ્રસ્ત થયેલા જનો સિદ્ધાંત એટલે જિનાગમનો આશ્રય કરીને પણ તેના વિરૂદ્ધ અર્થને કહેનારા હોય એટલે કે કોઇપણ જાતનો પોતાનો સ્વાર્થ મનમાં રાખીને જેઓ જિનપ્રવચનની અન્યથા પ્રરૂપણા કરીને વ્યવહાર કરતા હોય તે નિહ્નવાદિકોનો પણ મોહગર્ભિત વૈરાગ્ય જ કહેલો છે-પ્રમાણભૂત કરેલો છે. જોકે તેઓ ઉગ્ર-દુષ્કર તપસ્યાદિકને કરતા હોય તોપણ તેઓને એ મોહાન્વિત વૈરાગ્ય જ હોય છે, જ્ઞાનગર્ભિત વૈરાગ્ય હોતો નથી. ૪૫.

અહીં કોઈ શંકા કરે કે-જિનેશ્વરે કહેલી ક્રિયા કરનારને જીવદયાદિક શુભપરિણામ હોવાથી મોહગર્ભિત વૈરાગ્ય કેમ હોય? તે શંકાનું સમાધાન કરે છે.—

**संसारमोचकादीनामिवैतेषां न तात्त्विकः ।**
**शुभोऽपि परिणामो यज्जाता नाज्ञारुचिस्थितिः ॥ ४६ ॥**

**મૂલાર્થ**—તેઓનો શુભ પરિણામ પણ સંસારમોચકાદિકની જેમ તાત્ત્વિક નથી. કેમકે તેઓની જિનેશ્વરની આજ્ઞાને વિષે શ્રદ્ધાની સ્થિરતા નથી. ૪૬.

**ટીકાર્થ**—હે વત્સ! તેઓનો-નિહ્નવાદિકોનો શુભ-જીવદયાદિરૂપ સુંદર પરિણામ-ચિત્તવૃત્તિ પણ સંસારમોચકાદિકની[1] જેમ એટલે સંસાર થકી-વર્તમાન જન્મના દુઃખથકી પ્રાણના વિયોગવડે મુક્ત કરનાર-અશ્વાદિકને કુક્ષિશૂલાદિક વ્યાધિમાંથી મુક્ત કરનાર યવનાદિકની જેમ. અર્થાત્ તેમની દયા પણ નિર્દયતા જ છે. તેવી જ રીતે નિહ્નવાદિકનો પણ શુભ પરિણામ પારમાર્થિક નથી. કેમકે તેઓને સર્વ પ્રાણીના હિતકારક જિનેશ્વરની આજ્ઞાને વિષે-અવિરૂદ્ધ આગમને વિષે પ્રીતિની-વિશ્વાસની સ્થિતિ-આસ્થા (સ્થિરતા) થઈ નથી. તેઓ પોતાના વિક-

૧ એ પ્રકારને ધર્મ માનવાવાળા.

લ્પવડે કલ્પિત કરેલા અર્થને જ સ્વીકારે છે. તેઓનો જીવદયાદિક શુભપરિણામ તો લોકોમાં પૂજા, પ્રશંસા વિગેરે પ્રાપ્ત કરવા માટે જ હોય છે, તેથી તે નિરર્થક છે. ૪૬.

**अमीषां प्रशमोप्युच्चैर्दोषपोषाय केवलम् ।**
**अन्तर्निलीनविषमज्वरानुद्भवसन्निभः ॥ ४७ ॥**

**મૂલાર્થ**—શરીરને વિષે અત્યંત ગુપ્ત રહેલા વિષમ જ્વરના અપ્રકાશની જેવો તેઓનો પ્રશમ પણ કેવળ મોટા દોષોનું પોષણ કરવા માટેજ છે.

**ટીકાર્થ**—આ પ્રત્યક્ષ દેખાતા ઉત્સૂત્રની પ્રરૂપણા કરનાર નિહ્નવાદિકોનો પ્રશમ પણ-બાહ્ય ઇંદ્રિયોના વિષય અને કષાયોની નિવૃત્તિરૂપ શાંતિ પણ કેવળ સંસારની હાનિ વિગેરેની અપેક્ષા રાખ્યાવિના જ અત્યંત દોષના પોષણને માટે જ-દુર્લભબોધિત્વ, મિથ્યાત્વ અને જન્મ મરણાદિકની વૃદ્ધિને માટે જ જાણવો. તે પ્રશમ કેવો છે? તે કહે-છે.-શરીરમાં અસ્થિમજ્જા પર્યંત અત્યંત વ્યાપી ગયેલા અને વૈદ્યનાં ઔષધોવડે પણ અસાધ્ય એવા વિષમ જ્વરનો અનુદ્ભવ-બહાર પ્રગટપણે નહીં જણાવું તેના જેવો અર્થાત્ તેવો વિષમ જ્વર જેમ શરીરની ધાતુઓનું શોષણ કરનાર છે, તેમ પૂર્વે કહેલો પ્રશમ પણ મોક્ષને અનુસરનારી રસિકતાનું શોષણ કરનાર છે. ૪૭.

હવે ચાર શ્લોકોવડે મોહગર્ભ વૈરાગ્યનાં લક્ષણો કહે છે.—

**कुशास्त्रार्थेषु दक्षत्वं शास्त्रार्थेषु विपर्ययः ।**
**स्वच्छन्दता कुतर्कश्च गुणवत्संस्तवोज्झनम् ॥ ४८ ॥**
**आत्मोत्कर्षः परद्रोहः कलहो दंभजीवनम् ।**
**आश्रवाच्छादनं शक्त्युलंघनेन क्रियादरः ॥ ४९ ॥**
**गुणानुरागवैधुर्यमुपकारस्य विस्मृतिः ।**
**अनुबन्धाद्यचिन्ता च प्रणिधानस्य विच्युति ॥ ५० ॥**
**श्रद्धामृदुत्वमौद्धत्यमधैर्यमविवेकिता ।**
**वैराग्यस्य द्वितीयस्य स्मृतेयं लक्षणावली ॥ ५१ ॥**

**મૂલાર્થ**—કુશાસ્ત્રના અર્થને વિષે કુશળતા, સત્ય શાસ્ત્રના અર્થને વિષે વિપર્યય, સ્વચ્છન્દપણું, કુતર્ક, ગુણીજનોના સંગનો ત્યાગ; પોતાનો ઉત્કર્ષ, બીજાનો દ્રોહ, કલહ, દંભવડે આજીવિકા કરવી, આશ્રવોનું આચ્છાદન કરવું, શક્તિ કરતાં અધિક ક્રિયાનો આદર કરવો; ગુણને

વિષે પ્રીતિનો ત્યાગ, બીજાના કરેલા ઉપકારનું વિસ્મરણ, અનુબંધાદિકનો અવિચાર, પ્રણિધાનનો વિનાશ; શ્રદ્ધાની કોમળતા, ઉદ્ધતપણું, અધૈર્ય અને અવિવેકીપણું એ બીજા વૈરાગ્યની લક્ષણાવળી કહેલી છે. ૪૮,૪૯,૫૦,૫૧.

**ટીકાર્થ**—કુશાસ્ત્રોના અર્થને વિષે કુશળતા, સર્વજ્ઞોક્ત શાસ્ત્રના અર્થ-પ્રતિપાદ્ય પદાર્થને વિષે વિપર્યય-પૂર્વ પુરૂષોથી વિપરીતપણું અર્થાત્ અજ્ઞાનપણું, સ્વચ્છંદતા-ગુરૂની આજ્ઞાની ઉપેક્ષા કરીને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવું, કુતર્ક કરવા જેમકે-આ જગત્ ઈશ્વર રહિત નથી, કાર્ય હોવાથી ઘટની જેમ, એટલે જેમ ઘટ કાર્ય હોવાથી તેનો કર્તા કુંભકાર છે, તેમ જગત્ પણ કાર્ય હોવાથી તેનો કર્તા ઈશ્વર હોવો જોઇએ, ઇત્યાદિ કુતર્ક કરવા, તથા સતજ્ઞાન, સમ્યકત્વ અને વિરક્તિ વિગેરે ગુણવાળાની સંગતિનો ત્યાગ; પોતાનો ઉત્કર્ષ-પોતાના ગુણ પ્રસિદ્ધ કરવા, તથા પરનો દ્રોહ-પોતાથી બીજા સર્વનો ઘાત-અન્યની કીર્તિહાનિ વિગેરે કરવું, તથા કલહ-કારણવિના કોઇપણ વખત જેનીતેની સાથે વાણીથી યુદ્ધ કરવું, તથા દંભવડે-પોતાના દોષનું આચ્છાદન કરીને આજીવિકા કરવી, તથા આશ્રવોનું-વ્રતભંગાદિક અપરાધોનું આચ્છાદન-ગુરૂ પાસે આલોચના ન કરવી તે, તથા શક્તિના ઉલ્લંઘનવડે-પોતાનો આડંબર દેખાડવા માટે પોતાની યોગ્યતા જોયાવિના ક્રિયાનો સ્વીકાર કરવો એટલે મનુષ્યોને રંજન કરવાના હેતુથી તપસ્યાદિક કષ્ટનો સ્વીકાર કરવો; તથા ગુણને વિષે પ્રીતિ એટલે ગુણગ્રાહીપણું, તેનો ત્યાગ એટલે ગુણઉપરના દ્વેષેકરીને તેનાં છિદ્રો જોવાં, તથા બીજાએ કરેલા ઉપકારનું વિસ્મરણ એટલે કૃતઘ્નીપણું, તથા અનુબંધ એટલે ઇચ્છાપૂર્વક દોષનું સેવન કરવાથી ઉત્પન્ન થયેલા દુષ્કર્મને લીધે જન્માંતરમાં થનારી દુર્લભબોધિ વિગેરેનો વિચાર કર્યાવિના જ અકાર્ય કરવું, તથા પ્રણિધાનનો નાશ એટલે વૈરાગ્યાદિક ધર્મકૃત્યોમાં ઉપયોગપૂર્વક મનની એકાગ્રતા ન રાખવી તે, તથા શ્રદ્ધાને વિષે-ધર્મ ને ધર્મના ફળ ઉપરના આસ્તિકપણાને વિષે કોમળતા-અનિશ્ચળપણું, તથા ઉદ્ધતપણું એટલે સ્વભાવની ચપળતા અને અનમ્રતા, તથા અધૈર્ય એટલે વિપત્તિને વિષે સ્થિરતા રહિતપણું, તથા અવિવેકીપણું એટલે કાર્ય અને અકાર્યને વિષે વિચારરહિતપણું. આ મોહગર્ભ વૈરાગ્યની લક્ષણાવલી-લક્ષણોની શ્રેણી તીર્થંકરાદિકે કહેલી છે. ૪૮. ૪૯. ૫૦. ૫૧.

હવે ત્રીજા જ્ઞાનગર્ભ વૈરાગ્યનું સ્વરૂપ કહે છે.—

**ज्ञानगर्भं तु वैराग्यं सम्यक्तत्त्वपरिच्छिदः ।**
**स्याद्वादिनः शिवोपायस्पर्शिनस्तत्त्वदर्शिनः ॥ ५२ ॥**

મૂલાર્થ—સમ્યક્ તત્ત્વને જાણનાર, સ્યાદ્વાદના જ્ઞાનવાળા અને મોક્ષના ઉપાયને સ્પર્શ કરનાર એવા તત્ત્વદૃષ્ટિમાન પુરૂષને જ્ઞાનગર્ભ વૈરાગ્ય થાય છે. પર.

ટીકાર્થ—જેના ગર્ભને વિષે-અંતઃકરણને વિષે જ્ઞાન પરિણમ્યું છે એવું જ્ઞાનગર્ભ વૈરાગ્ય, સમ્યક્ તત્ત્વને-યથાસ્થિત જીવાજીવાદિ પદાર્થ-સમૂહને પરિચ્છેદ કરનાર એટલે ઇયત્તાનો નિશ્ચય કરનારા જ્ઞાનવડે પ્રમાણ કરનાર-જાણનાર તથા સ્યાદ્વાદી-સ્યાત્ એ નિત્ય અનિત્ય વિગેરે વસ્તુના અનંત ધર્મને જણાવનાર અવ્યય છે, તેવડે જે (પુરૂષ) વસ્તુની પ્રરૂપણા કરે તે સ્યાદ્વાદી, તથા મોક્ષના જે ઉપાયો-સમ્યક્ દર્શન, જ્ઞાન અને ચારિત્રના વિષયવાળા વ્યાપારો, તેમનો સ્પર્શ કરનાર એટલે અંગીકાર કરીને પાલન કરનાર, એવા તત્ત્વદર્શીને-તત્ત્વને એટલે સકલ કર્મની ઉપાધિરહિત બ્રહ્મસ્વરૂપી આત્માને જોનાર એવા જીવને થાય છે. પર.

**मीमांसा मांसला यस्य स्वपरागमगोचरा ।**
**बुद्धिः स्यात्तस्य वैराग्यं ज्ञानगर्भमुदञ्चति ॥ ५३ ॥**

મૂલાર્થ—જેને તત્ત્વની વિચારણાવડે પુષ્ટ થયેલી અને સ્વપર આગમના વિષયવાળી બુદ્ધિ હોય, તેવા યોગીને જ્ઞાનગર્ભ વૈરાગ્ય વૃદ્ધિ પામે છે. ૫૩.

ટીકાર્થ—જે યોગીને તત્ત્વની વિચારણાવડે પુષ્ટ થયેલી એટલે વિશાળતાને પામેલી-માધ્યસ્થ્યપણાવડે ગરિષ્ઠ થયેલી તથા સ્વ આગમ -જૈનસિદ્ધાન્ત અને પર આગમ-કપિલાદિકનાં શાસ્ત્ર, તે બન્ને જેને ગોચર છે એટલે તેને યથાર્થ જાણવાવડે ક્રીડાની ભૂમિ સમાન છે, એવી બુદ્ધિ-મતિ જેની હોય તેવા યોગીને જ્ઞાનગર્ભ વૈરાગ્ય ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે. ૫૩.

હવે વ્યતિરેકવડે તે વૈરાગ્યની સ્પષ્ટતા કરે છે.—

**न स्वान्यशास्त्रव्यापारे प्राधान्यं यस्य कर्मणि ।**
**नासौ निश्चयसंशुद्धं सारं प्राप्नोति कर्मणः ॥ ५४ ॥**

મૂલાર્થ—જે મુનિને સ્વપરશાસ્ત્રના વ્યાપારમાં પ્રાધાન્ય ન હોય, પણ માત્ર ક્રિયાને વિષે જ પ્રાધાન્ય હોય, તેવા મુનિ પોતાના શુભ કર્મના પરમાર્થશુદ્ધ ફળને પામતા નથી. ૫૪.

ટીકાર્થ—જે મુનિને સ્વમતનાં શાસ્ત્રો તથા પરમતનાં શાસ્ત્રોને વિષે વ્યાપાર એટલે અભ્યાસ અને તેના અર્થનો વિચાર તેના ઉદ્યમને વિષે

મુખ્યતા ન હોય એટલે જે મુનિ સ્વપર શાસ્ત્રથી ઉત્પન્ન થયેલા જ્ઞાનની મુખ્યતા રહિત હોય, તથા પ્રત્યુપેક્ષણાદિક ક્રિયામાત્રમાં પ્રાધાન્યવાળો એટલે ઉદ્યમવંત હોય એવા પ્રકારનો મુનિ કર્મના-ચરણ સપ્તતિકા અને કરણ સપ્તતિકારૂપ ક્રિયાના નિશ્ચયવડે-પરમાર્થવડે શુદ્ધ-નિર્મળ એટલે દોષરૂપ કલંકથી રહિત અને મોક્ષમાર્ગને અનુસરતા એવા સારને-ક્રિયાની સફળતાને અને અતિ દઢતાને પામતો નથી. અહીં સૂત્રનું આ પ્રમાણે પ્રમાણ છે. "**चरणकरणप्पहाणा ससमयपरसमयमुक्कवावारा । चरणकरणस्स सारं निच्छयसुद्धं न याणंति ॥ १ ॥**"—ચરણ અને કરણ સપ્તતિકાને વિષે પ્રધાન પણ સ્વસમય અને પરસમયના વ્યાપાર રહિત એવા મુનિ નિશ્ચયવડે શુદ્ધ એવા ચરણ અને કરણના સારને જાણતા નથી. ૫૪.

આ જ્ઞાનગર્ભ વૈરાગ્યને વિષે સૂક્ષ્મ ભાવને અવલોકન કરનારનું જ્ઞાન અન્વય ( સંબંધ )વડે કહેવાને ઇષ્ટ છે, પરંતુ સ્થૂલદષ્ટિપણારૂપ જ્ઞાન ઇષ્ટ નથી, કેમકે તેવું જ્ઞાન તો અન્યત્ર પણ હોઈ શકે છે. તેથી વીશ શ્લોકવડે સૂક્ષ્મ ભાવદર્શીપણું દેખાડે છે.—

**सम्यक्त्वमौनयोः सूत्रे गतप्रत्यागते यतः ।**
**नियमो दर्शितस्तस्मात् सारं सम्यक्त्वमेव हि ॥ ५५ ॥**

**મૂલાર્થ**—જે હેતુ માટે સૂત્રમાં સમ્યક્ત્વ અને મુનિપણાનો ગત-પ્રત્યાગત એટલે પરસ્પર સંબંધ છે એવો નિયમ દેખાડ્યો છે; તેથી કરીને સમ્યક્ત્વ જ સારભૂત છે. ૫૫.

**ટીકાર્થ**—જે હેતુ માટે શ્રીઆચારાંગ સૂત્રમાં-સમ્યક્ત્વ એટલે વીતરાગે કહેલા યથાસ્થિત જીવાદિક સમગ્ર જ્ઞેય પદાર્થોનું પ્રમાણ, નય, નિક્ષેપ, દ્રવ્ય, ક્ષેત્ર અને ભાવવડે હેય (ત્યાગ કરવા લાયક), જ્ઞેય ( જાણવા લાયક ) અને ઉપાદેય ( ગ્રહણ કરવા લાયક ) પણાએ કરીને જાણવું અને તેજ પ્રમાણે શ્રદ્ધા રાખવી તે. ( અહીંઆં કારક સમ્યક્ત્વ વિવક્ષિત છે. ) તથા મુનિપણું એટલે આશ્રવાદિક સર્વ હેય પદાર્થોથી નિવૃત્તિ પામવી તે. આ બે ( સમ્યક્ત્વ અને મુનિપણા )નો ગતપ્રત્યા-ગત એટલે પરસ્પર સંબંધ-વ્યાપ્તિ છે. અર્થાત્ સર્વ હેય પદાર્થોથી નિવૃત્તિ પામવી તેજ મૌન, અને તે મૌન પરમાર્થપણે શ્રદ્ધાપૂર્વક જ થાય છે, એટલે તે ( મૌન ) સમ્યક્ત્વરૂપ શ્રદ્ધા હોવાથી જ થાય છે. અને સમ્યક્ત્વ જે પ્રમાણે તીર્થંકરોએ પ્રતિપાદન કર્યું છે તેજ પ્રકારે મૌન કરવાથી જ થાય છે, માટે સમ્યક્ત્વ છતે મૌન અને મૌન છતે સમ્યક્ત્વ એવી બન્નેની પરસ્પર વ્યાપ્તિ છે. એ પ્રમાણે સમ્યક્ત્વ અને

મૌન એ બેનો નિશ્ચય સંબંધ બતાવ્યો છે. તેથીકરીને ક્રિયાનો સાર-સફળતાનું કારણ સમ્યકત્વ જ છે. અર્થાત્ તે સમ્યકત્વ શુદ્ધ છતે જ ચારિત્ર પણ શુદ્ધ થાય છે. તે વિષે આચારાંગમાં આ પ્રમાણે કહ્યું છે.—" **जं सम्मं ति पासह, तं मोणं ति पासह, जं मोणं ति पासह, तं सम्मं ति पासह** " જે સમકિત છે તે મૌન જાણ, અને જે મૌન છે તેને સમકિત જાણ. ઇત્યાદિ. ૫૫.

પૂર્વોક્ત અર્થને જ સ્પષ્ટ રીતે કહે છે.—

**अनाश्रवफलं ज्ञानमव्युत्थानमनाश्रवः ।**
**सम्यक्त्वं तदभिव्यक्तिरित्येकत्वविनिश्चयः ॥ ५६ ॥**

**મૂલાર્થ**—જ્ઞાન એ અનાશ્રવરૂપી ફળવાળું છે ( જ્ઞાનનું ફળ અનાશ્રવ છે. ) અને અનાશ્રવ એ અવ્યુત્થાન ( વિષયોપર અનાસક્તિ ) છે. તે બન્નેની સ્પષ્ટતા એ જ સમ્યકત્વ છે. એ પ્રમાણે તેમના એકત્વનો-અભેદપણાનો નિશ્ચય છે. ૫૬.

**ટીકાર્થ**—જ્ઞાન-બોધ એ અનાશ્રવ-નવા કર્મના બંધના અભાવરૂપ ફળવાળું છે તેથી જે આશ્રવનો નિરોધ કરનાર ન હોય તે જ્ઞાન પણ કેમ કહેવાય? નજ કહેવાય. તે કારણ માટે જ્ઞાનનું ફળ અનાશ્રવ છે, અને તેજ સમ્યકત્વ છે એમ જાણ. તથા અનાશ્રવ-જીવનું આશ્રવ-રહિતપણું એ અવ્યુત્થાન એટલે આત્મસ્વભાવના વિરૂદ્ધ ભાવોમાં નહીં જવાપણું-રાગાદિક વિષયોની અનુત્પત્તિરૂપ જાણવું. અર્થાત્ આત્માના હિતકારક કાર્યમાં જ પ્રવૃત્તિ કરવી તે અનાશ્રવ, અને તે અનાશ્રવ છતે જ મૌન ( મુનિપણું ) અને તે જ સમ્યક્ જ્ઞાન છે. તે અનાશ્રવ ફળવાળું જ્ઞાન અને અવ્યુત્થાનની ઉત્પત્તિ-પ્રગટતા એ સમ્યકત્વ જાણવું. એ પ્રમાણે-જ્ઞાનનું ફળ અનાશ્રવ અને અનાશ્રવ એ સમ્યકત્વ એ પ્રમાણે બંનેનો અનાશ્રવ સ્વભાવ હોવાથી એકપણાનો નિશ્ચય છે. અહીં તાત્પર્ય એ છે કે-જે આત્માપ્રત્યે અનાશ્રવને ઉત્પન્ન કરનાર છે તે જ્ઞાન છે. જે અનાશ્રવની ઉત્પત્તિ તે ચારિત્ર છે, અને તે આત્માનું હિતોપયોગીપણું છે, અને તે જ જીવને સમકિતની પ્રગટતા છે. એ-પ્રમાણે સમ્યક્ દર્શન, જ્ઞાન અને ચારિત્રના એકપણાનો નિશ્ચય કરવો. કેમકે તેમનો પરસ્પર સમાવેશ થાય છે. ૫૬.

**बहिर्निर्वृत्तिमात्रं स्याच्चारित्राद्व्यावहारिकात् ।**
**अन्तःप्रवृत्तिसारं तु सम्यक्प्रज्ञानमेव हि ॥ ५७ ॥**

**મૂલાર્થ**—વ્યાવહારિક ચારિત્રથી માત્ર બાહ્ય પદાર્થોની જ નિવૃત્તિ

થાય છે. પરંતુ અન્તઃકરણની પ્રવૃત્તિએ કરીને શ્રેષ્ઠ ફળદાયક સાર તો સમ્યક્જ્ઞાન જ છે. ૫૭.

ટીકાર્થ—વ્યવહારનેવિષે એટલે મનુષ્યોના ચર્મચક્ષુથી ઉત્પન્ન થયેલા જ્ઞાનવ્યાપારમાં દૃશ્યમાનપણાવડે થયેલા ચારિત્ર થકી-ક્રિયાત્મક સંયમ થકી બાહ્ય પદાર્થોની-બાળકાદિક જોઈ શકે તેવા જીવવધાદિક અને સ્ત્રીધનાદિકના સંબંધની કેવળ નિવૃત્તિ-ત્યાગ જ થાય છે. પરંતુ અંતઃકરણના આર્ત રૌદ્ર ધ્યાનાદિકની નિવૃત્તિ થતી નથી અને અંતઃકરણનેવિષે જે પ્રવૃત્તિ એટલે શુભ ધર્મ ધ્યાન તથા શુભ ઉપયોગાદિકમાં પ્રવર્તન, તેણે કરીને શ્રેષ્ઠ ફળદાયક સાર તો જિનેશ્વરે કહેલું સમ્યક્જ્ઞાન જ છે-કેવળ એક પ્રકર્ષ જ્ઞાન જ છે. ૫૭.

**एकान्तेन हि षट्कायश्रद्धानेऽपि न शुद्धता ।**
**संपूर्णपर्ययालाभाद्यन्न याथात्म्यनिश्चयः ॥ ५८ ॥**

મૂલાર્થ—એકાંતે કરીને છકાય જીવનેવિષે શ્રદ્ધા રાખવાથી પણ શુદ્ધતા થતી નથી. કેમકે સંપૂર્ણ પર્યાયોનો લાભ નહીં થવાથી યથાર્થપણાનો નિશ્ચય થતો નથી. ૫૮.

ટીકાર્થ—એકાંતે કરીને એટલે સર્વથા બીજા નયોએ કહેલા ભાવની અપેક્ષારહિતપણાએ કરીને પૃથિવ્યાદિક છકાય જીવોની શ્રદ્ધા રાખવાથી પણ એટલે કે-“આ જીવો છે, તેમને હણવા નહીં.” એવી શ્રદ્ધાનો સ્વીકાર કર્યા છતાં પણ ( અર્થાત્ શ્રદ્ધા ન હોય તો શુદ્ધતા ક્યાંથી જ હોય એ અપિ શબ્દનું તાત્પર્ય છે. ) શુદ્ધતા એટલે આત્માની તથા ચારિત્રની નિર્મળતા થતી નથી. કેમકે હજુ સમ્યક્ત્વની અશુદ્ધતા છે. તેથી સંપૂર્ણ-સ્વપરના સંબંધે કરીને સમગ્ર પર્યાયોનો-પદાર્થસમૂહના ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યથી ઉત્પન્ન થયેલા વિશેષ ધર્મોનો અલાભ-જ્ઞાનવિષયમાં અપ્રાપ્તિ એટલે તેમનું અજ્ઞાન હોવાથી યાથાત્મ્યનો નિશ્ચય એટલે જે પ્રકારે આત્મા પોતાના અને પરના સર્વે પર્યાયોના અંશના મળવાથી વસ્તુસ્વરૂપની સંપૂર્ણ નિષ્પત્તિવાળો થાય છે તે પ્રકારે યથાર્થપણાનો નિશ્ચય એટલે ‘આનું આવું જ સ્વરૂપ છે’ એવો નિર્ધાર થતો નથી. અર્થાત્ જ્ઞાનવિના તેવો નિશ્ચય થતો જ નથી. ૫૮.

પૂર્વોક્ત અર્થની સ્પષ્ટતા કરે છે.—

**यावन्तः पर्यया वाचां यावन्तश्चार्थपर्ययाः ।**
**सांप्रतानागतातीतास्तावद्द्रव्यं किलैककम् ॥ ५९ ॥**

મૂલાર્થ—વર્તમાન, ભૂત અને ભવિષ્ય જેટલા વચનના પર્યાયો છે અને જેટલા અર્થના પર્યાયો છે, તે સર્વે મળીને એક દ્રવ્ય જાણવું. ૫૯.

ટીકાર્થ—જેટલી સંખ્યાવાળા વાણીના પર્યાયો-સમગ્ર વાચ્ય રાશિના વાચકો-શબ્દના પ્રકાર અર્થાત્ વસ્તુના નામ ભેદો છે. જેમકે જીવના જીવ, જન્તુ, જન્ય, જન્મી, શરીરિ, શરીરભૃત્, શરીરભાક્, શરીરધારી, શરીરવાન્, દેહી, દેહભૃત્, દેહભાક્, દેહધારી, દેહવાન, તનુમાન, તનુભાક્, તનુધર, અસુમાન, અસુભૃત્, અસુભાક્, પ્રાણી, પ્રાણભૃત્, પ્રાણભાક્, ચેતન, ચિદ્ભૃત્, ચિદ્ઘન, ચિદાનંદ, ચિદ્વિલાસી, વિત્, વેત્તા, જ્ઞાતા, જ્ઞાની, દૃષ્ટા ઈત્યાદિક વાચ્ય ધર્મના વાચક વચનના પર્યાયો છે. તથા જેટલા-જેટલી સંખ્યાવાળા જીવાદિક સર્વ પદાર્થોના પર્યાયો-ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય સ્વભાવે કરેલા નર, નારક, બાલ, યુવાન, સ્ત્રી, પુરૂષ, પંડીત અને મૂર્ખ ઈત્યાદિક વિશેષ ધર્મના પ્રકારો અર્થાત્ પૂર્વ પૂર્વના નાશવડે ઉત્તર ઉત્તર સ્વભાવપણે ઉત્પન્ન થયેલા પર્યાયો. તે પણ વર્તમાન કાળના-અનુભવાતા, ભાવી-આગામીકાળે થવાના તથા અતીત-ભૂતકાળે થઈ ગયેલા જે સર્વ પર્યાયો છે તેટલા પરિમાણવાળા-સર્વ વચન અને અર્થના પર્યાયોની જેટલી સંખ્યાવાળા અંશોના મળવાથી એક દ્રવ્ય-સર્વ અંશે સંપૂર્ણ એવી જીવાદિક એક વસ્તુ થાય છે-પોતાના સ્વરૂપવડે સિદ્ધ થાય છે. આ દિગ્માત્ર અર્થ જાણવો. ૫૯.

પૂર્વોક્ત અર્થની જ સિદ્ધિને માટે કહે છે.—

**स्यात्सर्वमयमित्येवं युक्तं स्वपरपर्ययैः ।**
**अनुवृत्तिकृतं स्वत्वं परत्वं व्यतिरेकजम् ॥ ६० ॥**

મૂલાર્થ—એજ પ્રમાણે સ્વપર પર્યાયોવડે યુક્ત એવું તે એક જ દ્રવ્ય સર્વ પદાર્થમય થાય છે. તેમાં અનુવૃત્તિવડે કરેલું સ્વત્વ અને વ્યતિરેકથી ઉત્પન્ન થયેલું પરત્વ જાણવું. ૬૦.

ટીકાર્થ—આ પૂર્વે દેખાડેલી દિશા પ્રમાણે એજ પ્રમાણે-કહેલા અને કહેવાતા પ્રકારવડે પોતાના-જીવના અથવા પરમાણુના તથા પરના-આત્માથી રહિત એવા જીવાજીવાદિક પદાર્થોના પૂર્વાપર વર્તનારૂપ પર્યાયોવડે-ધર્મના પ્રકારોવડે યુક્ત-સંબંધવાળું એક જ જીવાદિક દ્રવ્ય સર્વમય-સર્વપદાર્થોમાં વ્યાપ્ત થાય અને તે સર્વે એકને વિષે વ્યાપ્ત થાય. અહીં કોઇને શંકા થાય કે-આ પ્રમાણે એકતા થવાથી જે પર દ્રવ્ય હશે તે પોતાનું જ થશે, અને તેથી કરીને પરપણાનો જ અભાવ

થશે, એ શંકાની નિવૃત્તિ કરવા માટે કહે છે.—હે વત્સ! અનુવૃત્તિ એટલે વ્યાપ્તિ-અન્વય અર્થાત્ અનાદિ પ્રવાહે કરીને જે જે વર્તના પોતાને વિષે સંબંધવાળી છે તેણે (અનુવૃત્તિએ) કરેલું સ્વપર્યાયપણું જાણવા લાયક થાય છે. જેમકે જીવને વિષે નારકી વિગેરેપણું સંયોગવાળું પ્રથમ હતું તે સ્વત્વ જાણવું. અને વ્યતિરેકવડે-નિવૃત્તિદ્વારાએ એટલે અસંબંધપણાએ કરીને જે ઉત્પન્ન થયું તે પરત્વ-પરભાવપણું જાણવા લાયક છે. જેમકે જીવને દેહાદિક અનાદિકાળથી અનંત ભેદવાળા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ પુદ્‌ગલથી ઉત્પન્ન થયેલા હોવાથી સ્વત્વરહિત છે, તેથી તે પરકીય-પારકા છે તે પરત્વ જાણવું. તાત્પર્ય એ છે કે-અનુવૃત્તિ અને વ્યાવૃત્તિ એ બે ધર્મ આત્માને વિષે સંબંધવાળા હોય તો તે સ્વકીય (પોતાના) જાણવા. જેમકે લંબાઈ અને કોમળતાદિક સ્વધર્મની વ્યાપ્તિવાળું વસ્ત્ર કઠિનતા, ગોળાઈ અને ઉંચાઈ વિગેરે ઘટના ધર્મથી પોતાની જાતે જ નિવૃત્તિ પામે છે, માટે તે ઘટ સ્વકીય કહેવાય નહીં. તેથીકરીને જે પોતાથી નિવૃત્તિ પામે તે જ પરત્વ કહેવાય એમ સિદ્ધ થાય છે. ૬૦.

પૂર્વોક્ત અર્થને જ સ્પષ્ટ કરે છે.—

**ये नाम परपर्यायाः स्वास्तित्वायोगतो मताः ।**
**स्वकीया अप्यमी त्यागस्वपर्यायविशेषणात् ॥ ६१ ॥**

**મૂલાર્થ**—જે પરપર્યાયો આત્માનેવિષે અસ્તિત્વના (વિદ્યમાનપણાના) અસંબંધથી કહેલા છે, તે પરપર્યાયો પણ ત્યાગરૂપી સ્વપર્યાયના વિશેષણથી સ્વકીય-સ્વપર્યાય કહેવાય છે. ૬૧.

**ટીકાર્થ**—જે પૂર્વે દેખાડેલા પરપર્યાયો-પરપર્યાયના વ્યપદેશવડે કહેલા છે તે આત્માનેવિષે અથવા આત્માનું જે અસ્તિપણું એટલે વિદ્યમાનપણું તેના અયોગથી-અસંબંધથી કહેલા છે, તે પરપર્યાયો પણ ત્યાગ-વર્જન અથવા વ્યતિરેકરૂપ સ્વપર્યાયના વિશેષણ થકી-ત્યાગરૂપી આત્માના પર્યાયે કરીને વ્યપદેશ કરવાથી સ્વપર્યાય (આત્માના પર્યાય) જાણવા. જેમ કે ઘટના સ્વપર્યાયના ત્યાગવાળો પટ (વસ્ત્ર) છે, તેથી નિવૃત્તિ પામેલો હોવાથી પટ પણ ઘટના સ્વત્યાગરૂપ પર્યાયે કરીને સ્વકીય જ છે, તાત્પર્ય એ છે કે-જેઓ આત્માના સંબંધે કરીને ત્યાગ કરાયેલા છે તેમનેવિષે જે ત્યાગ તે સ્વકીય છે, માટે સ્વત્યાગ સ્વભાવે કરીને પરપર્યાયો સ્વકીય છે—ત્યાગરૂપ સંબંધે કરીને આત્માનેવિષે સંબંધવાળા છે, માટે તે પણ સ્વપર્યાય કહેવાય છે. ૬૧.

અહીં કોઈ શંકા કરે કે—આત્માનેવિષે પરપર્યાયોનો અભેદ સંબંધ દેખાતો નથી, તો કેવીરીતે સ્વપર્યાય કહી શકાય? તે શંકાનો પરિહાર કરે છે.—

**अतादात्म्येऽपि संबन्धव्यवहारोपयोगतः ।**
**तेषां स्वत्वं धनस्येव व्यज्यते सूक्ष्मया धिया ॥ ६२ ॥**

**મૂલાર્થ**—આત્માનેવિષે તે પરપર્યાયોની તદ્રૂપતા નહીં છતાં પણ સંબંધરૂપે વ્યવહારના ઉપયોગ થકી ધનની જેમ સૂક્ષ્મ બુદ્ધિવડે તેમાં સ્વત્વ ( સ્વપર્યાયપણું ) દેખાય છે. ૬૨.

**ટીકાર્થ**—જો કે પરપર્યાયોનું આત્માનેવિષે તાદાત્મ્યપણું એટલે તેજ જીવાદિક અથવા પરમાણવાદિક જેનું સ્વરૂપ છે તે તદાત્મા, તેનો ભાવ-ધર્મ તે તાદાત્મ્ય ( અભેદપણું ) નથી, તો પણ [1]અભેદ સંબંધરૂપ વ્યવહારના ઉપયોગથી-પ્રયોજનથી તે પરપર્યાયોનું આત્મસ્વરૂપપણું સૂક્ષ્મ ભાવને ગ્રહણ કરનારી નિપુણ બુદ્ધિવડે દેખાય છે. જેમ ધનિકને વિષે ધનનો સંબંધ દેખાય છે તેમ અહીં પણ જાણવું. ૬૨.

હવે સાધુના ઉદાહરણવડે એકજ આધારમાં પર્યાયોનું અભેદપણું અને ભેદપણું દેખાડે છે.—

**पर्यायाः स्युर्मुनेर्ज्ञानदृष्टिचारित्रगोचराः ।**
**यथा भिन्ना अपि तथोपयोगाद्वस्तुनो ह्यमी ॥ ६३ ॥**

**મૂલાર્થ**—જેમ સાધુને જ્ઞાન, દર્શન અને ચારિત્રના વિષયવાળા પર્યાયો ભિન્ન છતાં પણ હોય છે, તેમ ઉપયોગને લીધે વસ્તુના આ પર્યાયો થાય છે. ૬૩.

**ટીકાર્થ**—જેમ-જે પ્રસિદ્ધ જ્ઞાનપણાદિકના ભેદે કરીને સાધુને જ્ઞાન-સામાન્ય અને વિશેષ વસ્તુને ગ્રહણ કરનાર બોધ; અહીં જ્ઞાન શબ્દે કરીને દર્શનપણ વિવક્ષિત છે તેથી તે ( દર્શન ) જૂદું કહ્યું નથી. તથા દૃષ્ટિ-જિનેશ્વરના વચનનેવિષે રૂચિવાળુ સમકિત, તથા ચારિત્ર-પરભાવના ત્યાગની પરિણતિરૂપ વિરતિ, એ ત્રણે જેનો વિષય છે એવા એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્રના વિષયવાળા પર્યાયો-જ્ઞાનાદિકના વિષયમાં જે આત્માની રસિકતા છે તેના કેવળીએ પોતાની બુદ્ધિથી કલ્પેલા [2]નિર્વિભાગ અંશો ભિન્ન હોય-જ્ઞાનાદિકના વિભાગે

---

૧ જેને વિષે જે ભેદ દેખાય છે, તેનું નામ અસ્તિત્વ, અને સ્વત્વસંબંધ નાસ્તિપણાએ છે તેથી પરનું નાસ્તિપણું એ આત્માનેવિષે અભેદપણે રહેલું છે.

૨ જેનો વિભાગ ન થઇ શકે તે, અર્થાત્ નાનામાં નાનો વિભાગ.

કરીને ભેદવાળા–અન્ય હોય, તો પણ નિશ્ચે કરીને તે પ્રકારે–જ્ઞાનાદિકમાંથી એકના મુખ્ય ઉપયોગપણાના પ્રકારે કરીને એકજ જ્ઞાનાદિક વસ્તુના એ પર્યાયો થાય છે, કેમકે ઉપયોગનો અભેદ છે માટે. ૬૩.

જો તે ત્રણમાંથી એકમાં અભેદનો સ્વીકાર ન કરીએ તો બાધ આવે છે, તે કહે છે.—

**नो चेदभावसंबन्धान्वेषणे का गतिर्भवेत् ।**
**आधारप्रतियोगित्वे द्विष्ठे न हि पृथग् द्वयोः ॥ ६४ ॥**

**મૂલાર્થ**—જો એમ ન હોય તો અભાવના સંબંધનું અન્વેષણ કરવામાં શી ગતિ થાય? માટે આધાર અને પ્રતિયોગી એ બન્નેને વિષે તે સંબંધ રહે છે, પણ તે બન્નેમાં પૃથક્ પૃથક્ રહેતો નથી. ૬૪.

**ટીકાર્થ**—જો પરપણાએ કરીને બતાવેલા પર્યાયો કોઈપણ પ્રકારે સ્વકીય ( આત્માના ) ન થાય તો અભાવનો–અવિદ્યમાનપણાનો સંબંધ શોધવામાં શી ગતિ–શો આશ્રય થાય? જેમ ઘટના અભાવનો સંબંધ ઘટમાં હોઈ શકે નહીં. કેમકે તે ઘટ તો ઘટના ભાવનો આધાર છે, તેથી જો તે ઘટરહિત ભૂતલને વિષે પણ ન રહે તો તે કયાં રહે? માટે તે અભાવનું સ્થાન બતાવે છે.–ભૂતલાદિક આધાર અને ઘટાદિક પ્રતિયોગી એ બન્નેના વિષયમાં સંબંધ રહે છે, તેથી તે સંબંધ આધાર અને પ્રતિયોગી એ બેમાં જૂદો જૂદો રહેતો નથી. આધારમાં ઘટના અભાવપણાએ કરીને અને પ્રતિયોગીને વિષે ઘટાભાવના અભાવપણાએ કરીને એમ બન્નેને વિષે રહે છે. કેમકે સંબંધ હમેશાં બેનો જ હોઇ શકે છે. ૬૪.

પૂર્વોક્ત અર્થમાં સિદ્ધાંતની સંમતિને દેખાડતાં સ્વપર્યાય અને પરપર્યાયવડે વસ્તુની એકતાને સ્પષ્ટતાથી કહે છે.—

**स्वान्यपर्यायसंश्लेषात् सूत्रेऽप्येवं निदर्शितम् ।**
**सर्वमेकं विदन् वेद सर्वं ज्ञानं तथैककम् ॥ ६५ ॥**

**મૂલાર્થ**—સ્વપર્યાય અને પરપર્યાયના આશ્લેષ ( સંબંધ )થકી સૂત્રને વિષે પણ એજ પ્રકારે ઉપદેશ કરેલો છે કે–એક દ્રવ્યને જાણનાર સર્વ દ્રવ્યને જાણે છે, તથા સર્વ દ્રવ્યને જાણનાર એક દ્રવ્યના સંપૂર્ણ જ્ઞાનને જાણે છે. ૬૫.

**ટીકાર્થ**—આત્માના અને આત્માથી વ્યતિરિક્ત બીજા પદાર્થોના પર્યાયોના પરસ્પર મિશ્રણ થવાથી ભગવતી સૂત્રમાં પણ એ જ પ્રકારે દેખાડ્યું છે–ઉપદેશ કરેલો છે. શું ઉપદેશ કર્યો છે? તે કહે છે.–એક જીવાદિક

દ્રવ્યને પરિપૂર્ણ જાણનાર સર્વ નિર્વિશેષ વસ્તુને જાણે છે. તથા સર્વ દ્રવ્યને જાણનાર જ એક જીવાદિકના પરિપૂર્ણ જ્ઞાનને જાણે છે. અર્થાત્ સર્વ નિર્વિશેષ વસ્તુને જાણનાર એક જીવાદિક દ્રવ્યને પરિપૂર્ણરીતે જાણે છે. અનુવૃત્તિ અને વ્યાવૃત્તિના જ્ઞાનનો અભાવ છે માટે. તે ભગવતી સૂત્રનો પાઠ આ પ્રકારે છે.-" जे एगं जाणइ से सव्वं जाणइ । जे सव्वं जाणइ से एगं जाणइ " જે એક દ્રવ્યને જાણે છે તે સર્વ દ્રવ્યને જાણે છે; અને જે સર્વ દ્રવ્યને જાણે છે તે એક દ્રવ્યને જાણે છે. ૬૫.

ઉપર કહેલા જ્ઞાનની પ્રાપ્તિનો પ્રકાર કહે છે.—

**आसत्तिपाटवाभ्यास स्वकार्यादिभिराश्रयन् ।**
**पर्यायमेकमप्यर्थं वेत्ति भावाद्बुधोऽखिलम् ॥ ६६ ॥**

**મૂલાર્થ**—આસત્તિ, પાટવ, અભ્યાસ અને સ્વકાર્યાદિકે કરીને એક પર્યાયનો પણ આશ્રય કરનાર પંડિતપુરૂષ ભાવથી સમગ્ર પદાર્થને જાણે છે. ૬૬.

**ટીકાર્થ**—આસત્તિ એટલે પ્રકૃત અર્થના સંબંધના જ્ઞાનનેમાટે નિરંતર અનુકૂળ બોધ કરનાર અભ્યાસવડે સંસર્ગ ( સંબંધ ) કરવો તે, પાટવ એટલે તીક્ષ્ણ બુદ્ધિએ કરીને જિનવચનના બોધથી ઉત્પન્ન થયેલી ચતુરાઈ, અભ્યાસ એટલે ગુરૂના મુખથી શ્રવણ કરેલા અર્થને વિષે વારંવાર યુક્ત અયુક્તનો વિચાર, અને સ્વકાર્ય એટલે તે વસ્તુનું જે સ્વાર્થક્રિયા કરવાપણું તે અથવા જેનાથી જે સ્વકાર્ય સિદ્ધ થાય છે તેનો નિર્ધાર કરવો તે, એ વિગેરેવડે-હેતુ, સંબંધ અને પ્રમાણાદિકવડે એકપણ પર્યાય-વસ્તુધર્મનો આશ્રય કરતો-વિધિપૂર્વક ધારણ કરતો અથવા વિચારતો એવો પંડિતપુરૂષ ભાવથી-ચિત્તના શુદ્ધ પરિણામથી સમગ્ર અર્થને-પદાર્થસમૂહને જાણે છે. ૬૬.

અહીં કોઇને શંકા થાય કે-છદ્મસ્થને સમગ્ર પર્યાયોનું ગ્રહણ થતું નથી, તો તેને સંપૂર્ણ અર્થનો બોધ કઇ યુક્તિથી થાય? તે શંકાનો જવાબ આપે છે.—

**अन्तरा केवलज्ञानं प्रतिव्यक्तिर्न यद्यपि ।**
**क्वापि ग्रहणमेकांशद्वारं चातिप्रसक्तिमत् ॥ ६७ ॥**

**મૂલાર્થ**—જો કે કેવળજ્ઞાનવિના દરેક પદાર્થની વ્યક્તિ થતી નથી, અને કોઇક વિષયમાં એકાંશના દ્વારવાળું જ્ઞાન થાય છે, તે પણ છદ્મસ્થોને ઘણા પર્યાયોની પ્રાપ્તિવાળું થાય છે. ૬૭

**ટીકાર્થ**—જો કે કેવળજ્ઞાન-હાથમાં રહેલા આમળાના ફળની જેમ સર્વ ભાવને પ્રગટ કરનારા આવરણરહિત જ્ઞાન વિના બીજાં મતિ શ્રુતાદિક જ્ઞાને કરીને દરેક પર્યાયની વ્યક્તિ-ભેદવડે પ્રગટતો બોધ અથવા કથન થતું નથી. અર્થાત્ કેવળજ્ઞાનવિના બીજાં મત્યાદિક જ્ઞાનો એકેએક ( સર્વ ) પર્યાયને જાણતા નથી. તથા કોઇક વિષયમાં એકાંશ દ્વારવાળું-એક પર્યાયરૂપ દ્વાર એટલે મુખ્યતા અથવા ઉપાયવાળું ગ્રહણ-જ્ઞાન થાય છે, તે પણ છદ્મસ્થોને અતિ પ્રસક્તિવાળું-બહુ પર્યાયોની પ્રાપ્તિથી યુક્ત થાય છે, જેમકે જીવ, ધર્મ, અધર્મ અને આકાશને વિષે અરૂપીપણું અને પરમાણુને વિષે રૂપીપણું, એવું બહુ પર્યાયની પ્રાપ્તિવાળું જ્ઞાન થાય છે. ૬૭.

**अनेकान्तागमश्रद्धा तथाप्यस्खलिता सदा ।**
**सम्यग्दृशस्तयैव स्यात्संपूर्णार्थविवेचनम् ॥ ६८ ॥**

**મૂલાર્થ**—તોપણ સમ્યગ્દષ્ટિવાળા પુરૂષને અનેકાંત ( સ્યાદ્વાદ ) આગમની શ્રદ્ધા નિરંતર અસ્ખલિત હોય છે, તેથી તે શ્રદ્ધાવડે જ સંપૂર્ણ અર્થનું વિવેચન થઈ શકે છે. ૬૮.

**ટીકાર્થ**—તોપણ-એમ છતાં પણ સમ્યગ્દષ્ટિવાળા પુરૂષને અનેકાંત આગમની શ્રદ્ધા-કેવળ નિત્યત્વાદિક એક જ પક્ષનો આશ્રય કરીને પદાર્થનો નિશ્ચય નહીં કરનાર એવા અનેકાંત ( સ્યાદ્વાદ ) આગમ-સિદ્ધાન્તની શુદ્ધ વાસના સર્વદા-સર્વકાળે અખંડિત-અતિચાર રહિત હોય છે, તે સુદૃષ્ટિવાળાને તે જ અનેકાંત આગમની શ્રદ્ધાવડે સંપૂર્ણ અર્થનું વિવેચન-યથાર્થપણાએ કરીને વસ્તુસ્વરૂપનો નિશ્ચય થઈ શકે છે. ૬૮.

પૂર્વોક્ત અર્થને જ સ્પષ્ટ રીતે કહે છે.—

**आगमार्थोपनयनाज्ज्ञानं प्राज्ञस्य सर्वगम् ।**
**कार्यादेर्व्यवहारस्तु नियतोल्लेखशेखरः ॥ ६९ ॥**

**મૂલાર્થ**—આગમના અર્થનો આશ્રય કરવાથી બુદ્ધિમાન પુરૂષને સર્વગામી જ્ઞાન હોય છે, અને કાર્યાદિકનો વ્યવહાર તો તેને નિશ્ચય કરેલા ઉલ્લેખના શેખરરૂપ છે. ૬૯.

**ટીકાર્થ**—જિનોક્ત સિદ્ધાંતને વિષે કહેલા અર્થનો-પૂર્વાપર શાસ્ત્રમાં કહેલા અર્થનો જે સંબંધ તેનો સ્મૃતિપૂર્વક બોધવડે આશ્રય કરવાથી-તેનું ધ્યાન કરવાથી બુદ્ધિમાન પુરૂષને સ્થૂલ સૂક્ષ્મ વિગેરે સર્વ ભાવોને વિષે અનુસરનારૂં જ્ઞાન થાય છે. એટલે સામાન્યે કરીને આગમમાં કહેલા

અર્થનો આશ્રય કરવાથી સર્વગામી જ્ઞાન-શ્રદ્ધાત્મક બોધ થાય છે. તથા પરોપદેશાદિક ક્રિયા અને તપસ્યા, વિહાર વિગેરેનો વ્યવહાર-પ્રવૃત્તિ તો તે બુદ્ધિમાનને અવશ્ય કર્તવ્યપણાએ કરીને આગમમાં બતાવેલા ઉલ્લેખ-વચન વિશેષરૂપી શેખરસમાન ઉત્તમ જ છે, એમ જાણવું. ૬૯.

હવે શિષ્યને શિક્ષા આપે છે.—

**तदेकान्तेन यः कश्चिद्विरक्तस्यापि कुग्रहः ।**
**शास्त्रार्थबाधनात् सोऽयं जैनाभासस्य पापकृत् ॥ ७० ॥**

મૂલાર્થ—તે કારણ માટે વિરક્તને પણ એકાંતપણે જો કોઈ એકનો કદાગ્રહ થાય, તો તે શાસ્ત્રના અર્થનો બાધક હોવાથી જૈનની જેવા દેખાતા તે પુરૂષને પાપકારક થાય છે. ૭૦.

ટીકાર્થ—હે શિષ્ય! તે કારણ માટે-પૂર્વે કહેલા પરમાર્થનો વિચાર કરવાથી જો કોઈ ક્રિયાત્મક અથવા જ્ઞાનાત્મક કદાગ્રહ વૈરાગ્યવાનને પણ (અર્થાત્ સ્નેહરાગાદિકથી વ્યાપ્ત એવા મનુષ્યને થાય તેમાં તો શું કહેવું? એ अपि શબ્દનો અર્થ જાણવો.) એકાંતપણે-સર્વથા ક્રિયાની પ્રધાનતાના પક્ષે કરીને અથવા સર્વથા જ્ઞાનની પ્રધાનતાના પક્ષે કરીને કદાગ્રહ-હઠભાવ થાય તો તે એકાંત કદાગ્રહ પાપકારી-દરેક જન્મમાં પાપ તથા તેના ફળરૂપ દુઃખનું કારણ થાય છે. કેમકે તેથી શાસ્ત્રમાં કહેલા અર્થનો બાધ-વિનાશ થાય છે. કોને પાપકારી થાય છે? તે કહે છે.-તેવા જૈનાભાસને એટલે લોકોત્તર મિથ્યાત્વવડે યુક્ત હોવાથી પરમાર્થપણે જૈન નહીં છતાં પણ જૈનસદૃશ જણાતા મનુષ્યને તે (કદાગ્રહ) પ્રવર્તે છે, પરંતુ શુદ્ધ જૈનને તે (કદાગ્રહ) હોતો નથી. કારણકે જે કદાગ્રહી હોય તે જૈન જ કહેવાતો નથી. ૭૦.

શિક્ષા જ કહે છે.—

**उत्सर्गे वापवादे वा व्यवहारेऽथ निश्चये ।**
**ज्ञाने कर्मणि वायं चेन्न तदा ज्ञानगर्भता ॥ ७१ ॥**

મૂલાર્થ—જો આ (કદાગ્રહ) ઉત્સર્ગને વિષે, અપવાદને વિષે, વ્યવહારને વિષે, નિશ્ચયને વિષે, જ્ઞાનને વિષે અથવા કર્મ (ક્રિયા)ને વિષે થાય તો તે જ્ઞાનગર્ભ વૈરાગ્ય કહેવાય જ નહીં. ૭૧.

ટીકાર્થ—ઉત્સર્ગને વિષે-સામાન્યથી સાધુસામાચારીને વિષે, (આ શ્લોકમાં સર્વે वा શબ્દો વિકલ્પ (અથવા)ના અર્થમાં છે.)અથવા અપવાદને વિષે-વિશેષ પ્રકારના કારણ પ્રસંગની સાધુસામાચારીને વિષે,

અથવા વ્યવહારને વિષે-જ્ઞાન, દર્શન અને ચારિત્રને વિષે અથવા પ્રવર્તનાત્મક વસ્તુના ઉત્પાદાદિક વ્યવહારને વિષે અથવા નિશ્ચયને વિષે-જીવના પરમ નિરંજન ભાવમય શુદ્ધ સત્તાના અવલંબનવાળા માત્ર દ્રવ્યપણાના જ આશ્રયનેવિષે અથવા અભ્યંતર ધ્યાનાદિકના નિશ્ચયનેવિષે અથવા જ્ઞાનનેવિષે-સકલ કાર્યને સાધન કરનારૂં જ્ઞાન જ સત્ય છે. ક્રિયાવડે શું ફળ? એવા જ્ઞાનનેવિષે અથવા ક્રિયાનેવિષે-ક્રિયાજ સમગ્ર અર્થને સાધનારી છે, જ્ઞાનથી શું ફળ? એમ ધારી કેવળ ક્રિયાને વિષે આ કદાગ્રહ જો હોય તો તે જ્ઞાનગર્ભ વૈરાગ્ય કહેવાય જ નહીં, તે મોહગર્ભ વૈરાગ્ય કહેવાય છે. ૭૧.

ઉપદેશજ આપે છે.—

**नयेषु स्वार्थसत्येषु मोघेषु परचालने ।**
**माध्यस्थ्यं यदि नायातं न तदा ज्ञानगर्भता ॥ ७२ ॥**

**મૂલાર્થ**—પોતાના અર્થનેવિષે સત્ય અને પરનો વિચાર કરવામાં અનર્થક (અસત્ય) એવા નયોનેવિષે જો મધ્યસ્થપણું આવ્યું ન હોય, તો તે જ્ઞાનગર્ભ વૈરાગ્ય નથી. ૭૨.

**ટીકાર્થ**—પોતાના પક્ષનેવિષે સત્ય-પોતાના યથાર્થ તત્ત્વનું પ્રતિપાદન કરનારા તથા બીજા-પોતાથી વ્યતિરિક્ત નયોના પક્ષનો વિચાર કરવામાં નિરર્થક-અયથાર્થ એવા નૈગમાદિક નયોનેવિષે જો મધ્યસ્થપણું-પક્ષપાતરહિતપણું અર્થાત્ તત્ત્વની પરીક્ષા કરવાપણું ન થયું હોય, તો તે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય નથી, પણ મોહગર્ભિત જ છે. ૭૨.

વળી ફરીને ઉપદેશ આપે છે.—

**स्वागमेऽन्यागमार्थानां शतस्येव परार्धके ।**
**नावतारबुधत्वं चेन्न तदा ज्ञानगर्भता ॥ ७३ ॥**

**મૂલાર્થ**—પરાર્ધનેવિષે સોની જેમ જો પોતાના (જૈનના) આગમનેવિષે અન્ય દર્શનીના આગમના અર્થોનો અવતાર કરવામાં પાંડિત્ય ન હોય, તો તે જ્ઞાનગર્ભ વૈરાગ્ય નથી. ૭૩.

**ટીકાર્થ**—પોતાના-જૈનના આગમનેવિષે-શાસ્ત્રનેવિષે રહેલા અન્ય દર્શનીઓના આગમોના અર્થોની, પરાર્ધની સંખ્યાનેવિષે (લૌકિકમાં છેલ્લા ગણાતા અંકનેવિષે) સોની સંખ્યાની જેમ ઘણી અલ્પતા છે. તે ઘણા અલ્પ અન્ય શાસ્ત્રના ભાવાર્થોનું અવતરણ કરવામાં—પર સમયપણાએ કરીને સ્વસમયની યોજના કરવામાં જો પંડિતાઈ ન હોય, તો તે જ્ઞાનગર્ભ વૈરાગ્ય કહેવાય નહીં, પણ મોહગર્ભ વૈરાગ્યજ જાણવો. ૭૩

ફરીથી પણ ઉપદેશજ આપે છે.—

**आज्ञयागमिकार्थानां यौक्तिकानां च युक्तितः ।**
**न स्थाने योजकत्वं चेन्न तदा ज्ञानगर्भता ॥ ७४ ॥**

**મૂલાર્થ**—આગમવડે ગ્રહણ કરાતા અર્થોને જિનેશ્વરની આજ્ઞા-(વચન)વડે અને યુક્તિવડે ગ્રહણ કરાતા અર્થોને યુક્તિવડે કરીને પોતપોતાના સ્થાનનેવિષે યોજકપણું ન હોય, તો તે જ્ઞાનગર્ભ વૈરાગ્ય નથી. ૭૪.

**ટીકાર્થ**—કેવળ આગમવડે ગ્રહણ કરાતા એટલે હેતુ અને યુક્તિ વિગેરેથી ગ્રહણ ન કરાતા એવા ભવ્ય, અભવ્ય વિગેરે અર્થો-પદાર્થોને આજ્ઞાવડે-જિનેશ્વરના ઉપદેશવડે સ્થાનનેવિષે-પોતપોતાના ભાવનેવિષે યોજકપણું-સંયોગ કરવાપણું ન હોય, તથા હેતુ, દૃષ્ટાંત વિગેરે યુક્તિથી ગ્રહણ કરવા લાયક સંસારીપણું, કર્મસહિતપણું, અનાદિપણું વિગેરે પદાર્થોને હેત્વાદિક યુક્તિવડે યથાર્થ સ્થાને યોજના કરવાપણું ન આવ્યું હોય, તો તે જ્ઞાનગર્ભ વૈરાગ્ય કહેવાય નહીં. ૭૪.

હવે આ જ્ઞાનગર્ભ વૈરાગ્યને યોગ્ય પાત્ર બતાવે છે.—

**गीतार्थस्यैव वैराग्यं ज्ञानगर्भं ततः स्थितम् ।**
**उपचारादगीतस्याप्यभीष्टं तस्य निश्रया ॥ ७५ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને તે જ્ઞાનગર્ભ વૈરાગ્ય ગીતાર્થને જ વિષે રહેલો છે, અને અગીતાર્થને વિષે પણ ઉપચારથી તે( ગીતાર્થ )ની નિશ્રાવડે માનેલો છે. ૭૫.

**ટીકાર્થ**—તે હેતુ માટે જ્ઞાનગર્ભ વૈરાગ્ય ગીતાર્થને-સૂત્ર અને અર્થના વ્યાખ્યાનના જાણનારને વિષે જ રહેલો છે, તથા અગીતાર્થને પણ ઉપચારથી-વ્યવહારથી કે અપેક્ષાથી તે ગીતાર્થની નિશ્રાએ કરીને-તેની આજ્ઞાના પ્રાધાન્યવડે તેમનો આશ્રય કરવાવડે કરીને માનેલો છે-માષ તુષાદિકની જેમ પ્રમાણ કરેલો છે. ૭૫.

હવે ચાર શ્લોકે કરીને એ (જ્ઞાનગર્ભ વૈરાગ્ય)નાં લક્ષણો કહે છે.—

**सूक्ष्मेक्षिका च माध्यस्थ्यं सर्वत्र हितचिन्तनम् ।**
**क्रियायामादरो भूयान् धर्मे लोकस्य योजनम् ॥ ७६ ॥**
**चेष्टा परस्य वृत्तान्ते मूकान्धबधिरोपमा ।**
**उत्साहः स्वगुणाभ्यासे दुःस्थस्येव धनार्जने ॥ ७७ ॥**

मदनोन्मादवमनं मदसंमर्दमर्दनम् ।
असूयातन्तुविच्छेदः समतामृतमज्जनम् ॥ ७८ ॥
स्वभावान्नैव चलनं चिदानन्दमयात् सदा ।
वैराग्यस्य तृतीयस्य स्मृतेयं लक्षणावली ॥ ७९ ॥

**મૂલાર્થ**—સૂક્ષ્મદૃષ્ટિ, મધ્યસ્થપણું, સર્વત્ર હિતનું ચિંતવન, ક્રિયાને વિષે અત્યંત આદર, લોકોને ધર્મને વિષે જોડવા; તથા અન્ય જનોના વૃત્તાંતને વિષે મૂક, અંધ અને બધિરના જેવી ચેષ્ટા, તથા ધન ઉપાર્જન કરવામાં દરિદ્રીની જેમ આત્માના ગુણો પ્રાપ્ત કરવાના અભ્યાસમાં ઉત્સાહ; તથા કામદેવના ઉન્માદનું વમન, તથા આઠ મદની સંકીર્ણતાનું મર્દન, તથા અસૂયાના તન્તુનો નાશ, તથા સમતારૂપી અમૃતને વિષે મજ્જન ( સ્નાન ); તથા નિરંતર ચિદાનંદમય એવા આત્મસ્વભાવથી નહી ચળવાપણું એ સર્વ ત્રીજા ( જ્ઞાનગર્ભ ) વૈરાગ્યનાં લક્ષણોની શ્રેણી કહેલી છે. ૭૬-૭૭-૭૮-૭૯.

**ટીકાર્થ**—સૂક્ષ્મ એટલે નિપુણતાવડે ગ્રહણ કરવા લાયક જે નિગોદનું અનાદિ અનંતપણું તથા ભવ્યત્વ અભવ્યત્વાદિક ભાવો, તેનું જે જોવાપણું અર્થાત્ સૂક્ષ્મદૃષ્ટિ તથા મધ્યસ્થપણું-તત્ત્વની પરીક્ષાને વિષે પક્ષપાત રહિતપણે રાગદ્વેષની વચ્ચે રહેવાપણું, તથા સર્વ પ્રાણીઓને-વિષે હિતનું ચિંતવન એટલે તેમના કલ્યાણ અને સુખની વૃદ્ધિ તથા સંસારના પારની પ્રાપ્તિમાટે ભાવના કરવી તે, તથા ક્રિયાને વિષે-સંયમાદિક વ્યાપારને વિષે મોટો આદર-બહુમાનપૂર્વક ઉદ્યમ, તથા ધર્મધનને નહીં પામેલા લોકોની જિનેશ્વરે કહેલા સમ્યક્ત્વાદિક ધર્મને વિષે યોજના કરવી તે-તેમને ઉપદેશાદિકવડે ધર્મની પ્રાપ્તિ કરાવવી તે, તથા પોતાથી અતિરિક્ત સર્વ જનોની સાંસારિક પ્રવૃત્તિને વિષે મૂક, અંધ અને બધિરના જેવી એટલે કે મૂકની જેમ વચનરહિતપણું, અંધની જેમ નહીં જોવાપણું અને બધિરની જેમ નહીં સાંભળવાપણું તેના જેવી ચેષ્ટા-પ્રવૃત્તિ, તથા જ્ઞાનાદિક અને વિનય, ધ્યાન, વૈયાવૃત્ત્ય તથા ભાવનાદિક આત્માના ગુણોને પ્રાપ્ત કરવાના અભ્યાસને વિષે-વારંવાર મનન કરવાને વિષે ઉત્સાહ-ઉત્કંઠા અર્થાત્ હર્ષપૂર્વક ઉદ્યમ, કોની જેમ? તે કહે છે.—દુઃસ્થ-દુઃખી એટલે નિર્ધનને દ્રવ્ય ઉપાર્જનને વિષે જેમ હોય તેમ ( અર્થાત્ જેમ નિર્ધન મનુષ્યનો ધન ઉપાર્જન કરવાને વિષે પ્રબળ ઉદ્યમ હોય છે, તેમ જ્ઞાનગર્ભ વૈરાગ્યવંતને આત્માના ગુણ ઉપાર્જન કરવામાં તીવ્ર ઉદ્યમ હોય છે );

તથા કામદેવે ઉત્પન્ન કરેલા ઉન્માદનું-પરાધીનતાનું વમન એટલે હૃદયમાંથી બહાર કાઢવું, અર્થાત્ કામવિકારનો ત્યાગ, તથા જાતિ, કુળ, ઐશ્વર્ય, તપ, બળ, બુદ્ધિ, લક્ષ્મી અને શ્રુત એ આઠથી ઉત્પન્ન થયેલા મદોની અતિ સંકીર્ણતાનું મર્દન-મૂળમાંથી ઉચ્છેદન, તથા અસૂયા એટલે અન્યના ગુણોપરના દ્વેષના તન્તુ-પરંપરાનો વિચ્છેદ-નાશ અથવા અસૂયારૂપી તન્તુનો-સૂત્રનો નાશ એટલે હૃદયમાંથી કાઢી નાખવું તે, તથા સમતા-સર્વ પ્રાણીપર તુલ્ય દૃષ્ટિપણારૂપ અમૃતને વિષે મગ્નતા, તથા સર્વદા ચિદાનંદમય-જ્ઞાનનો આનંદ એટલે સમગ્ર રાગદ્વેષાદિક દ્વંદ્વરહિત આત્માના સ્વાભાવિક આહ્લાદમય આત્મસ્વરૂપ થકી નહીં ચળવાપણું-નહીં પડવાપણું. આ ચાર શ્લોકમાં કહેલા ત્રીજા-જ્ઞાનગર્ભ વૈરાગ્યનાં લક્ષણોની શ્રેણી ( સમૂહ ) મેં તથા બીજા અનેક આચાર્યોએ કહેલી છે. ૭૬-૭૭-૭૮-૭૯.

પૂર્વે કહેલા ત્રણે પ્રકારના વૈરાગ્યને વિષે ગ્રહણ કરવા યોગ્ય કયો વૈરાગ્ય છે અને ન ગ્રહણ કરવા યોગ્ય કયો વૈરાગ્ય છે? તેનો વિભાગ બતાવે છે.—

**ज्ञानगर्भमिहादेयं द्वयोस्तु स्वोपमर्दतः ।**
**उपयोगः कदाचित् स्यान्निजाध्यात्मप्रसादतः ॥ ८० ॥**

**મૂલાર્થ**—આ ત્રણ પ્રકારના વૈરાગ્યની મધ્યે જ્ઞાનગર્ભ વૈરાગ્ય ગ્રહણ કરવા યોગ્ય છે અને બીજા બે પ્રકારના વૈરાગ્યનો તો પોતપોતાના ઉપમર્દને લીધે પોતાના અધ્યાત્મના પ્રસાદથી કદાચિત્ ઉપયોગ થઈ શકે છે. ૮૦.

**ટીકાર્થ**—આ ત્રણ પ્રકારના વૈરાગ્યમાંથી મુમુક્ષુ જનોએ જ્ઞાનગર્ભ નામનો ત્રીજો વૈરાગ્ય ગ્રહણ કરવા યોગ્ય-સ્વીકાર કરવા યોગ્ય છે. અને બીજા બે એટલે દુઃખગર્ભ અને મોહગર્ભ વૈરાગ્યથી તો પોતાના એટલે દુઃખગર્ભ અને મોહગર્ભ પરિણામના નાશવડે બીજા પરિણામને (જ્ઞાનગર્ભપણાને) પામવાથી પોતાના અધ્યાત્મના-પોતાના મનની પરિણતિ અથવા અનુભવના પ્રસાદથી-શુદ્ધતા થવાથી કદાચિત્—કોઇક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને પામીને ઉપયોગ-ઇષ્ટ કાર્યને સિદ્ધ કરવાપણું થઈ શકે છે. ૮૦.

## ॥ इति वैराग्यभेदाधिकारः ॥

પૂર્વે અધિકારમાં વૈરાગ્યના પ્રકારો બતાવ્યા. અને તેમાં જ્ઞાનગર્ભ વૈરાગ્યને ગ્રહણ કરવા યોગ્ય કહ્યો. હવે તે જ્ઞાનગર્ભ વૈરાગ્ય બે પ્રકારનો છે, તે બતાવે છે.—

**विषयेषु गुणेषु च द्विधा, भुवि वैराग्यमिदं प्रवर्तते ।
अपरं प्रथमं प्रकीर्तितं, परमध्यात्मबुधैर्द्वितीयकम् ॥८१॥**

**મૂલાર્થ**—વિષયોનેવિષે અને ગુણોનેવિષે એમ બે પ્રકારે આ વૈરાગ્ય પૃથ્વીપર પ્રવર્તે છે. તેમાં અધ્યાત્મના પંડિતોએ પહેલાને અપર અને બીજાને પર ( પ્રધાન-મુખ્ય ) કહેલો છે. ૮૧.

**ટીકાર્થ**—પૃથ્વીપર બે પ્રકારે આ પૂર્વોક્ત જ્ઞાનગર્ભ વૈરાગ્ય પ્રવર્તે છે. તેમાં આ લોક અને પરલોક સંબંધી પ્રાપ્ત થયેલા શબ્દાદિક પાંચ પ્રકારના વિષયોનેવિષે નિઃસ્પૃહપણું હોય તે પ્રથમ અને ગુણોનેવિષે એટલે તપના પ્રભાવથી ઉત્પન્ન થયેલી ચારણ, પુલાક, આમર્શ ઔષધી વિગેરે લબ્ધિઓનેવિષે મદરહિતપણું હોય તે બીજો. આ બેમાં ઉક્ત સંખ્યાના અનુક્રમવડે પ્રથમના વિષય વૈરાગ્યને અપર-અપ્રધાન-અમુખ્ય કહેલો છે. એટલે વિષયોનેવિષે વિરક્તતા તો સામાન્ય પુરૂષોને પણ નિંદ્ય હોવાથી સુલભ છે, માટે તે અપ્રધાન છે. અને બીજા ગુણવૈરાગ્યને પર-પ્રધાન-મુખ્ય કહેલો છે. કેમકે ગુણવૈરાગ્યનો વિષય મહાત્માઓને પણ પૂજ્ય છે, તથા દુર્નિવાર એવા રાગાદિકની નિવૃત્તિ કરનાર છે. એપ્રમાણે અધ્યાત્મ વિષયના પંડિતોએ વર્ણન કરેલું છે-કહેલું છે. ૮૧.

તેમાંના પ્રથમ વિષયવૈરાગ્યનું સ્વરૂપ કહે છે.—

**विषया उपलंभगोचरा अपि चानुश्रविका विकारिणः ।
न भवन्ति विरक्तचेतसां विषधारेव सुधासु मज्जताम् ॥८२॥**

**મૂલાર્થ**—પ્રાપ્તિના વિષયવાળા ( આ લોકના ) તથા શાસ્ત્રાદિકમાં શ્રવણ કરેલા એવા વિષયો અમૃતમાં નિમગ્ન થયેલાને વિષધારાની જેમ વિરક્ત ચિત્તવાળા પુરૂષોને વિકાર કરનારા થતા નથી. ૮૨.

**ટીકાર્થ**—ઉપલંભ-ઇંદ્રિયોને ગ્રહણ કરવાને યોગ્ય એવા સ્થાનને વિષે પ્રાપ્તિરૂપ ગોચર-વિષય અર્થાત્ આશ્રયવાળા એટલે આ લોકમાં વર્તતા વિષયો તથા ગુરૂમુખના ઉચ્ચારથી આગમનેવિષે સાંભળેલા સ્વર્ગાદિક સંબંધી ભૂત તથા ભવિષ્યકાળના ઇંદ્ર, ચક્રવર્ત્તી વિગેરેના વિષયો વિરક્ત એટલે યથાસ્થિત વિષય સંબંધી વિપાકના જ્ઞાનથી જેનું ચિત્ત ઉદાસીન થયેલું છે એવા પુરૂષોને વિકાર ઉત્પન્ન કરનારા-સ્વભાવને અન્યથા કરનારા થતા નથી—જાણવા યોગ્ય વસ્તુ જાણેલી હોવાથી તે બન્ને પ્રકારના વિષયોમાં તેમને કૌતુક નહીં હોવાથી તે તેમને વિકાર-

કારી થતા નથી. કોની જેમ? તે કહે છે.—અમૃતના સમૂહમાં નિમગ્ન થયેલા માણુસને વિષનો પ્રવાહ જેમ વિકાર કરી શકતો નથી. અર્થાત્ જેમ અમૃતના કુંડમાં નિમગ્ન થયેલા મનુષ્યની ઉપર વિષની વૃષ્ટિ પડે તો પણુ તે વિષવેગની વ્યાપ્તિનું સામર્થ્ય ત્યાં નહીં હોવાથી નિષ્ફળ થાય છે, તેમ વિરક્ત ચિત્તવાળાને ઇન્દ્રિયોના વિષયમાં પ્રાપ્ત થયેલા વિષયો પણુ વિકારને ઉત્પન્ન કરવામાં અસમર્થ હોવાથી નિષ્ફળ થાય છે. ૮૨.

હવે ત્રણુ શ્લોકવડે તેમને શબ્દના વિષયનો અભાવ દેખાડે છે.—

**सुविशालरसालमञ्जरीविचरत्कोकिलकाकलीभरैः ।**
**किमु माद्यति योगिनां मनो निभृतानाहतनादसादरम् ८३**

**મૂલાર્થ**—સ્થિર અને આઘાત રહિત એવા ઓંકારાદિકના ધ્વનિને વિષે આદરવાળું યોગીજનોનું મન વિશાલ આમ્રવૃક્ષની મંજરીનેવિષે ફરતા એવા કોકિલના મધુર ધ્વનિવડે શું આનંદ પામે? ન જ પામે. ૮૩.

**ટીકાર્થ**—અત્યંત વિસ્તારવાળી આમ્રવૃક્ષની મંજરીથી એટલે સૂક્ષ્મ એવા તેના નવાંકુરોના વિલાસથી આમ તેમ ફરતી એવી કોકિલાએ કરેલા 'કુહુ' 'કુહુ' એવા મધુર ધ્વનિની પરંપરાવડે, એકાગ્ર સમાધિમાં નિશ્ચળ રહેલા અને નિરંતર બ્રહ્મરંધ્રમાં શ્રવણુ થતા ઓંકારાદિકના અનાહત નાદને વિષે આસક્ત થયેલા એવા યોગીઓનું ચિત્ત શું આનંદને પામે? અર્થાત્ ન જ પામે. ૮૩.

**रमणीमृदुपाणिकंकणक्वणनाकर्णनपूर्णघूर्णनाः ।**
**अनुभूतिनटीस्फुटीकृतप्रियसंगीतरता न योगिनः ॥८४॥**

**મૂલાર્થ**—અનુભવરૂપી નટીએ પ્રગટ કરેલા મનોહર સંગીતમાં આસક્ત થયેલા યોગીઓ, સ્ત્રીઓના કોમળ હસ્તના કંકણોના ધ્વનિના શ્રવણુથી કદિ પણુ પૂર્ણ ઘેઘૂર ( પ્રીતિવાળા) થતા નથી. ૮૪.

**ટીકાર્થ**—અનુભવ-હૃદયરૂપી લક્ષ્યમાં આવેલું બ્રહ્મસ્વરૂપાદિકને દેખાડનારૂં જ્ઞાન, તે રૂપી નટીએ-સર્વ નૃત્યકળામાં કુશળ નર્તકીએ સ્પષ્ટરીતે પ્રગટ કરેલા પ્રિય-શ્રવણુ અને હૃદયને સુખકારક સંગીત-નૃત્ય અને વાજિત્ર સહિત શ્રવણુ, નેત્ર અને મનને વિનોદ આપનારી ક્રિયા તેને વિષે આસક્ત થયેલા યોગીઓ—મુનિઓ, યુવતી સ્ત્રીઓના કોમળ હસ્તનેવિષે રહેલા રત્નજડિત સુવર્ણમય કંકણોથી ઉત્પન્ન થતા કર્ણને સુખ આપનાર રણુરણુ શબ્દના શ્રવણુવડે કરીને તેમના કર્ણ-રંધ્રો પરિપૂર્ણ ભરાઈ જાય તો પણુ, તેઓ અનુભવરૂપી નટીના સંગીતમાં આસક્ત થયેલા હોવાથી તેમાં પ્રીતિવાળા થતા નથી. ૮૪.

**स्खलनाय न शुद्धचेतसां ललनापञ्चमचारुघोलना ।**
**यदियं समतापदावलीमधुरालापरतेर्न रोचते ॥ ८५ ॥**

**મૂલાર્થ**—સ્ત્રીઓના પંચમ સ્વરનો મનોહર નાદ શુદ્ધ ચિત્તવાળા પુરૂષોની સ્ખલના માટે થતો નથી. કેમકે સમતાનાં વાકયોની શ્રેણીના મધુર આલાપને વિષે પ્રીતિવાળા તે મુનિને આ ( સ્ત્રીઓના પંચમ સ્વરનો મનોહર નાદ ) રૂચિકારક ( આનંદદાયક ) થતો નથી. ૮૫.

**ટીકાર્થ**—રાગાદિક દોષરૂપ મળના અભાવને લીધે શુદ્ધ-નિર્મળ ચિત્તવાળા યોગીજનોને, ક્રીડા કરતી એવી સ્ત્રીઓએ પંચમ સ્વરવડે કરેલી મનોહર ઘોલના-અમંદ નાદની મૂર્છના, સ્ખલનને માટે-ધર્મધ્યાનના વ્યાઘાતને માટે થતી નથી. કેમકે તેઓ સર્વ પ્રાણીઓને વિષે તુલ્ય વર્તનારૂપ સમતાના સ્વરૂપ અને ફલાદિકના પ્રતિપાદક એવા પદો-શાસ્ત્રનાં વાકયોની શ્રેણીના મધુર-શાંતરસમય આલાપને વિષે ચિત્તની પ્રીતિને ધારણ કરનારા હોય છે. તેવા યોગીઓને આ-સ્ત્રીઓના પંચમસ્વરની સુંદર ઘોલના કદાપિ રૂચિકારક થતી નથી-પસંદ પડતી જ નથી. ૮૫.

હવે ત્રણ શ્લોકે કરીને રૂપ વિષયમાં વિરક્તપણું બતાવે છે.—

**सततं क्षयि शुक्रशोणितप्रभवं रूपमपि प्रियं न हि ।**
**अविनाशिनिसर्गनिर्मलप्रथमानस्वकरूपदर्शिनाम् ॥ ८६ ॥**

**મૂલાર્થ**—અવિનાશી, સ્વભાવથીજ નિર્મળ અને વિસ્તીર્ણ એવું આત્માનું સ્વરૂપ જોનારા યોગીઓને નિરંતર ક્ષય પામતું તથા વીર્ય અને રેતસથી ઉત્પન્ન થયેલું રૂપ ( શરીરનું સૌન્દર્ય ) પણ પ્રિય લાગતું નથી. ૮૬.

**ટીકાર્થ**—વિનાશના હેતુરૂપ રોગાદિકવડે પરાભવ નહીં પામવાથી તથા અનાદિ અનંત હોવાથી અવિનાશી, તથા પોતાના સહજ સ્વભાવે કરીને નિર્મળ એટલે કર્મરૂપ પંકમળના અભાવથી પવિત્ર અર્થાત્ પંકાદિકવડે સ્પર્શ કરવાને અશકય હોવાથી જળાદિકવડે શોધવાપણું નહીં હોવાને લીધે નિર્મળ, તથા વિસ્તીર્ણ, એવા પ્રકારના આત્મસ્વરૂપને નિર્મળ જ્ઞાનચક્ષુવડે જોનારા યોગીઓને, નિરંતર (ક્ષણે ક્ષણે) ક્ષયના હેતુરૂપ રોગાદિકવડે વ્યાપ્ત હોવાથી વિનશ્વર, તથા પિતાના વીર્ય અને માતાના રેતસથી ઉત્પન્ન થયેલું, અશુચિ હોવાથી ગ્રહણ કરવાને અયોગ્ય એવું આ શરીરનું રૂપ પણ પ્રીતિકારક થતું નથી. ૮૬.

परदृश्यमपायसंकुलं विषयो यत्खलु चर्मचक्षुषः ।
न हि रूपमिदं मुदे यथा निरपायानुभवैकगोचरम् ॥८७॥

**મૂલાર્થ**—જે પ્રકારે અપાય રહિત અને અનુભવને જ એક ગોચર એવું આત્મસ્વરૂપ યોગીઓને હર્ષ-પ્રીતિ માટે થાય છે, તે પ્રકારે અન્ય જનોએ જોવાતું અને અપાયોથી વ્યાપ્ત તથા જે ચર્મ-ચક્ષુના વિષયરૂપ છે એવું આ ( શરીરસંબંધી )રૂપ પ્રીતિને માટે થતું નથી. ૮૭.

**ટીકાર્થ**—જે પ્રકારે અપાય એટલે વિનાશ અથવા વિયોગરહિત અર્થાત્ આત્માનું સ્વરૂપ સ્વાભાવિક સ્થિતિમાં જ રહે છે માટે અપાયરહિત તથા અનુભવ એટલે આવરણ રહિત એવા પૂર્ણ જ્ઞાનના અદ્વિતીય વિષયવાળું એટલે માત્ર અનુભવવડે જ જાણી ( જોઈ ) શકાય તેવું આત્માનું સ્વરૂપ જેવું યોગીઓના આનંદને માટે થાય છે, તેવી રીતે [1]પારદારિકાદિક અન્ય જનોએ જોવા લાયક અને હરણ કરી શકાય તેવું તથા ઘણા વિયોગકારી અથવા પાપ કષ્ટાદિક કરનારા અપાયોવડે સંકીર્ણ-વ્યાપ્ત તથા જે ( રૂપ ) ચર્મચક્ષુનો વિષય છે એટલે ચર્મચક્ષુવડે જોઈ શકાય છે એવું આ પ્રત્યક્ષ દેખાતું શરીરનું સૌન્દર્ય આનંદને માટે થતું નથી. ૮૭.

गतिविभ्रमहास्यचेष्टितैर्ललनानामिह मोदतेऽबुधः ।
सुकृताद्रिपविष्वमीषु नो विरतानां प्रसरन्ति दृष्टयः॥८८॥

**મૂલાર્થ**—અહીં ( રૂપના વિષયમાં ) સ્ત્રીઓની ગતિ, વિલાસ, હાસ્ય અને ચેષ્ટાઓવડે અજ્ઞાની પ્રાણી આનંદ પામે છે પરંતુ સુકૃતરૂપી પર્વતને વિષે વજ્ર સમાન એવા એ સ્ત્રીઓના ગત્યાદિકને વિષે વિરક્ત જનોની દૃષ્ટિ પ્રસરતી નથી. ૮૮.

**ટીકાર્થ**—અહીં રૂપના વિષયમાં સ્ત્રીઓની ગતિ-રાજહંસાદિકની જેવી સુંદર ચાલ, વિભ્રમ-દેદીપ્યમાન અલંકારોના આડંબરવાળો શરીરના સંસ્કારરૂપ વિલાસ, હાસ્ય-મુખ તથા નેત્રાદિકનો વિકાસ, તથા ચેષ્ટિત-વક્ર ભ્રૃકુટીવડે કટાક્ષયુક્ત દૃષ્ટિ અને અંગ ઉપાંગનું પ્રકટકરવાપણું, તે વડે કરીને અજ્ઞાની પ્રાણી હર્ષ પામે છે. પરંતુ સુકૃત એટલે રૂડું અને આત્માને હિતકારક એવું ધર્મનું આરાધન અથવા સુખના કારણરૂપ શુભ કર્મ, તે રૂપી અદ્રિ-દુઃખે આરોહણ થઈ શકે તેવા પર્વતનો વિનાશ કરવામાં વજ્રસમાન એવા તે સ્ત્રીઓના ગત્યાદિ-

---

૧ પરસ્ત્રીને વિષે આસક્તિ વિગેરે.

કને વિષે વિરક્ત-કામનાથી નિવૃત્તિ પામેલા મુનિઓની દૃષ્ટિઓ પ્રસરતી નથી. એટલે કે તેઓ તેમના સામી દૃષ્ટિ પણ કરતા નથી, તો પછી આસક્તિ કયાંથી જ રાખે? ૮૮.

હવે બે શ્લોકવડે ગન્ધને વિષે નિવૃત્તિને દેખાડે છે.—

**न मुदे मृगनाभिमल्लिकालवलीचन्दनचन्द्रसौरभम् ।**
**विदुषां निरुपाधिबाधितस्मरशीलेन सुगन्धिवर्ष्मणाम् ८९**

**મૂલાર્થ**—ઉપાધિ રહિતપણે કામદેવનો બાધ કરનાર શીળવડે સુગંધી શરીરવાળા વિદ્વાનોને કસ્તૂરી, મલ્લિકા, લવલી, ચંદન અને ઘનસારની સુગંધ હર્ષને માટે થતી નથી. ૮૯.

**ટીકાર્થ**—યથાર્થપણે આત્મસ્વરૂપને જાણનાર વિદ્વાનોના શરીર ઉપાધિ રહિત-સમગ્ર ક્લેશના સમૂહ રહિત અને કામદેવનો બાધ કરનાર એવા શીલવડે-સર્વ શુદ્ધ આચારવડે અથવા બ્રહ્મચર્યવડે સુગંધી હોય છે, તેથી તે વિદ્વાનોને કસ્તૂરી, માલતી પુષ્પો, લવિંગની લતા, ચંદન અને ઘનસાર-કર્પૂરની સુગંધી આનંદને માટે થતી નથી. ૮૯.

તેવી સુગંધ કેમ હર્ષને માટે થતી નથી? તેપર કહે છે.—

**उपयोगमुपैति यच्चिरं हरते यन्न विभावमारुतः ।**
**न ततः खलु शीलसौरभादपरस्मिन्निह युज्यते रतिः ॥९०॥**

**મૂલાર્થ**—જે ચિરકાળ સુધી ઉપયોગને પામે છે, અને જેને વિભાવરૂપી વાયુ હરણ કરતો નથી, તે શીલરૂપી સૌરભ-સુગંધ વિના આ જગતમાં બીજા કોઇને વિષે રતિ-પ્રીતિ કરવી યોગ્ય નથી. ૯૦.

**ટીકાર્થ**—ઉપર કહેલું શીળરૂપી સૌરભ ચિરકાળ સુધી ભોગના વ્યવહારને પામે છે. અર્થાત્ નિર્દોષ શુદ્ધ આચરણથી ઉત્પન્ન થયેલા શીળસૌરભનું અક્ષયપણું હોવાથી તે કાયમ ઉપયોગમાં આવે છે. તથા જે શીળરૂપી સૌરભને વિભાવ-આત્માના હિતને વિષે શત્રુરૂપ એવો જીવના રાગાદિક પરિણામરૂપી વાયુ હરણ કરી શકતો નથી-પુષ્પના સૌરભની જેમ દેશાંતરમાં લઈ જઈ શકતો નથી. કેમકે શુદ્ધ આચારનું આચરણ કરવાથી ઉત્પન્ન થયેલું સૌરભ આત્મસ્વરૂપમય હોવાથી વિભાવવડે હરણ કરાવું અશકય છે. તેવા શીળરૂપી સૌરભ વિના એટલે શુદ્ધ આચારનું આચરણ કરવામાં પ્રીતિમાન શુદ્ધ પરિણામ તથા બ્રહ્મચર્યરૂપી સમગ્ર ગુણરૂપ સુગંધમય હોવાથી સુગંધી એવા [1]કુંકુમ વિના

૧. કેસર.

આ જગતમાં બીજા-નાશવંત મલ્લિકાદિકના સૌરભને વિષે પ્રીતિ કરવી તે યોગ્ય જ નથી—તે કાર્ય યુક્તિયુક્ત જ જણાતું નથી. ૯૦.

હવે ત્રણ શ્લોકે કરીને રસવિષયમાં નિવૃત્તિ બતાવે છે.—

**मधुरैर्न रसैरधीरता क्वचनाध्यात्मसुधालिहां सताम् ।**
**अरसैः कुसुमैरिवालिनां प्रसरत्पद्मपरागमोदिनाम् ॥ ९१ ॥**

**મૂલાર્થ**—વિકસ્વર કમળના પરાગવડે આનંદ પામનારા ભ્રમરાઓને રસરહિત પુષ્પોની જેમ અધ્યાત્મરૂપી અમૃતનું આસ્વાદન કરનારા સત્પુરૂષોને પુદ્ગળિક મધુર રસોવડે કોઈ પણ ઠેકાણે આતુરતા થતી નથી. ૯૧.

**ટીકાર્થ**—અધ્યાત્મરૂપ-સત્ જ્ઞાન ક્રિયાત્મક આત્માની પરિણતિરૂપ અમૃતનું આસ્વાદન કરનાર સાધુ પુરુષોને દૂધ, દહીં, સાકર વિગેરે મધુર રસોવડે કોઇપણ ક્ષેત્ર કાલાદિકને વિષે લુબ્ધતા-આતુરતા થતી નથી. તેમાં દૃષ્ટાન્ત આપે છે કે-વિકાસ પામેલા કમળોના પરાગવડે-સુગંધથી ભરેલા પુષ્પના રજકણોવડે આનંદ પામનારા ભ્રમરાઓને નીરસ પુષ્પોવડે કદાપિ આનંદ થતો નથી. જેમ પદ્મ-કમળના રાગથી તૃપ્ત થયેલા ભ્રમરાઓ નીરસ પુષ્પના આસ્વાદનમાં આસક્ત થતા નથી તેમ અધ્યાત્મરૂપી અમૃતથી તૃપ્ત થયેલા મુનિવરો દૂધ, સાકર વિગેરે મધુર રસના આસ્વાદમાં આસક્ત થતા નથી-તેમાં આસક્તિરહિત જ રહે છે. ૯૧.

તે યોગીઓને પુદ્ગળિક રસોને વિષે અનાદરજ હોય છે, તે કહે છે.—

**विषमायतिभिर्नु किं रसैः स्फुटमापातसुखैर्विकारिभिः ।**
**नवमेऽनवमे रसे मनो यदि मग्नं सतताविकारिणि ॥ ९२ ॥**

**મૂલાર્થ**—જો નિરંતર વિકાર રહિત અને દોષવર્જિત એવા નવમા રસ ( શાંતરસ )ને વિષે ચિત્ત મગ્ન થયું હોય તો ભયંકર પરિણામવાળા, માત્ર ભોગકાળે જ સુખકારક અને વિકારવાળા એવા રસોએ કરીને શું ફળ? કાંઈજ નહીં. ૯૨.

**ટીકાર્થ**—જો નિરંતર અવિકારી એટલે પરિણામે વિકાર નહીં દેખાવાથી વિકારરહિત અને દોષવર્જિત એવા નવમા રસને વિષે-શાંતરસ નામના રસાધિરાજને વિષે ચિત્ત લય પામ્યું હોય, તો વિષમ-ભયાનક અથવા દુઃસહ છે ભોગનો ઉત્તર કાળ જેમાં એવા સ્પષ્ટ રીતે આપાતને વિષે-માત્ર ભોગ સમયે જ સુખકારક લાગતા તથા વિકારી એટલે પરિણતિનો વિપર્યાસ કરનારા અને દેહનો વિપર્યાસ કરનારા

એવા દૂધ વિગેરે રસોએ કરીને આત્માનું શું પ્રયોજન સિદ્ધ થાય? કાંઈ જ નહીં. અર્થાત્ શાંતરસના સ્વાદ પાસે બીજા સર્વે રસો વિરસ છે. ૯૨.

રસને વિષે આસક્ત થયેલા અને વિરક્ત થયેલાના પરિણામનો ભેદ-પ્રકાર દેખાડે છે.

**मधुरं रसमाप्य निःपतेद्रसनातो रसलोभिनां जलम् ।**
**परिभाव्य विपाकसाध्वसं विरतानां तु ततो दृशोर्जलम् ॥९३॥**

**મૂલાર્થ**—મધુર રસને પામીને રસલુબ્ધ જનોની જીહ્વામાંથી પાણી છૂટે છે-ઝરે છે, અને તેથી વિરક્ત થયેલાને તો વિપાકનો ભય જાણવાથી નેત્રમાંથી જળ ઝરે છે. ૯૩.

**ટીકાર્થ**—દૂધ વિગેરે મધુર રસને પામીને રસના લાલસુ જનોની જીહ્વાથકી લાળરૂપ પાણી ઝરે છે, અને વિષયોથી વિરક્તિ પામેલા જનોને તો તે રસના વિપાકનો-તેને નિમિત્તે બંધાયેલા કર્મના પરિણામનો એટલે ફળના ઉદયનો ભય વિચારતાં નેત્રથકી જળ એટલે અશ્રુ ઝરે છે. ૯૩.

હવે ત્રણ શ્લોકે કરીને સ્પર્શ વિષયને વિષે વૈરાગ્ય દેખાડે છે.—

**इह ये गुणपुष्पपूरिते धृतिपत्नीमुपगुह्य शेरते ।**
**विमले सुविकल्पतल्पके क्व बहिः स्पर्शरता भवन्तु ते ॥ ९४ ॥**

**મૂલાર્થ**—આ લોકને વિષે જેઓ ગુણરૂપી પુષ્પોવડે પૂર્ણ અને નિર્મળ એવા સદ્વિકલ્પરૂપી પલ્યંકને વિષે ધૃતિરૂપી પ્રિયાને આલિંગન કરીને સુવે છે, તેઓ બાહ્ય સ્પર્શને વિષે કયાંથી આસકત થાય? ૯૪.

**ટીકાર્થ**—આ લોકને વિષે જે યોગીશ્વરો જ્ઞાન, શ્રદ્ધા, ક્ષમા અને સંતોષ વિગેરે ગુણોરૂપી પુષ્પોવડે પૂર્ણ-રચેલા તથા નિર્મળ-નિર્દોષ એવા સુવિકલ્પ-શુભ અધ્યવસાયરૂપી પલ્યંકને વિષે, ધૃતિ-ચિત્તનો સંતોષ અથવા વ્રતની સ્થિરતારૂપ પત્ની-જેની પ્રાપ્તિવડે જીવના પ્રદેશો થકી પાપસમૂહનો નાશ થાય છે, એવી પ્રિયાને આલિંગન કરીને સુવે છે-શયન કરે છે, તે મુનીશ્વરો શય્યા, સ્ત્રી, જળ, પુષ્પ અને ચંદનદ્રવાદિક બાહ્ય પદાર્થોના સ્પર્શને વિષે પ્રીતિવાળા ક્યાંથી થાય? કોઈ પણ સ્થાને પ્રીતિવાળા થાય જ નહીં. ૯૪.

**हृदि निर्वृतिमेव बिभ्रतां न मुदे चन्दनलेपनाविधिः ।**
**विमलत्वमुपेयुषां सदा सलिलस्नानकलापि निष्फला ॥९५॥**

**મૂલાર્થ**—હૃદયને વિષે કેવળ નિવૃત્તિને જ ધારણ કરનારા મુનિ-

ઓને ચંદનના લેપનો વિધિ આનંદને માટે થતો નથી. તથા નિરંતર નિર્મળપણાને પામેલા હોવાથી તેમને જળસ્નાનની કળા પણ નિષ્ફળજ છે. ૯૫.

ટીકાર્થ—મનને વિષે નિર્વૃતિને-મોક્ષસુખને અથવા પરભાવના વર્જનરૂપ સુસ્થિતિને જ કેવળ એકાગ્રપણાએ ધારણ કરતા મુનિઓને ચંદનરસના વિલેપનનો વિધિ આનંદની વૃદ્ધિ માટે થતો નથી. તથા નિરંતર તપ, સંયમ અને શુભ ભાવનાદિક નિર્મળપણાને-કર્મમળના અભાવને પ્રાપ્ત થયેલા હોવાથી તેમને જળસ્નાનની કળા-કુશળતા પણ વ્યર્થ છે. કેમકે આત્માને વિષે રહેલા મળને શુદ્ધ કરવામાં જળ સમર્થ નથી. ૯૫.

આ સ્પર્શના જ વિષયમાં ભોગી અને યોગીના પરિણામનો ભેદ દેખાડે છે.—

**गणयन्ति जनुः स्वमर्थवत्सुरतोल्लाससुखेन भोगिनः ।**
**मदनाहिविषोग्रमूर्छनामयतुल्यं तु तदेव योगिनः ॥ ९६ ॥**

મૂલાર્થ—ભોગીજનો મૈથુનના વિલાસરૂપ સુખવડે પોતાનો જન્મ સફળ માને છે. અને યોગીજનો તેજ સુખને કામદેવ રૂપી સર્પના વિષની ઉગ્ર મૂર્છનારૂપ વ્યાધિ સદશ માને છે. ૯૬.

ટીકાર્થ—ભોગી-સ્ત્રી વિગેરે ઉપભોગની ક્રિયાઓ જેને પ્રિય છે એવા લોકો મૈથુનની સેવાના આહ્લાદરૂપ સુખવડે પોતાના જન્મને હૃદયમાં સફળ થયો માને છે; તેજ ભોગસુખને યોગીજનો-મુનીશ્વરો કામદેવરૂપી સર્પના વિષવડે થયેલી ઉગ્ર મૂર્છના-સમગ્ર શરીરને વિષે થયેલા વિષવેગના પ્રચારરૂપ વ્યાધિતુલ્ય ગણે છે-માને છે. ૯૬.

આ લોકના વિષયવાળો વૈરાગ્ય કહ્યો, હવે પરલોકના વિષયમાં વૈરાગ્ય કહે છે.—

**तदिमे विषयाः किलैहिका न मुदे केऽपि विरक्तचेतसाम् ।**
**परलोकसुखेऽपि निःस्पृहाः परमानन्दरसालसा अमी ॥९७॥**

મૂલાર્થ—તેથી કરીને આ લોક સંબંધી કોઈ પણ વિષયો વિરક્ત ચિત્તવાળા મુનિઓને આનંદ માટે થતા નથી, તથા પરમાનંદના રસવડે (અન્ય રસમાં) આળસુ થયેલા તે મુનિઓ પરલોકના સુખને વિષે પણ નિઃસ્પૃહ હોય છે. ૯૭

ટીકાર્થ—તેથી કરીને-પૂર્વે કહેલા પ્રકારે કરીને વિરક્ત પરિણામવાળા હોવાથી આ પૂર્વે કહેલા શબ્દાદિક વિષયો, મનુષ્યલોક સંબંધી કોઈ પણ-ચક્રવર્તી વિગેરે મહર્દ્ધિક સંબંધી પણ ખરેખર વૈરાગ્યને વિષે

ચિત્તવાળા મુનિઓને આનંદ માટે થતા નથી. કેમકે આ યોગીઓ પરમ એટલે પોતાના (આત્માના) સર્વ અંશોવડે પરિપૂર્ણ હોવાથી તથા સ્વાભાવિક હોવાથી સર્વોત્કૃષ્ટ એવો જે આનંદ-પોતાના બ્રહ્મસ્વરૂપના અનુભવથી ઉત્પન્ન થયેલો આહ્લાદ, તદ્રૂપ રસવડે-પરમ નિવૃત્તિરૂપ સંતોષવડે અત્યંત શોભતા અથવા આળસુ-બીજા વિષયમાં મંદ આદરવાળા હોવાથી પરલોકના-દેવલોકના સુખને વિષે પણ નિઃસ્પૃહ -અભિલાષા રહિત હોય છે. ૯૭.

તે યોગીઓ દેવોને પણ સુખી માનતા નથી, તે કહે છે.—

**मदमोहविषादमत्सरज्वरबाधाविधुराः सुरा अपि ।**
**विषमिश्रितपायसान्नवत् सुखमेतेष्वपि नैति रम्यताम् ॥ ९८ ॥**

મૂલાર્થ—દેવતાઓ પણ મદ, મોહ, વિષાદ અને મત્સરરૂપ જ્વરની પીડાથી વિધુર થયેલા હોય છે, તેથી તે વિષયોથી મળતું તેમનું સુખપણ વિષથી મિશ્રિત થએલા પાયસાન્નની જેમ સુંદરપણાને પામતું નથી. ૯૮.

ટીકાર્થ—દેવતાઓ પણ મદ-મોટી ઋદ્ધિની પ્રાપ્તિવડે ઉત્પન્ન થયેલો ગર્વ, મોહ-વિમાન, અલંકાર અને દેવાંગનાદિક ઉપરની મૂર્છા, વિષાદ-પોતાથી મોટી ઋદ્ધિવાળાએ કરેલા અપમાનાદિકથી ઉત્પન્ન થયેલો ખેદ અથવા બીજા મહર્દ્ધિકને જોવાથી ઉત્પન્ન થયેલી દીનતા, તથા મત્સર-અન્યની સંપદાને નહીં સહન કરવાના પરિણામ-આટલા દોષવડે ઉત્પન્ન થયેલા જ્વરની-દાહની પીડાએ કરીને વ્યાકુળ થયેલા હોય છે, તેથી એ પૂર્વે કહેલા વિષયોમાં પણ સાતારૂપ સુખ, વિષથી મિશ્રિત કરેલા પાયસાન્ન-દૂધપાકની જેવું છે. જેમ વિષ મિશ્રિત પાયસાન્ન ખાવાથી જીવિતને હરણ કરે છે, તેજ રીતે દેવલોકનું સુખ પણ ધર્મરૂપ જીવનને હરણ કરનાર થાય છે. કેમકે ત્યાર પછી પણ સ્ત્રીના ગર્ભમાં ઉત્પન્ન થવું પડે છે. તેથી આવા પ્રકારનું સુખ રમણીયતાને પામતું નથી. ૯૮.

દેવનાં સુખ પણ દુઃખરૂપજ છે, તે કહે છે.—

**रमणीविरहेण वह्निना बहुबाष्पानिलदीपितेन यत् ।**
**त्रिदशैर्दिवि दुःखमाप्यते घटते तत्र कथं सुखस्थितिः ॥ ९९ ॥**

મૂલાર્થ—ઘણા અશ્રુરૂપી વાયુએ પ્રદીપ્ત કરેલા સ્ત્રીઓના વિરહરૂપ અગ્નિવડે દેવતાઓ સ્વર્ગમાં પણ દુઃખ પામે છે, તો ત્યાં (દેવલોકમાં) સુખનું સ્થાન કેમ ઘટે-કેમ યોગ્ય કહેવાય? ૯૯.

ટીકાર્થ—નેત્રના ઘણા અશ્રુજળના પ્રવાહરૂપી વાયુના કલ્લોલવડે પ્રદીપ્ત થયેલા દેવાંગનાના વિરહરૂપ અગ્નિવડે દેવતાઓ દેવલોકમાં પણ અત્યંત દુઃખ પામે છે, તો તે દેવલોકમાં અથવા દેવોને વિષે સુખનું સ્થાન કયા પ્રકારે ઘટે-યુક્તિયુક્ત કેમ થાય ? નજ થાય. ૯૯.

દેવોના દુઃખને જ વિશેષ સ્પષ્ટ રીતે બતાવે છે.—

**प्रथमानविमानसंपदां च्यवनस्यापि दिवो विचिन्तनात् ।**
**हृदयं न हि यद्विदीर्यते द्युसदा तत्कुलिशाणुनिर्मितम् ॥१००॥**

મૂલાર્થ—દેવલોકમાંથી ચ્યવન થવાનું છે એમ વિચારવાથી મોટા વિમાનની સંપત્તિવાળા દેવોનું હૃદય જે વિદીર્ણ થતું નથી, તેથી એમ જણાય છે કે તેમનું તે હૃદય વજ્રના પરમાણુવડે નિર્માણ થયેલું છે. ૧૦૦.

ટીકાર્થ—દેવલોક થકી ચ્યવન-દેવભવમાંથી ચ્યવીને બીજી ગતિમાં જવાનું સ્મરણમાં આવવાથી વિસ્તાર પામેલી વિમાનની સંપત્તિ-લક્ષ્મી-વાળા દેવતાઓનું હૃદય જે કારણ માટે વિદીર્ણ થતું નથી-ભેદાતું નથી, તેથી કરીને એમ જણાય છે કે-તે દેવોનું હૃદય વજ્રના પરમાણુઓવડે રચાયેલું છે. કેમકે એવા દુઃખવડે મનુષ્યોનું તો મરણ થતું જોવામાં આવે છે. અને દેવતાઓનું જોવામાં આવતું નથી, તેથી દેવતાઓનું હૃદય વજ્રની જેવું દુર્ભેદ્ય છે, એમ જણાય છે. ૧૦૦.

હવે બે શ્લોકોવડે અનુત્કૃષ્ટ વૈરાગ્યનો ઉપસંહાર કરીને ઉત્કૃષ્ટ વૈરાગ્ય કહેવાનો આરંભ કરે છે.—

**विषयेषु रतिः शिवार्थिनो न गतिष्वस्ति किलाखिलास्वपि ।**
**घननन्दनचन्दनार्थिनो गिरिभूमिष्वपरद्रुमेष्विव ॥ १०१ ॥**

મૂલાર્થ—જેમ ઘણા નંદન વનના ચંદન વૃક્ષોની ઇચ્છાવાળા મનુષ્યને પર્વતની ભૂમિને વિષે રહેલા અન્ય વૃક્ષો ઉપર પ્રીતિ થતી નથી, તેમ મોક્ષની અભિલાષાવાળા યોગીજનને સર્વ ( ચારે ) ગતિમાં રહેલા વિષયોપર પણ પ્રીતિ થતી નથી. ૧૦૧.

ટીકાર્થ—મોક્ષના અભિલાષી પુરૂષને મનુષ્યાદિક સર્વ ગતિને વિષે રહેલા કામભોગાદિક વિષયોપર રતિ-અભિલાષરૂપ પ્રીતિ થતી નથી. કોની જેમ ? તે કહે છે—જેમ ઘણા કલ્પવૃક્ષાદિકથી વ્યાપ્ત એવા મેરૂપર્વતપર રહેલા નન્દનવનના ચંદનવૃક્ષની અભિલાષાવાળાને સામાન્ય પર્વતની પૃથ્વીમાં રહેલા અન્ય વૃક્ષોપર પ્રીતિ-સંતોષ થતો નથી, તે જ રીતે મોક્ષાર્થીને પણ સાંસારિક વિષયોપર પ્રીતિ થતી નથી. ૧૦૧.

इति शुद्धमतिस्थिरीकृतापरवैराग्यरसस्य योगिनः ।
स्वगुणेषु वितृष्णतावहं परवैराग्यमपि प्रवर्तते ॥ १०२ ॥

**મૂલાર્થ**—આ પ્રમાણે જેણે શુદ્ધબુદ્ધિવડે અપર વૈરાગ્યનો રસ સ્થિર કર્યો છે, એવા યોગીઓને આત્માના ગુણોને વિષે નિઃસ્પૃહતાને ધારણ કરનારો પર વૈરાગ્ય પણ પ્રવર્તે છે-થાય છે. ૧૦૨.

**ટીકાર્થ**—ઉપર કહ્યા પ્રમાણે શુદ્ધ-ભોગાશંસાદિ દોષરહિત બુદ્ધિવડે કરીને જેણે અનુત્કૃષ્ટ વૈરાગ્યનો રસ-શાંત પરિણામનો સ્થાયી ભાવ સ્થિર-નિશ્ચળ કર્યો છે, એવા યોગીને-મુનિને આત્માના તપ, જ્ઞાન અને સંયમાદિક ગુણોથી ઉત્પન્ન થતી લબ્ધિઓના પ્રભાવને વિષે નિઃસ્પૃહપણાને પ્રાપ્ત કરનારો પ્રધાન વૈરાગ્ય પણ પ્રવર્તે છે-ઉત્પન્ન થાય છે. ૧૦૨.

પ્રધાન વૈરાગ્યનું જ વર્ણન કરે છે.—

विपुलर्द्धिपुलाकचारणप्रबलाशीविषमुख्यलब्धयः ।
न मदाय विरक्तचेतसामनुषंगोपनताः पलालवत् ॥ १०३ ॥

**મૂલાર્થ**—અનુષંગથી પ્રાપ્ત થયેલી વિપુલર્દ્ધિ, પુલાક, ચારણ અને પ્રબલાશીવિષ વિગેરે લબ્ધિઓ અનાજની ઉપરના ફોતરાંની જેમ વૈરાગ્યવંતના મદને માટે થતી નથી. ૧૦૩.

**ટીકાર્થ**—અનુષંગ એટલે બીજાનો ઉદ્દેશ છતાં, નહીં ઈચ્છેલા બીજા પદાર્થની પ્રાપ્તિ થાય તે. જેમ ધાન્યને માટે ખેતી કરતાં નહીં ઈચ્છેલાં ફોતરાં, પરાળ વિગેરેની પ્રાપ્તિ થાય તે. તેજ રીતે મોક્ષના ઉદ્દેશે કરીને જ્ઞાન, તપ અને સંયમની ક્રિયા કરતાં લબ્ધિ વિગેરેની જે પ્રાપ્તિ થાય તે અનુષંગ પ્રાપ્તિ કહેવાય છે. તે અનુષંગવડે પ્રાપ્ત થયેલી વિપુલર્દ્ધિ-વિસ્તારવાળી ઋદ્ધિ એટલે સમગ્ર મનના ભાવને જોવામાં સમર્થ એવી શક્તિરૂપ સંપત્તિ અર્થાત્ વિપુલમતિવાળું મનપર્યવ જ્ઞાન, પુલાક લબ્ધિ-જેનાથી ચક્રવર્તીના સૈન્યને પણ ચૂર્ણ કરવાની શક્તિ પ્રાપ્ત થાય તે, ચારણ લબ્ધિ-જેનાથી કરોડો યોજનસુધી આકાશ માર્ગે જવા આવવાની શક્તિ-જંઘાચારણ વિદ્યાચારણ વિગેરે લબ્ધિઓ થાય તે, તથા પ્રબલાશીવિષા-અતિ ઉગ્ર દંષ્ટ્રાનેવિષે વિષની જેવી વિષવાળી એટલે માત્ર શાપ જ આપવાથી ભસ્મસાત્ કરવાની શક્તિ પ્રાપ્ત થાય તે, આ વિગેરે લબ્ધિઓ તથા મુખ્ય શબ્દવડે સૂચન થયેલ મણિ, મંત્ર અને ઔષધીઓ જાણવી. આ સર્વે વિરક્ત ચિત્તવાળા મુનિઓને ઉન્માદ-ગર્વ કરનાર થતી નથી.

ખેતી કરવાથી પ્રાપ્ત થયેલા પરાળની જેમ તુચ્છ લાગવાથી તેનાથી થતું કાર્ય પણ તેઓ કરતા નથી. ૧૦૩.

પૂર્વે કહેલા અર્થનીજ સ્પષ્ટતા કરે છે—

**कलितातिशयोऽपि कोऽपि नो विबुधानां मदकृद्गुणव्रजः ।**
**अधिकं न विदन्त्यमी यतो निजभावे समुदञ्चति स्वतः॥१०४**

મૂલાર્થ—અતિશયને પામેલો કોઈ પણ ગુણસમૂહ પંડિતોને મદકારક ( મદ કરનાર ) થતો નથી. કેમકે આત્માના સ્વભાવનો ઉલ્લાસ થવાથી આ વિરક્ત યોગીઓ આત્મસ્વભાવથી અધિક બીજું કાંઈ જાણતા નથી. ૧૦૪.

ટીકાર્થ—જેનો અતિશય એટલે લોકોના મનને અત્યંત અદ્ભુત ચમત્કાર ઉત્પન્ન કરનારો પ્રભાવ છે એવો કોઈ પણ પૂર્વે કહેલા ગુણોનો સમૂહ પંડિતોને મદકારક થતો નથી. કેમકે પોતાના આત્માના સ્વરૂપનો સ્વભાવ તપ સંયમાદિકવડે પ્રકર્ષતાને પામવાથી આ વિરક્ત યોગીઓ પોતાના ગુણસમૂહને આત્મસ્વભાવના લાભ કરતાં અધિક માનતા નથી, તેથી તેઓ આત્મસ્વરૂપનેજ શુદ્ધ કરે છે. ૧૦૪.

એજ કારણથી તેઓ મોક્ષનેવિષે પણ લુબ્ધ થતા નથી, તે કહે છે.—

**हृदये न शिवेऽपि लुब्धता सदनुष्ठानमसंगमंगति ।**
**पुरुषस्य दशेयमिष्यते सहजानन्दतरंगसंगता ॥ १०५ ॥**

મૂલાર્થ—તેમના મનમાં મોક્ષને વિષે પણ લુબ્ધતા હોતી નથી. કેમકે તેઓની સત્ ક્રિયા પણ અસંગપણાને પામે છે. સહજાનંદના તરંગથી પ્રાપ્ત થયેલી આ પુરૂષની અવસ્થા ઇચ્છેલી છે. ૧૦૫.

ટીકાર્થ—તે વૈરાગ્યવંતના મનમાં સકલ કર્મના બંધનથી રહિત થવારૂપ મોક્ષને વિષે પણ લુબ્ધતા—અતિ આસક્તિ હોતી નથી, તો દેવાદિકના સુખની અભિલાષા તો ક્યાંથી જ હોય ? અહીં કોઇને શંકા થાય કે—ત્યારે તેઓ મોક્ષને સાધનાર એવું અનુષ્ઠાન—ક્રિયા શામાટે કરતા હશે ? તેનો જવાબ આપે છે કે—તેઓ જે અનુષ્ઠાન—આસક્તિ વર્જિત સ્વાભાવિકપણાએ કરીને સત્ક્રિયાનું પાલન કરે છે તે પણ અસંગપણાને પામે છે, અર્થાત્ પરની પ્રેરણા તથા આસક્તિની અપેક્ષા રાખ્યાવિના સહજપણાએ કરીને જે ક્રિયા કરવી તે મુમુક્ષુજનોનું કર્તવ્ય જ છે. પુરુષની—આત્માની આ પૂર્વે કહેલી દશા—અવસ્થા આત્માની

સાથે અનાદિ કાળથી ઉત્પન્ન થયેલા અકર્ત્રિમ આનંદના—સાક્ષાત્ કેવ-ળીએ જોયેલા સુખના તરંગોવડે એકત્વપણે પ્રાપ્ત થયેલી છે, એમ તીર્થંકરાદિકે કહેલું છે. ૧૦૫.

પ્રકરણનો ઉપસંહાર કરે છે.—

**इति यस्य महामतेर्भवेदिह वैराग्यविलासभृन्मनः ।**
**उपयन्ति वरीतुमुच्चकैस्तमुदारप्रकृतिं यशःश्रियः ॥ १०६ ॥**

**મૂલાર્થ**—આ પ્રમાણે આ લોકમાં જે મહાબુદ્ધિવાળા યોગીનું વૈરાગ્યના વિલાસને ધારણ કરનારૂં મન હોય છે, તે ઉદાર પ્રકૃતિવા-ળાની સમીપે મોક્ષલક્ષ્મી ઉત્કંઠાપૂર્વક વરવા માટે સામી આવે છે. ૧૦૬.

**ટીકાર્થ**—પૂર્વે કહેલા પ્રકારવડે આ વિશ્વમાં જે મહામતિવાળા—મોક્ષના સુખમાં બુદ્ધિવાળા યોગીનું વૈરાગ્યના વિલાસોવડે—ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા પરિણામના વિકાસોવડે પૂર્ણ એવું મન હોય છે, તેવા ઉદાર પ્રકૃતિ—સ્વભાવવાળા યોગીની પાસે મોક્ષની લક્ષ્મી અત્યંત ઉત્કંઠા-પૂર્વક તેને વરવાને—અંગીકાર કરવાને માટે સામી આવે છે—તેમની સ્પૃહા કરે છે. આ શ્લોકમાં ‘यशः’ એવા શબ્દવડે શ્રીયશોવિજયજી ઉપાધ્યાયે પોતાનું નામ સૂચવ્યું છે. ૧૦૬.

॥ इति वैराग्यविषयाधिकारः ॥

## ॥ इति द्वितीयः प्रबन्धः ॥

---

# ॥ अथ तृतीयः प्रबन्धः ॥

## મમતા નિરાકરણ.

બીજો પ્રબંધ કહ્યો. હવે ત્રીજો કહે છે. તેનો સંબંધ આ પ્રમાણે છે. બીજા પ્રબંધમાં વૈરાગ્યના સંભવતા ભેદો બતાવીને તેના વિષય સાથે વૈરાગ્યનું સ્વરૂપ કહ્યું, તે વૈરાગ્ય મમતાનો ત્યાગ કરવાથી સ્થિરતા પામે છે, તેથી તેની સ્થિરતા કરવામાટે આ ત્રીજા પ્રબંધમાં મમતાનું નિરાકરણ કેમ કરવું તે કહે છે. એવા સંબંધથી પ્રાપ્ત થયેલા આ (મમતા નિરાકરણ) પ્રબંધનો પ્રથમ શ્લોક આ પ્રમાણે છે.

**निर्ममस्यैव वैराग्यं स्थिरत्वमवगाहते ।**
**परित्यजेत्ततः प्राज्ञो ममतामत्यनर्थदाम् ॥ १ ॥**

મૂલાર્થ—મમતા રહિત પુરૂષને જ વૈરાગ્ય સ્થિરતાને પામે છે. તેથી કરીને પંડિત પુરૂષે અત્યંત અનર્થ કરનારી મમતાનો ત્યાગ કરવો. ૧.

ટીકાર્થ—વૈરાગ્ય એટલે વિરક્તપણું એ ધન, પરિવાર, શરીર અને ગૃહાદિકને વિષે જેની મમત્વબુદ્ધિ નાશ પામી છે, એવા પુરૂષનેજ-એવા પુરૂષમાંજ સ્થિરપણાને-સ્થાયિભાવને પામે છે એટલે સ્થિર થાય છે. તેવીરીતે-વૈરાગ્યનું સ્થાયિપણું થતું હોવાથી વિચક્ષણ-આત્માનું હિત જાણનાર પંડિતે આ લોક અને પરલોક સંબંધી અનેક પ્રકારના અનર્થો-અનિષ્ટ ઉપદ્રવો એટલે પ્રાંતે પ્રાણનો પણ અંત કરનારાં દુઃખો આપનારી મમતાનો એટલે 'આ ધનાદિક મારૂં છે, હું તેનો સ્વામી છું.' એવા મનના પરિણામનો મૂળથી જ ત્યાગ કરવો. ૧.

મમતા હોય અને ત્યાગ (વૈરાગ્ય) ધારણ કરે તો તે અકિંચિત્કર-નિરર્થક છે, તે બતાવે છે.

**विषयैः किं परित्यक्तैर्जागर्ति ममता यदि ।**
**त्यागात् कञ्चुकमात्रस्य भुजगो न हि निर्विषः ॥ २ ॥**

મૂલાર્થ—જો હૃદયમાં મમતા જાગૃત હોય તો વિષયોનો ત્યાગ કરવાથી શું ફળ? કેમકે માત્ર કાંચળીનો ત્યાગ કરવાથી સર્પ વિષ રહિત થતો નથી. ૨.

ટીકાર્થ—જો હૃદયમાં પૂર્વે કહેલી મમતા સ્ફુરણાયમાન હોય તો ત્યાગ કરેલા-દીક્ષાદિક ગ્રહણ કરીને દૂર કરેલા શબ્દાદિક વિષયોવડે

શું કાર્ય સિદ્ધ થાય? કાંઈ જ નહીં. તે ઉપર દૃષ્ટાંત કહે છે.-માત્ર કાંચળીનો ત્યાગ કરવાથી સર્પ વિષરહિત થતો નથી. તે જ પ્રમાણે માત્ર વિષયનો ત્યાગ કરવાથી મમતાવાળો પુરૂષ ત્યાગી કહેવાતો નથી. ૨.

મમતા હોય ત્યારે ગુણોની વૃદ્ધિ પણ થતી નથી, તે કહે છે.

**कष्टेन हि गुणग्रामं प्रगुणीकुरुते मुनिः ।**
**ममताराक्षसी सर्वं भक्षयत्येकहेलया ॥ ३ ॥**

મૂલાર્થ—મુનિ મહાકષ્ટે કરીને ગુણસમૂહને ઉપાર્જન કરે છે, તે સર્વ (ગુણો)ને મમતારૂપી રાક્ષસી એક હેલામાત્રમાં ભક્ષણ કરી જાય છે. ૩.

ટીકાર્થ—મુનિ મહાકષ્ટે કરીને-ચિરકાળ સુધી તપસ્યા, વ્રત અને ઇંદ્રિયોને દમન કરવા વિગેરેના પરિશ્રમવડે કરીને પૂર્વોક્ત ગુણોના સમૂહને સજ્જ કરે છે-ઉપાર્જન કરે છે. તે સર્વને-ચિરકાળથી સંચય કરેલા ગુણસમૂહને મમતારૂપી રાક્ષસી-રૂધિર તથા માંસને શોષણ કરનારી રાક્ષસી એક હેલામાત્રમાંજ ગાઢ મમતારૂપ-અભિલાષારૂપ ઈચ્છાએ કરીને ભક્ષણ કરી જાય છે. ૩.

મમતાને વશ થયેલો પુરૂષ પશુ જેવો હોય છે, તે કહે છે.—

**जन्तुकान्तं पशूकृत्य द्रागविद्यौषधीबलात् ।**
**उपायैर्बहुभिः पत्नी ममता क्रीडयत्यहो ॥ ४ ॥**

મૂલાર્થ—અહો! મમતારૂપી પત્ની (સ્ત્રી) અવિદ્યારૂપી ઔષધીના બળથી તત્કાળ જીવરૂપી પતિને પશુ જેવો બનાવીને ઘણે પ્રકારે રમાડે છે. ૪.

ટીકાર્થ—અહો! મહા કષ્ટની વાત છે કે મમતારૂપી પત્ની એટલે જેનાથી વશ કરાયેલો પ્રાણી દુર્ગતિના દુઃસહ દુઃખનેવિષે પડે છે. એ મમતા કાંતા ( સ્ત્રી ) તેની ઉત્પત્તિનાં મૂલ કારણભૂત અજ્ઞાનરૂપી ઔષધીના એટલે પ્રભાવવાળી લતાના સામર્થ્યવડે તત્કાળ-પ્રયાસવિનાજ પોતાના આધારભૂત જીવરૂપી ભર્તાને પશુ જેવો કરીને એટલે ભક્ષ્યાભક્ષ્ય સર્વનું ભક્ષણ કરનાર, ગમ્ય તથા અગમ્ય સર્વ પ્રત્યે ગમન કરનાર અને વિવેકથી શૂન્ય એવા તિર્યંચસમાન બનાવી દઇને ઘણા ક્રીડાના પ્રકારોવડે વિડંબનારૂપ ક્રીડા કરાવે છે. એટલે કે 'મારે માટે અમુક અલંકારાદિક જલદી લાવી આપો' ઇત્યાદિક સ્ત્રીનાં વચનોની પ્રેરણાથી મમતાને વશ થયેલો પ્રાણી આનંદથી દોડાદોડ કરે છે. ૪.

આત્મસ્વરૂપને વિષે મમતાના કારણભૂત વસ્તુનો સંબંધ નહીં છતાં પણ મમતાને વશ થયેલો પ્રાણી તે વસ્તુના સંબંધને જુએ છે, તે કહે છે.—

**एकः परभवे याति जायते चैक एव हि ।**
**ममतोद्रेकतः सर्वं संबन्धं कलयत्यथ ॥ ५ ॥**

**મૂલાર્થ**—જીવ પોતે એકલો જ પરભવનેવિષે જાય છે અને એકલો જ ઉત્પન્ન થાય છે, તોપણ મમતાના ઉદ્રેકથી સર્વ સંબંધને જુએ છે. ૫.

**ટીકાર્થ**—ધન અને પરિવારાદિકથી રહિત એકલો જ સંસારી જીવ પરભવનેવિષે બીજા જન્મમાં જાય છે, અને સર્વ સંબંધ રહિત એકલો જ મનુષ્યાદિકપણે ઉત્પન્ન થાય છે; એમ જાણતાં છતાં પણ મમતાના ઉદ્રેકથી-તેની વૃદ્ધિને લીધે માતા, પિતા, ભાર્યા અને પુત્રાદિરૂપ સર્વ સંબંધને અવિદ્યમાન-અસત્ય છતાં પણ સત્ય હોય, તેમ જુએ છે-જાણે છે. ૫.

દૃષ્ટાંતસહિત મમતાનો પ્રચાર દેખાડે છે.—

**व्याप्नोति महतीं भूमिं वटबीजाद्यथा वटः ।**
**तथैकममताबीजात् प्रपञ्चस्यापि कल्पना ॥ ६ ॥**

**મૂલાર્થ**—જેમ વટવૃક્ષના એક બીજમાંથી ઉત્પન્ન થયેલો વટવૃક્ષ ઘણી પૃથ્વીને વ્યાપ્ત કરે છે, તેમ એક મમતારૂપ બીજથી આ સર્વ પ્રપંચની કલ્પના થાય છે. ૬.

**ટીકાર્થ**—જેમ એક વટવૃક્ષના બીજથી એટલે વટવૃક્ષના ફળની અંદર રહેલા સૂક્ષ્મ કણીયાથી ઉત્પન્ન થયેલો વટવૃક્ષ ઘણી પૃથ્વીમાં વ્યાપે છે—પોતાની શાખા, પ્રશાખા અને વડવાઇઓવડે ઘણી જગ્યાને રોકે છે, તે વટના દૃષ્ટાંતની જેમ જન્માદિક અંકુરના કારણરૂપ એક મમતારૂપી બીજમાંથી આ (જગતના) પ્રપંચની-માતાપિતાદિક સંબંધના સમૂહની સર્વ કલ્પના-રચના થાય છે. ૬.

હવે મમતાનો પ્રકાર દેખાડે છે.—

**माता पिता मे भ्राता मे भगिनी वल्लभा च मे ।**
**पुत्राः सुता मे मित्राणि ज्ञातयः संस्तुताश्च मे ॥ ७ ॥**

**મૂલાર્થ**—આ મારી માતા, આ મારા પિતા, આ મારા ભાઈ, આ મારી બ્હેન, આ મારી ભાર્યા, આ મારા પુત્રો, આ મારી પુત્રીઓ, આ મારા મિત્રો, આ જ્ઞાતિબંધુઓ અને આ મારા પૂર્વપરિચિત જનો છે. ૭.

**ટીકાર્થ**—આ મારી માતા છે, આ મારો પિતા છે, આ મારો સહોદર ભાઈ છે, આ મારી બ્હેન છે, આ મારી ભાર્યા છે, આ મારા પુત્રો છે, આ મારી પુત્રી છે, આ મારા મિત્રો છે, આ મારા સજાતિ બંધુઓ છે, અને આ મારા પૂર્વના પરિચયવાળા જનો છે. આ પ્રમાણે મમતાના અનેક પ્રકાર હોય છે. ૭.

**इत्येवं ममताव्याधिं वर्धमानं प्रतिक्षणम् ।**
**जनः शक्नोति नोच्छेत्तुं विना ज्ञानमहौषधम् ॥ ८ ॥**

**મૂલાર્થ**—આપ્રમાણે ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામતા મમતારૂપી વ્યાધિનું માણસ જ્ઞાનરૂપી મહા ઔષધિવિના ઉચ્છેદન કરવા શક્તિમાન થતો નથી. ૮.

**ટીકાર્થ**—આ ઉપર કહ્યાપ્રમાણે-મમતાના ઉદયવડે સર્વ પદાર્થ-સમૂહનેવિષે સંબંધની રચના કરવાથી ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામતા મમતારૂપી મહા(કુષ્ટાદિક) વ્યાધિનો, મનુષ્ય-પ્રાણીસમૂહ જ્ઞાન એટલે વસ્તુના મૂળથી આરંભીને અન્તપર્યંત યથાસ્થિત સ્વરૂપને દેખાડનાર બોધ તે રૂપી મહાઔષધ-અનેક પ્રભાવથી યુક્ત અને કર્મરૂપી રોગને હરણ કરવામાં સમર્થ એવા ઔષધવિના વિનાશ કરવાને શક્તિમાન થતો નથી. ૮.

મમતા જ પ્રાણીઓને પાપકર્મમાં પ્રવર્તાવે છે, તે કહે છે.—

**ममत्वेनैव निःशंकमारंभादौ प्रवर्तते ।**
**कालाकालसमुत्थायी धनलोभेन धावति ॥ ९ ॥**

**મૂલાર્થ**—પ્રાણી મમતાવડે કરીને જ નિઃશંક રીતે આરંભાદિકમાં પ્રવર્તે છે, તથા ધનના લોભે કરીને યોગ્ય કાળે અને અયોગ્ય કાળે પણ ઉઠીને દોડે છે. ૯.

**ટીકાર્થ**—પ્રાણી મમતાએ કરીને જ એટલે બીજા કોઈપણ હેતુવિના કેવળ એક મમતાએ કરીને જ અર્થાત્ "આ મારી સ્ત્રી અને આ મારા પુત્રો વિગેરે છે, તેથી તેમનો નિર્વાહ મારે જ કરવો જોઇએ" એવા પરિણામે કરીને આરંભાદિકમાં-દુર્ગતિના હેતુરૂપ ખેતી અને વેપાર વિગેરેમાં-જીવહિંસા, મૃષાવાદ અને ચોરી વિગેરેના વ્યાપારમાં તથા આદિ શબ્દનું ગ્રહણ કરેલું હોવાથી અનર્થદંડાદિક અકાર્યોમાં નિઃશંક રીતે-પાપબંધની અપેક્ષા રહિત જ પ્રવર્તે છે-તેવાં કાર્યોમાં તત્પર થાય છે. તથા ધનના લોભે કરીને કાળે એટલે દિવસનો બીજો પ્રહર વિગેરે અથવા યુવાવસ્થા વિગેરે યોગ્ય સમયે અને અકાળે એટલે રાત્રી વિગેરેમાં અથવા બાળ અને વૃદ્ધાવસ્થાદિક

અયોગ્ય સમયે ઉઠવાના સ્વભાવવાળો થઇને તે પ્રાણી દોડે છે-મહા સમુદ્ર અને મોટા અરણ્યનું પણ ઉલ્લંઘન કરીને દેશાંતરે જાય છે. ૯.

મમતા કરવા છતાં પણ તે સ્વજનોથી તેની કાંઇપણ સ્વાર્થસિદ્ધિ થતી નથી, તે કહે છે.—

**स्वयं येषां च पोषाय खिद्यते ममतावशः ।**
**इहामुत्र च ते न स्युस्त्राणाय शरणाय वा ॥ १० ॥**

**મૂલાર્થ**—પોતે મમતાને આધીન થઇને જેઓના પોષણને માટે ખેદ પામે છે, તેઓ આ લોક કે પરલોકમાં પોતાના રક્ષણને માટે કે શરણને માટે થતા નથી. ૧૦.

**ટીકાર્થ**—વળી મમતાને વશ થયેલો મૂર્ખ પ્રાણી જે પુત્રાદિકના પાલણપોષણને માટે ખેદ પામે છે-ઉત્કટ કષ્ટની પરંપરાને સહન કરે છે, તે પુત્રાદિક આ જન્મ તથા પરજન્મને વિષે રક્ષણને માટે-કોઈ પણ પ્રકારના વિપરિત દૈવયોગે કરીને પ્રાપ્ત થયેલી વિપત્તિથી બચાવી લેવાને માટે થતા નથી, અથવા તો શરણને માટે--સ્વસ્થતા પમાડવા માટે પણ થતા નથી. આ પ્રમાણે જાણતાં છતાં પણ મમતાને પરાધીન થયેલો પ્રાણી તેઓને માટે અનેક પ્રકારના કલેશોને સહન કરે છે. ૧૦.

મમતાવાળાને આ લોક અને પરલોકમાં દુઃખ જ હોય છે, તે કહે છે.—

**ममत्वेन बहूँल्लोकान् पुष्णात्येकोऽर्जितैर्धनैः ।**
**सोढा नरकदुःखानां तीव्राणामेक एव तु ॥ ११ ॥**

**મૂલાર્થ**—એકલો જ મનુષ્ય મમતાને લીધે પોતે ઉપાર્જન કરેલા દ્રવ્યવડે ઘણા માણસોનું પોષણ કરે છે, પરંતુ તે એકલો જ નરકનાં તીવ્ર દુઃખોને સહન કરવાનો છે. ૧૧.

**ટીકાર્થ**—મમતાએ કરીને એટલે 'આ પુત્રાદિક મારાં છે' એવી પરિણતિના નિમિત્તમાત્રથી જ એકલો-સહાય રહિત મનુષ્ય ઘણાં પાપનાં આચરણવડે પોતે ઉપાર્જન કરેલા પુષ્કળ દ્રવ્યે કરીને પોતાના આશ્રિત ઘણા માણસોનું પોષણ કરે છે-ભરણ પોષણ કરવા લાયક હોવાથી અન્ન વસ્ત્રાદિકે કરીને તથા કલેશને સહન કરવાવડે કરીને પોષણ કરે છે. અર્થાત્ આ પ્રમાણે મમતાને વશ થયેલો મનુષ્ય પાપકર્મો કરીને ઘણા લોકોનું પાલન કરે છે. પરંતુ પરલોકમાં જઇને તે પાપના સમૂહવડે તીવ્ર-ઘણાં કઠણ નરકનાં દુઃખો-રત્નપ્રભા વિગેરે પૃથ્વીમાં વર્તતા-પાપીઓને ભોગવવાનાં કષ્ટનાં સ્થાનોને વિષે રહેલાં અસહ્ય એવા શીત, આતપ, ક્ષુધા, તૃષા, કરવત અને તરવારથી વિદારણ

થવું, તથા વૈતરણી નદી અને કુંભીપાક વિગેરેથી ઉત્પન્ન થયેલાં દુઃખોને સહન કરનાર-તેવાં દુઃખોનો ભોક્તા તે પાપ કરનાર એકલો જ થાય છે, પરંતુ તેના પુત્રાદિક તેના સહાયકારક થતા નથી. માટે સર્વ દુઃખોને આપનારી મમતાનો હિતાર્થી પુરૂષે ત્યાગ કરવો યોગ્ય છે. ૧૧.

હવે મમતાથી અન્ધ થયેલાનું અને જન્મથી અંધનું વિલક્ષણપણું બતાવે છે.—

**ममतान्धो हि यन्नास्ति तत्पश्यति न पश्यति ।**
**जात्यन्धस्तु यदस्त्येतद्भेद इत्यनयोर्महान् ॥ १२ ॥**

મૂલાર્થ—મમતાથી અંધ થયેલો પ્રાણી જે વસ્તુ હોતી નથી તેને જુએ છે, અને જન્માંધ પ્રાણી તો જે વસ્તુ વિદ્યમાન છે તેને જોતો નથી, એ પ્રમાણે એ બન્નેમાં મોટો ભેદ-તફાવત છે. ૧૨.

ટીકાર્થ—હે ભવ્ય પ્રાણીઓ! જુઓ કે આ મમતાથી અંધ થયેલો-વિવેકરૂપ નેત્રથી રહિત થયેલો પ્રાણી જે વસ્તુ ત્રણ ભુવનમાં નથી એટલે પરવસ્તુને વિષે મમતા માત્ર સંબંધથી અવસ્તુને પણ જુએ છે, એટલે કે મિથ્યાત્વનો ઉદય થવાથી કુદેવ, કુગુરૂ અને કુધર્મને વિષે સુદેવ, સુગુરૂ અને સુધર્મની જેમ, તથા પોતાની કુલટા સ્ત્રીને વિષે સતીપણાની જેમ, મમતાંધ પુરૂષ સર્વે અવિદ્યમાન સંબંધોને વિદ્યમાનપણાવડે જુએ છે. અને જાત્યંધ એટલે જન્મથી અંધ થયેલો પુરૂષ તો જે ઘટાદિક વસ્તુ વિદ્યમાન છે, તેને જ માત્ર જોતો નથી. એ પ્રમાણે આ મમતાંધ અને જાત્યંધમાં અતિ મોટો ભેદ-તફાવત છે. ૧૨.

હવે આઠ શ્લોકે કરીને મમતાંધ પુરૂષ અવિદ્યમાન વસ્તુને શી રીતે જુએ છે, તે સ્પષ્ટ રીતે બતાવે છે.—

**प्राणानभिन्नताध्यानात् प्रेमभूम्ना ततोऽधिकाम् ।**
**प्राणापहां प्रियां मत्वा मोदते ममतावशः ॥ १३ ॥**

મૂલાર્થ—મમતાને વશ થયેલો પ્રાણી પ્રાણોનો નાશ કરનારી સ્ત્રીને પોતાથી અભેદપણે ધારીને પ્રાણરૂપ તથા અતિ પ્રેમને લીધે પ્રાણ કરતાં પણ અધિક માનીને આનંદ પામે છે. ૧૩.

ટીકાર્થ—મમતાવાળી બુદ્ધિવડે વ્યાકુલ થયેલો મનુષ્ય ધર્મના જીવનરૂપ વ્રતાદિક ભાવપ્રાણોનો તથા આયુષ્ય ઇંદ્રિયાદિક દ્રવ્યપ્રાણોનો નાશ કરનારી એવી પ્રિયાને પોતાના આત્માથી અભેદપણે એટલે કે 'આ સ્ત્રીજ મારૂં જીવિત છે' એમ વિચારીને પોતાના પ્રાણરૂપ માને છે, તથા પ્રેમના અધિકપણાએ કરીને તેને પ્રાણો કરતાં પણ અધિક માનીને આનંદ પામે છે. ૧૩.

**कुन्दान्यस्थीनि दशनान् मुखं श्लेष्मगृहं विधुम् ।**
**मांसग्रन्थी कुचौ कुंभौ हेम्नो वेत्ति ममत्ववान् ॥ १४ ॥**

**મૂલાર્થ**—મમતાવાન મનુષ્ય સ્ત્રીઓના અસ્થિમય દાંતને કુન્દ પુષ્પની કળીઓરૂપ માને છે, તથા શ્લેષ્મના ગૃહરૂપ મુખને ચંદ્રરૂપ માને છે, તથા માંસની ગ્રંથીરૂપ સ્તનોને સુવર્ણના કળશરૂપ માને છે. ૧૪.

**ટીકાર્થ**—મમતાવાળો પુરૂષ પ્રિયાના હાડકાંના દાંતોને કુંદપુષ્પોની કળીઓરૂપ જાણે છે, તથા શ્લેષ્મના ગૃહરૂપ પ્રિયાના મુખને પૂર્ણ ચંદ્રમંડળરૂપ જાણે છે, અને માંસની ગ્રંથી-સમૂહરૂપ કાંતાનાં સ્તનોને સુવર્ણના કલશરૂપ જાણે છે. એ પ્રમાણે અવિદ્યમાન વસ્તુઓને તે જુએ છે. ૧૪.

**मनस्यन्यद्वचस्यन्यत् क्रियायामन्यदेव च ।**
**यस्यास्तामपि लोलाक्षीं साध्वीं वेत्ति ममत्ववान् ॥ १५ ॥**

**મૂલાર્થ**—જે સ્ત્રીના મનમાં બીજું, વચનમાં બીજું અને ક્રિયામાં પણ બીજું છે, એવી ચપળ નેત્રવાળી સ્ત્રીને પણ મમતાવાન પુરૂષ સતી માને છે. ૧૫.

**ટીકાર્થ**—જે સ્ત્રીના મનમાં પતિથી બીજું કોઈ [1]ઉપપતિ વિગેરે હોય છે એટલે મનથી પરપુરૂષને ચહાતી હોય છે તથા તેણીની વાણીનેવિષે બીજું એટલે પ્રેમના વચનથી બીજું કાંઈ દ્વેષાદિક હોય છે એટલે કલેશકારી વચનો બોલે છે અથવા વચનવડે બીજા પુરૂષને પ્રેમ બતાવે છે અને કરવામાં બીજું એટલે કરવાલાયક ક્રિયાથી બીજું કાંઈ પોતાના પતિ વિગેરેનું અનિષ્ટ કરાતું હોય છે. આવા દુષ્ટ સ્વભાવની ચપળ નેત્રવાળી સ્ત્રીને પણ મમતાવાન એટલે 'આ મારી પ્રિયા છે' એમ માનનાર પુરૂષ તેણીને પરમ સતી છે એમ માને છે. ૧૫.

**या रोपयत्यकार्येऽपि रागिणं प्राणसंशये ।**
**दुर्वृत्ता स्त्री ममत्वान्धस्तां मुग्धामेव मन्यते ॥ १६ ॥**

**મૂલાર્થ**—જે દુરાચારી સ્ત્રી પોતાના રાગી પુરૂષને પ્રાણના સંશયવાળા અકાર્યનેવિષે પણ પ્રવર્તાવે છે, તે છતાં મમતાથી અંધ થયેલો મનુષ્ય તેણીને મુગ્ધ (ભોળી)જ માને છે. ૧૬.

**ટીકાર્થ**—જે દુષ્ટ એટલે અહિતકારક સ્ત્રી કે જેણીની દૂષણવાળી વર્તણુક છે તે પોતાના રાગી-પ્રેમી ભર્તાદિકને પ્રાણના સંશયવાળા-

---

૧ જાર પુરૂષ.

પ્રાણનો અંત કરે તેવા ચોરી વિગેરે અકાર્યમાં પ્રવર્તાવે છે. તે છતાં તેવી દુષ્ટ આચરણવાળી સ્ત્રીને પણ મમતાએ કરીને અંધ થયેલો એટલે આ મારી પ્રિયા છે એમ ધારી વિવેકરૂપ ચક્ષુ રહિત થયેલો પુરૂષ તેણીને મુગ્ધ-અજ્ઞાની એટલે ભદ્ર પરિણામવાળી (ભોળી) જ માને છે-જાણે છે. ૧૬.

સ્ત્રીના શરીરની દુગંછાપૂર્વક મમતાવડે અંધત્વ દેખાડે છે.—

**चर्माच्छादितमांसास्थिविण्मूत्रपिठरीष्वपि ।**
**वनितासु प्रियत्वं यत्तन्ममत्वविजृंभितम् ॥ १७ ॥**

મૂલાર્થ—ચર્મથી આચ્છાદન કરેલાં માંસ, અસ્થિ, વિષ્ટા અને મૂત્રના પાત્રરૂપ સ્ત્રીઓને વિષે જે પ્રિયપણું છે તે મમતાનો જ વિલાસ છે. ૧૭.

ટીકાર્થ—ચર્મથી આચ્છાદન કરેલાં-ચોતરફથી વીંટેલાં માંસ, હાડકાં, વિષ્ટા અને મૂત્ર વિગેરે મલીન પદાર્થોની પીઠરી-તપેલી રૂપ એટલે અત્યંત દુગંછવા યોગ્ય હોવાથી દરથી જ ત્યાગ કરવા લાયક એવી સ્ત્રીઓને વિષે મનુષ્યોની જે પ્રીતિ છે તે મમતાનોજ વિલાસ છે. ૧૭.

**लालयन् बालकं तातेत्येवं ब्रूते ममत्ववान् ।**
**वेत्ति च श्लेष्मणा पूर्णामंगुलीममृताञ्चिताम् ॥ १८ ॥**

મૂલાર્થ—મમતાવાન પુરૂષ પોતાના બાળકને લાડ લડાવતાં હે તાત! (હે બાપ) એમ કહીને બોલાવે છે, અને શ્લેષ્મથી ભરેલી તેની આંગળીને જાણે અમૃતથી વ્યાપ્ત હોય તેમ જાણે છે. ૧૮.

ટીકાર્થ—મમતાવાન પુરૂષ પોતાના બાળકને લાડ લડાવતાં-ક્રીડા કરાવતાં હે તાત (બાપા-બાપા) એમ કહીને બોલાવે છે (પોતે તેનો પુત્ર બને છે) અને શ્લેષ્મથી-કફથી (નાકની લીંટ વિગેરેથી) ભરેલી-ખરડાયેલી તે પુત્રની આંગળી પોતાના મુખમાં લાગેલી હોય તો પણ તેની દુગંછા કર્યા વિના જ જાણે તે આંગળી અમૃતથી વ્યાપ્ત હોય તેમ સુખકારક જાણે છે. ૧૮.

**पंकार्द्रमपि निःशंका सुतमंकान्न मुञ्चति ।**
**तदमेध्येऽपि मेध्यत्वं जानात्यंबा ममत्वतः ॥ १९ ॥**

મૂલાર્થ—માતા, મમતાને લીધે નિઃશંક રીતે કાદવથી ખરડાયેલા પુત્રને પણ પોતાના ઉત્સંગમાંથી નીચે મૂકતી નથી, અને તેના અમેધ્યને (અપવિત્રતાને)વિષે પણ પવિત્રપણું જાણે છે-માને છે. ૧૯.

ટીકાર્થ—માતા મમતાને લીધે નિઃશંક-અપવિત્રપણાની શંકારહિત થઇને વિષ્ટારૂપ કર્દમથી આર્દ્ર (વ્યાપ્ત) થયેલા પોતાના પુત્રને ઉત્સંગમાંથી નીચે ઉતારતી નથી, અને તે પુત્રના વિષ્ટાદિક અપવિત્ર પદાર્થને વિષે પણ પવિત્રપણું જાણે છે-માને છે. ૧૯.

**मातापित्रादिसंबन्धोऽनियतोपि ममत्वतः ।**
**दृढभूमिभ्रमवतां नैयत्येनावभासते ॥ २० ॥**

મૂલાર્થ—માતા, પિતા, વિગેરેનો સંબંધ અનિશ્ચિત છે, તો પણ મમતાને લીધે દઢ ભૂમિરૂપ ભ્રમવાળા પુરૂષોને નિશ્ચિત ભાસે છે. ૨૦.

ટીકાર્થ—માતા, પિતા તથા ભાઈ, બેન, વિગેરેનો સંબંધ-સંયોગ દરેક પ્રભાતમાં સૂર્યોદયની જેમ દરેક ભવોમાં નિશ્ચિત નથી અર્થાત્ કાયમ રહેનારો નથી-વિનશ્વર છે, તો પણ મમતાને લીધે દઢ ભૂમિ-મમતારૂપ રાગથી રંજિત થયેલી શાસ્ત્રનાં વાકયોથી પણ બોધ પમાડવાને અશકય એવી ચિત્તવૃત્તિમાં થયેલી ભ્રાંતિવાળા-અન્ય પ્રકારે રહેલી વસ્તુને વિષે અન્ય પ્રકારના નિશ્ચયરૂપ ભ્રમવાળા મનુષ્યોને તે સંબંધ નિશ્ચિતપણે-નિત્યપણે સ્ફુટ રીતે ભાસે છે-કાયમ રહેનારો લાગે છે. ૨૦.

હવે બે શ્લોકવડે તત્ત્વજ્ઞાનપૂર્વક દર્શીપણું કહે છે.—

**भिन्नाः प्रत्येकमात्मानो विभिन्नाः पुद्गला अपि ।**
**शून्यः संसर्ग इत्येवं यः पश्यति स पश्यति ॥ २१ ॥**

મૂલાર્થ—પ્રત્યેક આત્માઓ ભિન્ન છે, તથા પુદ્ગલો પણ આત્માથી ભિન્ન છે, તેમને કોઈ પ્રકારનો સંબંધ છે જ નહીં. એ પ્રમાણે જે જુએ છે તે જ જુએ છે. ૨૧.

ટીકાર્થ—પ્રત્યેક આત્માઓ ભિન્ન ભિન્ન છે-પૃથક્ પૃથક્ સત્તાના આધારભૂત હોવાથી અન્ય અન્ય છે, તથા પુદ્ગલો પણ-આત્માથી અન્ય અને પરમાણુઓના સંયોગથી ઉત્પન્ન થયેલા શરીરાદિક પદાર્થો પણ ભિન્ન છે-પરમાર્થપણાએ કરીને આત્માથકી વિશેષે કરીને જૂદા છે-રહિત છે, અને વ્યવહારથી એક ભવનો સંબંધ કોઇનો કોઇની સાથે હોય છે, તો પણ સર્વે પદાર્થો પોતપોતાની સત્તાને ભજનારા હોય છે, એટલે ખરી રીતે તે સંબંધ શૂન્ય જ છે-કોઇની સાથે સંબંધ છે જ નહીં. એ પ્રમાણે ભિન્ન ભિન્ન સત્તાને ભજનારા પદાર્થોને જે પરમાર્થ દૃષ્ટિએ જુએ છે તે જ તત્ત્વથી જુએ છે-સત ચક્ષુવાળો તે જ છે એમ જાણવું. ૨૧.

સંબંધના અભાવનું જ્ઞાન થવાથી શું સિદ્ધિ થાય છે, તે કહે છે.

**अहंताममते स्वत्वस्वीयत्वभ्रमहेतुके ।**
**भेदज्ञानात् पलायेते रज्जुज्ञानादिवाहिभीः ॥ २२ ॥**

**મૂલાર્થ**—જેમ રજ્જુના જ્ઞાનથી સર્પની ભીતિ નષ્ટ થાય છે, તેમ ભેદના જ્ઞાનથી સ્વત્વ અને સ્વકીયત્વરૂપ ભ્રાંતિના હેતુરૂપ અહંતા અને મમતા નષ્ટ થાય છે. ૨૨.

**ટીકાર્થ**—પરસ્પર સંબંધના અભાવરૂપ ભેદના જ્ઞાનથી-જાણવાથી સ્વત્વ-પોતાને વિષે સ્વામીપણાની ભાવના તથા સ્વકીયત્વ-આ ધનાદિક મારૂં છે એવી પરવસ્તુનેવિષે થતી મમત્વ ભાવના, તે બન્ને ભ્રાંતિ-મિથ્યાજ્ઞાનના હેતુરૂપ-તેને ઉત્પન્ન કરનાર અહંતા એટલે હું આ ધનાદિકનો સ્વામી છું એવી બુદ્ધિ, તથા મમતા એટલે આ ધનાદિક મારૂં છે એવી બુદ્ધિ, તે બન્ને નાશ પામે છે. કોની જેમ? તે કહે છે.-જેમ રજ્જુ એટલે દોરડીના જ્ઞાનથી સર્પનો ભય નાશ પામે છે, તેમ આ પણ નાશ પામે છે. ૨૨.

હવે બે શ્લોકોવડે જિજ્ઞાસા ( જાણવાની ઇચ્છા ) ને કહે છે.—

**किमेतदिति जिज्ञासा तत्त्वान्तज्ञानसंमुखी ।**
**व्यासंगमेव नोत्थातुं दत्ते क्व ममतास्थितिः ॥ २३ ॥**

**મૂલાર્થ**—'આ શું?' એ પ્રકારે તત્ત્વજ્ઞાનમાં સન્મુખ થયેલી જિજ્ઞાસા ( જાણવાની ઇચ્છા ) વ્યાસંગને જ ઉત્પન્ન થવા દેતી નથી, તો પછી મમતાની સ્થિતિ તો ક્યાંથી જ હોય? ૨૩.

**ટીકાર્થ**—જે મુનિને 'આ શું?' એટલે આ આત્મા અને સ્ત્રી, પુત્ર વિગેરે વસ્તુ શા સ્વરૂપવાળી છે? કેવા આકારની છે? તેમનું મૂળ શું છે? તથા તેમનો અન્ત શો છે? આ સ્વમતિથી જાણી શકાય તેવી પ્રત્યક્ષ આત્માદિક વસ્તુ છે તે કેવી છે? તેનો પરમાર્થ મારે જાણવો જોઇએ. આપ્રમાણે તત્ત્વ એટલે વસ્તુના મૂળસ્વરૂપનો અંત સર્વથી છેલ્લું રહસ્યનું નિર્ધારણ, તે જેને વિષે છે એવા જ્ઞાનની સન્મુખ એટલે તેના પરિણામવાળી જિજ્ઞાસા-જાણવાની ઇચ્છા એટલે તત્ત્વની વિચારણા જેને ઉત્પન્ન થયેલી છે તે જિજ્ઞાસા યોગીના મનમાં વ્યામોહને-આસક્તિને ઉત્પન્ન થવા જ દેતી નથી. તો પછી ત્યાં મમતાની સ્થિતિ એટલે મમતાનું સ્થાયિપણું ક્યાંથી હોય? ન જ હોય. ૨૩.

**प्रियार्थिनः प्रियाप्राप्तिं विना क्वापि यथा रतिः ।**
**न तथा तत्त्वजिज्ञासोस्तत्त्वप्राप्तिं विना क्वचित् ॥ २४ ॥**

મૂલાર્થ—જેમ પ્રિયાના પ્રયોજનવાળા પુરૂષને પ્રિયાની પ્રાપ્તિવિના બીજે કોઈ પણ ઠેકાણે રતિ-પ્રીતિ થતી નથી, તેમ તત્ત્વની જિજ્ઞાસાવાળા પુરૂષને પણ તત્ત્વની પ્રાપ્તિ વિના બીજે કોઈ પણ સ્થળે પ્રીતિ થતી નથી. ૨૪.

ટીકાર્થ—જેમ પ્રિયાના પ્રયોજનવાળા-પ્રિયાની ઇચ્છાવાળા પુરૂષને પ્રિયાની-સ્ત્રીની પ્રાપ્તિ-સમાગમ થયાવિના બીજે કોઈ પણ ઠેકાણે-શયન, આસન વિગેરે સ્થળે પ્રીતિ થતી નથી, તેજ પ્રમાણે તત્ત્વની જિજ્ઞાસાવાળાને એટલે વસ્તુસ્વરૂપના પરમાર્થને જાણવાની ઇચ્છાવાળા મુનિને તત્ત્વની પ્રાપ્તિ વિના-વસ્તુના પરમાર્થ જ્ઞાન વિના બીજે કોઈ પણ સ્થળે પ્રીતિ થતી નથી. ૨૪.

વ્યતિરેકને વિષે પણ બોધનું ફળ થાય છે, તે કહે છે.—

**अत एव हि जिज्ञासां विष्कंभति ममत्वधीः ।**
**विचित्राभिनयाक्रान्तः संभ्रान्त इव लक्ष्यते ॥ २५ ॥**

મૂલાર્થ—તેથી કરીને જ મમતાની બુદ્ધિ જિજ્ઞાસાને રોકી રાખે છે, અને તેથી વિચિત્ર પ્રકારના અભિનયોથી વ્યાપ્ત એવો તે મનુષ્ય સંભ્રાંતની જેવો દેખાય છે. ૨૫.

ટીકાર્થ—એજ કારણ માટે-મમતા અને અહંતા એ તત્ત્વ જિજ્ઞાસાના શત્રુરૂપ છે માટે મમતાની બુદ્ધિ જિજ્ઞાસાને-તત્ત્વજ્ઞાનની પરિણતિને રોકી રાખે છે, અને તેથી કરીને વિચિત્ર પ્રકારના અભિનયો એટલે નેત્ર, મુખ અને હસ્તાદિકની ચેષ્ટાવડે કરાતો દૃશ્ય પદાર્થોને જણાવનારો આકાર તેથી વ્યાપ્ત થયો સતો તે મનુષ્ય જાણે ભયથી ત્રાસ પામ્યો હોય-સંભ્રાંત થયો હોય તેવો દેખાય છે. ૨૫.

હવે બે શ્લોકોવડે શિક્ષાનો ઉપદેશ તથા મમતાને નિરાકરણ કરવાનો ઉપાય દેખાડવાપૂર્વક અધિકારનો ઉપસંહાર કરતા સતા કહે છે.—

**धृतो योगो न ममता हता न समताहता ।**
**न च जिज्ञासितं तत्त्वं गतं जन्म निरर्थकम् ॥ २६ ॥**

મૂલાર્થ—જેણે યોગને-મુનિવેષને ધારણ કર્યો, પણ મમતાનો ત્યાગ ન કર્યો, સમતાને અંગીકાર ન કરી અને તત્ત્વને જાણવાની ઇચ્છા ન કરી, તેનો મનુષ્ય જન્મ નિરર્થક ગયો એમ જાણવું. ૨૬.

ટીકાર્થ—જે મુમુક્ષુએ યોગને-મુનિવેષને ધારણ કર્યો, પરંતુ મમતાનું નિરાકરણ કર્યું નહીં, તથા સર્વ જીવોને વિષે સમતાનો આ-

દર કર્યો નહીં, તથા જીવાદિક તત્ત્વને જાણવાની ઇચ્છા કરી નહીં, તેનો આ જન્મ નિરર્થક ગયો એમ જાણવું. ૨૬.

**जिज्ञासा च विवेकश्च ममतानाशकावुभौ ।**

**अतस्ताभ्यां निगृह्णीयादेनामध्यात्मवैरिणीम् ॥ २७ ॥**

મૂલાર્થ—જિજ્ઞાસા અને વિવેક એ બે મમતાને નાશ કરનારા છે, તેથી તે બન્નેએ કરીને એ અધ્યાત્મની વૈરીણીનો નિગ્રહ કરવો.૨૭.

ટીકાર્થ—જિજ્ઞાસા તથા વિવેક એટલે તત્ત્વાતત્ત્વાદિકનો યથાર્થ વિચાર એ બે મમતાનો નાશ કરનારા છે, તેથી એ અધ્યાત્મનો નાશ કરનારી મમતાનો તે જિજ્ઞાસા અને વિવેકવડે નિગ્રહ કરવો, તેણીને હૃદયરૂપી ઘરમાંથી કાઢી મૂકવી. ૨૭.

**। इति ममतात्यागाधिकारः ।**

મમતાના ત્યાગનો અધિકાર કહ્યો. એ મમતા જેમ જેમ ઓછી થતી જાય છે તેમ તેમ સમતા ઉત્પન્ન થાય છે, તેથી મમતાના ત્યાગ પછી હવે સમતાના ગુણો કહે છે.—

**त्यक्तायां ममतायां च समता प्रथते स्वतः ।**

**स्फटिके गलितोपाधौ यथा निर्मलतागुणः ॥ २८ ॥**

મૂલાર્થ—જેમ ઉપાધિરહિત થયેલા સ્ફટિકને વિષે નિર્મળતાનો ગુણ સ્વતઃ પ્રકટ થાય છે તેમ મમતાનો ત્યાગ થવાથી સમતા સ્વતઃ વિસ્તાર પામે છે. ૨૮.

ટીકાર્થ—હે ભવ્ય પ્રાણી! પૂર્વે કહેલી મમતાનો ત્યાગ કરવાથી તેજ કાળે સમતા-સર્વે ત્રસ સ્થાવરાદિક ભેદવાળા સર્વ જીવાદિકમાં સુખ, પ્રિયત્વ વિગેરે આત્માને તુલ્ય છે-જેવું પોતાને સુખ વહાલું છે તેવું જીવમાત્રને સુખ વહાલું છે-એવી પરિણતિ સ્વતઃ-પોતાની મેળે જ બીજા ઉદ્યમની અપેક્ષા વિના જ વિસ્તાર પામે છે. તે પર દૃષ્ટાંત આપે છે.-જેમ શાણાદિક પર ઘસવાવડે પ્રકાશને આવરણ કરનાર પાષાણ મૃત્તિકાદિક મળને જેનાપરથી દૂર કર્યો છે, એવા સ્ફટિક મણિને વિષે નિર્મળતાનો ગુણ સ્વતઃ પ્રકાશે છે તેમ. ૨૮.

હવે સમતાનું લક્ષણ કહે છે.—

**प्रियाप्रियत्वयोर्याऽर्थैर्व्यवहारस्य कल्पना ।**

**निश्चयात्तद्व्युदासेन स्तैमित्यं समतोच्यते ॥ २९ ॥**

મૂલાર્થ—પદાર્થોએ કરીને પ્રિય અને અપ્રિયપણાના વ્યવહારની

જ કલ્પના છે, તે કલ્પનાનો નિશ્ચયે નાશ કરીને નિશ્ચળ થવું તે સમતા કહેવાય છે. ૨૯.

**ટીકાર્થ**—સચેતન, અચેતન અને મિશ્ર પદાર્થોએ કરીને પ્રિય અને અપ્રિયપણાની કલ્પના એટલે કે તે ત્રણે પ્રકારના પદાર્થો પોતાના પ્રયોજનના વશથી કદાચિત્ ઇષ્ટ ( પ્રિય ) થાય છે, તથા પોતાને તેનું પ્રયોજન ન હોય ત્યારે તેજ પદાર્થો અનિષ્ટ ( અપ્રિય ) થાય છે, એ રીતે પ્રિય અને અપ્રિયપણાનેવિષે પ્રવૃત્તિ અને નિવૃત્તિરૂપ વ્યવહારની જે દૃશ્યમાન કલ્પના-સંકલ્પની રચના પ્રવર્તે છે તે નિશ્ચયથી-નિશ્ચય નયનું તાત્પર્ય જોવાથી એટલે તે પ્રિયાપ્રિયત્વ પોતાના જ હોવાનો નિશ્ચય કરવાથી તેવી કલ્પનાનો જ અભાવ થાય છે. કેમકે નિશ્ચય નયથી જોતાં કોઈ પણ પદાર્થ સર્વથા ઇષ્ટ હોતો નથી, તથા કોઈ પણ પદાર્થ સર્વથા અનિષ્ટ પણ હોતો નથી. પરંતુ પોતાના પ્રયોજનને લીધે જ પદાર્થો ઈષ્ટ અને અનિષ્ટ લાગે છે. માટે પદાર્થોનેવિષે ઈષ્ટ અને અનિષ્ટપણું કાંઈ જ નથી. એ પ્રમાણે સારી રીતે વિચાર કરીને પદાર્થો પરના પ્રિય અને અપ્રિયપણાના સંકલ્પનો ત્યાગ કરી જે નિશ્ચળ પરિણામ રાખવા તેને જ સમતા-સર્વત્ર તુલ્યતા તીર્થંકરોએ કહી છે. ૨૯.

હવે ત્રણ શ્લોકે કરીને તે સમતાના લક્ષણની જ સ્પષ્ટતા કરેછે.

**तेष्वेव द्विषतः पुंसस्तेष्वेवार्थेषु रज्यतः ।**
**निश्चयात् किञ्चिदिष्टं वानिष्टं वा नैव विद्यते ॥ ३० ॥**

**મૂલાર્થ**—તે જ પદાર્થોને વિષે દ્વેષ કરતા અને તેજ પદાર્થોનેવિષે પ્રીતિ કરતા પુરૂષને નિશ્ચયથી કાંઈ પણ ઈષ્ટ અથવા અનિષ્ટ છે જ નહીં. ૩૦.

**ટીકાર્થ**—સ્ત્રી, વસ્ત્ર, આભૂષણ અને આહાર વિગેરે જે પદાર્થો પ્રથમ પ્રયોજનના સાધક હતા તે જ પદાર્થો પોતાને નિષ્પ્રયોજન થવાથી તેમનાપર દ્વેષ ઉત્પન્ન થાય છે, તથા તે જ પદાર્થોનેવિષે ફરીથી પ્રયોજનને લીધે પાછો રાગ-પ્રીતિ ઉત્પન્ન થાય છે. માટે કાર્યના વશથી જ પદાર્થોનેવિષે ઇષ્ટતા તથા અનિષ્ટતા લાગે છે, પણ વસ્તુના સ્વભાવથી પ્રિયાપ્રિયતા થતી નથી. તેથી કહ્યું છે કે-પરમાર્થથી કોઈ પણ વસ્તુ જગતનેવિષે સર્વથા પ્રિય કે અપ્રિય હોતી જ નથી. પોતાનો સંકલ્પ જ ઇષ્ટ કે અનિષ્ટરૂપ થાયછે, તેથી મુમુક્ષુ પુરૂષોએ તેવા સંકલ્પ તજી સર્વત્ર સમતા રાખવી. ૩૦.

**एकस्य विषयो यः स्यात् स्वाभिप्रायेण पुष्टिकृत् ।**
**अन्यस्य द्वेष्यतामेति स एव मतिभेदतः ॥ ३१ ॥**

**મૂલાર્થ**—વળી જે વિષય એક માણસને પોતાના અભિપ્રાયે કરીને પુષ્ટિકારક-પ્રીતિકારક લાગે છે તેજ વિષય બીજા માણસને અભિપ્રાયના ભેદે કરીને દ્વેષપણાને-અપ્રીતિપણાને પામે છે. ૩૧.

**ટીકાર્થ**—જે શબ્દાદિક વિષય કોઈ એક માણસને પોતાના અભિપ્રાયે કરીને-પોતાના અનુકૂળ અભિપ્રાયે કરીને પોતાના શત્રુને આપેલી ગાળના શ્રવણની જેમ આનંદની વૃદ્ધિકારક થાય છે, તે જ શબ્દાદિક વિષય બીજા કોઈ પુરૂષને તેનાપરના મિત્રાદિપણારૂપ અભિપ્રાયના ભેદથી સમાન કાળે દ્વેષપણાને પામે છે. એપ્રમાણે એકજ કાળે એક જ માણસને આપેલી ગાળો પોતપોતાના અભિપ્રાયે કરીને એકને ઇષ્ટ અને બીજાને અનિષ્ટ થાય છે, તેથી એમ સિદ્ધ થાય છે કે કોઈ પણ પદાર્થ સર્વથા ઇષ્ટ કે અનિષ્ટ નથી. ૩૧.

**विकल्पकल्पितं तस्माद्द्वयमेतन्न तात्त्विकम् ।**
**विकल्पोपरमे तस्य द्वित्वादिवदुपक्षयः ॥ ३२ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને એ બન્ને ( ઇષ્ટાનિષ્ટ ) મનથી કલ્પિત કરેલાં છે, પણ પરમાર્થપણે સત્ય નથી; કેમકે વિકલ્પનો ઉપરમ થવાથી તે ( ઇષ્ટાનિષ્ટ )નો દ્વિત્વ વિગેરેની જેમ ક્ષય થાય છે. ૩૨.

**ટીકાર્થ**—તે કારણ માટે એ ઇષ્ટ અને અનિષ્ટરૂપ બન્ને પ્રકારના સંકલ્પ મનના વિતર્કથી કલ્પેલા છે, પરંતુ પરમાર્થથી તે સત્ય-વસ્તુરૂપ નથી. કેમકે તે ઇષ્ટાનિષ્ટ અવસ્તુનો વિષય છે. તે વિકલ્પના-મનના સંકલ્પની ઉપરમ એટલે નિવૃત્તિ થવાથી તે ઇષ્ટાનિષ્ટપણાનો બેપણા વિગેરેની જેમ ક્ષય થાય છે. એટલે કે જેમ રક્ત અને પીત રંગથી રંગેલા વસ્ત્રમાં એક ભાગમાં રક્તપણાનો સંકલ્પ થાય છે, અને બીજા ભાગમાં પીતપણાનો સંકલ્પ થાય છે એમ બેપણાનો સંકલ્પ થાય છે, પરંતુ તે વસ્ત્રને ધોવાથી પછી બેપણાનો વિકલ્પ થતો નથી. એક રંગ જ થઈ જાયછે. તેજપ્રમાણે જુદા જુદા એકેકપણાના સ્વભાવનો આશ્રય કરનાર ઇષ્ટાનિષ્ટપણારૂપ બેપણું પણ ક્ષય પામે છે. ૩૨.

હવે ચાર શ્લોકે કરીને સમતાની ઉત્પત્તિનો પ્રકાર દેખાડવાપૂર્વક સમતાનું સ્વરૂપ કહેવાને માટે પ્રથમ સંકલ્પની જ ઉત્પત્તિનું નિરાકરણ કરવાનું કહે છે.—

**स्वप्रयोजनसंसिद्धिः स्वायत्ता भासते यदा ।**
**बहिरर्थेषु संकल्पसमुत्थानं तदा हतम् ॥ ३३ ॥**

મૂલાર્થ—જ્યારે પોતાના પ્રયોજનની સિદ્ધિ પોતાને જ આધીન છે એમ ભાસે છે ત્યારે પછી બાહ્ય અર્થોનેવિષે સંકલ્પની ઉત્પત્તિ હણાય છે. ૩૩.

ટીકાર્થ—જે કાળે આત્માના પ્રયોજનની સુખાદિક ઇષ્ટ કાર્યની સિદ્ધિ પોતાને જ આધીન છે એટલે સ્ત્રી અને ધનાદિકના ઉપભોગની અપેક્ષા વિના આત્માને જ આધીન છે અર્થાત્ મારા કાર્યની સિદ્ધિ કોઈના પણ આધાર વિના માત્ર મારે જ આધીન છે એમ ભાસે છે-સ્પષ્ટ જણાય છે; તેજ કાળે બાહ્ય અર્થોનેવિષે એટલે આત્માથી અલગ એવા પુદ્ગલિક પદાર્થોનેવિષે ઇષ્ટ, અનિષ્ટ તથા મારૂં અને પારકું એવા સંકલ્પની ઉત્પત્તિ-તેવા વિચાર જ નષ્ટ થાયછે એમ જાણવું.૩૩.

**लब्धे स्वभावे कंठस्थस्वर्णन्यायाद्भ्रमक्षये ।**
**रागद्वेषानुपस्थानात् समता स्यादनाहता ॥ ३४ ॥**

મૂલાર્થ—ભ્રાંતિનો ક્ષય થવાથી કંઠમાં રહેલા સુવર્ણમય અલંકારના દષ્ટાંતની જેમ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે, અને તેથી રાગ અને દ્વેષની અનુત્પત્તિ થવાને લીધે અનિવાર્ય સમતા પ્રાપ્ત થાય છે. ૩૪.

ટીકાર્થ—વિષયાદિકનેવિષે સુખપણાના જ્ઞાનરૂપ ભ્રાંતિનો નાશ થવાથી કંઠમાં રહેલા સુવર્ણમય ભૂષણના દષ્ટાંતથી એટલે જેમ કંઠમાં રહેલા સુવર્ણના ભૂષણને જોવા માટે અન્ય સ્થાને જવાની જરૂર રહેતી નથી, તેજપ્રમાણે આત્માનું સ્વરૂપ પ્રાપ્ત થવાથી બીજા કોઈની અપેક્ષા રહેતી નથી. અને તેથી કરીને રાગ-કોઈ ઠેકાણે આત્માનો અભિલાષરૂપ પરિણામ અને દ્વેષ-કોઈ ઠેકાણે આત્માનો અપ્રીતિરૂપ પરિણામ એ બન્નેની ઉત્પત્તિ જ થતી નથી, એટલે પછી અનાહત એટલે કોઈથી પણ હણાય નહીં-નિવારણ કરી શકાય નહીં અર્થાત્ અનિવાર્ય એવી સમતા પ્રાપ્ત થાય છે. ૩૪.

**जगज्जीवेषु नो भाति द्वैविध्यं कर्मनिर्मितम् ।**
**यदा शुद्धनयस्थित्या तदा साम्यमनाहतम् ॥ ३५ ॥**

મૂલાર્થ—જ્યારે શુદ્ધ નયની મર્યાદાએ કરીને જગતના જીવોને વિષે કર્મે કરેલું બેપણું ભાસતું નથી ત્યારે જ અનિવાર્ય સમતા પ્રાપ્ત થાયછે, એમ જાણવું. ૩૫.

ટીકાર્થ—જ્યારે આત્માની શુદ્ધ નયની સ્થિતિએ કરીને એટલે જીવની શુદ્ધ સત્તાને ગ્રહણ કરનાર શુદ્ધ દ્રવ્યાર્થિક નય મુખ્ય વૃત્તિએ અથવા ગૌણ વૃત્તિએ અંશના ગ્રહણદ્વારા વસ્તુ ધર્મની દેશનારૂપ જે

નય તેની સ્થિતિવડે એટલે સાપેક્ષપણાએ કરીને વસ્તુ સ્વરૂપની વ્યવસ્થા કરનાર મર્યાદાવડે, અહીં એ તાત્પર્ય છે કે શુદ્ધ દ્રવ્યાર્થિક નય દરેક જીવની સત્તામાં રહેલી સિદ્ધપણાને ઉત્પન્ન કરનારી શક્તિની અપેક્ષા રાખીને વ્યવહિત સંકેતને લીધે નિરંતર સિદ્ધને તુલ્ય એવી શુદ્ધ સત્તાને જુએ છે. તેવા શુદ્ધ નયની સ્થિતિવડે કરીને જ્ઞાનાવરણીયાદિક કર્મે કરેલું ઇષ્ટાનિષ્ટત્વરૂપ બેપણું ત્રણ જગતમાં રહેલા ત્રસ અને સ્થાવર સર્વ જીવોનેવિષે ભાસતું નથી-મનની લક્ષતાને પામતું નથી-સર્વત્ર એકસ્વરૂપ જ ભાસે છે, ત્યારે અનિવાર્ય સમતા ઉત્પન્ન થાયછે. ૩૫.

**स्वगुणेभ्योऽपि कौटस्थ्यादेकत्वाध्यवसायतः ।**
**आत्मारामं मनो यस्य तस्य साम्यमनुत्तरम् ॥ ३६ ॥**

**મૂલાર્થ**—એકત્વના નિશ્ચયથી, આત્માના ગુણોથકી અને માધ્યસ્થપણાથી જેનું મન આત્માનેવિષે રમણ કરે છે તેને ઉત્તમ સમતા પ્રાપ્ત થઈ છે, એમ જાણવું. ૩૬.

**ટીકાર્થ**—એકત્વના અધ્યવસાયથી એટલે અનન્યરૂપ નિશ્ચય-વસ્તુ ગ્રહણનો ઉપયોગ જે અભેદ ગ્રાહી નયનો છે, તેવા અભેદપણાના નિશ્ચયથી તથા આત્માના જ્ઞાનાદિક ગુણોથી પણ ભેદદૃષ્ટિનો ત્યાગ કરીને અર્થાત્ બીજાનું ભેદ ગ્રહણ તો દૂર રહ્યું, પોતાના ગુણોમાં પણ ભેદદૃષ્ટિ તજવાથી તથા કૂટસ્થપણાથી-ઉત્પાદ અને વ્યયની અપેક્ષારહિત એક પરિણામપણાથી એટલે નિરંતર લોઢાના ઘણની જેમ નિશ્ચળ રહેવાપણાના ઉપયોગથી જે મુનિનું આત્માનેવિષેજ રમણ કરનારૂં ચિત્ત હોય છે, તે સાધુને સર્વોત્કૃષ્ટ સમતા છે, એમ જાણવું. ૩૬.

સમતાનું પ્રધાનપણું દેખાડવાપૂર્વક અઢાર શ્લોકે કરીને તેનું ફળ કહે છે.—

**समतापरिपाके स्याद्विषयग्रह शून्यता ।**
**यया विशदयोगानां वासीचन्दन तुल्यता ॥ ३७ ॥**

**મૂલાર્થ**—સમતાનો પરિપાક થવાથી વિષયોનેવિષે આગ્રહનો અભાવ થાય છે, અને તેથી કરીને નિર્મળ યોગવાળા યોગીઓને કુઠારના પ્રહારમાં તથા ચંદનની પૂજામાં તુલ્યતા થાય છે. ૩૭.

**ટીકાર્થ**—પૂર્વે કહેલી સમતાનો પરિપાક એટલે સમતા પરિણામનું વિસ્તારપૂર્વક વિશુદ્ધ હોવાપણું અર્થાત્ દૃઢ સ્થિરતા ઉત્પન્ન

થવાથી કોઈક કહેવાને અશક્ય એવી વિષયગ્રહશૂન્યતા એટલે શબ્દાદિક અને ઇચ્છાદિક વિષયોનેવિષે જે નિર્બંધ એટલે તેનું સુખ આપનારા તરીકે જે વેદવું, તેની શૂન્યતા-અભાવપણું એટલે અભિલાષ રહિતતા થાય છે, કે જે શૂન્યતાએ કરીને નિર્મળ યોગવાળા-જ્ઞાન, ધ્યાન અને તપ વિગેરે મોક્ષસાધક વ્યાપારોવાળા અથવા મન, વચન અને કાયાની મોક્ષસાધક પ્રવૃત્તિઓવાળા યોગીઓને કુઠારવડે કોઈ શરીરનું છેદન કરે અથવા ચંદનવડે કોઈ પૂજા કરે-તે બન્નેનેવિષે તુલ્યતા એટલે શોક કે હર્ષના અભાવથી સમાનતા જ હોય છે, કેમકે તેઓને રાગદ્વેષની પરિણુતિનો અભાવ થઈ જાય છે. ૩૭.

**किं स्तुमः समतां साधो या स्वार्थप्रगुणीकृता ।**
**वैराणि नित्यवैराणामपि हन्त्युपतस्थुषाम् ॥ ३८ ॥**

**મૂલાર્થ**—હે સાધુ! અમે સમતાની કેટલી સ્તુતિ કરીએ? કે જે સમતા આત્માને અર્થે સજ્જ કરવાથી પાસે રહેલા નિત્ય વિરોધી જીવોના વૈરનો પણ નાશ કરે છે. ૩૮.

**ટીકાર્થ**—જ્ઞાનાદિકવડે મોક્ષને સાધ્ય કરનાર હે સાધુ! પૂર્વે કહેલી સમતાની અમે કેટલી સ્તુતિ કરીએ? કેમકે તેનો અચિંત્ય પ્રભાવ હોવાથી સ્તુતિ કરવી અશક્ય છે. જે સમતા આત્માનું પ્રયોજન જે મુક્તિરૂપ કાર્ય, તેનેમાટે પ્રગુણ કરેલી એટલે સમતાપૂર્વક જ્ઞાન, ધ્યાન, ભાવના, સંયમ અને તપનેવિષે સજ્જ થવાથી સમીપે રહેલા નિત્ય વિરોધી એટલે હંસ ને બિલાડી, સર્પ ને મોર, તથા સિંહ અને મૃગ ઇત્યાદિ સહજ વૈરવાળા (જાતિ વૈરવાળા) પ્રાણીઓનાં વૈર પણ અર્થાત્ કૃત્રિમ વૈરવાળાનેમાટે તો શું કહેવું? જાતિવૈર પણ નાશ પામે છે. અર્થાત્ સમતાવંત પ્રાણી અન્યના વૈરને શમાવી દે છે; તો પછી પોતાના વૈરાદિકનો નાશ કરે તેમાં તો શું આશ્ચર્ય? ૩૮.

આવા પ્રભાવવાળી સમતાને જાણીને તેનેજવિષે પ્રયત્ન કરવો, તે કહે છે.—

**किं दानेन तपोभिर्वा यमैश्च नियमैश्च किम् ।**
**एकैव समता सेव्या तरी संसारवारिधौ ॥ ३९ ॥**

**મૂલાર્થ**—દાનવડે અથવા તપવડે કરીને શું? તથા યમ અને નિયમે કરીને પણ શું? માત્ર સંસારરૂપી સમુદ્રનેવિષે વહાણ સમાન એક સમતાનું જ સેવન કરવું. ૩૯.

ટીકાર્થ—હે ભવ્ય પ્રાણીઓ! સમતા વિનાના દાને કરીને શું? એટલે કે ધનના ત્યાગરૂપ અન્ન, પાન, વસ્ત્રાદિક દિન જનોને આપવાથી શું કર્મ નિર્જરારૂપ ફળ થાય? ન જ થાય. તથા બાર પ્રકારનાં તપવડે પણ શું ફળ? તથા યમ એટલે મહાવ્રત અને અણુવ્રતવડે કરીને પણ શું ફળ? તથા સ્વાધ્યાય, સંતોષ વિગેરે નિયમવડે પણ શું ફળ? અર્થાત્ દાનાદિક કરો અથવા ન કરો. સમતાવિના તેનું કાંઈ ફળ નથી ત્યારે મુક્તિને માટે શું કરવું તે કહે છે.—ચારગતિવાળા સંસારરૂપી સમુદ્રનેવિષે વહાણરૂપ એક સમતા જ સર્વ કાર્યોમાં મુખ્ય કરીને સેવવા લાયક છે. ૩૯.

સમતાનું સુખ પોતાના અનુભવથી સિદ્ધ છે, તે કહે છે.—

**दूरे स्वर्ग सुखं मुक्तिपदवी सा दवीयसी।**
**मनःसंनिहितं दृष्टं स्पष्टं तु समतासुखम्॥ ४०॥**

મૂલાર્થ—સ્વર્ગનું સુખ તો દૂર છે, અને મોક્ષસ્થાન તો વળી અતિ દૂર છે, પરંતુ મનની સમીપે જ રહેલું સમતાનું સુખ તો સ્પષ્ટ રીતે જ જોયેલું છે. ૪૦.

ટીકાર્થ—હે ભવ્ય જીવો! તમારે અને અમારે સ્વર્ગ એટલે દેવલોકમાં વસતા દેવોનું પાંચ ઇંદ્રિયોના વિષયોથી ઉત્પન્ન થયેલું સુખ-આનંદ તેતો દૂર છે એટલે ચક્ષુરાદિક ઇંદ્રિયોથી અગ્રાહ્ય એવા દૂર પ્રદેશમાં છે, તેથી દેખાય તેમ નથી; તથા જે મુક્તિ પદવી-અનંત સુખમય મોક્ષસ્થાન છે, તે તો વળી અત્યંત દૂર પ્રદેશમાં છે, તેથી તે સ્પષ્ટ દેખાતું નથી; પરંતુ મનની સમીપે રહેલું સમતાનું સુખ એટલે રાગ દ્વેષાદિ રહિત મનની પરિણતિથી ઉત્પન્ન થયેલું સ્વાભાવિક અને સ્વાધીન એવું સુખ-આનંદ સાક્ષાત્ જોયું છે. અર્થાત્ સ્વર્ગ અને મોક્ષનું સુખ પરોક્ષ છે, તેથી તેનો અનુભવ થતો નથી. પણ સમતાનું સુખ તો સાક્ષાત્ પોતાના (અમારા) હૃદયમાં જોયું છે, તેથી તે અમારા પોતાના અનુભવથી સિદ્ધ છે. ૪૦.

જોયેલા સમતાના સુખનું જ અમૃતની ઉપમાવડે વિવરણ કરે છે.-

**दृशोः स्मरविषं शुष्येत् क्रोधतापः क्षयं व्रजेत्।**
**औद्धत्यमलनाशः स्यात्समतामृतमज्जनात्॥ ४१॥**

મૂલાર્થ—સમતારૂપ અમૃતમાં મજ્જન કરવાથી દષ્ટિનું કામરૂપી વિષ સુકાઈ જાય છે, ક્રોધરૂપી તાપ ક્ષય પામે છે, અને ઉદ્ધતપણારૂપી મળનો નાશ થાય છે. ૪૧.

**ટીકાર્થ**—હે મુનિ! સમતારૂપી અમૃતના સરોવરમાં નિમગ્ન થવાથી-સ્નાન કરવાથી ચક્ષુમાં રહેલું કામવિકારરૂપી ધર્મરૂપ જીવનનું હરણ કરનાર વિષ સુકાઈ જાય છે-અપૂર્વ પ્રભાવે કરીને શોષણ પામે છે, અર્થાત્ નિર્વિકાર દૃષ્ટિ થવાથી કામવિકારનો અભાવ થાય છે. તથા ક્રોધ-સ્વ અને પરને સંતાપ કરનાર કોપરૂપ તાપ-દુઃખરૂપી ધર્મ ક્ષય પામે છે. તથા ઉદ્ધતપણું એટલે અવિનય અથવા ચપળતારૂપી પાપનો લેપ કરનાર મળનો નાશ થાય છે.-આટલા ગુણો સમતારૂપી અમૃત સરોવરમાં સ્નાન કરવાથી પ્રાપ્ત થાય છે. એમાં બતાવેલા દોષો સમતાના વિરોધી હોવાથી સમતાપાસે રહી શકે તેમજ નથી. ૪૧.

ફક્ત એક સમતા જ સુખને માટે છે, તે કહે છે.—

**जरामरणदावाग्निज्वलिते भवकानने ।**
**सुखाय समतैकैव पीयूषघनवृष्टिवत् ॥ ४२ ॥**

**મૂલાર્થ**—જરા અને મરણરૂપ દાવાનળવડે સળગેલા આ સંસારરૂપી અરણ્યનેવિષે સુખનેમાટે અમૃતમય મેઘની વૃષ્ટિ સમાન એક સમતા જ છે. ૪૨.

**ટીકાર્થ**—જરા તે વૃદ્ધાવસ્થા અને મરણ તે મૃત્યુ તદ્રૂપ દાવાગ્નિવડે-સર્વનો નાશકારક હોવાથી વનાગ્નિ ( દાવાનળ )વડે સળગેલા આ સંસારરૂપી અરણ્યનેવિષે અમૃતમય મેઘની વૃષ્ટિની જેવી એક સમતાજ પ્રાણીઓના સુખનેમાટે-આનંદને માટે છે. ૪૨.

એજ વાતને દૃષ્ટાન્તથી સ્પષ્ટ કરે છે.—

**आश्रित्य समतामेका निर्वृता भरतादयः ।**
**न हि कष्टमनुष्ठानमभूत्तेषां तु किञ्चन ॥ ४३ ॥**

**મૂલાર્થ**—એક સમતાનો જ આશ્રય કરીને ભરત ચક્રી વિગેરે મોક્ષ પામ્યા છે; તેઓને કાંઈપણ કષ્ટકારી અનુષ્ઠાન ( ક્રિયા ) હતું નહીં. અર્થાત્ તેઓએ કાંઈપણ કષ્ટકારી ક્રિયા કરી નહોતી. ૪૩.

**ટીકાર્થ**—એક-અદ્વિતીય સમતાનો જ આશ્રય કરીને-અંગીકાર કરીને ભરતાદિક-ભરત ચક્રવર્તી, મરૂદેવી માતા, સૂર્યયશા વિગેરે મોક્ષપદને પામ્યા છે; તેઓએ કષ્ટ ઉત્પન્ન કરનારૂં તપ, લોચ, તથા પરીષહાદિકનું સહન કરવું ઇત્યાદિક વ્રત સંયમાદિક અનુષ્ઠાન કાંઈપણ કર્યું નહોતું. માટે એક સમતાજ ભવસાગરથી તારનારી છે, એમ સિદ્ધ થાય છે. ૪૩.

એક સમતા જ પ્રાણીઓના અનિષ્ટને હરનારી તથા ઇષ્ટને સંપાદન કરનારી છે, તે કહે છે.—

**अर्गला नरकद्वारे मोक्षमार्गस्य दीपिका ।**
**समता गुणरत्नानां संग्रहे रोहणावनिः ॥ ४४ ॥**

**મૂલાર્થ**—નરકના દ્વારનેવિષે અર્ગલા સમાન, મોક્ષમાર્ગમાં દીપિકા સમાન અને ગુણરૂપી રત્નોનો સંગ્રહ કરવામાં રોહણાચળ પર્વત સમાન એક સમતાજ છે. ૪૪.

**ટીકાર્થ**—હે ભવ્ય પ્રાણીઓ! સમતા એ નરકમાં પ્રવેશ કરતા જીવોને રોકવામાં (નહીં પ્રવેશ કરવા દેવામાં) અર્ગલા-આગળીયા સમાન છે, તથા મોક્ષમાર્ગનો પ્રકાશ કરવામાં દીપમાળારૂપ છે, તથા ગુણરૂપી રત્નોનો સંગ્રહ-સંચય કરવામાં રોહણાચળ પર્વતની પૃથ્વી સમાન છે. ૪૪.

એ સમતા જ અજ્ઞાનનો નાશ કરનારી છે, તે કહે છે.—

**मोहाच्छादननेत्राणामात्मरूपमपश्यताम् ।**
**दिव्याञ्जनशलाकेव समता दोषनाशकृत् ॥ ४५ ॥**

**મૂલાર્થ**—જેમનાં નેત્ર મોહવડે આચ્છાદિત થયેલાં છે, અને તેથી જેઓ આત્મસ્વરૂપને જોઈ શકતા નથી, તેઓને સમતા એ દિવ્ય અંજનની શલાકા જેવી દોષનો-અજ્ઞાનનો નાશ કરનારી છે. ૪૫.

**ટીકાર્થ**—મોહવડે-અજ્ઞાનવડે અથવા મોહનીય કર્મના ઉદયવડે જેમનાં નેત્રો આચ્છાદિત થયાં છે-ઢંકાઈ ગયાં છે, અને તેથી આત્માના સ્વરૂપને— સકલ કર્મરહિત સત્ચિત્ આનંદમય આત્માના મૂળરૂપને જેઓ જોઈ શકતા નથી એવા જનોને સમતા એ દિવ્ય-પ્રધાન અથવા દેવાદિકે આપેલા અંજનની-નેત્રના રોગને હરણ કરનાર મહા ઔષધીની શલાકા-સળીની જેવી દોષનો-અજ્ઞાનનો અથવા ચક્ષુના તિમિર રોગનો નાશ કરનારી છે. ૪૫.

સમતાના સુખની અવાચ્યતા કહે છે.—

**क्षणं चेतः समाकृष्य समता यदि सेव्यते ।**
**स्यात्तदा सुखमन्यस्य यद्वक्तुं नैव पार्यते ॥ ४६ ॥**

**મૂલાર્થ**—જો એક ક્ષણવાર પણ ચિત્તનું આકર્ષણ કરીને સમતાનું સેવન કરાય, તો તેથી એવું સુખ થાય છે કે જે બીજાને કહી શકાય નહીં. ૪૬.

**ટીકાર્થ**—જો એક ક્ષણવાર પણ મનને સર્વ વિષયોથી નિવૃત્ત કરીને એક સમતાનો જ સ્વીકાર કરાય, તો તેથી એવો અપૂર્વ આનંદ થાય છે, કે જે બીજાને શ્રવણ કરાવી શકાય-કહી શકાય તેમ નથી. ૪૬.

સમતાના આનંદને સમતાવાન જ જાણે છે, બીજો કોઈ જાણી શકતો નથી, તે દૃષ્ટાંતસહિત કહે છે.—

**कुमारी न यथा वेत्ति सुखं दयितभोगजम् ।**
**न जानाति तथा लोको योगिनां समतासुखम् ॥ ४७ ॥**

**મૂલાર્થ**—જેમ કુમારી કન્યા પતિના ભોગથી ઉત્પન્ન થયેલું સુખ જાણતી નથી, તેમ જ લોકો યોગીજનોના સમતાના સુખને જાણતા નથી-જાણી શકતા નથી. ૪૭.

**ટીકાર્થ**—જેમ કુમારી-પાંચ સાત વર્ષની અવિવાહિત કન્યા ભર્તાની સાથે મૈથુનાદિકનું સેવન કરવાથી ઉત્પન્ન થતા સુખને-આનંદને જાણતી નથી, તેમ જ લોકો-વિષય સુખમાં મગ્ન થયેલા મૂર્ખ જનો યોગીઓના સમતાથી ઉત્પન્ન થયેલા સુખને-આનંદના સમૂહને પોતે અનુભવેલું નહીં હોવાથી જાણતા નથી-જાણી શકતા નથી. ૪૭.

સમતાવાન પુરૂષને પોતાની પૂજા, પ્રતિષ્ઠા વિગેરે થાય એવી ઇચ્છા હોતી નથી, તે કહે છે.—

**नतिस्तुत्यादिकाशंसाशरस्तीव्रः स्वमर्मभित् ।**
**समतावर्मगुप्तानां नार्तिकृत्सोऽपि जायते ॥ ४८ ॥**

**મૂલાર્થ**—નમસ્કાર અને સ્તુતિ વિગેરેની ઇચ્છારૂપી બાણ તીવ્ર અને આત્માના મર્મસ્થાનને ભેદનારૂં છે, તે પણ સમતારૂપી બખ્તરથી રક્ષણ કરાયેલાને પીડાકારી થતું નથી. ૪૮.

**ટીકાર્થ**—નતિ એટલે મને રાજાદિક ભક્તિથી નમસ્કાર કરો, તથા સ્તુતિ એટલે સર્વ લોકો મારી પ્રશંસા કરો, એ વિગેરે એટલે આહાર, ઉપધિ, શિષ્ય વિગેરેથી મારો સત્કાર થાઓ ઇત્યાદિક ઇચ્છારૂપી બાણ એ આત્માના મર્મસ્થાનને-ધર્મરૂપી જીવનસ્થાનને અર્થાત્ નિઃસ્પૃહપણાને ભેદનાર તથા તીવ્ર-અત્યંત ઉગ્ર એટલે દુઃસહ છે. એ બાણ પણ સમતારૂપી બખ્તરથી રક્ષણ કરાયેલા એટલે સમતારૂપી બખ્તરને ધારણ કરનારા યોગીઓને પીડાકારી થતું નથી. અર્થાત્ તેવા યોગીઓને નમસ્કારાદિકની ઇચ્છા જ થતી નથી. ૪૮.

સમતાવડે મોટી કર્મની નિર્જરા થાય છે, તે કહેછે.—

**प्रचितान्यपि कर्माणि जन्मनां कोटिकोटिभिः ।**
**तमांसीव प्रभा भानोः क्षिणोति समता क्षणात् ॥ ४९ ॥**

**મૂલાર્થ**—જેમ સૂર્યની પ્રભા અંધકારનો નાશ કરે છે, તેમ કોટી કોટી જન્મવડે બાંધેલાં કર્મોનો પણ સમતા એક ક્ષણવારમાં નાશ કરે છે. ૪૯.

**ટીકાર્થ**—જન્મ એટલે જીવના ભવો તેની કોટી કોટીવડે એટલે કોટીને કોટીએ ગુણીએ તેટલા જન્મોએ કરીને-તેટલા ભવોમાં બાંધેલાં અત્યંત એવાં જ્ઞાનાવરણાદિક કર્મોનો સમતા-સર્વત્ર સમદષ્ટિપણું એક ક્ષણવારમાં-અલ્પ કાળની સેવાથી જ નાશ કરે છે, તે પર દષ્ટાંત આપે છે કે-સૂર્યની પ્રભા-કિરણસમૂહ અંધકારમાત્રનો જેમ ક્ષણવારમાં નાશ કરે છે, તેમ. ૪૯.

સમતા એ અન્ય દર્શનીઓને પણ ભાવ જૈનપણું ઉત્પન્ન કરવામાં કારણરૂપ થાય છે, તે કહે છે.—

**अन्यलिंगादिसिद्धानामाधारः समतैव हि ।**
**रत्नत्रयफलप्राप्तेर्यया स्याद्भावजैनता ॥ ५० ॥**

**મૂલાર્થ**—અન્ય લિંગાદિકે કરીને સિદ્ધ થયેલા જીવોને એક સમતા જ આધાર-અવલંબન છે, કે જે સમતાવડે ત્રણ રત્નના ફળની પ્રાપ્તિ થવાથી ભાવ જૈનપણું ઉત્પન્ન થાય છે. ૫૦.

**ટીકાર્થ**—જૈનથી રહિત એવાં બીજાં દંડ, કમંડલુ તથા વસ્ત્રાદિક લિંગે (વેષે) તથા ગૃહસ્થીને લિંગે અને સ્વયંબુદ્ધાદિક જેઓ સિદ્ધ થયા છે એટલે કેવળજ્ઞાનને પામ્યા છે, તેમને સિદ્ધપણું પામવામાં એક સમતા જ આધાર-અવલંબન છે. કે જે સમતાવડે રત્નની જેવાં એટલે પ્રધાન-ઉત્કૃષ્ટ સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નોના ફળની-સિદ્ધપણારૂપ કૃતાર્થપણાની પ્રાપ્તિ થવાથી ભાવ જૈનપણું પ્રાપ્ત થાય છે, એટલે શુદ્ધ ઉપયોગથી જિનેશ્વરપ્રણીત શાસ્ત્રના બોધની પ્રાપ્તિ થાય છે, તેથી તેઓને એક સમતાનો જ આધાર છે એમ સિદ્ધ થાય છે. ૫૦.

જ્ઞાનનું ફળ પણ સમતા જ છે, તે કહે છે.

**ज्ञानस्य फलमेषैव नयस्थानावतारिणः ।**
**चन्दनं वह्निनेव स्यात् कुग्रहेण तु भस्म तत् ॥ ५१ ॥**

મૂલાર્થ—નયોને તેના સ્થાનમાં સ્થાપન કરનાર જ્ઞાનનું ફળ પણ એ સમતા જ છે. પરંતુ તે જ્ઞાન અગ્નિવડે ચંદનની જેમ કદાગ્રહવડે ભસ્મરૂપ થઈ જાય છે. ૫૧.

ટીકાર્થ—નૈગમાદિક નયોને પોતપોતાના સ્થાનમાં એટલે સ્યાદ્વાદની મર્યાદાવડે યથાર્થ વસ્તુસ્વરૂપનેવિષે અને મોક્ષના આરાધ્યપણાને વિષે અવતાર એટલે યોજના કરવાના સ્વભાવવાળા જ્ઞાનનું-શ્રુતાધ્યયનનું ફળ-સફળપણાનું કારણ પણ આ હમણાં કહી તે સમતા જ છે. તે સમતા ન હોય તો તે નયનું જ્ઞાન અગ્નિવડે ચંદનની જેમ કદાગ્રહે કરીને-એકાંતને ગ્રહણ કરનારા કુબોધે કરીને ભસ્મની જેમ અસાર થાય છે. અર્થાત્ સમતાવડે યુક્ત એવો વક્તા પુરૂષજ નયોના જ્ઞાનને પોતપોતાના સ્વરૂપમાં સ્થાપન કરવા સમર્થ થાય છે, અન્યથા સમર્થ થતો નથી. ૫૧.

સમતા ન હોય ત્યાં ચારિત્ર પણ ન હોય, તે કહે છે.—

**चारित्रपुरुषप्राणाः समताख्या गता यदि ।**
**जनानुधावनावेशस्तदा तन्मरणोत्सवः ॥ ५२ ॥**

મૂલાર્થ—જો ચારિત્રરૂપી પુરૂષના સમતા નામના પ્રાણ ચાલ્યા ગયા હોય, તો માણસોનો તેને વંદના કરવામાટે દોડી આવવાનો આવેશ એ તેના મરણના ઓચ્છવરૂપ છે. ૫૨.

ટીકાર્થ—જો સમતા નામના ચારિત્ર પુરૂષના પ્રાણ એટલે સર્વ વિરતિ અને દેશવિરતિરૂપ સંયમનો જે વ્યવહાર તેરૂપ પુરૂષના સમતારૂપ પ્રાણ નાશ પામ્યા હોય, તો ભક્તિવંત જનોનો જે વંદનાદિક માટે ચોતરફથી એકદમ દોડી આવવાનો આવેશ તે તેના-ચારિત્રરૂપ પુરૂષના મરણના ઉત્સવરૂપ છે-મરેલાની ઊર્ધ્વદેહિક ક્રિયા કરવાના મહોત્સવરૂપ થાય છે. અર્થાત્ તે વખતે વિવેકી પુરૂષો એમ જાણેછે કે-આ ભક્ત જનોનું આગમન ચારિત્રરૂપ પુરૂષની મરણોત્તર ક્રિયા કરવા માટે જ છે. ૫૨.

સમતા ન હોય તો બીજી સર્વ ક્રિયા નિષ્ફળ અને કષ્ટકારી જ છે, તે કહે છે.—

**संत्यज्य समतामेकां स्याद्यत्कष्टमनुष्ठितम् ।**
**तदीप्सितकरं नैव बीजमुप्तमिवोषरे ॥ ५३ ॥**

મૂલાર્થ—એક સમતાને તજીને જે જે કષ્ટકારી ક્રિયાઓ કરી હોય, તે ઉખર ભૂમિમાં વાવેલા બીજની જેમ વાંછિત ફળને દેનારી થતી નથી. ૫૩.

**ટીકાર્થ**—એક મોક્ષને સાધનારી સમતાને તજીને-છોડીને જીવોએ જે કષ્ટકારી તપસ્યા, ભિક્ષા, લોચ વિગેરે પરિશ્રમકારક અનુષ્ઠાન કર્યું હોય, તે સર્વ ઉખર-ક્ષાર ભૂમિમાં વાવેલા શાલી વિગેરેના બીજની જેમ વાંછિત ફળને આપનાર થતું નથી. પ્રાયે નિષ્ફળ થાય છે. ૫૩.

એમ શી રીતે ? એ શંકાના સમાધાન માટે બીજા ઉપાયનો અભાવ દેખાડે છે.—

**उपायः समतैवैका मुक्तेरन्यः क्रियाभरः ।**
**तत्तत्पुरुषभेदेन तस्या एव प्रसिद्धये ॥ ५४ ॥**

**મૂલાર્થ**—મુક્તિનો ઉપાય માત્ર એક સમતા જ છે, અને તે સિવાયનો બીજો ક્રિયાસમૂહ તે તે પુરૂષના ભેદે કરીને તે સમતાની જ સિદ્ધિને માટે છે. ૫૪.

**ટીકાર્થ**—મોક્ષનો ઉપાય-સાધન માત્ર એક સમતા જ છે, તે સિવાય બીજો ક્રિયાસમૂહ-સંયમાદિક ક્રિયાનો સમુદાય તે તે પુરૂષ એટલે લઘુકર્મી, બહુકર્મી, અલ્પશ્રુત અને બહુશ્રુતાદિક જીવના ભેદ-વડે-પરિણતિના વિશેષવડે તે સમતાની જ સિદ્ધિને માટે થાય છે, અર્થાત્ બીજી સર્વ ક્રિયાઓ સમતાની પ્રાપ્તિને માટે જ કરવામાં આવે છે. ૫૪.

સમતાની શક્તિ કેટલી છે, તે દેખાડે છે.

**दिङ्मात्रदर्शने शास्त्रव्यापारः स्यान्न दूरगः ।**
**अस्याः स्वानुभवः पारं सामर्थ्याख्योऽवगाहते ॥ ५५ ॥**

**મૂલાર્થ**—શાસ્ત્રનો વ્યાપાર માત્ર દિગ્દર્શનને વિષેજ હોય છે, પણ તેથી દૂર જતો નથી. તેથી સામર્થ્ય નામનો આત્માનો અનુભવ જ આ સમતાના પારને પામે છે. ૫૫.

**ટીકાર્થ**—જિનાગમ વિગેરે શાસ્ત્રોનો વ્યાપાર એટલે સાધ્યને પ્રાપ્ત કરનારી ક્રિયા દિગ્માત્રના જ-માત્ર અલ્પ કાર્યની સિદ્ધિના અર્થાત્ ઉદ્દેશમાત્રના જ દર્શન માટે-પ્રાપ્તિ માટે હોય છે. તાત્પર્ય એ છે કે હે ભવ્ય ! જો તારે મુક્તિરૂપ પુરીમાં જવાની ઇચ્છા હોય, તો આ દિશાએ જા. એ પ્રમાણે દિશા દેખાડવામાંજ તત્પર શાસ્ત્રનો વ્યાપાર હોય છે. પણ તેથી દૂર જનાર હોતો નથી-અતિશય અરૂપી વિગેરે આત્માદિકના સ્વરૂપનેવિષે અથવા કેવલજ્ઞાનને ઉત્પન્ન કરનારા ભાવ સાધનોને વિષે જનારો તે થતો નથી. અને આ સમતાનો સામર્થ્ય

યોગ નામનો આત્માનુભવ અર્થાત્ કેવળજ્ઞાનને ઉત્પન્ન કરનાર ઉપાયનો જે અનુભવ-પરિપૂર્ણ સત્તાનો જ્ઞાનરૂપ બોધ તે તો સાક્ષાત્ જીવની સત્તાદિકને દેખાડનારો થાય છે, તેથી તે પારને-ભવસાગરના તીરને અથવા સર્વ જાણવા યોગ્ય વસ્તુ સમૂહના અંતને અવગાહન કરે છે-પામે છે. તેથી કરીને જ સમતાનું પ્રાધાન્ય છે. (અહીં બતાવેલો સામર્થ્ય નામનો યોગ શાસ્ત્રમાં કોઈ ઠેકાણે કહ્યો નથી, કેમકે તેમાં શાસ્ત્રનો વિષય નથી. પરંતુ તે યોગ બારમે ગુણસ્થાનકે પ્રાતિભ જ્ઞાનની ઉત્પત્તિ થવાથી જ ઉત્પન્ન થાય છે; અને ત્યારપછી તરત કેવળજ્ઞાનની ઉત્પત્તિ થાય છે, માટે સમતાના પ્રકર્ષવડે જ તે સાધવા લાયક છે.) ૫૫.

હવે સમતાના અધિકારનો ઉપસંહાર કરે છે.—

**परस्मात्परमेषा यन्निगूढं तत्त्वमात्मनः ।**
**तदध्यात्मप्रसादेन कार्योऽस्यामेव निर्भरः ॥ ५६ ॥**

**મૂલાર્થ**—જેથી કરીને આ સમતા આત્માનું સર્વથી ઉત્કૃષ્ટ અને અતિ ગૂઢ તત્ત્વ છે, તેથી કરીને આ સમતાને વિષે જ અધ્યાત્મના પ્રસાદવડે કરીને અતિ ઉદ્યમ કરવો. ૫૬.

**ટીકાર્થ**—પૂર્વોક્ત કારણોથી આ સમતા આત્માનું-જીવનું નિગૂઢ એટલે પોતાના સર્વ પ્રદેશોવડે વ્યાપ્ત એવું પરમ રહસ્ય છે, તથા સર્વ યોગો કરતાં ઉત્કૃષ્ટ યોગરૂપ છે, તેથી કરીને અધ્યાત્મના પ્રસાદવડે એટલે મનની પ્રસન્નતાવડે આ સમતાને વિષે જ પંડિત પુરૂષોએ સર્વ પ્રયત્નવડે ઉદ્યમ કરવો. (તે સમતા આ પ્રમાણેના ઉદ્યમ (વિચાર)-વડે ઉત્પન્ન કરવી-"સર્વ પ્રાણીને સુખ પ્રિય છે, દુઃખપર દ્વેષ છે, સંસારનો ભય છે અને જીવવાની ઇચ્છા છે, તેથી મારે સર્વ પ્રાણીનું હિત જ કરવું, કેમકે તે સર્વ મારી સમાન જ ધર્મવાળા છે." આ પ્રમાણેના વિચારથી સર્વત્ર સર્વ જીવ ઉપર સમદૃષ્ટિ રાખવી.) ૫૬.

**। इति समताधिकारः ।**

સમતાવાળાનું કરેલું અનુષ્ઠાન જ શુદ્ધ થાય છે, માટે હવે શુદ્ધ અનુષ્ઠાનનો અધિકાર કહે છે.—

**परिशुद्धमनुष्ठानं जायते समतान्वयात् ।**
**कतकक्षोदसंक्रान्तेः कलुषं सलिलं यथा ॥ ५७ ॥**

**મૂલાર્થ**—જેમ કતકના ફળનું ચૂર્ણ નાંખવાથી ડોળું પાણી નિર્મળ

થાય છે, તેમ સમતાના યોગથી અનુષ્ઠાન પણ પરિશુદ્ધ થાય છે. ૫૭.

ટીકાર્થ—સમતાના સંયોગથી-સમતાપૂર્વક કરવાથી અનુષ્ઠાન-વ્રતાદિકનું પાલન શુદ્ધ-સર્વ દોષરહિત થાય છે. તેમાં દૃષ્ટાંત કહે છે કે જેમ કતક વૃક્ષના ફળના ચૂર્ણનો પ્રક્ષેપ કરવાથી-નાંખવાથી મલિન જળ નિર્મળ થાય છે, તે જ પ્રમાણે સમતાપૂર્વક કરેલું ક્રિયાનુષ્ઠાન પણ અત્યંત શુદ્ધ થાય છે; સમતાવિના કરેલું અનુષ્ઠાન સર્વ દોષરહિત થઈ શકતું નથી. ૫૭.

હવે તે અનુષ્ઠાનના પ્રકાર કહે છે.—

**विषं गरोऽननुष्ठानं तद्धेतुरमृतं परम् ।**
**गुरुसेवाद्यनुष्ठानमिति पञ्चविधं जगुः ॥ ५८ ॥**

મૂલાર્થ—વિષ, ગર, અનનુષ્ઠાન, તદ્ધેતુ તથા ઉત્કૃષ્ટ અમૃત એ પ્રમાણે ગુરુસેવા વિગેરે અનુષ્ઠાન પાંચ પ્રકારનું કહેલું છે. ૫૮.

ટીકાર્થ—વિષ એટલે તત્કાળ પ્રાણનો નાશ કરનાર ઝેર, તેના જેવું ધર્મરૂપ પ્રાણનો નાશ કરનારૂં જે અનુષ્ઠાન તે પણ વિષાનુષ્ઠાન કહેવાય છે. તથા ગર ( ગરલ ) એટલે ખરાબ દ્રવ્યના સંયોગવડે થયેલું કાળાંતરે પ્રાણનો નાશ કરનારૂં ઝેર, તેના જેવું પરિણામે ધર્મરૂપ પ્રાણનો નાશ કરનારૂં અનુષ્ઠાન પણ બીજું ગરાનુષ્ઠાન કહેવાય છે. તથા અનનુષ્ઠાન-એટલે જે અનુષ્ઠાન ધર્મ સેવારૂપ ન હોય તે, અર્થાત્ ઓઘસંજ્ઞાએ કરેલું અનુષ્ઠાન તેને આશ્રીને આ વ્યુત્પત્તિ જાણવી. પણ જે શાસ્ત્રની અપેક્ષાવિના લોકસંજ્ઞાને અનુસરતું હોય તે તો અન્યોન્યાનુષ્ઠાન કહેવાય છે. તથા ચોથું તદ્ધેતુ એટલે મોક્ષના હેતુથી-મોક્ષનીજ ઇચ્છાથી ભવ્ય પ્રાણીઓ જે અનુષ્ઠાન કરે છે તે તદ્ધેતુ અનુષ્ઠાન કહેવાય છે. તથા પાંચમું અમૃતાનુષ્ઠાન એટલે અમૃતની જેમ જન્મમરણાદિક રોગનો નાશ કરનારૂં ઉત્કૃષ્ટ-સૂત્રને અનુસરીને વિધિ-શુદ્ધ અને અત્યંત પ્રેમપૂર્વક જે મુમુક્ષુઓ કરે છે, તે અમૃતાનુષ્ઠાન કહેવાય છે. ( આ પ્રમાણે ગુરૂની સેવા-ભક્તિ, દેવવંદન, ષડાવશ્યક તથા દાનાદિક ક્રિયાઓ જે મોક્ષને માટે-મોક્ષને ઉદ્દેશીને કરાય છે, તે કર્તાના આશયની ભિન્નતાને લીધે પાંચ પ્રકારની તીર્થંકરાદિકે કહી છે. ) ૫૮.

તે પાંચે પ્રકારને અનુક્રમે વિસ્તારથી કહે છે.—

**आहारोपधिपूजर्द्धिप्रभृत्याशंसया कृतम् ।**
**शीघ्रं सच्चित्तहन्तृत्वाद्विषानुष्ठानमुच्यते ॥ ५९ ॥**

મૂલાર્થ—આહાર, ઉપધિ, પૂજા-ગૌરવતા અને ઋદ્ધિ વિગેરેની

ઈચ્છાથી કરેલું જે અનુષ્ઠાન, તે તત્કાળ શુભ ચિત્તને હણનાર હોવાથી વિષાનુષ્ઠાન કહેવાય છે. ૫૯.

**ટીકાર્થ**—આહાર-ઈષ્ટ ભોજનાદિકની પ્રાપ્તિ એટલે કે શુદ્ધ ક્રિયાનું પાલન કરવાથી તમને ભક્ત જનો ઇચ્છિત વસ્તુ આપશે એવા અભિપ્રાયથી જે ધર્મક્રિયા કરે, ( આ પ્રમાણે સર્વત્ર અભિપ્રાયની યોજના કરવી. ) તથા ઉપધિ-વસ્ત્ર પાત્રાદિકનો લાભ, પૂજા-ધર્મિષ્ઠ જનોથી કરાતી ભક્તિ, તથા ઋદ્ધિ-શિષ્યાદિકની પ્રાપ્તિ. એ વિગેરેની ઇચ્છાએ કરે તે અનુષ્ઠાન તરત જ શુભ ચિત્તને હણનાર હોવાથી વિષાનુષ્ઠાન કહેવાય છે. કારણ કે તરતજ શુભ પરિણામરૂપ ધર્મના પ્રાણનો નાશ કરનાર હોવાથી તે અનુષ્ઠાન વિષતુલ્ય જ છે. ૫૯.

એજ વાતને કહે છે.—

**स्थावरं जंगमं चापि तत्क्षणं भक्षितं विषम् ।**
**यथा हन्ति तथेदं सच्चित्तमैहिकभोगतः ॥ ६० ॥**

**મૂલાર્થ**—જેમ સ્થાવર કે જંગમ વિષનું ભક્ષણ કર્યું હોય તો તે તત્કાળ ખાનારને હણે છે, તેજ પ્રમાણે આ લોકનો ભોગ કરવાથી તે અનુષ્ઠાન શુભ ચિત્તને હણે છે. ૬૦.

**ટીકાર્થ**—જેમ અફીણ, સોમલ, વચ્છનાગ વિગેરે સ્થાવર વિષ અને સર્પાદિકના મુખમાંથી નીકળેલું વિગેરે જંગમ વિષ ભક્ષણ કર્યું હોય-ખાધું હોય તો તે તત્કાળ ભક્ષણ કરનારને હણે છે, તેજ પ્રકારે આ વિષાનુષ્ઠાન ઐહિક ભોગથી એટલે આ જન્મમાં પ્રાપ્ત થતા મનને અનુકૂળ ખાનપાનાદિકની ઈચ્છાથી-તેટલું જ ફળ મેળવવાની આકાંક્ષાથી-આશાના દોષથી કર્તાના શુભચિત્તને-મનના ભાવને હણે છે, તેથી તેનો ત્યાગ કરવો. ૬૦.

હવે બીજું ગરાનુષ્ઠાન કહે છે.—

**दिव्यभोगाभिलाषेण कालान्तरपरिक्षयात् ।**
**स्वादृष्टफलसंपूर्तेर्गरानुष्ठानमुच्यते ॥ ६१ ॥**

**મૂલાર્થ**—દિવ્ય ભોગની અભિલાષાએ કરીને પોતાના પુણ્યકર્મના ફળની સંપૂર્ણતાનો કાળાંતરે ક્ષય થવાથી એવી ઈચ્છાવાળું અનુષ્ઠાન ગરાનુષ્ઠાન કહેવાય છે. ૬૧.

**ટીકાર્થ**—દેવલોકમાં વર્તતા ભોગો-દેવાંગનાના સ્પર્શાદિક વિલાસોની અભિલાષાવડે ( એટલે આ મેં કરેલા તપ અને ચારિત્રનું ફળ

હોય તો મને અમુક દેવ સંબંધી ભોગની પ્રાપ્તિ થજો એ રીતે ફળની પ્રાર્થનાવડે ) પોતાના પુણ્યકર્મના ફળરૂપ માગેલા રાજ્ય અને સ્વર્ગાદિકની પ્રાપ્તિની પૂર્ણતાનો દિવ્યાદિ ભોગોની પ્રાપ્તિ થયા પછી કાળાંતરે-ભવાંતરે ક્ષય થવાથી-કરેલાં પુણ્યકર્મનો નાશ થવાથી. એવી ઇચ્છાથી કરેલું અનુષ્ઠાન ગરાનુષ્ઠાન કહેવાય છે. ૬૧.

પૂર્વે કહેલા અર્થની જ સ્પષ્ટતા કરે છે.—

**यथा कुद्रव्यसंयोगजनितं गरसंज्ञितम् ।**
**विषं कालान्तरे हन्ति तथेदमपि तत्त्वतः ॥ ६२ ॥**

**મૂલાર્થ**—જેમ કુદ્રવ્યના યોગથી ઉત્પન્ન કરેલું ગર નામનું વિષ કાળાંતરે હણે છે, તેમ આ ગરાનુષ્ઠાન પણ પરમાર્થપણે કાળાંતરે આત્માને હણે જ છે. ૬૨.

**ટીકાર્થ**—જેમ કાચના કકડા વિગેરે પ્રાણઘાતક પદાર્થનું મિશ્રણ કરીને ઉત્પન્ન કરેલું ગર નામનું વિષ કાળાંતરે એટલે મહિને છ મહિને કે બાર મહિને ક્રમે ક્રમે ભક્ષણ કરનારનો નાશ કરે છે, તે જ પ્રમાણે જેમાં નિદાન (નિયાણું) કરવામાં આવે છે તેવું આ ગરાનુષ્ઠાન સત્કર્મના ફળનું વિનાશકારક હોવાથી પરમાર્થપણે કાળાંતરે આત્માનો જ નાશ કરે છે. ૬૨.

આ ઉપર કહેલા બન્ને અનુષ્ઠાનનો વિશેષે કરીને ત્યાગ કરવાનું કહે છે.—

**निषेधायानयोरेव विचित्रानर्थदायिनोः ।**
**सर्वत्रैवानिदानत्वं जिनेन्द्रैः प्रतिपादितम् ॥ ६३ ॥**

**મૂલાર્થ**—વિચિત્ર પ્રકારના અનર્થને આપનારા આ બે અનુષ્ઠાનના જ નિષેધને માટે જિનેશ્વરોએ સર્વત્ર નિદાનનો નિષેધ કર્યો છે. ૬૩

**ટીકાર્થ**—નરક અને તિર્યંચની ગતિમાં જવારૂપ વિવિધ પ્રકારના અનર્થોને-ક્લેશાદિક ઉપદ્રવોને કરનારા આ બે ઉપર કહેલા વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાનનો નિષેધ કરવામાટેજ જિનેશ્વરોએ સર્વ ધર્મના વ્યાપાર નિદાન એટલે આશંસાવિના કરવાનું પોતાના આગમમાં કહ્યું છે. ૬૩.

હવે ત્રીજું અનનુષ્ઠાન કહે છે.—

**प्रणिधानाद्यभावेन कर्मानध्यवसायिनः ।**
**संमूर्छिमप्रवृत्ताभमननुष्ठानमुच्यते ॥ ६४ ॥**

**મૂલાર્થ**—પ્રણિધાન ( મનની એકાગ્રતા ) વિગેરેના અભાવે કરીને

અધ્યવસાય રહિત પુરૂષનું સંમૂર્છિમની પ્રવૃત્તિના જેવું જે કર્મ, તે અનનુષ્ઠાન કહેવાય છે. ૬૪.

**ટીકાર્થ**—પ્રણિધાન એટલે કરાતી ક્રિયામાં ચિત્તની એકાગ્રતાએ કરીને ઉપયોગ સહિતપણું, તથા આદિ શબ્દ છે માટે આદર તથા પ્રયત્ન એ વિગેરેના અભાવે કરીને-ત્યાગે કરીને અધ્યવસાય રહિત એટલે લક્ષ્યનેવિષે લક્ષતારૂપ શુભ પરિણામ રહિત એવા શૂન્ય ચિત્તવાળા પુરૂષનું કર્મ-ક્રિયાનુષ્ઠાન પતંગ, ભ્રમર અને કીડા વિગેરેનું ચિત્તવિનાજ આમ તેમ જે હાલવું, ચાલવું, ભમવું, તેના જેવું હોવાથી તે અનનુષ્ઠાન અથવા અન્યોન્યાનુષ્ઠાન કહેવાય છે. ૬૪.

આ અનુષ્ઠાનમાં જ્ઞાન કેવું હોય છે? તે કહે છે.—

**ओघसंज्ञाऽत्र सामान्यज्ञानरूपा निबन्धनम् ।**
**लोकसंज्ञा च निर्दोषसूत्रमार्गानपेक्षिणी ॥ ६५ ॥**

**મૂલાર્થ**—આ અનનુષ્ઠાનમાં પ્રવૃત્તિ થવાનું કારણ સામાન્ય જ્ઞાનરૂપ ઓઘસંજ્ઞા તથા નિર્દોષ સૂત્રમાર્ગની અપેક્ષા વિનાની લોકસંજ્ઞા એ બે હોય છે. ૬૫.

**ટીકાર્થ**—આ અનનુષ્ઠાનને વિષે સામાન્ય-વિશેષતા રહિત સર્વ સાધારણ બોધના સ્વભાવવાળી ઓઘસંજ્ઞા-પ્રવર્તતા પ્રવાહ તરફની દૃષ્ટિ તથા સૂત્રમાં કહેલા નિર્દોષ માર્ગની અપેક્ષા વિનાની લોકસંજ્ઞા-સામાન્ય જનની દૃષ્ટિ એ બે કારણભૂત છે. એટલે આ અનનુષ્ઠાનને વિષે ઓઘસંજ્ઞા અને લોકસંજ્ઞાવડે જ પ્રવૃત્તિ થાય છે. પણ શાસ્ત્ર કથનને અનુસારે પ્રવૃત્તિ થતી નથી. ૬૫.

તેમાં પ્રથમ ઓઘસંજ્ઞાનું લક્ષણ બતાવે છે.—

**न लोकं नापि सूत्रं नो गुरुवाचमपेक्षते ।**
**अनध्यवसितं किञ्चित्कुरुते चौघसंज्ञया ॥ ६६ ॥**

**મૂલાર્થ**—ઓઘસંજ્ઞાએ કરીને ( ઓઘસંજ્ઞાએ વર્તનારો મનુષ્ય ) લોકની, સૂત્રની કે ગુરૂના વચનની અપેક્ષા રાખતો નથી; આત્માના અધ્યવસાય રહિત કાંઈક ક્રિયાદિક કર્યા કરે છે. ૬૬.

**ટીકાર્થ**—ઓઘસંજ્ઞાએ કરીને અનનુષ્ઠાની પ્રાણી લોકની એટલે જનપ્રવૃત્તિની અપેક્ષા રાખતો નથી. એટલે અમુક ક્રિયા શા માટે શા હેતુથી પ્રવર્તી છે, તેનો નિર્ધાર કરતો નથી; તથા સૂત્રની અપેક્ષા રાખતો નથી, એટલે કે આ ક્રિયાના સંબંધમાં શાસ્ત્ર શું કહે છે?

તે પર દૃષ્ટિ નાંખતો નથી, તથા ગુરૂવચનની પણ અપેક્ષા રાખતો નથી, એટલે કે ગુરૂએ કેવી રીતે કરવાનો ઉપદેશ કર્યો છે! તેનો વિચાર પણ કરતો નથી. માત્ર આત્માના અધ્યવસાય રહિત શૂન્ય મનવડે નહીં સમજેલું એવું કાંઈક જે તે આવશ્યકાદિક અનુષ્ઠાન પોતાની સ્વેચ્છાએ કર્યા કરે છે. ૬૬.

હવે લોકસંજ્ઞાનું લક્ષણ કહે છે.—

**शुद्धस्यान्वेषणे तीर्थोच्छेदः स्यादितिवादिनाम् ।**
**लोकाचारादरश्रद्धा लोकसंज्ञेति गीयते ॥ ६७ ॥**

**મૂલાર્થ**—શુદ્ધનું અન્વેષણ કરતાં તીર્થનો ઉચ્છેદ થાય તેમ છે, એમ કહીને લોકપ્રવૃત્તિમાં આદર તથા શ્રદ્ધા રાખી તેપ્રમાણે કર્યા કરવું, તે લોકસંજ્ઞા કહેવાય છે. ૬૭.

**ટીકાર્થ**—શુદ્ધના અન્વેષણમાં એટલે દીક્ષામાં તથા સૂત્રના દાનમાં (ભણવા ભણાવવામાં) સૂત્રમાં કહેલા વિધિપ્રમાણે જે પ્રવર્તવું તે શુદ્ધ, એવા શુદ્ધનું અન્વેષણ કરવાથી એટલે તેનોજ કર્તવ્યપણે નિર્ધાર કરવાથી તો તીર્થનો–જિનશાસનનો ઉચ્છેદ–નાશ થાય તેમ છે, એપ્રમાણે બોલનાર પ્રાણીને લોકાચારના–લોકમાં પ્રવર્તતા વ્યવહારના આદરને વિષે–આ જ અમારો કલ્યાણકારી માર્ગ છે એવા પ્રકારના બહુમાનનેવિષે જે શ્રદ્ધા, તે લોકસંજ્ઞા એટલે લોકદૃષ્ટિ કહેવાય છે, એમ જિનેશ્વરોએ કહ્યું છે. અર્થાત્ શાસ્ત્રમાં કહેલી રીતપ્રમાણે શુદ્ધને જ દીક્ષા તથા સૂત્ર (શાસ્ત્ર)નું દાન કરવું–બીજાને ન કરવું અને કહેલા વિધિપ્રમાણેજ આવશ્યકાદિક ક્રિયાઓ કરવી–તે વિના ન કરવી એમ જો કહીએ તો જિનશાસનનોજ ઉચ્છેદ–નાશ થઈ જાય, માટે જેમ ઘણા માણસો કરે તેમ કરવામાં અમે કાંઈ દોષ જોતા નથી; એવું કહેનારને લોકસંજ્ઞા જાણવી. ૬૭.

તે બન્ને સંજ્ઞાવાળાને શિક્ષા આપે છે.—

**शिक्षितादिपदोपेतमप्यावश्यकमुच्यते ।**
**द्रव्यतो भावनिर्मुक्तमशुद्धस्य तु का कथा ॥ ६८ ॥**

**મૂલાર્થ**—શિક્ષિતાદિક પદોવડે સહિત એવું આવશ્યક પણ દ્રવ્યથી આવશ્યક કહેવાય છે, તો પછી ભાવ રહિત અશુદ્ધની તો વાત જ શી કરવી? અર્થાત્ તે તો દ્રવ્યાવશ્યક પણ કહેવાય નહીં. ૬૮.

**ટીકાર્થ**—શિક્ષા એટલે ક્રિયાની પરિપકવતા કરવામાટે જે અભ્યાસ કરવો તે, એવી શિક્ષા જેને પ્રાપ્ત થઈ છે તે શિક્ષિત કહીએ,

એવા શિક્ષિતાદિ પદો-કર્તવ્યનેવિષે કુશળતાને ઉત્પન્ન કરનારાં સ્થાનો, તેણે કરીને સહિત તથા આદિ શબ્દે કરીને ઉપયોગપણારહિત એવું ક્રિયાનુષ્ઠાન પણ દ્રવ્ય આવશ્યક એટલે ભાવ આવશ્યકના કારણરૂપ થવાના ઉદ્દેશમાત્રે કરીને કરાતું આવશ્યક કહેવાય છે, તો પછી અ-શુદ્ધ એટલે સૂત્રની અપેક્ષારહિત અવિધિએ કરેલું તથા ભાવરહિત એટલે શુભ પરિણામપૂર્વક વિશેષ પ્રકારના ઉપયોગરહિત જે આવ-શ્યક કર્યું હોય, તેની તો વાત જ શી કરવી? અર્થાત્ તેને તો દ્રવ્યા-વશ્યક પણ કહી શકાય નહીં. કારણ કે તેમાં ભાવ આવશ્યકનું કારણપણું સમાયેલું નથી. ૬૮.

પ્રથમ કહ્યું કે શુદ્ધનું અન્વેષણ કરવાથી તીર્થનો ઉચ્છેદ થાય તે વિચાર્યાવિના જ કહ્યું છે, તે કહે છે.—

**तीर्थोच्छेदभिया हन्ताविशुद्धस्यैव चादरे ।**
**सूत्रक्रियाविलोपः स्याद्गतानुगतिकत्वतः ॥ ६९ ॥**

**મૂલાર્થ**—અહો! તીર્થ ઉચ્છેદના ભયવડે અશુદ્ધનો જ આદર કરવામાં તો ગતાનુગતિકપણાને લીધે સૂત્રોક્ત ક્રિયાનોજ લોપ થાય છે. ( તેથી તીર્થનું રક્ષણ શી રીતે થયું કહેવાય? ) ૬૯.

**ટીકાર્થ**—હે ભદ્ર! તું તારા મનમાં સારી રીતે વિચાર કર, કે જિનશાસનનો વિનાશ ન થાઓ એવી ભીતિ-ભયવડે કરીને અશુદ્ધ એટલે સૂત્રવિરૂદ્ધ શિષ્યાદિકને દીક્ષા તથા આવશ્યકાદિક ક્રિયાનો આ-દર-સ્વીકાર કરવાથી ગતાનુગતિકપણાને લીધે એટલે જેમ કોઇને કુમાર્ગે જતો જોઇને બીજો પણ તે જ કુમાર્ગે ચાલે, અને તેને જોઇને ત્રીજો પણ ચાલે એમ એક બીજાને જોઇને સર્વ કુમાર્ગે ચાલે, તેવા ગતાનુગ-તિકપણાને લીધે સૂત્રમાં કહેલી સર્વ ક્રિયાવિધિનો જ નાશ થાય, તો પછી તેથી તમે શું તીર્થનું-જિનશાસનનું પાલન-રક્ષણ કર્યું? અર્થાત્ ઉલટો તમે તીર્થનો ઉચ્છેદ કર્યો. ૬૯.

અહીં કોઈ શંકા કરે કે-જે કામ ઘણાઓએ કર્યું, તે કરવાથી દોષ લાગતો નથી એ સૂત્ર બરાબર છે કે નહીં? તે શંકાના નિવા-રણમાટે કહે છે.—

**धर्मोद्यतेन कर्तव्यं कृतं बहुभिरेव चेत् ।**
**तदा मिथ्यादृशां धर्मो न त्याज्यः स्यात्कदाचन ॥ ७० ॥**

**મૂલાર્થ**—ધર્મમાં ઉદ્યમવંત પુરૂષે જે કાર્ય ઘણાએ કર્યું હોય તે

જ કરવું એમ જો કહેતા હો, તો પછી મિથ્યાદૃષ્ટિઓથી કરાતો ધર્મ કદાપિ ત્યાજ્ય (ત્યાગ કરવા લાયક) નહીં જ થાય. ૭૦.

**ટીકાર્થ**—જો સૂત્રની અપેક્ષા રહિત ઘણા લોકોએ જે કાર્યનું આચરણ કર્યું હોય તેજ ધર્મમાં ઉદ્યમવંત પુરૂષે આચરણ કરવું, એમ કહેતા હો તો કોઈપણ કાળે બૌદ્ધાદિક મિથ્યાદૃષ્ટિનો ધર્મ ત્યાગ કરવા લાયક નહીં થાય, કેમકે તે ઘણા લોકોએ સેવ્યો છે. જૈનોની અપેક્ષાએ બીજા ધર્મીઓની સંખ્યા ઘણી વધારે છે માટે જો તે મિથ્યાદૃષ્ટિઓના કરેલા ધર્મનો તું ત્યાગ કરતો હોય, તો તેં ઘણાઓએ આચરેલા કાર્યનું પ્રમાણ ન કર્યું એમ તારી કૃતિથી જ સિદ્ધ થાય છે, અને જો તું એમ કહેતો હોય કે તે જિનેશ્વરના મતથી વિરૂદ્ધ હોવાથી તેનો ત્યાગ કરૂં છું, તો સૂત્રોક્ત ક્રિયાનો જ તેં અંગીકાર કર્યો એમ સિદ્ધ થાય છે. ૭૦.

તેવી ક્રિયાનો ત્યાગ કરવો તેજ યોગ્ય છે, એમ સ્પષ્ટતાથી કહે છે.—

**तस्माद्गतानुगत्या यत् क्रियते सूत्रवर्जितम् ।**
**ओघतो लोकतो वा तदननुष्ठानमेव हि ॥ ७१ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને ગતાનુગતિવડે સૂત્રરહિત જે ક્રિયા ઓઘસંજ્ઞાએ અથવા લોકસંજ્ઞાએ કરવામાં આવે છે, તે અનનુષ્ઠાનજ કહેવાય છે, માટે તેનો ત્યાગ કરવો. ૭૧.

**ટીકાર્થ**—તેથી કરીને-પૂર્વે કહેલા હેતુથી જે સૂત્રવર્જિત-સૂત્રમાં કહેલા આચારરહિત ઓઘસંજ્ઞાથી અથવા લોકસંજ્ઞાથી ગતાનુગતિએ કરીને-પરસ્પર લોકોની દેખાદેખીએ કરીને કરવામાં આવતું અનુષ્ઠાન તે અનનુષ્ઠાનજ છે એમ જાણવું. તેવું અનુષ્ઠાન મોક્ષમાર્ગના સેવનરૂપ નહીં હોવાથી ત્યાગ કરવાલાયક છે. ૭૧.

એ અનનુષ્ઠાન કરવાથી શું ફળ થાય? તે કહે છે.—

**अकामनिर्जरांगत्वं कायक्लेशादिहोदितम् ।**
**सकामनिर्जरा तु स्यात् सोपयोगप्रवृत्तितः ॥ ७२ ॥**

**મૂલાર્થ**—આ અનનુષ્ઠાનનેવિષે કાયાનો કલેશ થતો હોવાથી તેને અકામ નિર્જરાનું નિમિત્ત કહેલું છે, સકામ નિર્જરા તો ઉપયોગસહિત (શુભ) પ્રવૃત્તિ કરવાથી જ થાય છે. ૭૨.

**ટીકાર્થ**—આ અનનુષ્ઠાનનેવિષે કાયાને કલેશ પમાડાતો હોવાથી એટલે ઉઠવું, બેસવું, આસન કરવું વિગેરે કરવાવડે શરીરને પરિશ્રમ પમાડાતો હોવાથી તે અકામ નિર્જરાનું નિમિત્ત થાય છે, અર્થાત્ મો-

ક્ષની ઇચ્છા ઉત્પન્ન થયેલી ન હોવાથી તે મોક્ષનું કારણ થતું નથી. એટલે તે અનુષ્ઠાન કાંઇક મનુષ્ય, વ્યંતર વિગેરે ગતિને પ્રાપ્ત કરનાર પુણ્યનું કારણ હોવાથી સાંસારિક સુખનું નિમિત્ત થાય છે એમ જિનેશ્વરોએ સિદ્ધાન્તમાં કહ્યું છે. અને સકામ નિર્જરા તો એટલે મોક્ષની ઇચ્છા પૂર્વક કરેલા ઉદ્યમવડે કરીને જે નિર્જરા-કર્મનો ક્ષય થાય છે, તે તો શુદ્ધ ઉપયોગ સહિત-સાધ્યની દૃષ્ટિપૂર્વક પ્રવૃત્તિ કરવાથી જ થાય છે. માટે આ અનનુષ્ઠાન સેવનારને તો કોઈકને સકામ નિર્જરા થાય છે, બાકી ઘણાને થતી નથી માટે તે ત્યાજ્ય છે. ૭૨.

હવે તદ્ધેતુ અનુષ્ઠાન કહે છે.—

**सदनुष्ठानरागेण तद्धेतुर्मार्गगामिनाम् ।**

**एतच्च चरमावर्तेऽनाभोगादेर्विना भवेत् ॥ ७३ ॥**

**મૂલાર્થ**—માર્ગાનુસારી પુરૂષોને સત્ અનુષ્ઠાનની પ્રીતિવડે કરીને તદ્ધેતુ અનુષ્ઠાન હોય છે. આ અનુષ્ઠાન અનાભોગાદિક વિના ચરમાવર્તનેવિષે ( એક પુદ્ગલ પરાવર્ત સંસાર બાકી રહે ત્યારે જીવને ) પ્રાપ્ત થાય છે. ૭૩.

**ટીકાર્થ**—સત્ એટલે વીતરાગે કહેલા અનુષ્ઠાનનેવિષે-મોક્ષપ્રાપ્તિના ઉપાયના સેવનનેવિષે પ્રીતિએ કરીને તદ્ધેતુ તે મોક્ષ જ જેનેવિષે પ્રવૃત્તિનું કારણ છે એવું અનુષ્ઠાન માર્ગાનુસારીને હોય છે. એ તદ્ધેતુ અનુષ્ઠાન અનાભોગ-ક્રિયામાં અનુપયોગ તથા આદિ શબ્દને લઇને વિસ્મૃતિ, અનાદર, આશંસા ઇત્યાદિ વિના ચરમાવર્તનેવિષે-છેલ્લા પુદ્ગલ પરાવર્તનનેવિષે અર્થાત્ એક પુદ્ગલ પરાવર્તપ્રમાણ સંસાર બાકી રહે ત્યારે જીવને પ્રાપ્ત થાય છે. ૭૩.

ચરમાવર્તને જ વિશેષે કરીને દેખાડે છે.—

**धर्मयौवनकालोऽयं भवबालदशाऽपरा ।**

**अत्र स्यात् सत्क्रियारागोऽन्यत्र चासत्क्रियादरः ॥ ७४ ॥**

**મૂલાર્થ**—આ ચરમ પુદ્ગલ પરાવર્ત ધર્મની યુવાવસ્થાનો સમય છે, અને તે શિવાયનો કાળ ( અનેક પુદ્ગલ પરાવર્ત ) સંસારની બાલ્યાવસ્થા છે. એ ચરમ પુદ્ગલ પરાવર્તમાં સત્ક્રિયાનેવિષે રાગ હોય છે, અને બીજા ત્યાર અગાઉના કાળમાં અસત્ક્રિયાનેવિષે આદર હોય છે.૭૪

**ટીકાર્થ**—આ પૂર્વે કહેલા લક્ષણવાળો ચરમ પુદ્ગલ પરાવર્ત ધર્મની યુવાવસ્થાનો સમય છે, અને બીજો એટલે અનેક પુદ્ગલ પરાવર્તનો કાળ એ મોહની વૃદ્ધિવાળો હોવાથી સંસારની બાલ્યા-

વસ્થા-કુમારાવસ્થા છે. આ કહેલા ચરમાવર્તનેવિષે સત્ક્રિયાઉપર રાગ હોય છે એટલે સ્વરૂપે કરીને સુંદર એવી અહિંસાદિકમય સર્વજ્ઞે કહેલી વિધિયુક્ત જે વન્દન, આવશ્યક અને વ્રતનું પાલન વિગેરેરૂપ ક્રિયા, તેનાપર રાગ-પ્રીતિ હોય છે, અને બીજે સ્થાને એટલે અનેક પુદ્ગલ પરાવર્તનેવિષે અસત્ક્રિયાનો એટલે કહેલી ક્રિયાથી વિપરીત ક્રિયાઉપર આદર-પ્રીતિ હોય છે. કેમકે તે ક્રિયા સાવદ્યાદિક દોષના દૂષણનું ચિંતવન કરનારી નથી. ૭૪.

ધર્મની યુવાવસ્થાના કાળવડે શો વિશેષ છે? તે કહે છે.—

**भोगरागाद्यथा यूनो बालक्रीडाऽखिला ह्रिये।**
**धर्मे यूनस्तथा धर्मरागेणासत्क्रिया ह्रिये ॥ ७५ ॥**

**મૂલાર્થ**—જેમ યુવાન પુરૂષને ભોગના રાગને લીધે સમગ્ર બાલ્યાવસ્થાની ક્રીડા લજ્જાકારક થાય છે, તેમ ધર્મનેવિષે યુવાવસ્થા પામેલા પુરૂષને ધર્મપરના રાગે કરીને સમગ્ર અસત્ક્રિયા લજ્જાકારક થાય છે. ૭૫.

**ટીકાર્થ**—હે વત્સ! જેમ યુવાવસ્થાવાળા પુરૂષને કામવિલાસરૂપ ભોગનેવિષે રાગ થવાથી સમગ્ર બાળક્રીડા એટલે નાની વયના કુમારોની ક્રીડા-ધૂળનું ઘર કરવું, લાકડીના ઘોડાપર બેસવું, પરસ્પર વર વહુ થવું, ઇત્યાદિ રમવાના પ્રકાર લજ્જાને માટે થાય છે, અર્થાત્ પછી તે તેવી ક્રીડા કરતો નથી, તેજ પ્રકારે સદ્ગતિને આપનાર ધર્મનેવિષે તરૂણ અવસ્થાવાળા-વૃદ્ધિ પામતા ધર્મના પરિણામવડે પુષ્ટ થએલા પુરૂષને ધર્મનેવિષે રાગ થયેલો હોવાથી અસત્ક્રિયા-અસર્વજ્ઞે કહેલી તથા અવિધિએ કરાતી ક્રિયા મોક્ષના ઉપાયભૂત નહીં હોવાથી તેને લજ્જાને માટે થાય છે, તેથી તે તેવી ક્રિયા કરતો નથી. ૭૫.

એજ વાત વિશેષે કરીને કહે છે.—

**चतुर्थं चरमावर्ते तस्माद्धर्मानुरागतः।**
**अनुष्ठानं विनिर्दिष्टं बीजादिक्रमसंगतम्॥ ७६ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને ચરમાવર્તનેવિષે ધર્મના અનુરાગને લીધે બીજાદિકના ક્રમે કરીને યુક્ત એવું ચોથું અનુષ્ઠાન કહેલું છે. ૭૬.

**ટીકાર્થ**—તે હેતુમાટે તદ્ધેતુ નામનું ચોથું અનુષ્ઠાન-પરબ્રહ્મની પ્રાપ્તિના ઉપાયનું સેવન ધર્મના અનુરાગથી-જીવને ધર્મપર પ્રીતિભાવ થવાથી એક પુદ્ગલ પરાવર્ત જેટલો સંસાર શેષ રહે ત્યારેજ પ્રાપ્ત થાય એમ કહેલું છે. તે અનુષ્ઠાન કેવું છે? તે કહે છે.-બીજાદિકના ક્રમે

કરીને એટલે ચાર શરણ કરવે કરીને, સુકૃતની અનુમોદનાએ કરીને તથા દુષ્કૃતની નિંદા કરવાએ કરીને ઉત્પન્ન ન થયલા સમકિતની પ્રાપ્તિરૂપ બીજ તથા આદિ પદે કરીને અંકુર, કાંડ, નાલ, પુષ્પ તથા ફળના ક્રમવડે-પરિપાટીવડે યુક્ત એવું અનુષ્ઠાન ચરમાવર્તનેવિષે થાય છે. તે બીજાદિકનો અનુક્રમ આપ્રમાણે બતાવ્યો છે—**विधिनोप्ताद्यथा बीजादङ्कुराद्युदयः क्रमात् । फलसिद्धिं तथा धर्मबीजादपि विदुर्बुधाः ॥ १ ॥ वपनं धर्मबीजस्य सत्प्रशंसादि तद्गतम् । तच्चिन्ताद्यङ्कुरादि स्यात् फलसिद्धिस्तु निर्वृतिः ॥२॥ चिन्ता सच्छ्रुत्यनुष्ठानदेवमानुषसंपदः । क्रमेणाङ्कुरसत्कांडनालपुष्पसमा मताः ॥३॥** જેમ વિધિપૂર્વક વાવેલા બીજમાંથી અંકુરાદિકનો ઉદય થાય છે તેમ ધર્મરૂપી બીજ થકી પણ ફળની સિદ્ધિ થાય છે, એમ પંડિત પુરૂષો કહે છે. ધર્મનેવિષે રહેલા સત્પુરૂષોની પ્રશંસા વિગેરે કરવી, તે ધર્મરૂપી બીજનું વાવવું છે, અને પછી તે ધર્મનું ચિંતવન વિગેરે કરવું, તે અંકુરાદિક છે, અને તેથી થયેલી મુક્તિ, એ ફળની સિદ્ધિ છે. તેમાં ધર્મનું ચિંતવન એ અંકુર છે, સતશાસ્ત્રનું શ્રવણ એ સતકાંડરૂપ છે, શાસ્ત્રમાં કહેલ વિધિપૂર્વક ક્રિયા કરવી એ નાળ છે અને તેથી દેવ તથા મનુષ્યની સંપદા પ્રાપ્ત થાય એ તેના પુષ્પસમાન માનેલાં છે. ૭૬.

કહેલા જ ક્રમને ચાર શ્લોકવડે બતાવે છે.—

**बीजं चेह जनान् दृष्ट्वा शुद्धानुष्ठानकारिणः ।**
**बहुमानप्रशंसाभ्यां चिकीर्षा शुद्धगोचरा ॥ ७७ ॥**

મૂલાર્થ—આ જિનશાસનનેવિષે શુદ્ધ અનુષ્ઠાન (ક્રિયા)ને કરનારા મનુષ્યોને જોઇને તેના બહુમાન અને પ્રશંસા (સ્તુતિ)વડે શુદ્ધ વિષયવાળી ક્રિયા કરવાની જે ઇચ્છા, તેજ બીજ કહેલું છે. ૭૭.

ટીકાર્થ—આ જિનશાસનનેવિષે તદ્ધેતુ નામના અનુષ્ઠાનના ઉદય કાળે શુદ્ધ-સર્વજ્ઞે કહેલા વિધિપૂર્વક અનુષ્ઠાન-મોક્ષના ઉપાયનું સેવન તદ્રૂપ ક્રિયા કરનારા ભવ્ય મનુષ્યોને જોઇને શુદ્ધ અનુષ્ઠાનમાં બહુમાન-આભ્યંતર પ્રીતિ અને પ્રશંસા-શુદ્ધ ક્રિયાની સ્તુતિ, તેવડે કરીને શુદ્ધ અનુષ્ઠાન કરવાના વિષયવાળી જે ક્રિયા કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે, તેજ બીજરૂપ છે એટલે ધર્મરૂપી વૃક્ષનું બીજારોપણ કરવામાં કારણભૂત છે. એ સત્પ્રશંસારૂપ બીજ કહ્યું. ૭૭.

હવે અંકુર ને સ્કંધ બતાવે છે.-

**तस्या एवानुबन्धश्चाकलंकः कीर्त्यतेऽङ्कुरः ।**
**तद्धेत्वन्वेषणा चित्रा स्कन्धकल्पा च वर्णिता ॥ ७८ ॥**

મૂલાર્થ—તે શુદ્ધ અનુષ્ઠાન કરવાની ઇચ્છાનો જ કલંક રહિત અનુબંધ એને અંકુર કહેછે, અને વિવિધ પ્રકારની તેના હેતુની ગવેષણાને સ્કન્ધરૂપ કહેલી છે. ૭૮.

ટીકાર્થ—તે પૂર્વે કહેલા શુદ્ધ અનુષ્ઠાન કરવાની ઇચ્છાનો જ કલંક રહિત-આકાંક્ષાદિક દોષ રહિત અનુબંધ-અભંગ ( સતત્ ) મનોરથની શ્રેણીનું પ્રવર્તન અથવા સહચારીપણું એ ધર્મવૃક્ષનો અંકુર કહેવાય છે, તથા નાના પ્રકારની તેના હેતુની ગવેષણા એટલે તે અનુષ્ઠાનની શુદ્ધિની પ્રાપ્તિના હેતુઓ-કાળ, વિનય વિગેરે વિકળતારહિત ઉત્પત્તિનાં સાધનોની ગવેષણા-તેના અન્વયવાળા ધર્મના અનુસંધાનનો વિચાર પ્રવર્તે તે ધર્મરૂપી વૃક્ષના સ્કંધરૂપ કહેલ છે. આ શ્લોકમાં અંકુર અને સ્કંધ-કાંડ એ બે કહ્યા. ૭૮.

હવે પત્ર અને પુષ્પ બતાવે છે.—

**प्रवृत्तिस्तेषु चित्रा च पत्रादिसदृशी मता ।**
**पुष्पं च गुरुयोगादिहेतुसंपत्तिलक्षणम् ॥ ७९ ॥**

મૂલાર્થ—તેવા અનુષ્ઠાનને વિષે વિચિત્ર પ્રકારની પ્રવૃત્તિને પત્રાદિક સદૃશ માનેલી છે, તથા ગુરૂ સમાગમ વિગેરે કારણોની સમૃદ્ધિને પુષ્પરૂપ કહેલ છે. ૭૯.

ટીકાર્થ—તેમનેવિષે-પૂર્વોક્ત અનુષ્ઠાનની શુદ્ધિના હેતુરૂપ આઠ આઠ પ્રકારના કાલ, વિનયાદિક જ્ઞાન, દર્શન અને ચારિત્રના આચારને વિષે શ્રદ્ધા, આસેવના આદિ અનેક પ્રકારની જે પ્રવૃત્તિ તે પર્ણ, શાખા અને પ્રતિશાખાદિકની તુલ્ય માનેલી-કહેલી છે. તથા ગુરૂનો-ગીતાર્થ આચાર્યાદિકનો સંયોગ-સમાગમ, શાસ્ત્રનું શ્રવણ તથા અભ્યાસ વિગેરે રૂપ શુદ્ધ કારણની સંપત્તિવડે યુક્ત એવો પુરૂષજ કાલ વિનયાદિક અંગોનું સેવન કરવામાં સમર્થ થાય છે. માટે તે રૂપ પુષ્પ ધર્મવૃક્ષનાં પુષ્પોની સમૃદ્ધિ કહેલી છે. ૭૯.

પ્રાંતે તેનું ફળ બતાવે છે—

**भावधर्मस्य संपत्तिर्या च सद्देशनादिना ।**
**फलं तदत्र विज्ञेयं नियमान्मोक्षसाधकम् ॥ ८० ॥**

મૂલાર્થ—તથા સત્ દેશનાદિકે કરીને જે ભાવધર્મની પ્રાપ્તિ થાય તેજ અહીં નિશ્ચયથી મોક્ષને સાધનાર ફળ જાણવું. ૮૦.

ટીકાર્થ—તથા ગીતાર્થ આચાર્યાદિકના સમાગમથી સત્ નિર્દોષ એટલે યથાસ્થિત વસ્તુસ્વરૂપને કહેનારી દેશના તથા તે સંબંધી પ્રશ્ના-

દિકે કરીને ભાવધર્મની-ઔપશમિક, ક્ષાયિક કે ક્ષાયોપશમિક સમકિતની અથવા આત્માના સહજ ધર્મની જે સમૃદ્ધિ-પ્રાપ્તિ, તે રૂપ અવશ્યપણાએ કરીને મોક્ષનું સાધક એવું અહીં ફળ જાણવું. ૮૦.

હવે અમૃતાનુષ્ઠાન કહે છે.—

**सहजो भावधर्मो हि शुद्धश्चन्दनगन्धवत् ।**
**एतद्गर्भमनुष्ठानममृतं संप्रचक्षते ॥ ८१ ॥**

**મૂલાર્થ**—ચંદનના ગંધની જેમ સહજ અને શુદ્ધ એવો ભાવધર્મ છે, તે ભાવધર્મથી મિશ્રિત એવું જે અનુષ્ઠાન તે અમૃતાનુષ્ઠાન કહેવાય છે. ૮૧.

**ટીકાર્થ**—સહજ-સ્વાભાવિક એટલે આત્માનું વાસ્તવિક રૂપ તથા શુદ્ધ-સર્વ દોષરહિત એવો ભાવધર્મ-આત્માનો જ્ઞાનાદિકનેવિષે પરિણમવારૂપ ઉપયોગ તે ચંદનના ગંધની જેમ એટલે જેમ ચંદનનો ગંધ ચંદનથી અભિન્ન છે તેમ, ( સહજ અને શુદ્ધ એવો ભાવધર્મ ) આત્માથી અભિન્ન છે. આ પ્રત્યક્ષ દેખાતા સ્વરૂપવાળો આત્મધર્મ જેની અંદર રહેલો હોય એવું અનુષ્ઠાન એટલે મોક્ષના ઉપાયનું સેવન તે અમૃતાનુષ્ઠાન કહેવાય છે. ૮૧.

હવે બે શ્લોકવડે અમૃતાનુષ્ઠાનનું લક્ષણ કહે છે.

**जैनीमाज्ञां पुरस्कृत्य प्रवृत्तं चित्तशुद्धितः ।**
**संवेगगर्भमत्यन्तममृतं तद्विदो विदुः ॥ ८२ ॥**

**મૂલાર્થ**—જિનેશ્વરની આજ્ઞાને આગળ કરીને ચિત્તની શુદ્ધિથી જે કાર્ય અત્યંત સંવેગ સહિત પ્રવર્ત્યું હોય, તેને તેના જાણનારા ( તીર્થંકરાદિક ) અમૃતાનુષ્ઠાન કહે છે. ૮૨.

**ટીકાર્થ**—જિનેશ્વરે કહેલી આજ્ઞાને એટલે સિદ્ધાંતમાં કહેલા માર્ગને આગળ કરીને-સર્વ ધર્મ કાર્યોનેવિષે તેને મુખ્ય કરીને અર્થાત્ આગમમાં કહ્યાપ્રમાણે જ કરવા વડે કરીને અત્યંત સંવેગ સહિત-મોક્ષની અભિલાષાપૂર્વક ચિત્તની શુદ્ધિથી-મનના શુદ્ધ ઉપયોગથી જે અનુષ્ઠાન કરેલું હોય તે અમૃતાનુષ્ઠાન કહેવાય છે, એમ તેના જાણનાર-તીર્થંકરાદિક કહે છે. ૮૨.

**शास्त्रार्थालोचनं सम्यक् प्रणिधानं च कर्मणि ।**
**कालाद्यंगाविपर्यासोऽमृतानुष्ठानलक्षणम् ॥ ८३ ॥**

**મૂલાર્થ**—સારી રીતે શાસ્ત્રના અર્થનું ચિંતવન, ક્રિયાનેવિષે મનની

એકાગ્રતા તથા કાલાદિક અંગોનો અવિપર્યાસ એ અમૃતાનુષ્ઠાનનું લક્ષણ છે. ૮૩.

**ટીકાર્થ**—જે ભવ્ય પ્રાણીને સારી રીતે-શુદ્ધ ભાવથી શાસ્ત્ર-જિનાગમને વિષે કહેલા અર્થોનું-જીવાદિક પદાર્થોનું આલોચન-નય હેતુ વિગેરેવડે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયદ્વારા ચિંતવન હોય, તથા ક્રિયાનેવિષે મનની એકાગ્રતા હોય, તથા કાલ એટલે અંગાદિકના અધ્યયનની (ભણવાની) ક્રિયાનો અવસર એ વિગેરે જે અંગો-ઉપાયો એટલે સત્ અનુષ્ઠાનને વિષે તથા મોક્ષને વિષે જીવના પ્રયોજકો, ત્યાં આદિ શબ્દ છે તેથી વિનય અને બહુમાન વિગેરે ચોવીશ અંગો (આચારના ભેદો) જાણવાં. એ સર્વનો અવિપર્યાસ એટલે તેમાં અન્યથા આચરણ ન થાય, તે અમૃતાનુષ્ઠાનનું લક્ષણ જાણવું. ૮૩.

કહેલાં અનુષ્ઠાનોમાં સત્ અને અસત્નો વિભાગ દેખાડે છે.—

**द्वयं हि सदनुष्ठानं त्रयमत्रासदेव च ।**
**तत्रापि चरमं श्रेष्ठं मोहोग्रविषनाशनात् ॥ ८४ ॥**

**મૂલાર્થ**—આ પાંચ પ્રકારના અનુષ્ઠાનમાં છેલ્લાં બે અનુષ્ઠાનો સત્ છે, અને પ્રથમનાં ત્રણ અસત્ છે. તે બેમાં પણ છેલ્લું અનુષ્ઠાન મોહરૂપી ઉગ્ર વિષનો નાશ કરનાર હોવાથી શ્રેષ્ઠ છે. ૮૪.

**ટીકાર્થ**—આ પૂર્વે કહેલાં પાંચ અનુષ્ઠાનોને વિષે છેલ્લાં બે સત્ અનુષ્ઠાન જાણવાં અને પ્રથમનાં ત્રણ અસત્-અસુંદર જાણવાં. તે છેલ્લાં બેમાં પણ છેલ્લું અમૃતાનુષ્ઠાન મોહ—અજ્ઞાન અથવા મોહનીય કર્મરૂપ અત્યંત ઉત્કટ વિષ વિકારનો નાશ કરનાર હોવાથી શ્રેષ્ઠ-અતિપ્રધાન છે. ૮૪.

સત્ અનુષ્ઠાનનું લક્ષણ કહે છે.—

**आदरः करणे प्रीतिरविघ्नः संपदागमः ।**
**जिज्ञासा तज्ज्ञसेवा च सदनुष्ठानलक्षणम् ॥ ८५ ॥**

**મૂલાર્થ**—આદર, ક્રિયા કરવામાં પ્રીતિ, અવિઘ્ન, જ્ઞાનાદિક સંપત્તિની પ્રાપ્તિ, જાણવાની ઈચ્છા તથા તેના જાણનારની સેવા, એ સત્ અનુષ્ઠાનનું લક્ષણ છે. ૮૫.

**ટીકાર્થ**—આદર એટલે વ્રતનું ગ્રહણ, તપસ્યા અને વૈયાવૃત્યાદિકનો સ્વીકાર, તથા કરવામાં પ્રીતિ એટલે વિહાર, આવશ્યક વિગેરે ક્રિયા કરવામાં પ્રીતિ, તથા અવિઘ્ન એટલે ધર્મને વિષે વ્યાઘાતનો

અભાવ, તથા જ્ઞાનાદિક લક્ષ્મીની પ્રાપ્તિ, તથા જિજ્ઞાસા એટલે વાસ્તવિક ધર્માદિકને જાણવાની ઈચ્છા, તથા તે વસ્તુધર્મને જાણનાર ગીતાર્થ મુનિઓની સેવા, એ સર્વ શ્રેષ્ઠ મોક્ષના ઉપાયરૂપ સત્ અનુષ્ઠાનનું લક્ષણ છે. ૮૫.

ઉપર કહેલાં બન્ને સત્ અનુષ્ઠાનને યોગના પ્રકારનેવિષે ઉતારે છે-ઘટના કરે છે.—

**भेदैर्भिन्नं भवेदिच्छाप्रवृत्तिस्थिरसिद्धिभिः ।**
**चतुर्विधमिदं मोक्षयोजनाद्योगसंज्ञितम् ॥ ८६ ॥**

**મૂલાર્થ**—ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ એવા પ્રકારે ભેદ પામેલું, તથા જીવને મોક્ષની સાથે જોડવાથી 'યોગ' નામનું, આ અનુષ્ઠાન ચાર પ્રકારનું છે. ૮૬.

**ટીકાર્થ**—આ પૂર્વે કહેલું અનુષ્ઠાન ઇચ્છા–શાસ્ત્રના અર્થને જાણવાની અભિલાષા, પ્રવૃત્તિ–વ્રતાદિક અર્થવાળા શાસ્ત્રનેવિષે પ્રવૃત્તિ કરવી, સ્થિરતા–વ્રતાદિકનેવિષે અતિચારરહિતપણું અને સિદ્ધિ–બીજાઓને ધર્મ પમાડનારી શક્તિ, એવા ભેદે કરીને ભેદ પામેલું તથા જીવને મોક્ષનીસાથે જોડનાર–સંબંધ કરનાર હોવાથી યોગ નામને પામેલું આ અનુષ્ઠાન ચાર પ્રકારનું છે. ૮૬.

હવે કહેલા ભેદોને ઉદ્દેશના અનુક્રમે બે શ્લોકવડે વિવરણ કરે છે.—

**इच्छा तद्वत्कथा प्रीतियुक्ताऽविपरिणामिनी ।**
**प्रवृत्तिः पालनं सम्यक् सर्वत्रोपशमान्वितम् ॥ ८७ ॥**

**મૂલાર્થ**—જેને યોગસ્વરૂપના દર્શનવાળી કથા વિપરિણામરહિત અને પ્રીતિયુક્ત હોય, તે ઇચ્છા યોગ કહેવાય છે. તથા સર્વત્ર ઉપશમવડે યુક્ત સમ્યક્ વ્રતાદિકનું પાલન કરવું, તે પ્રવૃત્તિયોગ કહેવાય છે. ૮૭.

**ટીકાર્થ**—જે પુરૂષને યોગસ્વરૂપના દર્શનવાળી કથા–ધર્મોપદેશની વાર્તા વિપરિણામ રહિત–યોગ ધર્મમાં વિમુખ કરનારી ન હોય, પરંતુ સન્મુખ કરનારી હોય તથા પ્રીતિયુક્ત–પ્રેમદાયક હોય, તે ઇચ્છાયોગ કહેવાય છે. તથા સર્વત્ર–સર્વ પ્રાણીઓને વિષે સર્વ કાળે અને સર્વ કર્તવ્યનેવિષે ઉપશમવડે–શાંતિવડે સહિત સમ્યક્–જે ભાંગે ગ્રહણ કર્યું હોય, તે જ પ્રમાણે વિધિપૂર્વક ગ્રહણ કરેલા વ્રતનું પાલન કરવું, તે પ્રવૃત્તિ નામનો યોગ કહેવાય છે. ૮૭.

**सत्क्षयोपशमोत्कर्षादतिचारादिचिन्तया ।**
**रहितं तु स्थिरं सिद्धिः परेषामर्थसाधकम् ॥ ८८ ॥**

**મૂલાર્થ**—સત્ ક્ષયોપશમના ઉત્કર્ષથી અતિચારાદિકની ચિંતાએ કરીને રહિત સ્થિરયોગ કહેવાય છે, અને બીજાઓના અર્થનું સાધન કરનાર સિદ્ધિયોગ કહેવાય છે. ૮૮.

**ટીકાર્થ**—ઉદય પામેલા મોહનીય કર્મનો અનુભવવડે ક્ષય અને નહીં ઉદય પામેલા મોહનીય કર્મના ઉદયનો નિરોધ કરવો એ ક્ષયોપશમ કહેવાય છે, તે ક્ષયોપશમના ઉત્કર્ષથી અતિચાર-વ્રતની મર્યાદાનું ઉલ્લંઘન કરવાના પરિણામ તથા વ્યાપાર, આદિ શબ્દથી અતિક્રમ, વ્યતિક્રમ અને અનાચારની ચિંતા રહિત-તેવા પ્રકારના મનના પરિણામ રહિત જે યોગ તે સ્થિર યોગ કહેવાય છે, તથા અન્ય પ્રાણીઓને અર્થસાધક-ધર્મની સિદ્ધિ આપનાર જે અનુષ્ઠાન તે સિદ્ધિયોગ કહેવાય છે. ૮૮.

હવે ચાર શ્લોકોવડે તે ચારે યોગનો વિશેષ દેખાડે છે.—

**भेदा इमे विचित्राः स्युः क्षयोपशमभेदतः ।**
**श्रद्धाप्रीत्यादियोगेन भव्यानां मार्गगामिनाम् ॥ ८९ ॥**

**મૂલાર્થ**—આ ભેદો શ્રદ્ધા, પ્રીતિ વિગેરેના યોગવડે માર્ગાનુસારી ભવ્યજીવોને ક્ષયોપશમના ભેદથી વિચિત્ર પ્રકારના હોય છે. ૮૯.

**ટીકાર્થ**—આ પૂર્વે કહેલા ભેદો-ઇચ્છાયોગ વિગેરે પ્રકારો ક્ષયોપશમના ભેદથી-જીવોની તરતમતાથી વિચિત્ર પ્રકારના-ઉત્કર્ષ અને અપકર્ષ પરિણામરૂપ અનેક પ્રકારના થાય છે, કોને થાય છે? તે કહે છે.-શ્રદ્ધા-આસ્તિકપણું, પ્રીતિ-દેવ, ગુરૂ અને ધર્મપરની રૂચિ વિગેરેના યોગવડે-પ્રાપ્તિવડે માર્ગાનુસારી ભવ્ય એટલે મોક્ષાભિલાષી જીવોને હોય છે. એટલે એ ચાર યોગમાંથી કોઈ ભવ્યને શ્રદ્ધાયોગ અને કોઈ ભવ્યને પ્રીતિયોગ ઇત્યાદિ હોય છે, એમ જાણવું. ૮૯.

હવે ઇચ્છાદિક યોગોના ફળનો પ્રભાવ અનુક્રમે કહે છે.—

**अनुकंपा च निर्वेदः संवेगः प्रशमस्तथा ।**
**एतेषामनुभावाः स्युरिच्छादीनां यथाक्रमम् ॥ ९० ॥**

**મૂલાર્થ**—એ ઇચ્છાદિક યોગોના અનુક્રમે અનુકંપા, નિર્વેદ, સંવેગ અને પ્રશમ એ અનુભાવો-પ્રભાવો હોય છે. ૯૦.

**ટીકાર્થ**—હમણાં ઉપર જેમનાં સ્વરૂપ કહ્યાં છે એવા આ ઇચ્છાદિકયોગો-ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિર અને સિદ્ધિયોગના અનુક્રમે અનુકંપાદિક અનુભાવો-તે થકી ઉત્પન્ન થયેલા ફળરૂપ પ્રભાવો હોય છે. તેમાં દ્રવ્યથી અનુકંપા તે દુઃખી જીવના દુઃખનો પ્રતીકાર કરવો અને ભાવથી અનુકંપા તે ધર્મરહિતને ધર્મ પમાડવો, તથા નિર્વેદ એટલે સંસારનેવિષે ઉદાસીનતા, તથા સંવેગ એટલે મોક્ષની અભિલાષા અને આસ્તિકતા તે દેવ, ગુરૂ તથા ધર્મનેવિષે આસ્તિકપણું, અને પ્રશમ એટલે સામર્થ્ય છતાં પણ અપરાધી ઉપર ક્ષમા, એ પ્રભાવો હોય છે-થાય છે. ૯૦.

હવે તેમનીજ સૂત્રસ્થાનના અવલંબનવડે સફળતા કહે છે.—

**कायोत्सर्गादिसूत्राणां श्रद्धामेधादिभावतः ।**
**इच्छादियोगे साफल्यं देशसर्वव्रतस्पृशाम् ॥ ९१ ॥**

**મૂલાર્થ**—કાયોત્સર્ગાદિક સૂત્રોની શ્રદ્ધા, મેધાદિક ભાવનાથી દેશવિરતિ અને સર્વવિરતીવાળાને ઈચ્છાદિક યોગમાં સફળતા જાણવી. ૯૧.

**ટીકાર્થ**—કાય એટલે શરીર, તેનો જે વ્યાપાર (ક્રિયા) તે પણ શરીરથી અભિન્ન હોવાથી કાય કહેવાય છે. તે કાયનો જે ઉત્સર્ગ એટલે ત્યાગ, તથા આદિ શબ્દને લીધે ચતુર્વિંશતિ સ્તવ વિગેરેને પ્રતિપાદન કરનારા 'वंदणवत्तियाए' ઇત્યાદિક સૂત્રોની શ્રદ્ધા-જિનવચનમાં કહેલી ક્રિયા કરવાની ઇચ્છા તથા આસ્તિકપણું, તે મિથ્યાત્વમોહનીના ક્ષયોપશમથી જીવને ધર્મપર રૂચિ થવાના પરિણામવિશેષ છે, તે શ્રદ્ધાની ઈચ્છાયોગનેવિષે સફળતા જાણવી. તથા મેધા એટલે શાસ્ત્રમાં કહેલા સૂક્ષ્મ અર્થને ગ્રહણ કરનાર ચિત્તનો ધર્મ, તે મેધાવડે સર્વ વ્રતોની પ્રતિજ્ઞાનું પાલન કરવાપણું હોવાથી તેની પ્રવૃત્તિયોગનેવિષે સફળતા છે. આદિ શબ્દ હોવાથી ધૃતિ તથા ધારણા જાણવી. તેમાં ધૃતિ એટલે ચિત્તની સ્વસ્થતા, તે ધૃતિવડે કરીને અતિચારાદિકની ઉત્પત્તિ નહીં થવાથી તેની સ્થિરયોગનેવિષે સફળતા જાણવી. અને ધારણા એટલે પૂર્વાપર ગુણોનું નિરંતર સ્મરણ તથા ઉપયોગ, તે ધારણાવડે ઉત્તમ અર્થ (મોક્ષ) સાધવામાં સમર્થ થવાતું હોવાથી સિદ્ધિયોગને વિષે તેની સફળતા જાણવી. તે શ્રદ્ધાદિકના ભાવથી એટલે શ્રદ્ધાદિક પરિણામની પ્રાપ્તિથી દેશવિરતિ અને સર્વવિરતિવાળાને ઇચ્છાદિક યોગનેવિષે ઉપર કહેલા ક્રમે સફળતા જાણવી. ૯૧.

તેમના પરિણામનું તરતમપણું છતાં પણ તેમાં દોષનો અભાવ દેખાડે છે.—

**गुडखंडादिमाधुर्यभेदवत् पुरुषान्तरे ।**
**भेदेऽपीच्छादिभावानां दोषो नार्थान्वयादिह ॥ ९२ ॥**

**મૂલાર્થ**—ગોળ, ખાંડ વિગેરેમાં મધુરતાના ભેદની જેમ આ યોગનેવિષે ઈચ્છાદિક ભાવોનો જૂદા જૂદા પુરૂષોમાં ભેદ છતાં પણ તે ઈચ્છાદિક પદાર્થોના અન્વય (સંબંધ) ભૂત હોવાથી તેમાં દોષ નથી. ૯૨.

**ટીકાર્થ**—આ યોગવિચારનેવિષે પૂર્વે કહેલા ઇચ્છાદિક ભાવોનો એટલે ધર્મના પરિણામનો પુરૂષ પુરૂષ પ્રત્યે ભેદ છતાં પણ-તરતમતા અર્થાત્ ન્યૂનાધિકપણું છતાં પણ તે બધામાં અર્થનો-ઇચ્છાદિક ભાવોનો અન્વય-સંબંધ હોવાથી તે દોષ નથી. એટલે અમુક પુરૂષમાં ઇચ્છાદિક યોગ છે એમ કહેવાથી દોષ નથી. જેમ ગોળનો બીજા ગોળ સાથે અને ખાંડનો બીજી ખાંડ સાથે મધુરપણામાં ભેદ છતાં-મીઠાશની તરતમતા છતાં તે સર્વ મધુર જ કહેવાય છે, પણ કડવું કહેવાતું નથી, તેમ અહીં પણ જાણવું. ૯૨.

ઇચ્છાદિક યોગરહિત પુરૂષને સૂત્રાદિક આપવામાં દોષ છે, તે કહે છે.—

**येषां नेच्छादिलेशोऽपि तेषां त्वेतत्समर्पणे ।**
**स्फुटो महामृषावाद इत्याचार्याः प्रचक्षते ॥ ९३ ॥**

**મૂલાર્થ**—જેઓમાં ઇચ્છાદિક યોગનો લેશ પણ ન હોય, તેઓને આ શાસ્ત્ર આપવામાં (શિખવવામાં) પ્રગટ રીતેજ મહા મૃષાવાદ છે, એમ આચાર્યો કહે છે. ૯૩.

**ટીકાર્થ**—જે કોઈ દુરભવ્યાદિકમાં શ્રદ્ધાદિકના અભાવને લીધે ઈચ્છાદિક યોગનો લેશ પણ દેખાતો ન હોય, તેવા દઢ મિથ્યાત્વીઓને આ યોગને પ્રતિપાદન કરનાર શાસ્ત્ર તથા વ્રતાદિક યોગ આપવાથી પ્રગટ રીતે મોટું દુર્લભબોધિના કારણરૂપ મૃષાવાદ લાગે છે-મૃષાવાદનો દોષ લાગે છે, એમ હરિભદ્રાદિક આચાર્યો કહે છે. ૯૩.

તેજ દોષને સ્પષ્ટ કરીને બતાવે છે.—

**उन्मार्गोत्थापनं बाढमसमञ्जसकारणे ।**
**भावनीयमिदं तत्त्वं जानानैर्योगविंशिकाम् ॥ ९४ ॥**

**મૂલાર્થ**—અયોગ્ય કારણ કરવાથી અત્યંત ઉન્માર્ગનું ઉત્થાપન કર્યું એટલે ઉન્માર્ગને જાગૃત કર્યો-ઉઠાડ્યો એમ જાણવું. આ તત્ત્વ યોગવિંશિકાને જાણનારાઓએ વિચારવાલાયક છે. ૯૪.

ટીકાર્થ—અયોગ્ય એટલે અસંગત-યુક્તિરહિતનું કારણ-હેતુ કરવાથી અત્યંત ઉન્માર્ગ-મુક્તિમાર્ગને ઉલ્લંઘન કરીને જવું તે એટલે કુમાર્ગ, તેનું ઉત્થાપન-જાગૃત કરવું કર્યું અર્થાત્ શાંત પડેલા ઉન્માર્ગનું ઉદ્ભાવન કર્યું-તેને પ્રગટ કર્યો એમ જાણવું. શ્રીહરિભદ્ર સૂરિએ કરેલા વીશપ્રકરણવાળા વિંશિકા નામના શાસ્ત્રમાં કહેલી યોગવીશીને જાણનારાઓએ આ કહેલા તત્ત્વને-પરમાર્થને સારી રીતે વિચારવું. ૯૪,

હવે ઉપદેશપૂર્વક આ સદનુષ્ઠાન અધિકારનો ઉપસંહાર કરે છે.—

**त्रिधा तत्सदनुष्ठानमादेयं शुद्धचेतसा ।**
**ज्ञात्वा समयसद्भावं लोकसंज्ञां विहाय च ॥ ९५ ॥**

મૂલાર્થ—શુદ્ધ ચિત્તવાળાએ શાસ્ત્રના પરમાર્થને જાણીને તથા લોકસંજ્ઞાનો ત્યાગ કરીને આ પૂર્વે કહેલું સદનુષ્ઠાન ત્રણ પ્રકારે ગ્રહણ કરવું. ૯૫.

ટીકાર્થ—જેની ચિત્તવૃત્તિ શુદ્ધ-રાગાદિક કલંક રહિત છે એવા પુરૂષે આ પૂર્વે કહેલું સદનુષ્ઠાન એટલે પ્રશસ્ત આગમમાં કહેલા સિદ્ધિના સાધનરૂપ ક્રિયા, તેને જિનાગમના પરમાર્થને જાણીને તથા લોકસંજ્ઞાનો ત્યાગ કરીને એટલે શાસ્ત્ર અને ગુરૂના વચન અનુસાર લોકવ્યવહારમાંથી સારગ્રાહીપણાના જ્ઞાનની નિરપેક્ષતાનો ત્યાગ કરીને કરવું, કરાવવું અને અનુમોદવું એ ત્રણ પ્રકારે ગ્રહણ કરવી-આદરવી. ૯૫.

**॥ इति सदनुष्ठानाधिकारः ॥**

મનની શુદ્ધતાપૂર્વક જ સદનુષ્ઠાન થઈ શકે છે, માટે મનશુદ્ધિનો અધિકાર કહે છે.—

**उचितमाचरणं शुभमिच्छतां प्रथमतो मनसः खलु शोधनम् ।**
**गदवतामकृते मलशोधने कमुपयोगमुपैतु रसायनम् ॥ ९६ ॥**

મૂલાર્થ—શુભને ઇચ્છનાર પુરૂષોએ પ્રથમ ચિત્તને શુદ્ધ કરવું એ ઉચિત આચરણ છે, કેમકે રોગી મનુષ્યના મળની શુદ્ધિ કર્યા-વિના જો તેને રસાયણ આપ્યું હોય તો તે શા ઉપયોગને પામે? એને શું ઉપયોગી થાય? કાંઈજ ન થાય. ૯૬.

ટીકાર્થ—શુભ એટલે આત્માનું સદ્ધર્મરૂપ મંગળ અથવા સદ્ગતિ વિગેરેને ઇચ્છનાર પુરૂષોએ અવશ્યે કરીને પ્રથમ-મુખ્યરીતે અથવા પહેલાં જ ચિત્તની વૃત્તિનું શોધન કરવું એટલે સ્થિરતાની પ્રાપ્તિવડે તથા અશુભ વિકલ્પોના ત્યાગવડે ચિત્તની નિર્મળતા કરવી,

અને આચરણ એટલે શુભ ભાવનાનો અભ્યાસ કરવા વિગેરે તેના ઉપાયનું સેવન કરવામાં પ્રવૃત્તિ કરવી તે યોગ્ય છે. તે પર દૃષ્ટાંત કહે છે કે-રોગી માણસનું મળશોધન એટલે જઠરમાં રહેલા મળની વિરેચનાદિકે કરીને શુદ્ધિ કર્યા વિના અર્થાત્ તે મળને બહાર કાઢ્યા વિના રસાયણ-તામ્રભસ્માદિક મહા ઔષધ આપ્યું હોય, તો પણ તે તેને શા ઉપયોગનું થાય-રોગની નિવૃત્તિ કરવારૂપ શું કાર્ય કરે? કાંઈપણ ન કરે. તેની જ જેમ મનની શુદ્ધિ કર્યાવિના કરેલું ધર્માનુષ્ઠાન પણ મુમુક્ષુજનને સફળ થતું નથી. ૯૬.

પોતાને રાગાદિક દોષો ઉત્પન્ન થવામાં પોતાનું મન જ કારણરૂપ છે, તે કહે છે.—

**परजने प्रसभं किमु रज्यति द्विषति वा स्वमनो यदि निर्मलम्।**
**विरहिणामरतेर्जगतो रतेरपि च का विकृतिर्विमले विधौ॥९७॥**

**મૂલાર્થ**—જો પોતાનું મન નિર્મળ હોય, તો બીજાં માણસો પોતાનાપર અત્યંત રાગ અથવા દ્વેષ કરે તો પણ તેથી શું? કાંઈ જ નહીં. ચંદ્રનાં કિરણો જોવાથી વિરહીજનોને અપ્રીતિ થાય અને બીજા જગતના જીવોને રતિ-પ્રીતિ થાય, તો તેથી કરીને નિર્મળ એવા ચંદ્રને વિષે શો વિકાર થાય? કાંઈજ નહીં. ૯૭.

**ટીકાર્થ**—હે આત્મા! જો પોતાના ચિત્તની વૃત્તિ નિર્મળ એટલે રાગ, દ્વેષ અને મોહના જાળરૂપ દોષરહિત હોય તો બીજા જનો એટલે મિત્ર, સેવક, શત્રુ, પતિ, પત્ની વિગેરે પરજનો પોતાનાપર અત્યંત રાગી થાય એટલે પોતાના ગુણ અને રૂપમાં મોહ પામે તથા ભક્તિ રાગમાં તત્પર થાય, અથવા અત્યંત દ્વેષ કરે એટલે ધર્મપરના દ્વેષને લીધે ઉપસર્ગાદિક કરે, તો પણ તેથી શું? એટલે યોગીજનને તેનાથી શો હર્ષ કે શોક થાય? અથવા શું દુઃસહ થાય? કાંઈજ ન થાય. તે પર દૃષ્ટાન્ત કહેછે.—વિરહી જનોને એટલે ભર્તાના વિયોગવાળી સ્ત્રીઓને અને સ્ત્રીઓના વિરહવાળા પુરૂષોને ચંદ્રના ઉદયથી અરતિ-સંતાપ થાય, તથા જગતના બીજા જનોને શીત કિરણોના પ્રકાશથી આનંદની ઉત્પત્તિ થાય, તો તે બંનેથી નિર્મળ એટલે સ્વભાવથી શુદ્ધ અને વાદળાદિકના આવરણ રહિત એવા ચંદ્રનેવિષે શો વિકાર થાય? કાંઈજ નહીં. ૯૭.

પોતાને શોકાદિક ઉત્પન્ન થવામાં બીજો કોઈ પણ કારણ ભૂત નથી, તે કહે છે.—

**रुचितमाकलयन्ननुपस्थितं स्वमनसैव हि शोचति मानवः ।**
**उपनते स्मयमानमुखः पुनर्भवति तत्र परस्य किमुच्यताम् ९८॥**

**મૂલાર્થ**—મનુષ્ય પોતાની અભીષ્ટ વસ્તુને પ્રાપ્ત ન થયેલી જાણીને પોતાના મનવડે જ શોક કરે છે, અને તે વસ્તુ પ્રાપ્ત થવાથી પાછો હસતા મુખવાળો થાય છે, માટે તેમાં બીજાને કારણભૂત શીરીતે કહેવાય? ૯૮.

**ટીકાર્થ**—હે આત્મા! તું જો, કે મનુષ્ય પોતાની અભીષ્ટ સુખાદિક વસ્તુને, ઉપાય કર્યા છતાં પણ નહીં પ્રાપ્ત થયેલી જાણીને પોતાના ચિત્તવડેજ શોક કરે છે. તથા તે વસ્તુ પ્રાપ્ત થયેથી પાછો હર્ષયુક્ત મુખવાળો થાય છે. માટે તે શોક અને હર્ષની ઉત્પત્તિમાં બીજાનું એટલે પોતાના મન સિવાય બીજા દેવદત્તાદિકનું શું કારણપણું છે? જો છે એમ કહેતો હો તો કહે, અર્થાત્ બીજું કોઈ કારણભૂત નથી. ૯૮.

નીચે કહેલાં લક્ષણોવડે મનરૂપી વાનર જ દુઃખદાયી છે, તે કહે છે.—

**चरणयोगघटान् प्रविलोठयन् शमरसं सकलं विकिरत्यधः ।**
**चपल एष मनःकपिरुच्चकै रसवणिग्विदधातु मुनिस्तु किम् ॥९९॥**

**મૂલાર્થ**—આ અત્યંત ચપળ મનરૂપી કપિ (વાનર) ચારિત્રના યોગરૂપી ઘડાઓને ઉંધે મુખે દોડવીને સમગ્ર શમતારૂપી રસને નીચે ઢોળી નાંખે છે, તો મુનિરૂપી રસવ્યાપારી તેનો શો ઉપાય કરે? ૯૯.

**ટીકાર્થ**—હે સાધુ! આ-પોતાના અનુભવથી પ્રત્યક્ષ એવો મનરૂપી મર્કટ (વાનર) અત્યંત ચપળ છે. તે શું કરે છે? તે કહે છે.-સર્વવિરતિ અને દેશવિરતિરૂપ ચારિત્રના યોગો એટલે ક્ષમા, મૃદુતા અને સ્થિરતાદિક સાધકભાવોરૂપી ઘડાઓને-સમગ્ર અર્થને સાધનારા શાંત રસથી ભરેલા પૂર્ણ કલશોને ઉન્મત્ત થઇને ઉંધે મોઢે પાડી દઈ તેમાંથી સમગ્ર શાંત રસરૂપી ઘૃતાદિકને નીચે એટલે વિષય, કષાય, તૃષ્ણા, મોહ અને મદરૂપ ગાઢ પંકવાળા દુર્ગતિમાર્ગરૂપ ભૂતલનેવિષે ઢોળી નાંખે છે-તેને રસરહિત કરી દે છે. તો (તે વખતે) સાધુરૂપી રસનો વ્યાપારી શું કરે? એટલે તેના નિવારણનો શો ઉપાય કરે? જો કદાચ સ્વાધ્યાયાદિકનેવિષે તત્પર થાય તો તે (ચિત્ત કપિ) ક્ષણવાર સ્થિર થાય, બાકી તે સિવાય બીજું તો કાંઈપણ તેના નિવારણનું સાધન નથી. ૯૯.

મનરૂપી અશ્વ સંયમની સ્થિરતારૂપી ભૂમિને ખોદે છે, તે બતાવે છે.—

**सततकुट्टितसंयमभूतलोत्थितरजोनिकरैः प्रथयंस्तमः ।**
**अतिदृढैश्च मनस्तुरगो गुणैरपि नियंत्रित एष न तिष्ठति ॥१००॥**

મૂલાર્થ—નિરંતર પોતાના પગવડે ખુંદેલી સંયમરૂપી પૃથ્વીથી ઉડેલા ધૂળના સમૂહવડે અંધકારને વિસ્તારતો આ મનરૂપી અશ્વ અત્યંત મજબૂત ગુણો (દોરડા)વડે બાંધ્યા છતાં પણ સ્થિર રહેતો નથી. ૧૦૦.

ટીકાર્થ—હે પ્રાણી! આ-અનુભવથી પ્રત્યક્ષ જણાતો એવો મનરૂપી અશ્વ અત્યંત પ્રબલ ગુણોવડે-જ્ઞાનાદિક (રૂપ) દોરડાવડે બાંધ્યા છતાં પણ સ્થિર રહેતો નથી. તે (મનરૂપી અશ્વ) શું કરે છે? તે કહે છે.—નિરંતર ચપળ સ્વભાવપણાને લીધે પોતાના ચરણના પ્રહારથી જર્જરિત કરેલા સંયમરૂપી ભૂતલથી-સત્તર પ્રકારના ચારિત્રરૂપી પુરૂષના નિવાસસ્થાનભૂત સ્થૈર્યપૃથ્વીથી ઉત્પન્ન થયેલા (ઉડેલા) કર્મરૂપી ધૂળના સમૂહોવડે તમને એટલે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા પાપરૂપી અંધકારને ચોતરફ વિસ્તાર કરતો જ રહે છે. કેમકે તે (મનરૂપી અશ્વ) દુર્દમ છે-કોઈથી દમન કરી શકાય તેવો નથી. ૧૦૦.

મન દુઃખે કરીને રોકી શકાય એવા પવન જેવું છે, તે કહે છે.—

**जिनवचोघनसारमलिम्लुचः कुसुमसायकपावकदीपकः ।**
**अहह कोऽपि मनःपवनो बली शुभमतिद्रुमसंततिभंगकृत् ॥१०१॥**

મૂલાર્થ—અહો! આ મનરૂપી વાયુ અપૂર્વ-અત્યંત બળવાન છે, કેમકે તે જિનેશ્વરના વચનરૂપી ઘનસારનું હરણ કરે છે, કામાગ્નિને પ્રજ્વલિત કરે છે, અને શુભ મતિરૂપ વૃક્ષસમૂહને ભાંગી નાંખે છે. ૧૦૧.

ટીકાર્થ—અહો! હે આત્મા! આ સર્વના અનુભવની પ્રત્યક્ષે રહેલો મનરૂપી પવન એટલે સર્વત્ર અસ્ખલિત ગતિવાળો મનરૂપી વાયુ અપૂર્વ-અત્યંત બળવાન છે. કેમકે તે (મનરૂપી વાયુ) જિનેશ્વરના વચન-સિદ્ધાન્તરૂપી ઘનસારનો-વિશેષ પરમાર્થના સારવાળા કર્પૂરના સમૂહનો ચોર છે, એટલે તેના ઉપયોગનું હરણ કરવાથી તસ્કરરૂપ છે. તથા જેને પુષ્પરૂપી બાણ છે એવા કામદેવરૂપી અગ્નિને પ્રજ્વલિત કરે છે, એટલે કામવિકારની વૃદ્ધિ કરનાર હોવાથી કામોદ્દીપક છે. તથા શુભ-ધર્મના મંગળવાળી બુદ્ધિ રૂપ ઇચ્છિત કલ્યાણના ફળને આપનાર સુરતરૂ (કલ્પવૃક્ષ) ના સમૂહને ઉખેડી નાંખે છે. આપ્રમાણે વશ ન કરેલો મનરૂપી વાયુ અનેક અનર્થોને કરે છે. ૧૦૧.

મન મદાંધ હસ્તીરૂપ છે, તે કહે છે.—

**चरणगोपुरभंगपरः स्फुरत्समयबोधतरूनपि पातयन् ।**
**भ्रमति यद्यतिमत्तमनोगजः क्व कुशलं शिवराजपथे तदा ॥१०२॥**

**મૂલાર્થ**—ચારિત્રરૂપી ગોપુર ( દરવાજા )નો ભંગ કરવામાં તત્પર અને સ્ફુરણાયમાન સિદ્ધાન્તના બોધરૂપી વૃક્ષોને પણ પાડી નાખનાર એવો અતિ મદોન્મત્ત મનરૂપી હસ્તી જો ભ્રમણ કરતો હોય, તો પછી મોક્ષરૂપી રાજમાર્ગમાં કુશળતા ક્યાંથી હોય? ન જ હોય. ૧૦૨.

**ટીકાર્થ**—હે આત્મા! જો ચારિત્ર એટલે સર્વવિરતિરૂપી મોક્ષપુરીમાં પ્રવેશ કરવાના હેતુરૂપ હોવાથી ગોપુર જે દરવાજો તેનો ભંગ કરવામાં તત્પર-ઉદ્યમવંત અને સ્ફુરણાયમાન-જાગૃત સ્વભાવવાળા જિનાગમનો બોધ-વિચિત્ર પ્રકારના વસ્તુસ્વરૂપને ગ્રહણ કરવામાં સમર્થ એવા જ્ઞાનના પ્રકારોરૂપી તરૂ એટલે સત્ફળને આપનારા વૃક્ષો તેને ઉખેડી નાંખતો અત્યંત ઉન્મત્તપણાને પામેલો મનરૂપી હસ્તી સ્વેચ્છાથી ભ્રમણ કરતો હોય, તો મોક્ષનગરના માર્ગમાં કુશળતા-ક્રિયાનું મોક્ષહેતુપણું ક્યાંથી હોય? કદી ન હોય. ૧૦૨.

ગુણરૂપી વનનેવિષે મન અગ્નિસમાન છે, તે કહે છે.—

**व्रततरून् प्रगुणीकुरुते जनो दहति दुष्टमनोदहनः पुनः ।**
**ननु परिश्रम एष विशेषवान् क्व भविता सुगुणोपवनोदये ॥१०३॥**

**મૂલાર્થ**—મનુષ્ય વ્રતરૂપી વૃક્ષોને પ્રગુણ (તૈયાર) કરે છે, અને તે વૃક્ષોને દુષ્ટ મનરૂપી અગ્નિ બાળી નાંખે છે, ત્યારે સદ્‌ગુણરૂપી ઉદ્યાનના ઉદયને માટે આ પરિશ્રમ ક્યારે વિશેષવાળો (સફળ) થશે? ૧૦૩.

**ટીકાર્થ**—યોગીજન પ્રાણાતિપાત વિરમણાદિક વ્રતોરૂપી તરૂ એટલે સદ્‌ગતિરૂપી ફળને આપનારા વૃક્ષોને પ્રગુણ કરે છે એટલે અત્યંત ઉદ્યમ, પરિષહની સહનતા અને સદ્‌ભાવનારૂપ રસે (પાણીએ) કરીને પુષ્પ, પલ્લવાદિક સહિત ફળ આપવામાં સમર્થ ( એવા ) કરે છે, એટલામાં તે વૃક્ષોને દુષ્ટ એટલે રૌદ્રાદિક દુર્ધ્યાનના પરિણામવાળો મનરૂપી અગ્નિ બાળી નાંખે છે-ભસ્મસાત્ કરે છે. તો હે આત્મા! તું વિચાર કર, કે આ પ્રમાણે મનરૂપી અગ્નિએ વૃક્ષોને દાહનો વિષય કરે છતે આ તારાથી સાક્ષાત્ કરાતો પરિશ્રમ-વ્રતરૂપી તરૂને ઉત્પન્ન કરવાનો પ્રયાસ સારા-નિરતિચારાદિ ગુણરૂપ અથવા ધર્મ અને શુક્લધ્યાનાદિક ગુણોરૂપ રમ્ય આરામ-ઉદ્યાનના ઉદય ( વૃદ્ધિ )નેવિષે ક્યારે

વિશેષવાળો થશે એટલે તારો પરિશ્રમ પોતાના ફળસમૂહના ભારવડે સુશોભિત રચનાવાળો બગીચો ક્યારે કરી શકશે ? ૧૦૩.

મનનો નિગ્રહ નહીં કરનારો માણસ અનર્થને પામે છે, તે કહે છે.—

**अनिगृहीतमना विदधत्परां न वपुषा वचसा च शुभक्रियाम्।**
**गुणमुपैति विराधनयानया बत दुरन्तभवभ्रममञ्चति॥१०४॥**

**મૂલાર્થ**—જેણે મનનો નિગ્રહ કર્યો નથી એવો પુરૂષ શરીર અને વચનવડે અત્યંત શુભ ક્રિયા કરે, તો પણ તે આ મનની વિરાધનાને લીધે કાંઇપણ ગુણને પામતો નથી. પરંતુ દુરંત એવા ભવના ભ્રમણને પામે છે. ૧૦૪.

**ટીકાર્થ**—જેણે મનનો નિગ્રહ કર્યો નથી એટલે સ્વેચ્છાએ વિષયાદિકમાં પ્રવર્તતા મનનો જેણે નિષેધ કર્યો નથી એવો પુરૂષ શરીરના વ્યાપારવડે તથા અધ્યયનાદિક (સ્વાધ્યાયાદિક) વચનના વ્યાપારવડે જે ઉત્કૃષ્ટ શુભક્રિયાને-સદ્ગતિને આપનારી જિનેશ્વરે કહેલી સંયમ અને તપરૂપ ક્રિયાને કરે, તો પણ આ મન સંબંધી વિરાધનાવડે ક્રિયાના ફળરૂપ ગુણને પામતો નથી. પરંતુ ઉલટા દુઃખે કરીને-મહા કષ્ટે કરીને જેનો પાર આવે એવા અથવા દુષ્ટ છે પાર જેનો એવા સંસારના ભ્રમણને-અટનને પામે છે. તેથી કરીને હે આત્મા! તારે મનને વશ રાખવું, નહીં તો અનર્થની પરંપરા પ્રાપ્ત થશે. ૧૦૪.

સ્ત્રી તથા ભોગાદિકને નહીં ભોગવતાં છતાં પણ મનના દોષથી વિડંબના પામે છે, તે કહે છે.—

**अनिगृहीतमनाः कुविकल्पतो नरकमृच्छति तंदुलमत्स्यवत्।**
**इयमभक्षणजा तदजीर्णतानुपनतार्थविकल्पकदर्थना॥१०५॥**

**મૂલાર્થ**—મનનો નિગ્રહ નહીં કરનારો માણસ ખરાબ વિકલ્પોને લીધે તંદુલીયા મત્સ્યની જેમ નરકે જાય છે, તે નરક ગમનરૂપ પ્રાપ્ત નહીં થયેલા પદાર્થના વિકલ્પોએ આપેલી કદર્થના ભોજન કર્યાવિના ઉત્પન્ન થયેલું અજીર્ણપણું છે, એમ જાણવું. ૧૦૫.

**ટીકાર્થ**—જેણે આશ્રવો થકી મનને રોક્યું નથી એવો જીવ હિંસાદિક દુષ્ટ વિકલ્પ-અધ્યવસાયને લીધે તંદુલ (ચોખા)ના જેવું શરીર અતિ સૂક્ષ્મ છે તથા જે દુર્ધ્યાનમાં તત્પર છે એવા નાના મત્સ્યની જેમ (સાતમી) નરકને-દુર્ગતિને પામે છે. એ નરકગમનરૂપ પ્રાપ્ત નહીં થયેલા પદાર્થોના-ધન સ્ત્રી ભોગાદિકના સંકલ્પોએ આપેલી જે

કદર્થના તે ભોજન કર્યાવિના ઉત્પન્ન થયેલી દુષ્ટ ધ્યાનની અજીર્ણતા-અતિસારવાળો જઠરનો રોગ છે, એમ જાણવું. ૧૦૫.

મનના નિગ્રહ વિના બીજી યતના નિષ્ફળ છે, તે કહે છે.—

**मनसि लोलतरे विपरीतता वचननेत्रकरेङ्गितगोपना ।**
**व्रजति धूर्ततया ह्यनयाखिलं निबिडदंभपरैर्मुषितं जगत् ॥ १०६ ॥**

**મૂલાર્થ**—જો મન અતિ ચપળ હોય તો વચન, નેત્ર, હસ્ત અને કાય ચેષ્ટાની ગોપના ( ગુપ્તિ ) વિપરીતપણાને પામે છે. અત્યંત દાંભિક પુરૂષોએ એવી ધૂર્તતાએ કરીને આખા જગતને છેતર્યું છે. ૧૦૬.

**ટીકાર્થ**—જો મન અતિ ચપળ હોય તો વચનથી કહેવામાં, નેત્રથી જોવામાં, હસ્તના ચલાવવામાં તથા સામાન્યે કરીને શરીરની ચેષ્ટામાં એ સર્વમાં ગોપના એટલે પોતાના વ્યવહારમાં અયોગ્યનું આચ્છાદન કરવામાટે કરેલી જે યતના તે ઉલટી વિપરીતપણાને એટલે યતનાનું ફળ આપ્યા વિના દુર્ગતિના હેતુપણાને પામે છે. આવી ધૂર્તતાએ કરીને એટલે વંચના કરવાની વૃત્તિના ગોપવવાવડે કરીને અતિ ગાઢ દંભમાં-માયાવિપણામાં તત્પર એવા લંપટ પુરૂષોએ આખું જગત લુંટી લીધું છે ( ઠગી લીધું છે. ) ૧૦૬.

મનની શુદ્ધિ જ મોક્ષ લક્ષ્મીનું વશીકરણ છે, તે કહે છે.—

**मनस एव ततः परिशोधनं नियमतो विदधीत महामतिः ।**
**इदमभेषजसंवननं मुनेः परपुमर्थरतस्य शिवश्रियः ॥ १०७ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને મતિમાન પુરૂષે અવશ્ય મનની શુદ્ધિ કરવી જોઈએ, કેમકે તે ( મનની શુદ્ધિ ) પરમ પુરૂષાર્થ ( મોક્ષ ) માં આસક્ત થયેલા મુનિને મોક્ષલક્ષ્મીનું આકર્ષણ કરવામાં ઔષધ વિનાનું વશીકરણ છે. ૧૦૭.

**ટીકાર્થ**—તેથી કરીને-પૂર્વે કહેલી રીતે મનને વશ કર્યાવિના કરેલી સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે, માટે મોટી-મોક્ષરૂપ કાર્યને સાધનારી બુદ્ધિવાળા પુરૂષે નિશ્ચયથી જ-બીજાં સર્વ સાધનોને ગૌણ કરીને મુખ્ય વૃત્તિએ એક મનનું જ પરિશોધન-સર્વ ઉદ્યમવડે નિર્મળ કરવાપણું કરવું. આ મનશુદ્ધિ આત્માનો સર્વોત્કૃષ્ટ અર્થ-કાર્ય જે મોક્ષ તેમાં તત્પર થયેલા મુનિને મુક્તિરૂપી લક્ષ્મીનું આકર્ષણ કરવામાં ઔષધ વિનાનું વશીકરણ છે. ૧૦૭.

બે શ્લોકે કરીને મનશુદ્ધિના પ્રભાવનું વર્ણન કરે છે.—

**प्रवचनाब्जविलासरविप्रभा प्रशमनीरतरंगतरंगिणि ।**
**हृदयशुद्धिरुदीर्णमदज्वरप्रसरनाशविधौ परमौषधम् ॥ १०८ ॥**

**મૂલાર્થ**—મન શુદ્ધિ એ જિનાગમરૂપી કમળનો વિકાસ કરવામાં સૂર્યની પ્રભા સમાન છે, પ્રશમરૂપી જળના તરંગવાળી નદી છે, અને ઉદય પામેલા અષ્ટ પ્રકારના મદરૂપી જ્વરના પ્રચારનો નાશ કરવામાં મહા રસાયન સમાન છે. ૧૦૮.

**ટીકાર્થ**—હૃદયની શુદ્ધિ એટલે સારા વિચારો કરવાવડે કરીને કરેલી મનની નિર્મળતા એ આગમ રૂપ ઉત્કૃષ્ટ વચન-જિન પ્રવચન, તે રૂપી કમળનો વિકાસ કરવામાં એટલે વિવિધ પ્રકારના અર્થની સ્ફુરણારૂપ વિકાસ કરવામાં સૂર્યની કાંતિ સદૃશ છે. તથા પ્રશમ એટલે ઇન્દ્રિયો, મન અને કષાયનું દમન અથવા ક્ષમા, તે રૂપી નિર્મળ જળના તરંગોની નદીરૂપ છે. જેમ નદીમાં જળના કલ્લોલ હોય છે, તેમ મનની શુદ્ધિમાં પ્રશમ રસના કલ્લોલ ઉછળે છે. તથા ઉદીર્ણ-અતિ પ્રકોપ પામેલો જે જાતિ, કુળ, રૂપ, તપ, શ્રુત, બળ, ધન અને ઐશ્વર્યથી ઉત્પન્ન થયેલો આઠ પ્રકારનો મદ-ગર્વ, તે રૂપી જ્વરના પ્રચારનો-સર્વાંગ વ્યાપકતાનો નાશ કરવામાં પરમ ઔષધ-રસાયન છે. અર્થાત્ મનની શુદ્ધિ થવાથી મદના વિકારથી ઉત્પન્ન થતો દાહ શાંત થઈ જાયછે; ઉત્પન્ન જ થતો નથી. ૧૦૮.

**अनुभवामृतकुंडमनुत्तरव्रतमरालविलासपयोजिनी ।**
**सकलकर्मकलंकविनाशिनी मनस एव हि शुद्धिरुदाहृता ॥ १०९ ॥**

**મૂલાર્થ**—અનુભવરૂપી અમૃતના કુંડ સમાન, મહાવ્રતરૂપી રાજહંસને ક્રીડા કરવાની કમલિની સમાન તથા સકળ કર્મના કલંકને નાશ કરનારી એવી એક મનની જ શુદ્ધિ કહેલી છે. ૧૦૯.

**ટીકાર્થ**—માત્ર મનની શુદ્ધિ જ અર્થાત્ બીજું કાંઈ પણ નહીં-નિશ્ચે કરીને માત્ર મનશુદ્ધિ જ અનુભવ-નિર્ધાર કરેલી વસ્તુને ગ્રહણ કરનાર જ્ઞાનરૂપી અમૃત-સકલ જન્મ મરણાદિક રોગને હરણ કરનાર સુધાનો કુંડ એટલે દ્રહ છે-તેની તુલ્ય છે, તથા સર્વોત્તમ વ્રતો-નિવૃત્તિ પરિણામવાળાં મહાવ્રતોરૂપી મરાલ-અતિ નિર્મળ સ્વભાવરૂપ હોવાથી રાજહંસો તેને વિલાસ કરવા માટે-સહજાનંદ સ્વભાવમાં રમણ કરવામાટે કમલિની સમાન છે. તથા સકલ એટલે સમગ્ર જે જ્ઞાનાવરણાદિક કર્મો, તેમણે કરેલા સર્વ અપવાદરૂપી મળની મલીનતા

રૂપ જે કલંકો તેને નાશ કરનારી—હરણ કરનારી છે. મનની શુદ્ધિને એવી ઉત્તમ જિનેશ્વરાદિકે કહેલી છે. ૧૦૯.

હવે પાંચ શ્લોક વડે મનશુદ્ધિ કરવાનો ઉપાય બતાવે છે.—

**प्रथमतो व्यवहारनयस्थितोऽशुभविकल्पनिवृत्तिपरो भवेत् ।**
**शुभविकल्पमयव्रतसेवया हरति कंटक एव हि कंटकम् ॥ ११० ॥**

**મૂલાર્થ**—પ્રથમ વ્યવહાર નયમાં રહીને શુભ સંકલ્પમય મહાવ્રતોનું પાલન કરવાવડે અશુભ સંકલ્પની નિવૃત્તિ કરવામાં તત્પર થવું. ( અહીં કોઈને શંકા થાય કે વ્રત સેવન રૂપ પ્રવૃત્તિએ કરીને બીજી પ્રવૃત્તિની નિવૃત્તિ શી રીતે થાય? તેનો જવાબ આપે છે કે ) કાંટો જ કાંટાનું હરણ કરે છે. ૧૧૦.

**ટીકાર્થ**—મનશુદ્ધિને ઈચ્છતા મુનિએ પ્રથમ વ્યવહાર નયમાં રહીને એટલે ભણવું, ભણાવવું, આવશ્યક, પ્રત્યુપેક્ષણ અને આહારશુદ્ધિ ઇત્યાદિ ક્રિયાને જ ધર્મપણે માનનારા નૈગમ તથા વ્યવહારાદિક નયને આધારે પ્રવર્તન કરીને શુભ વિકલ્પોમય એટલે જીવરક્ષાદિકના મનોરથ પૂર્વક મહાવ્રતાદિકનું પાલન કરવાવડે પરસ્ત્રી, ધન હરણ તથા જીવ ઘાતાદિકના ચિંતનરૂપ અશુભ વિકલ્પોથી—મનોરથોથી નિવૃત્ત થવામાં—મનને વ્યાવર્તન કરવામાં તત્પર—રાત્રિદિવસ ઉદ્યમવંત થવું. કેમકે તે અશુભ સંકલ્પની નિવૃત્તિના હેતુરૂપ હોવાથી અશુભનું હરણ કરે છે જ. અહીં કોઈને શંકા થાય કે—પ્રવૃત્તિ જ પ્રવૃત્તિને હરનાર કેમ થાય? તો તે પર દૃષ્ટાંત આપે છે કે—જેમ બાવળ વિગેરેનો કાંટો પગમાં લાગેલા પ્રથમના કાંટાને કાઢી નાંખે છે, તેમ શુભ પ્રવૃત્તિ અશુભ પ્રવૃત્તિનું હરણ કરે છે જ. ૧૧૦.

એ જ વાતને બીજા દૃષ્ટાન્તવડે દૃઢ કરે છે.—

**विषमधीत्य पदानि शनैः शनैर्हरति मंत्रपदावधि मांत्रिकः ।**
**भवति देशनिवृत्तिरपि स्फुटा गुणकरी प्रथमं मनसस्तथा ॥ १११ ॥**

**મૂલાર્થ**—જેમ માંત્રિક મંત્રના પદોની સમાપ્તિ સુધી ધીમે ધીમે પદો ( શબ્દો ) બોલીને વિષનું હરણ કરે છે—વિષ ઉતારે છે, તેમ પ્રથમ મનની દેશ નિવૃત્તિ પણ પ્રગટ પણે ગુણ કારક થાય છે. ૧૧૧.

**ટીકાર્થ**—દેવતાએ અધિષ્ઠિત અક્ષરોનો સમૂહ તે **મંત્ર** કહેવાય છે, તેનાથી વિષાદિકનો નાશ થાય છે. તે મંત્રને ભણનાર અથવા જાણનાર પુરૂષ **માંત્રિક** કહેવાય છે. જેમ માંત્રિક પુરૂષ મંત્રના પદ સુધી એટલે મંત્રને અંતે—છેડે સ્વાહા વિગેરે શબ્દ આવે ત્યાં સુધી

ધીમે ધીમે-મંદ મંદ ધ્વનિવડે પદોને-મંત્રના શબ્દોને બોલીને સર્પાદિકના વિષને ઉતારે છે-પ્રાણીઓના શરીરમાંથી વિષવેગની વ્યાપ્તિનો નાશ કરે છે; તે જ પ્રમાણે મનની પ્રથમ રાગી અવસ્થાની પ્રવૃત્તિમાંથી દેશ થકી એટલે માત્ર અશુભ સંકલ્પથી જ નિવૃત્તિ કરવી, તે પણ સ્ફુટ રીતે એટલે સાક્ષાત્ અનુભવેલા સ્થૈર્ય અને પ્રસન્ન મન વિગેરે દૃષ્ટ ફળપણાએ કરીને ગુણ કારક થાય છે-અર્થાત્ મનની શુદ્ધિ કરવાના કાર્યમાં નિર્વિકલ્પ ( વિકલ્પ રહિત ) સહજ સુખ આપનારી થાય છે. ૧૧૧.

**च्युतमसद्विषयव्यवसायतो लगति यत्र मनोऽधिकसौष्ठवात् ।**
**प्रतिकृतिः पदमात्मवदेव वा तदवलंबनमत्र शुभं मतम् ॥ ११२ ॥**

**મૂલાર્થ**—અશુભ વિષયના વ્યાપારથી નિવૃત્તિ પામેલું મન અતિ પ્રસન્નતાને લીધે જે પદાર્થપર લાગે છે-તન્મય થાય છે તે પદાર્થ પણ આત્માની જ જેમ અથવા જિનપ્રતિમાની જેમ આ મનશુદ્ધિમાં શુભ અવલંબનરૂપ માનેલો છે. ૧૧૨.

**ટીકાર્થ**—અશુભ વિષયને વિષે એટલે મનને ચિંતવવા લાયક આર્ત્ત અને રૌદ્ર ધ્યાનાદિકનેવિષે વર્તતા વ્યાપારથી નિવૃત્તિ પામેલું મન અતિ સુપ્રસન્નતાથી અથવા શુભ સંકલ્પની કુશળતાથી જે પદાર્થપર એટલે ધ્યાન, આવશ્યક તથા આત્મ સ્વરૂપના ચિંતનાદિકમાં-જેમાં લીનતા પામે છે, તે પદ-વસ્તુ અથવા ક્રિયાદિક આત્મ સ્વરૂપની જેમ અથવા જિનપ્રતિમાની જેમ આ મનશુદ્ધિનેવિષે સુંદર અવલંબન ભૂત થાય છે. ૧૧૨.

આવી રીતે ક્યાં સુધી પ્રવર્તવું ? તે પર કહે છે.—

**तदनु काचन निश्चयकल्पना विगलितव्यवहारपदावधिः ।**
**न किमपीति विवेचनसंमुखी भवति सर्वनिवृत्तिसमाधये ॥ ११३ ॥**

**મૂલાર્થ**—ત્યારપછી ' મારે વ્યવહાર કાંઈપણ કામનો નથી ' એ પ્રમાણેનું વિવેચન કરવામાં સન્મુખ તથા જેમાં વ્યવહારના સ્થાનનો છેડો-અંત પરિપૂર્ણ થયો છે એવી કોઈ-અપૂર્વ નિશ્ચય નયની કલ્પના સર્વ નિવૃત્તિની સમાધિને માટે થાય છે. ૧૧૩.

**ટીકાર્થ**—વિગલિત એટલે પરિપૂર્ણ પાલન કરેલો હોવાથી ભિન્ન થયેલા વ્યવહાર નયના પદનો એટલે રાગી અવસ્થાના સ્થાનનો અવધિ જેનેવિષે થયેલો છે અર્થાત્ વ્યવહાર દશાની પૂર્તિ જેનેવિષે થઈ છે એવી તથા ત્યાર પછી એટલે અશુભ વિકલ્પની અનુત્પત્તિ થ-

વાથી પછી 'મારે વ્યવહારવડે કાંઈ પણ કાર્ય નથી' એ પ્રમાણે વિવેચનમાં સન્મુખ એટલે નિશ્ચય અને વ્યવહાર તથા સ્વ અને પર સ્વરૂપનું પરસ્પર પૃથક્કરણ કરવાનેવિષે સન્મુખ-તેમાં વિપર્યાસ રહિત [1]નિષ્પન્નપ્રાય સારા લક્ષ્યવાળી અર્થાત્ તેને અનુરૂપ પરિણામ વાળી કોઈ-અપૂર્વ એટલે સૂક્ષ્મભાવને ગ્રહણ કરનારી નિશ્ચયની-પારિણામિક આત્મસ્વભાવની કલ્પના-અનુમિતિ (અનુમાન)ની તુલના કરવી. શા માટે તેમ કરવું? તે કહે છે.-તેવી કલ્પના સર્વ શુભાશુભ સંકલ્પના રાશિની અથવા શુભમાં પ્રવૃત્તિ ને અશુભથી નિવૃત્તિ રૂપ પ્રવૃત્તિની સ્થિતિ જેમાં રહેલી છે એવી સમાધિને માટે-એકાગ્રતાને માટે થાય છે. ૧૧૩.

નિશ્ચય દશાને જ કહે છે.—

**इह हि सर्वबहिर्विषयच्युतं हृदयमात्मनि केवलमागतम् ।**
**चरणदर्शनबोधपरंपरापरिचितं प्रसरत्यविकल्पकम् ॥ ११४ ॥**

**મૂલાર્થ**—આ નિર્વિકલ્પ દશાને વિષે જ સર્વ બાહ્ય વિષયોથી રહિત, કેવળ આત્માને વિષે જ લય પામેલું, જ્ઞાન દર્શન અને ચારિત્રની પરંપરાથી પરિચિત થયેલું તથા વિકલ્પોથી રહિત એવું મન પ્રસરે છે. ૧૧૪.

**ટીકાર્થ**—અવશ્ય આ નિર્વિકલ્પ દશાને વિષે જ બાહ્ય વિષયોથી-આત્મા વિના બીજા સર્વે મનમાં ચિંતવવા લાયક બાહ્ય વિષયોથી રહિત થયેલું, કેવળ-એકાગ્રપણાએ કરીને આત્માનેવિષે-શુદ્ધ આત્મસ્વભાવનેવિષે લય પામેલું, ચરણ-સમતાની સ્થિતિરૂપ ચારિત્ર, દર્શન-સમકિત અથવા સામાન્ય બોધ તથા બોધ એટલે વિશેષને ગ્રહણ કરનાર જ્ઞાન, તે ત્રણેની પરંપરા વડે-અવિચ્છિન્ન ધારાવડે પરિચિત થયેલું એટલે વારંવાર સંસર્ગ કરેલું તથા વિકલ્પ રહિત એટલે સ્થિર સમુદ્રની જેમ તરંગ રહિત એવું મન આત્માને વિષે જ પ્રસરે છે-વ્યાપ્ત થાય છે. ૧૧૪.

એનો જ વિશેષ કહે છે.—

**तदिदमन्यदुपैत्यधुनापि नो नियतवस्तुविलास्यपि निश्चयात् ।**
**क्षणमसंगमुदीतनिसर्गधीहतबहिर्ग्रहमन्तरुदाहृतम् ॥ ११५ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને હમણાં પણ આ યોગીનું મન નિયત વસ્તુ

---

૧ પ્રાયે ઉત્પન્ન થયેલી.

( ચૈતન્ય ) ને વિષે વિલાસવાળું થઇને પણ નિશ્ચય સ્વભાવને લીધે બીજું કાંઈ પણ ગ્રહણ કરતું નથી. કેમકે ક્ષણવાર અસંગ થયેલું અને ઉદય પામેલી નિસર્ગ બુદ્ધિવડે જેનું બહિર્મુખ જ્ઞાન નાશ પામ્યું છે, એવું ચિત્ત ( આ નિશ્ચય કલ્પનાનેવિષે ) કહેલું છે. ૧૧૫.

**ટીકાર્થ**—તેથી કરીને-તરંગ રહિતપણું પામવાથી હમણાં પણુ-નિશ્ચયની પ્રાપ્તિને સમયે પણ આ યોગીનું મન ચૈતન્યરૂપ નિયત વસ્તુને વિષે રમણ સ્વભાવવાળું થઇને નિશ્ચય સ્વભાવને લીધે બીજા-વ્યવહારિક વિકલ્પ-રાગાદિકને ગ્રહણ કરતું નથી. કેમકે માત્ર ક્ષણાદિક કાળસુધી અસંગ-આલંબન રહિત એવું ( છતું ) અને ઉદય પામેલી નિસર્ગ-માત્ર સ્વભાવને ગ્રહણ કરનારી બુદ્ધિવડે જેનું બહિર્મુખ જ્ઞાન નષ્ટ થયું છે એવું ચિત્ત આ નિશ્ચય કલ્પનાનેવિષે કહેલું છે. ૧૧૫.

હવે બે શ્લોકવડે પ્રબન્ધનો ઉપસંહાર કરે છે.—

**कृतकषायजयः सगभीरिम प्रकृतिशान्तमुदात्तमुदारधीः ।**
**स्वमनुगृह्य मनोऽनुभवत्यहो गलितमोहतमः परमं महः ॥११६॥**

**મૂલાર્થ**—અહો ! ક્રોધાદિક કષાયોનો જય કરનાર ઉદાર બુદ્ધિવાળો મનુષ્ય પોતાના ચિત્તને અનુકૂળ કરીને ગંભીરતાવાળું, પ્રકૃતિથી જ શાંત, ઉદાત્ત અને જેમાંથી મોહરૂપી અંધકાર નષ્ટ થયું છે એવું પરમ જ્યોતિમય જે આત્મસ્વરૂપ તેને અનુભવે છે. ૧૧૬.

**ટીકાર્થ**—ઉદાર એટલે વિકાર રહિત હોવાથી પ્રશસ્ત બુદ્ધિવાળો પુરૂષ ક્રોધાદિક કષાયોનો પરાભવ કરીને પોતાના ચિત્તને આત્મસ્વરૂપને અનુકૂળ કરીને અહો ! ગંભીરતાવાળું-અત્યંત અગાધ, સ્વભાવથી જ શાન્ત-સ્થાયિભાવને પામેલું અર્થાત્ સંતાપ વર્જિત, ઉદાત્ત, અતિ પ્રધાન તથા જેનો મોહરૂપી અન્ધકાર એટલે મોહનીય કર્મથી ઉત્પન્ન થયેલ અજ્ઞાનરૂપી અન્ધકાર સર્વથા નષ્ટ થયો છે એવું સર્વોત્કૃષ્ટ તેજ-જ્યોતિરૂપ જે આત્મસ્વરૂપ તેને અનુભવે છે-સાક્ષાત્ જુએ છે. ૧૧૬.

**गलितदुष्टविकल्पपरंपरं धृतविशुद्धि मनो भवतीदृशम् ।**
**धृतिमुपेत्य ततश्च महामतिः समधिगच्छति शुभ्रयशः श्रियम् ॥**

**મૂલાર્થ**—જેમાંથી દુષ્ટ વિકલ્પોની પરંપરા નાશ પામી છે તથા જેણે વિશુદ્ધિને ધારણ કરી છે એવું મન ઉપર કહ્યું છે તેવા પ્રકારનું થાય છે, અને તેથી કરીને મહા બુદ્ધિમાન યોગી ધૈર્યને પામીને ઉજ્વળ યશલક્ષ્મી ( મોક્ષ ) ને મેળવે છે. ૧૧૭.

ટીકાર્થ—જેમાંથી દુષ્ટ-અશુભ વિકલ્પોની-મનોરથની પરંપરાનો અભાવ ( નાશ ) થયો છે, તથા જેણે સ્વભાવ શુદ્ધતા ધારણ કરી છે, એવું મન આવા ( પૂર્વોક્ત ) પ્રકારનું થાય છે. અને તેથી કરીને-તેવા પ્રકારની મનશુદ્ધિથી મહા મતિમાન્-ઉદાર બુદ્ધિવાળો યોગી સ્થૈર્ય ( સ્થિરતા ) ને પામીને શુભ્ર-સકલ કર્મરૂપ કલંકથી રહિત યશલક્ષ્મી-મોક્ષલક્ષ્મીને તથા પરાક્રમથી ઉત્પન્ન થયેલી ખ્યાતિરૂપ શોભાને પામે છે. એટલે સારી રીતે યોગનો નિરોધ કરવા રૂપ વિધિએ કરીને સાદિ અનંત સ્થિતિને પામે છે. આ શ્લોકમાં 'यशः' એ શબ્દે કરીને કર્ત્તાએ પોતાનું 'યશોવિજય' એવું નામ સૂચન કર્યું છે, એમ જાણવું. ૧૧૭.

॥ इति तृतीयः प्रबन्धः ॥ ३ ॥



# ॥ अथ चतुर्थः प्रबन्धः ॥



ત્રીજો પ્રબંધ કહી ગયા, હવે ચોથો પ્રબંધ કહે છે, તેનો સંબંધ આ પ્રમાણે છે.—પૂર્વના (ત્રીજા) પ્રબંધમાં મમતાનો ત્યાગ, સમતાનો સ્વીકાર, અનુષ્ઠાનનો પ્રકાર અને મનની શુદ્ધિ કહી ગયા. તે મનશુદ્ધિ સમકિતવંતને જ પરમાર્થથી સફળ થાય છે, તેથી આ પ્રબંધમાં સમકિતની પ્રરૂપણા કરે છે. આ પ્રકારના સંબંધથી પ્રાપ્ત થયેલા સમકિતનો આ પ્રથમ શ્લોક છે.—

**मनःशुद्धिश्च सम्यक्त्वे सत्येव परमार्थतः ।**
**तद्विना मोहगर्भा सा प्रत्यपायानुबन्धिनी ॥ १ ॥**

**મૂલાર્થ**—સમકિત હોય તો જ પરમાર્થથી મનશુદ્ધિ હોય છે; તે મનશુદ્ધિ સમકિત રહિત હોય તો મોહગર્ભિત અને પ્રત્યપાયના સંબંધવાળી છે. ૧.

**ટીકાર્થ**—પરમાર્થથી એટલે તાત્ત્વિક રીતે મનની શુદ્ધિ-સદ્ભાવને ગ્રહણ કરનારી નિર્મળતા સમ્યગ્દર્શન પ્રાપ્ત થવાથી જ થાય છે. સમકિતવિના તે મનશુદ્ધિ મોહગર્ભિત-મોહમિશ્રિત એટલે અજ્ઞાનમિશ્રિત તથા પ્રત્યપાયવાળી એટલે ગુણની હાનિના નિરંતર સંબંધવાળી અર્થાત્ વિપરીત ફળને આપનારી થાય છે. ૧.

સમકિતવિના કરેલી શુદ્ધ ક્રિયા પણ મોક્ષ આપવામાં અસમર્થ છે, તે કહે છે.—

**सम्यक्त्वसहिता एव शुद्धा दानादिकाः क्रियाः ।**
**तासां मोक्षफले प्रोक्ता यदस्य सहकारिता ॥ २ ॥**

**મૂલાર્થ**—દાનાદિક સર્વ ક્રિયાઓ સમકિત સહિત હોય તો જ તે શુદ્ધ છે; કારણ કે તે ક્રિયાઓના મોક્ષરૂપી ફળમાં આ સમકિતનું સહકારીપણું છે. ૨.

**ટીકાર્થ**—અભયદાન, સુપાત્રદાન, તથા તપ, શીલ વિગેરે સર્વ ક્રિયાઓ સમકિત સહિત એટલે આગળ કહેવામાં આવશે એવી શ્રદ્ધાપૂર્વક કરેલી હોય તો જ શુદ્ધ છે, એટલે પોતાનું કાર્ય કરવામાં સમર્થ-નિર્દોષ છે; કારણ કે તે દાનાદિક ક્રિયાઓનું મોક્ષરૂપી ફળ આપવામાં

આ સમકિતનું સહકારીપણું છે-સાથે રહીને ક્રિયાનું સફળપણું કરે તે સહકારી કહેવાય, એટલે તે સમકિતનું જ મોક્ષરૂપી ફળને આપવામાં સામર્થ્ય કહેલું છે. ૨.

કહેલા અર્થને જ સ્પષ્ટતાથી કહે છે.—

**कुर्वाणोऽपि क्रियां ज्ञातिधनभोगांस्त्यजन्नपि ।**
**दुःखस्योरो ददानोपि नान्धो जयति वैरिणः ॥ ३ ॥**

**મૂલાર્થ**—અંધ માણુસ ગમે તેવી ક્રિયા ( કાયચેષ્ટા ) કરે, જ્ઞાતિ ધન અને ભોગનો ત્યાગ કરે, તથા દુઃખને પોતાનું હૃદય આપે, તો પણ તે વૈરિ ( શત્રુ )ને જીતી શકતો નથી. ૩.

**ટીકાર્થ**—અંધ-નેત્રહીન માણુસ શબ્દ વેધી બાણુ પ્રહારાદિક કાયચેષ્ટારૂપ ક્રિયા કરે તથા જ્ઞાતિ-સમાન વંશવાળા જનો, સુવર્ણાદિક ધન અને ઇષ્ટ સ્ત્રી, ભોજનાદિક ભોગોનો ત્યાગ કરે એટલે મોટા સંગ્રામમાં પ્રવર્તવાથી જ્ઞાતિ વિગેરે સર્વનો ત્યાગ કરે, તથા દુઃખને એટલે કષ્ટના સમૂહને હૃદયમાં સ્થાન આપે, તો પણ તે શત્રુઓને ન જ જીતી શકે-વશ કરી શકે નહીં. આ ઉપર જન્માન્ધ રાજપુત્રનું દૃષ્ટાંત આ પ્રમાણે છે-

### જન્માંધ રાજપુત્રનું દૃષ્ટાંત.

**ઉદયસેન** નામના રાજાને **વીરસેન** અને **સૂરસેન** નામના બે કુમારો હતા. તેમાં વીરસેન જન્માંધ ( જન્મથી જ આંધળો ) હતો. તેથી રાજાએ તેને યોગ્ય સંગીતાદિક કળાઓ શીખવી. અને બીજાને ધનુર્વેદ વિદ્યા શીખવી તેથી તે લોકમાં પ્રશંસાપાત્ર થયો. તે જાણીને વીરસેને રાજાને વિજ્ઞપ્તિ કરી કે—"હું પણ ધનુર્વેદનો અભ્યાસ કરૂં." રાજાએ તેનો આગ્રહ જાણીને તેને અનુમતિ આપી. તેથી તે સારી રીતે ઉપાધ્યાયના શીખવવાથી, બુદ્ધિના અતિશયપણાથી તેમજ વિશેષ પ્રકારના અભ્યાસથી શબ્દવેધી થયો. યુવાવસ્થાને પ્રાપ્ત થયેલા, સારી રીતે અભ્યાસ કરેલા ધનુર્વેદના વિજ્ઞાનવાળા અને શબ્દવેધીપણાના ગર્વથી નેત્રના દર્શનવાળા ( દેખતા ) મનુષ્યોના સત્ અને અસત્પણાને નહીં ગણુકારતા એવા તેણે એકદા શત્રુના સૈન્યને ચડી આવેલું જાણીને યુદ્ધ કરવા માટે રાજાપાસે યાચના કરી. બહુ આગ્રહ કરવાથી રાજાએ તેને આજ્ઞા આપી. એટલે તે વીરસેન શબ્દવેધીપણાથી શત્રુના સૈન્ય સાથે યુદ્ધ કરવા લાગ્યો. શત્રુઓએ કુમારની અંધતા જાણી, તેથી તેઓએ મૌન ધારણ કરીને તેને પકડી લીધો. પછી તે

વૃત્તાંત જાણીને સૂરસેને રાજાની આજ્ઞા લઈને સેંકડો તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરી શત્રુ પાસેથી પોતાના ભાઈને મૂકાવ્યો. આ પ્રમાણે વીરસેન કળા વિજ્ઞાનમાં કુશળ હતો, તો પણ નેત્રહીન હોવાથી ઇચ્છિત કાર્ય સાધવામાં સમર્થ ન થયો.

આ દૃષ્ટાંતને અનુસારે સમકિતથી હીન પ્રાણી મોહાદિકનો પરાભવ કરીને મોક્ષરાજ્યને મેળવી શકતો નથી; એ અહીં તાત્પર્ય છે. ૩.

કહેલા દૃષ્ટાન્તની દાર્ષ્ટાંતિક ( પ્રકૃત )માં યોજના કરે છે.—

**कुर्वन्निवृत्तिमप्येवं कामभोगास्त्यजन्नपि ।**
**दुःखस्योरो ददानोऽपि मिथ्यादृष्टिर्न सिध्यति ॥ ४ ॥**

**મૂલાર્થ**—એજ પ્રમાણે નિવૃત્તિને કરતો, કામભોગોને તજતો અને દુઃખને પણ હૃદયસ્થાન આપતો મિથ્યાદૃષ્ટિ સિદ્ધ થતો નથી. ૪.

**ટીકાર્થ**—એજ પ્રમાણે-અંધકુમારની જેમ નિવૃત્તિને-શાસ્ત્રમાં કહેલા પાંચ યમાદિક ઉપરતિને કરતા-સેવતા છતાં પણ, તથા મનોહર ભોગોનો-શબ્દાદિક પાંચ વિષયોનો ત્યાગ કરતા છતાં પણ-દીક્ષા ગ્રહણ કરીને તેનો પરિહાર કરતા છતાં પણ તથા પૃથ્વીપર શયન, ભિક્ષાટન અને વનવાસાદિક કષ્ટ સમૂહને હૃદયસ્થાન આપતાં છતાં પણ અર્થાત્ પૂર્વોક્ત સર્વ દુષ્કર ક્રિયાઓ કરે તો પણ મિથ્યા-વિપરીત અર્થાત્ અન્યથા વસ્તુને ગ્રહણ કરનારી દૃષ્ટિ-વસ્તુ સ્વરૂપની શ્રદ્ધા જે પ્રાણીને હોય, તેવો પ્રાણી સિદ્ધ થતો નથી-કૃતાર્થ થતો નથી; અર્થાત્ મોક્ષ-સુખ પામતો નથી. ૪.

એ પ્રમાણે કેમ થાય? એવી કોઈ શંકા કરે તો તેને જવાબ આપે છે કે-સર્વ ધર્મક્રિયાનો સાર સમકિત જ છે, તે જ કહે છે.—

**कनीनिकेव नेत्रस्य कुसुमस्येव सौरभम् ।**
**सम्यक्त्वमुच्यते सारं सर्वेषां धर्मकर्मणाम् ॥ ५ ॥**

**મૂલાર્થ**—નેત્રમાં કીકીની જેમ અને પુષ્પમાં સુગંધની જેમ સર્વ ધર્મકાર્યોમાં સમકિતને જ સારભૂત કહેલું છે. ૫.

**ટીકાર્થ**—સર્વે ધર્મકાર્યોમાં એટલે ધર્મને માટે-જીવને વિષે બ્રહ્મ-સ્વરૂપની પ્રાપ્તિ થવા સારૂ અથવા ધર્મનાં જે જે કાર્યો છે તે સર્વમાં સારભૂત એટલે આગમમાં કહેલા આત્મિક ફળની પ્રાપ્તિને માટે બળ ( સામર્થ્ય )રૂપ સમકિતને જ કહેલું છે. કારણ કે સમકિતથી જ સત્ય દેવ, સત્ય ગુરૂ અને સત્ય ધર્મની પરીક્ષા કરવાનું સામર્થ્ય પ્રાપ્ત

થાય છે, કદાગ્રહ રહેતો નથી, પ્રકૃષ્ટ રૂચિ ( શ્રદ્ધા ) ઉત્પન્ન થાય છે, તથા ન્યાય માર્ગમાં પ્રવૃત્તિ થાય છે. કોની જેમ? તેમાં દષ્ટાંત કહે છે.– બન્ને નેત્રોમાં કીકીની જેમ તે સમકિત સારભૂત છે; કારણ કે કીકી વડે જ પદાર્થો જોવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. તથા પુષ્પમાં સુગંધની જેમ; એટલે સુગંધ વિનાના પુષ્પને કોઈ ગ્રહણ કરતું નથી, પુષ્પનો સાર સુગંધ જ છે તેમ સર્વ ધર્મક્રિયાનો સાર સમકિત છે. ૫.

નિસર્ગ ( સ્વભાવથી જ ) રૂચિ વિગેરેથી ઉત્પન્ન થયેલાં જે શ્રદ્ધાનાં પરિણામ તે સમકિત કહેવાય છે. રૂચિ દશ પ્રકારની છે. તે આ પ્રમાણે–નિસર્ગરૂચિ, ઉપદેશરૂચિ, આજ્ઞારૂચિ, સૂત્રરૂચિ, બીજરૂચિ, અભિગમરૂચિ, વિસ્તારરૂચિ, ક્રિયારૂચિ, સંક્ષેપરૂચિ અને ધર્મરૂચિ. આ દશ રૂચિમાંથી કેટલીકનું સ્વરૂપ કહે છે, તેમાં પણ પ્રથમ ધર્મરૂચિરૂપ સમકિત કહે છે.—

**तत्त्वश्रद्धानमेतच्च गदितं जिनशासने ।**
**सर्वे जीवा न हन्तव्याः सूत्रे तत्त्वमितीष्यते ॥ ६ ॥**

મૂલાર્થ—આ સમકિતને જિનેશ્વરના શાસનમાં તત્ત્વશ્રદ્ધાનરૂપ કહ્યું છે, અને તે તત્ત્વ સર્વે જીવો ન હણવા એમ સૂત્રને વિષે પ્રતિપાદન કરેલું છે. ૬.

ટીકાર્થ— આ સમગ્ર ધર્મક્રિયાનું સારભૂત સમકિત જિનાગમને વિષે તત્ત્વશ્રદ્ધાન–તત્ત્વની અભિલાષારૂપ તીર્થંકરાદિએ કહેલું છે. અને તે તત્ત્વ–યથાર્થ વસ્તુ જિનેશ્વરે કહેલા આચારાંગાદિક સૂત્રને વિષે આ પ્રમાણે કહ્યું છે.—સર્વે જીવો ન હણવા યોગ્ય છે, એટલે કોઈપણ જીવ હણવો નહીં. સર્વે એટલે ત્રસ અને સ્થાવર ભેદવાળા જીવો, જેઓએ યથાયોગ્ય દશ પ્રકારના પ્રાણોને ધારણ કર્યા કરે છે અને કરશે એવા લક્ષણવાળા જીવો હણવા યોગ્ય નથી. પોતાની જેમ સર્વને સુખ પ્રિય છે, અને દુઃખથી સૌ કોઈ ભય પામે છે, માટે તેવા જીવને કોઇએ હણવા નહીં. હિંસા એ આત્માનો સ્વભાવ નહીં હોવાથી મહા અધર્મ છે, અને જે વસ્તુસ્વભાવ છે–આત્માનો સ્વભાવ છે તે જ ધર્મ છે. અને તે સર્વ પરભાવની નિવૃત્તિમાં તત્પર થઇને કરવા યોગ્ય છે. હિંસા તો પરભાવની પ્રવૃત્તિ જ છે. માટે "જીવો હણવા લાયક નથી." એ પ્રતિજ્ઞાનું વાક્ય છે, "કારણ કે તે સ્વ અને પરને પ્રકૃષ્ટ દુઃખ આપવાના હેતુરૂપ છે," એ હેતુ વચન છે, "આત્મઘાતની જેમ." એ દૃષ્ટાન્ત છે. "જે સ્વ અને પરના દુઃખનું હેતુ

છે તે તજવા લાયક છે," એ **ઉપનય** છે, "તે જ પ્રમાણે હિંસા પણ છે." એ **નિગમન** છે. આ પ્રમાણે પાંચ વાક્યવાળું અનુમાન જાણવું. ૬.

કહેલા અર્થને જ સ્પષ્ટ કરતા કહે છે.—

**शुद्धो धर्मोऽयमित्येतद्धर्मरुच्यात्मकं स्थितम् ।**
**शुद्धानामिदमन्यासां रुचीनामुपलक्षणम् ॥ ७ ॥**

**મૂલાર્થ**—આ (અહિંસારૂપ) ધર્મ શુદ્ધ (નિર્દોષ) છે. અને એજ (શ્રદ્ધાન) ધર્મરૂચિરૂપ છે. આ જ ધર્મરૂચિરૂપ શ્રદ્ધાન બીજી શુદ્ધ રૂચિઓનું ઉપલક્ષણ છે. ૭.

**ટીકાર્થ**—આ ધર્મ-સર્વ જીવોની અહિંસારૂપ આત્મપરિણતિ **શુદ્ધ** છે, એટલે સર્વ નિવૃત્તિના મૂળપણાવડે આત્મરૂપ હોવાથી નિર્દોષ છે. એપ્રમાણે આ પૂર્વે કહેલું જીવનું શ્રદ્ધાન ધર્મરૂચિરૂપ છે. ધર્મ એટલે નિવૃત્તિરૂપ આત્મસ્વભાવ, અથવા છ જીવનિકાયના વધનો નિષેધ થવાથી ચારિત્ર ધર્મ અથવા પોતાના ઘાતના દુઃખની જેમ પરના ઘાતના દુઃખનો બોધ થવાથી સામાયિક ધર્મ. આ પ્રકારના ધર્મને વિષે જે રૂચિ-અભિલાષ, તેજ જેનું સ્વરૂપ છે એવું જે સમકિત તે ધર્મરૂચિ સમકિત કહેવાય છે. આ ધર્મરૂચિરૂપ સમકિત બીજી નિર્દોષ રૂચિઓનું એટલે નિસર્ગ, ઉપદેશ, આજ્ઞા, સૂત્ર, બીજ, અભિગમ, વિસ્તાર અને સંક્ષેપક્રિયારૂપ રૂચિઓનું ઉપલક્ષણ એટલે જણાવનારૂં થાય છે. તે આ પ્રમાણે-કોઈક લઘુકર્મી જીવ ક્ષયોપશમની પટુતાથી પોતાની જાતેજ કહેલા તત્ત્વનો અભિલાષી થાય છે તેને નિસર્ગરૂચિ જાણવો, જે જીવ ગુરૂનો ઉપદેશ સાંભળીને તત્ત્વાભિલાષી થાય, તેને ઉપદેશરૂચિ જાણવો. જે પ્રાણી રાગ, દ્વેષ અને મોહ રહિત એવા જિનેશ્વરને વિષે પ્રતીતિના વશથી તત્ત્વની રૂચિવાળો થાય, તેને આજ્ઞા રૂચિ જાણવો. જે અંગ તથા ઉપાંગાદિક સૂત્ર ગણવામાં અનુરક્ત હોય, તેને સૂત્ર રૂચિ જાણવો. જે અંગ અને ઉપાંગાદિક સૂત્રને ભણવામાં લીન થાય, તેને અભિગમ રૂચિ જાણવો. જે પ્રાણીને એક દેશ (અમુક ભાગ) પ્રાપ્ત થવાથી વટવૃક્ષના બીજની જેમ અનેક પ્રકારે તત્ત્વને અવગાહન કરનારી મતિ થાય, તેને બીજરૂચિ જાણવો અને નય નિક્ષેપ વિગેરેના વિસ્તારથી જીવોની અહિંસા જાણીને જેની તેવી મતિ થાય, તેને વિસ્તાર રૂચિ જાણવો. આ રીતે બીજી રૂચિઓ પણ જાણી લેવી. ૭.

**अथवेदं यथा तत्त्वमाज्ञयैव तथाखिलम् ।**
**नवानामपि तत्त्वानामिति श्रद्धोदितार्थतः ॥ ८ ॥**

**મૂલાર્થ**—અથવા જેમ આ અહિંસારૂપ તત્ત્વ આજ્ઞાએ કરીને કહ્યું છે, તે જ પ્રકારે નવે તત્ત્વોનું પણ આજ્ઞાવડે જ સમકિત થાય છે, એવી શ્રદ્ધા લક્ષણવડે સૂત્રમાં કહેલી છે. ૮.

**ટીકાર્થ**—અથવા એટલે પૂર્વે કહેલાથી બીજી રીતે જ્ઞાપન કરે છે. જેમ આ પૂર્વે કહેલું "સર્વે જીવો ન હણવા" એ રૂપ સમગ્ર તત્ત્વ આજ્ઞાએ કરીને—જિન વચનને અનુસારે નિસર્ગ વિગેરે રૂચિથી જાણેલું છે, તે જ પ્રકારે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ, એ નવે તત્ત્વોનું જિનવચનને અનુસારે નિસર્ગાદિક રૂચિથી જાણવું, એ સમકિત કહેવાય છે. આ પ્રકારની શ્રદ્ધા—આસ્તિકતા અર્થથી-લક્ષણથી ઉક્ત સૂત્રની ટીકાદિકમાં કહેલી છે. ૮.

ફરીથી બીજે પ્રકારે કહે છે.—

**इहैव प्रोच्यते शुद्धाऽहिंसा वा तत्त्वमित्यतः ।**
**सम्यक्त्वं दर्शितं सूत्रप्रामाण्योपगमात्मकम् ॥ ९ ॥**

**મૂલાર્થ**—શુદ્ધ અહિંસા અથવા શુદ્ધ તત્ત્વ આ જિનાગમને વિષે જ કહેવાય છે, એપ્રમાણે સૂત્રના પ્રમાણપણાના સ્વીકારરૂપ સમકિત કહેલું છે. ( સૂત્ર પ્રમાણ છે એવો જે સ્વીકાર કરવો, તે જ સમકિત છે. ) ૯.

**ટીકાર્થ**—શુદ્ધ-અસંભવાદિક દોષ રહિત અહિંસા-દયાધર્મ અથવા તત્ત્વ-પારમાર્થિક અહિંસાદિક વસ્તુસ્વરૂપ આ જિનાગમને વિષે જ કહેલું છે; અર્થાત્ કપિલાદિકના આગમને વિષે કહેલું નથી. એ પ્રમાણે અહિંસા અને તત્ત્વને જાણીને જિનેન્દ્ર પ્રણીત આગમના પ્રમાણપણાનો જે સ્વીકાર-યથાર્થ કહેલું છે એમ પરીક્ષા કરીને જે સિદ્ધાન્તનો નિર્ણય કરવો અને તે નિર્ણય કરીને સૂત્રના પ્રમાણપણાનો જ જે સ્વીકાર કરવો, તેનું નામ સમકિત કહેલું છે. ૯.

કહેલા અર્થનો જ વિસ્તાર કરતા અન્યોન્યાશ્રય દોષનો પરિહાર કરે છે.—

**शुद्धाहिंसोक्तितः सूत्रप्रामाण्यं तत एव च ।**
**अहिंसाशुद्धधीरेवमन्योऽन्याश्रयभीर्न तु ॥ १० ॥**

**મૂલાર્થ**—( સૂત્રમાં ) શુદ્ધ અહિંસાની ઉક્તિ હોવાથી સૂત્રની પ્ર-

માણુતા સિદ્ધ થાય છે, અને તેથી કરીને જ પ્રાણી અહિંસાને વિષે શુદ્ધ બુદ્ધિવાળો થાય છે. એ પ્રમાણે અન્યોન્યાશ્રય દોષનો ભય રહેતો નથી. ૧૦.

**ટીકાર્થ**—શુદ્ધ-સારી યુક્તિવડે નિર્મળ અહિંસાની ઉક્તિ હોવાથી-પ્રાણીવધના નિષેધરૂપ દેશના હોવાથી સૂત્રનું પ્રમાણપણું-શુદ્ધ (નિર્દોષ) સિદ્ધાંતપણું થાય છે અને તેનાથી જ—પ્રમાણભૂત સૂત્રના પઠન શ્રવણથીજ અહિંસારૂપ ધર્મને વિષે શુદ્ધ બુદ્ધિવાળો જીવ થાય છે. એ પ્રમાણે અન્યોન્યાશ્રય નામના દોષનો ભય રહેતો નથી. કેમકે તેમાં અન્યોન્યાશ્રય દોષનું લક્ષણ લાગુ પડતું નથી-ઘટતું નથી. વળી શુદ્ધ અહિંસાની ઉક્તિને લીધે શાસ્ત્રની પ્રમાણુતા સ્વતઃ સિદ્ધ થાય છે, અને તેના શ્રવણાદિકથી અહિંસાત્મક ધર્મને વિષે શુદ્ધ બુદ્ધિ સ્વતઃ-સ્વતંત્ર રીતે જ ઉત્પન્ન થાય છે. પરંતુ સૂત્રની પ્રમાણુતા સિદ્ધ થવાથી અહિંસાને વિષે શુદ્ધ બુદ્ધિની સિદ્ધિ થાય, અને તે શુદ્ધ બુદ્ધિ સિદ્ધ થવાથી સૂત્રની પ્રમાણુતા સિદ્ધ થાય એમ અમે માનતા નથી. માટે અન્યોન્યાશ્રય દોષનો અવકાશ જ ક્યાં છે? નથી જ. તાત્પર્ય એ છે કે-આ શાસ્ત્રને વિષે શુદ્ધ અહિંસાનો ઉપદેશ છે, માટે તે શાસ્ત્રનું પ્રમાણપણું તેનાથી જ સિદ્ધ થાય છે. અને અહિંસાના ઉપદેશવાળા શાસ્ત્રનું શ્રવણ કરવાથી જ દયામય બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેથી અન્યોન્યાશ્રય દોષ ક્યાં છે? નથી જ. ૧૦.

અહીં કોઈ શંકા કરે કે—આ શાસ્ત્રનેવિષે જ અહિંસા છે, એમ કેમ કહો છો? બીજાં કપિલાદિકનાં શાસ્ત્રોમાં પણ અહિંસાની ઉક્તિ છે. એ શંકાનું નિરાકરણ કરતા કહે છે.—

**नैव यस्मादहिंसायां सर्वेषामेकवाक्यता ।**
**तच्छुद्धतावबोधश्च संभवादिविचारणात् ॥ ११ ॥**

**મૂલાર્થ**—જે કારણમાટે સંભવ વિગેરેનો વિચાર કરતાં અહિંસાનેવિષે સર્વ મતોની એક વાક્યતા થતી નથી. તેમજ તે અહિંસાની શુદ્ધતા અને જ્ઞાન પણ તે તે શાસ્ત્રોથી થતું નથી. (માટે બીજાં દર્શનોમાં જે અહિંસાનાં વચનો છે તે અસંગત છે.) ૧૧.

**ટીકાર્થ**—હે ભદ્ર! તારૂં કહેવું યથાર્થ નથી. કારણકે અહિંસાને વિષે એટલે અહિંસાનું સ્વરૂપ વિગેરે પ્રતિપાદન કરવાને વિષે સાંખ્ય મત, ભાગવત મત, પાશુપત અને બૌદ્ધ વિગેરે સર્વ મતોની એકવાક્યતા થતી નથી. અર્થાત્ જિનવચનની જેવી એકવાક્યતા થાય છે

તેવી બીજા કોઇ મતમાં થતી નથી. તેમજ તે અહિંસાની શુદ્ધતા એટલે તેની વિરાધનાના પરિહારનો ઉપાય અને તેનો બોધ-જ્ઞાન પણ જૈનવાક્યના જેવું થતું નથી. શાથી થતું નથી? તે કહે છે.- સંભવ-હિંસાની ઉત્પત્તિ તથા હિંસક (હિંસા કરનાર) અને હિંસ્ય વિગેરેનો વિચાર-યુક્તિપૂર્વક ઘટના તેમાં સંભવતી નથી. એટલે હિંસાદિનો અભાવ હોવાથી અહિંસાદિનો પણ અભાવજ તેમના મતમાં સિદ્ધ થાય છે. માટે આ જૈનશાસનને વિષેજ હિંસા અહિંસાદિક વિચાર ઘટે છે, એમ અમે કહીએ છીએ. (અહીંથી આરંભીને અભિગમરૂચિ અને વિસ્તારરૂચિરૂપ સમકિતની પ્રરૂપણા જાણવી.) ૧૧.

હવે અસંભવાદિક જ્ઞાનને ઉત્પન્ન કરવાનો ઉપાય બતાવવાની ઇચ્છાવાળા ગ્રંથકાર પ્રથમ નવ શ્લોકવડે તેમણે માનેલા અહિંસાદિક ધર્મને બતાવે છે.—

**यथाऽहिंसादयः पञ्च व्रतधर्मयमादिभिः ।**
**पदैः कुशलधर्माद्यैः कथ्यन्ते स्वस्वदर्शने ॥ १२ ॥**

**મૂલાર્થ**—અન્ય દર્શનિઓ અહિંસાદિક પાંચેને વ્રત, ધર્મ, યમ વિગેરે શબ્દોથી તથા કુશળધર્મ વિગેરે શબ્દોથી પોત પોતાના દર્શનમાં જે રીતે કહે છે તે બતાવે છે. ૧૨.

**ટીકાર્થ**—જે પ્રકારે તે અન્યદર્શનિઓ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને નિષ્પરિગ્રહ એ પાંચેને વ્રત, ધર્મ અને યમ વિગેરે શબ્દોથી તથા કુશળધર્મ વિગેરે શબ્દોથી પોત પોતાના દર્શનમાં કહે છે તે આગળ બતાવે છે. ૧૨.

**प्राहुर्भागवतास्तत्र व्रतोपव्रतपञ्चकम् ।**
**यमांश्च नियमान् पाशुपता धर्मान् दशाभ्यधुः ॥ १३ ॥**

**મૂલાર્થ**—તેમાં ભાગવત મતવાળા પાંચ વ્રતો અને પાંચ ઉપવ્રતો એમ દશ માને છે, અને પાશુપત મતવાળા પાંચ યમ અને પાંચ નિયમ એમ દશ ધર્મને માને છે. ૧૩.

**ટીકાર્થ**—તેમાં એટલે ધર્મના પ્રકાર જાણવામાં ભાગવત ધર્મવાળા એટલે ભક્તિમાર્ગવાળા પૌરાણિકો અહિંસાદિક પાંચ વ્રત અને સંતોષ વિગેરે પાંચ ઉપવ્રતો એમ બન્ને મળીને દશ માને છે. તથા પાશુપત એટલે રૂદ્રના મતવાળા નૈયાયિકો અહિંસાદિક પાંચ યમ અને અક્રોધાદિક પાંચ નિયમ એમ દશ પ્રકારના ધર્મને માને છે. ૧૩.

તે જ વ્રત, ઉપવ્રત, યમ અને નિયમને બે શ્લોકવડે બતાવે છે.-

**अहिंसा सत्यवचनमस्तैन्यं चाप्यकल्पना ।**
**ब्रह्मचर्यं तथाऽक्रोधो ह्यार्जवं शौचमेव च ॥ १४ ॥**
**संतोषो गुरुशुश्रूषा इत्येते दश कीर्तिताः ।**
**निगद्यन्ते यमाः सांख्यैरपि व्यासानुसारिभिः ॥ १५ ॥**

**મૂલાર્થ**—અહિંસા, સત્ય વચન, અચૌર્ય, અકલ્પના (નિષ્પરિગ્રહ) અને બ્રહ્મચર્ય, તથા અક્રોધ, આર્જવ, શૌચ, સંતોષ અને ગુરૂશુશ્રૂષા એ દશ કહેલા છે. તેમાંના પ્રથમના પાંચને વ્યાસને અનુસરનારા સાંખ્યમતવાળા પણ યમ તરીકે માને છે. ૧૪-૧૫.

**ટીકાર્થ**—અહિંસા-જીવોનો અઘાત, સત્યવચન-સાચું બોલવું તે, અસ્તૈન્ય-ચોરી ન કરવી તે, અકલ્પના-આ મારી વસ્તુ છે એમ કલ્પના ન કરવી તે અર્થાત્ અપરિગ્રહ, તથા બ્રહ્મચર્ય-મૈથુન રહિતપણું એ પાંચ વ્રતો તથા યમો કહેવાય છે. તથા અક્રોધ-ક્ષમા, આર્જવ-સરળતા, શૌચ-જળ, માટી વિગેરેવડે પવિત્રતા કરવી તે (૧૪), સંતોષ-ચિત્તની સ્વસ્થતા ( શાંતિ ) તથા ગુરૂશુશ્રૂષા-ગુરૂની સેવા એ પાંચ ઉપવ્રતો અથવા નિયમો કહેવાય છે. આ પ્રમાણે આ દશ પદાર્થો કહેલા છે. તેમાંથી બાદરાયણ વ્યાસ મુનિને અનુસરનારા સાંખ્ય મતવાળાઓ પણ અહિંસાદિક પાંચને યમ કહે છે. એટલે જેનાવડે આત્મા જીવન પર્યંત યમન કરાય તે યમ કહેવાય છે, એમ કહે છે. ૧૫.

તેજ કહે છે.—

**अहिंसा सत्यमस्तैन्यं ब्रह्मचर्यं तुरीयकम् ।**
**पञ्चमो व्यवहारश्चेत्येते पञ्च यमाः स्मृताः ॥ १६ ॥**

**મૂલાર્થ**—અહિંસા, સત્ય, અચૌર્ય, ચોથું બ્રહ્મચર્ય તથા પાંચમો વ્યવહાર એ પાંચ યમ કહેલા છે. ૧૬.

**ટીકાર્થ**—અહિંસા-અવધ, સત્ય-મૃષા ભાષણનો ત્યાગ, અસ્તૈન્ય-કોઈએ નહીં આપેલાનો ત્યાગ, ચોથું બ્રહ્મચર્ય-શીળનું પાલન અને પાંચમો વ્યવહાર-પરિગ્રહનો ત્યાગ. આ પ્રમાણે આ પૂર્વે કહેલા પાંચ યમો કહેલા છે. ૧૬.

હવે નિયમો કહે છે.—

**अक्रोधो गुरुशुश्रूषा शौचमाहारलाघवम् ।**
**अप्रमादश्च पञ्चैते नियमाः परिकीर्तिताः ॥ १७ ॥**

મૂલાર્થ—અક્રોધ, ગુરૂશુશ્રૂષા, શૌચ, આહારની લઘુતા તથા અપ્રમાદ. એ પાંચ નિયમો કહેલા છે. ૧૭.

ટીકાર્થ—અક્રોધ-ક્ષમા, ગુરૂશુશ્રૂષા-ગુરૂની સેવા, શૌચ-શરીરાદિકની પવિત્રતા, આહારની લઘુતા-અલ્પ આહાર કરવો તે, તથા અપ્રમાદ-અકાર્યમાં પ્રવૃત્તિ અને કર્તવ્યથી નિવૃત્તિ અથવા અસાવધાનપણારૂપ પ્રમાદનો ત્યાગ. એ પાંચ નિયમો કહેલા છે. એટલે નિયમમાં રખાય-અમુક કાળ સુધી સેવન કરાય તે નિયમ કહેવાયછે. ૧૭.

હવે બે શ્લોકોવડે બૌદ્ધે માનેલો ધર્મ કહે છે.—

**बौद्धैः कुशलधर्माश्च दशेष्यन्ते यदुच्यते ।**
**हिंसास्तेयान्यथाकामं पैशुन्यं परुषानृतम् ॥ १८ ॥**
**संभिन्नालापव्यापादमभिध्यादृग्विपर्ययम् ।**
**पापकर्मेति दशधा कायवाङ्मानसैस्त्यजेत् ॥ १९ ॥**

મૂલાર્થ—બૌદ્ધલોકો દશ કુશળ ધર્મને ઇચ્છે છે. તેઓ કહે છે કે-હિંસા, ચોરી, અન્યથાકામ, પૈશુન્ય, પરૂષાનૃત, સંભિન્નાલાપ, વ્યાપાદ, અભિધ્યા અને દગ્‌વિપર્યય એ દશ પ્રકારના પાપકર્મને મન, વચન અને કાયાએ કરીને તજવા. ૧૮-૧૯.

ટીકાર્થ—બૌદ્ધો-બૌદ્ધ દર્શનને માનનારા પુરૂષો દશ કુશળ ધર્મ-કલ્યાણને માટે ધર્મ અથવા કુશળ એટલે કાર્ય કરવામાં ચતુર માણસના કહેલા ધર્મો-સાધનો ઇચ્છે છે. તેઓ કહે છે કે-હિંસા-પ્રાણિનો વધ ૧, ચોરી ૨, અન્યથા કામ-દુષ્ટ પરિણામવડે પરસ્ત્રી સાથે મૈથુન સેવવું તે ૩, પૈશુન્ય-બીજાના છાના દોષો પ્રગટ કરવા તે ૪, પરુષાનૃત-મન અને વચનવડે કઠોર અને અસત્ય બોલવું તે ૫-૬, સંભિન્નાલાપ-પરના મર્મનો ભેદ કરનાર અસંબદ્ધ પ્રલાપ ૭, વ્યાપાદ-દ્રોહનું ચિંતવન ૮, અભિધ્યા એટલે પરના ધનને હરણ કરવાની ઇચ્છા ૯, અને દગ્‌વિપર્યય એટલે કુશળ ધર્મ થકી વિપરીત દષ્ટિપણું ૧૦, આ પ્રમાણે દશ પ્રકારના પાપ કર્મને-પાપનો બંધ કરનારા કર્મને મન, વચન અને કાયાએ કરીને તજવા. ૧૮-૧૯.

**ब्रह्मादिपदवाच्यानि तान्याहुर्वैदिकादयः ।**
**अतः सर्वैकवाक्यत्वाद्धर्मशास्त्रमदोऽर्थकम् ॥ २० ॥**

મૂલાર્થ—વૈદિક મતવાળા વિગેરે તે અહિંસાદિકને બ્રહ્માદિ પદવડે

વાચ્ય કહે છે. તે સર્વેનો એક વાક્યાર્થ હોવાથી આ ધર્મશાસ્ત્ર સાર્થક છે. ૨૦.

**ટીકાર્થ**—વેદને વિષે કુશળ વૈદિકો વિગેરે એટલે જૈમિનીય વિગેરે તે પૂર્વે કહેલાં અહિંસાદિક વ્રતોને બ્રહ્માદિ પદના વાચ્ય એટલે શુદ્ધ બ્રહ્મ, પરબ્રહ્મ, લક્ષ્ય બ્રહ્મ, શબ્દ બ્રહ્મ અને બ્રહ્મ તત્ત્વ એવા પદ-શબ્દોવડે કહેવા લાયક છે એમ કહે છે. એ પ્રમાણે નવ શ્લોકવડે કહ્યા પ્રમાણે સર્વેની એક વાક્યતા હોવાને લીધે-સર્વેનો ધર્મપણાએ કરીને એક સરખો વાક્યાર્થ થાય છે માટે આ ધર્મશાસ્ત્ર સાર્થક-સહેતુક છે. ૨૦.

ઉપર કહેલા નવ શ્લોકોમાં કહેલા ધર્મશાસ્ત્રોમાં ધર્મોનું વિધાન કર્યું છે, માટે તે શાસ્ત્રો ધર્મશાસ્ત્ર તરીકે ગણાય છે, તેથી તેમની પરીક્ષા કરવી જોઇએ તે કહે છે.—

**क्व चैतत्संभवो युक्त इति चिन्त्यं महात्मना ।**
**शास्त्रं परीक्षमाणेनाव्याकुलेनान्तरात्मना ॥ २१ ॥**

**મૂલાર્થ**—આ અહિંસાદિક ધર્મ કયા શાસ્ત્રમાં કહેલો યુક્ત છે? તે માટે પરીક્ષા કરનાર મહાત્માએ અવ્યગ્ર ચિત્તવડે શાસ્ત્રનો વિચાર કરવો.

**ટીકાર્થ**—આ અહિંસાનો સંભવ-પરમાર્થથી પ્રાણીવધના ત્યાગની ઉત્પત્તિ કયા શાસ્ત્રમાં અથવા દર્શનમાં ઘટે છે? એ પ્રમાણે અહિંસાને પ્રતિપાદન કરનાર શાસ્ત્ર-ગ્રંથનો પરીક્ષા કરનારા-સત્યાસત્યનો નિશ્ચય કરનારા મહાત્મા પુરૂષે વ્યાકુળતા રહિત-પોતાના મત ઉપરના દૃષ્ટિરાગવડે તથા પરમત પરના દ્વેષવડે ઉત્પન્ન થયેલા ચિત્તના વ્યાક્ષેપ રહિત અર્થાત્ મધ્યસ્થપણામાં વર્તતા અન્તરાત્માવડે-ધર્મની અર્થી આંતરવૃત્તિવડે વિચાર કરવો કુશાગ્ર બુદ્ધિથી તેનું પર્યાલોચન કરવું. ૨૧.

જેમ લોકમાં સુવર્ણની પરીક્ષા કષ, છેદ અને તાપ એ ત્રણ પ્રકારે થાય છે, તેમ શાસ્ત્રની પણ ત્રણ પ્રકારે પરીક્ષા થાય છે. તેમાં અવિરૂદ્ધ કાર્યનો ઉપદેશ કરનારૂં જે વાક્ય તે કષ કહેવાય છે. જેમ કે-"સ્વર્ગ અને મોક્ષની ઇચ્છાવાળાએ તપ, ધ્યાન, બ્રહ્મચર્ય, સમિતિ, ગુપ્તિ અને દાનાદિકવડે શુદ્ધ થયેલી ક્રિયા કરવી." આ પ્રમાણે વિધિ વાક્યોનો ઉપદેશ જે ગ્રંથમાં સ્થાને સ્થાને હોય, તથા નિષેધનાં વાક્યો એટલે કોઈપણ પ્રાણીની હિંસા ન કરવી, અસત્ય ન બોલવું, ઈત્યાદિક વિધિ અને નિષેધનાં વાક્યો જે ગ્રંથમાં બહુધા જણાતાં હોય, તે કષશુદ્ધ કહેવાય છે. તથા જેમાં વિધિ અને નિષેધને સફળ કરનારી અને

વ્રતાદિકનું પાલન કરનારી ક્રિયા કહેવામાં આવે, જેમકે "શુદ્ધ ભિક્ષા ગ્રહણ કરવી, દોષરહિત બાહ્યચેષ્ટા કરવી." ઇત્યાદિ ઉપદેશનાં વાકયો જેમાં બહુધા ઉપલબ્ધ થતાં હોય, તે શાસ્ત્રને છેદશુદ્ધ જાણવું. આ બન્ને પ્રકારની શુદ્ધિ જો તાપશુદ્ધિ ન હોય તો નિષ્ફળ થાય છે. તે તાપશુદ્ધિ કષ અને છેદના મૂળ આધારરૂપ આત્મવાદના સ્વરૂપવાળી એટલે આત્માની ઉત્પત્તિ અને વિનાશ થાય છે કે નહીં? એ પ્રમાણેનો જે વિચાર તે શાસ્ત્રની પરીક્ષા કરવામાં તાપરૂપ હોય છે. તેથી કષ અને છેદને સફળ કરનારી તાપની પરીક્ષાને જ કહે છે.—

**प्रमाणलक्षणादेस्तु नोपयोगोऽत्र कश्चन ।**
**तन्निश्चयेऽनवस्थानादन्यथार्थस्थितेर्यतः ॥ २२ ॥**

**મૂલાર્થ**—આ શાસ્ત્ર પરીક્ષાને વિષે પ્રમાણ અને લક્ષણ વિગેરેનો કાંઇ પણ ઉપયોગ નથી. કારણ કે જીવાદિક પદાર્થની તેથી અન્યથા સ્થિતિ હોવાને લીધે તેનો નિશ્ચય કરવામાં અનવસ્થા દોષ પ્રાપ્ત થાય છે. ૨૨.

**ટીકાર્થ**—પ્રત્યક્ષ, અનુમાન અને શાબ્દ વિગેરે પ્રમાણ તથા લક્ષણ એટલે તટસ્થ અને સ્વરૂપ એ બે ભેદવાળું અનુમાપક (પૃથક્કરણ કરનાર) એ વિગેરેનો આ શાસ્ત્ર પરીક્ષાને વિષે કાંઈ પણ ઉપયોગ નથી-તેનાવડે કાર્યસિદ્ધિ દેખાતી નથી. કારણ કે તેનાવડે નિશ્ચય કરવામાં એટલે આત્માની ઉત્પત્તિ અને વિનાશરૂપ હિંસાના સંભવની સિદ્ધિનો નિર્ણય કરવામાં અનવસ્થા પ્રાપ્ત થાય છે, કેમકે પ્રમાણ અને લક્ષણાદિકની નિશ્ચિત સ્વરૂપને ગ્રહણ કરવાની શક્તિ જ નથી. પદાર્થની સ્થિતિ જ અન્ય પ્રકારની છે એટલે પ્રમાણ અને લક્ષણ જે વ્યવસ્થા કરે છે તે વ્યવસ્થા કરતાં જીવાદિક પદાર્થની વ્યવસ્થા જુદા જ પ્રકારની છે. અને પ્રમાણની વ્યવસ્થા પદાર્થની વ્યવસ્થા કરવામાં જુદાજ પ્રકારની છે. ૨૨.

એમ શી રીતે જાણ્યું? તેના જવાબમાં પ્રમાણના લક્ષણની નિષ્ફળતાને લીધે જાણ્યું, એ વાત કહે છે.

**प्रसिद्धानि प्रमाणानि व्यवहारश्च तत्कृतः ।**
**प्रमाणलक्षणस्योक्तौ ज्ञायते न प्रयोजनम् ॥ २३ ॥**

**મૂલાર્થ**—સર્વ પ્રમાણો પ્રસિદ્ધ છે, અને તેણે કરેલો વ્યવહાર પણ પ્રસિદ્ધ છે. તેથી કરીને પ્રમાણોનાં લક્ષણ કહેવાનું કાંઈ પણ પ્રયોજન નથી. ૨૩.

**ટીકાર્થ**—આ શ્લોકનું ન્યાયાવતાર ગ્રંથમાં જે વ્યાખ્યાન કર્યું છે, તે વ્યાખ્યાન કરતાં વાચક વરનો જૂદોજ અભિપ્રાય હોય એમ સંભવે છે. તેથી અહીં સંભવતા અભિપ્રાયને અનુસારે વ્યાખ્યા કરીએ છીએ. પ્રત્યક્ષાદિક પ્રમાણો પ્રસિદ્ધ છે, એટલે અનાદિ સિદ્ધ હોવાથી હાલ સાધવા લાયક નથી. અહીં પ્રત્યક્ષાદિક પરોક્ષગત ભેદની અપેક્ષાએ પ્રમાણ શબ્દ બહુ વચનમાં મૂક્યો છે, તથા વ્યક્તિનો ભેદ થવાથી કોઈવાર સામાન્ય (જાતિ) નો પણ ભેદ થાય છે, એમ જણાવવા માટે પણ પ્રમાણ શબ્દને બહુ વચનમાં મૂકયો છે. પ્રમાણો પ્રસિદ્ધ છે એટલું જ નહીં પણ તે પ્રમાણોએ કરેલો વ્યવહાર પણ પ્રસિદ્ધ છે. અહીં **च** શબ્દ **अपि** (પણ)ના અર્થમાં મૂકયો છે, તેથી તેનો અર્થ આ પ્રમાણે થાય છે.—જેને માટે પ્રમાણોની પરીક્ષા કરાય છે, તેવો જળપાન, શીતથી રક્ષણ વિગેરે વ્યવહાર પણ અનાદિ સિદ્ધ છે એટલે સર્વ લોકમાં અનાદિ સિદ્ધ પ્રવર્તેલો છે. તેથી કરીને પ્રમાણોનાં લક્ષણ કહેવામાં એટલે કે બીજાએ જે લક્ષણો કહ્યાં છે તેથી વિલક્ષણ અ-સાધારણ લક્ષણ કહેવામાં કાંઈ પણ પ્રયોજન-ફળ જણાતું નથી. કારણ કે પ્રમાણના લક્ષણનો નિશ્ચય કરવાનું ફળ વ્યામોહની નિવૃત્તિજ છે. અને તેનું લક્ષણ આત્માદિક વસ્તુને વિષે યથાર્થ ઘટતું નથી. તેથી કરીને વ્યામોહની નિવૃત્તિ થઈ શકતી નથી. માટે પ્રમાણોનું લક્ષણ કહેવાનું કાંઈ પણ પ્રયોજન નથી. ૨૩.

પ્રયોજનની અસિદ્ધિ બતાવવા માટે પ્રથમ એકાંત નિત્યરૂપ આત્માના પક્ષમાં દોષ બતાવે છે.

**तत्रात्मा नित्य एवेति येषामेकान्तदर्शनम् ।**
**हिंसादयः कथं तेषां कथमप्यात्मनोऽव्ययात् ॥ २४ ॥**

**મૂલાર્થ**—તેમાં "આત્મા નિત્ય જ છે." એવો જેમનો એકાંત મત છે તેઓને કોઈ પણ પ્રકારે આત્માનો નાશ નહીં હોવાથી હિં-સાદિક શી રીતે ઘટે? ન જ ઘટે. ૨૪.

**ટીકાર્થ**—તેમાં-ધર્મ સાધનમાં પણ પૂર્વે કહેલા દર્શનોના મતોને વિષે એટલે ભાગવત, પાશુપત, સાંખ્ય અને ઉપનિષદિક વિગેરેના મતોને વિષે આત્મા એટલે નિરંતર અપર અપર પર્યાયને પામતો જીવ નિત્ય જ છે. એટલે ઉત્પત્તિ વિનાશ રહિત એક સ્વભાવવાળો જ છે, એમ તેઓ બોલે છે. "નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળું, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન બ્રહ્મ છે, પરંતુ પર્યાયની અપેક્ષાએ પણ

અનિત્ય નથી." આ પ્રમાણે એકાંત મતવાળા દર્શનો આત્માને વિષે સર્વથા એક નિત્ય પક્ષનુંજ સમર્થન કરેછે. તેમના મતમાં હિંસા, અહિંસા, બંધ અને મોક્ષાદિક શી રીતે સંભવે? કોઈ પણ પ્રકારે સંભવે નહીં. કારણ કે તેઓના મતમાં કોઈપણ પ્રકારે-કોઈપણ પરિણામથી જીવનો કદાપિ નાશ નહીં થવાથી અર્થાત્ પૂર્વના સ્વરૂપથી વિકાર રહિત હોવાથી એ સર્વ સંભવતા નથી. કહ્યું છે કે-"જીવના પર્યાયનો વિનાશ કરવો, તેને દુઃખની ઉત્પત્તિ કરવી તથા તેને ક્લેશ આપવો તેનું નામ જીવવધ છે. આવા પ્રકારનો જિનેશ્વરે કહેલો વધ (હિંસા) પ્રયત્નવડે વર્જવો." આ પ્રમાણે કહેલો વધ જીવના એકાંત નિત્ય પક્ષમાં કોઈપણ રીતે સંભવતો નથી. તેથી હિંસાદિક શી રીતે સંભવે? ન જ સંભવે. ૨૪.

આનો એકાંત નિત્યવાદી જવાબ આપેછે કે—

**मनोयोगविशेषस्य ध्वंसो मरणमात्मनः ।**
**हिंसा तच्चेन्न तत्त्वस्य सिद्धेरार्थसमाजतः ॥ २५ ॥**

**મૂલાર્થ**—મનનો અને તેના વ્યાપારનો નાશ એ જ આત્માનું મરણ છે, માટે હિંસાદિક સંભવે છે. તે જવાબ પર સિદ્ધાન્તી કહે છે કે–જો તું તેવી હિંસા કહેતો હોય તો તે તારૂં કહેવું અસત્ય છે. કારણકે તેથી તો આર્થ સમાજથી તત્ત્વની સિદ્ધિ થઈ. ૨૫.

**ટીકાર્થ**—હે જૈન! અહંકારને માનનારી મતિવાળા અને સુખ દુઃખસંબંધી જ્ઞાનના આધારભૂત મનનો અથવા તેના વ્યાપારનો નાશ એ જ જીવનું મરણ-વધ કહેવાય છે માટે હિંસાદિક સંભવે છે. આવો તેનો જવાબ સાંભળીને સિદ્ધાંતી કહે છે કે—જો તે મનોયોગના નાશ રૂપ આત્માનું મરણ એ જ હિંસા-પ્રાણિવધ તમોને ઇષ્ટ હોય તો તે તમારૂં કહેવું સિદ્ધ થતું નથી. કારણ કે તેથી તો સદ્ભૂત (પરમાર્થ) હિંસાભાવ રૂપ તત્ત્વની આર્થ સમાજથી સિદ્ધિ થાય છે. એટલે અર્થ પણાનો સમાજ-હિંસક અને હિંસનીયનો સંયોગ થવાથી થતી હિંસાની ઉત્પત્તિથી તેની સિદ્ધિ છે, અને તેની સિદ્ધિ થવાથી સદ્ભૂત હિંસા સિદ્ધ થાય છે. તે પરમાર્થ હિંસા મનોયોગનો નાશ થવાથી સિદ્ધ થતી નથી. કારણ કે મન જડ છે, અને તે આત્માથી ભિન્ન છે, માટે તે મનનો નાશ થવાથી આત્માને શું? કાંઈ જ નહીં. કારણ કે તે તો માત્ર કપોલ કલ્પિત જ છે. જડ વસ્તુની હિંસા કહેવાય નહીં, તેને વિષે શસ્ત્રાદિકનો પ્રહાર થતો નથી. વળી

મનોયોગ હિંસ્ય અથવા હિંસક શી રીતે થઈ શકે? તેના નિમિત્તથી તેને (મનને) પાપ કર્મનો બંધ છે, એમ કહેવાશે નહીં. કેમકે મન જડ છે. જો કદાચ જડ વસ્તુ પણ હિંસ્ય અને હિંસક કહી શકાય, તો કોઈનો પણ મોક્ષ થશે નહીં. કેમકે ધર્મી-ધર્મવાળાનો મોક્ષ થાય છે, અને તે ધર્મી અચિત્ત અન્ન વસ્ત્રાદિકનો ઉપભોગ કરે છે, તેથી તે અચિત્ત અન્ન વસ્ત્રાદિક જડ પદાર્થો થકી પણ મનના નાશની જેમ હિંસાપણું પ્રાપ્ત થવાથી મોક્ષ થશે નહીં. તથા મન રહિત એકેંદ્રિયાદિકનું મરણ જ થશે નહીં, કારણ કે તેમને મનોયોગના નાશનો અભાવ છે. અને જો મનને હિંસક કહેશો તો સમગ્ર જગતનું જ જીવવું દુર્લભ થશે. કેમકે સર્વનું મન જડ જ છે, એ સિદ્ધ છે. ૨૫.

ફરીથી વાદી જવાબ આપે છે.—ભલે, મનોયોગના નાશથી આત્માનું મરણ ન હો. પરંતુ પરને દુઃખ ઉત્પન્ન કરવારૂપ બુદ્ધિથી હિંસા થાય છે, તે આશંકા પર સિદ્ધાંતી જવાબ આપે છે.—

**नैति बुद्धिगता दुःखोत्पादरूपेयमौचितीम् ।**
**पुंसि भेदाग्रहात्तस्याः परमार्थाव्यवस्थितेः ॥ २६ ॥**

**મૂલાર્થ**—દુઃખને ઉત્પન્ન કરનારી બુદ્ધિમાં રહેલી આ હિંસા પણ ઉચિતપણાને પામતી નથી-યોગ્ય નથી. કારણ કે તમે તે બુદ્ધિનો જીવને વિષે ભેદનો આગ્રહ-અત્યંત ભેદ માનેલો છે, તેથી પરમાર્થે હિંસાની વ્યવસ્થા થઈ શકતી નથી. ૨૬.

**ટીકાર્થ**—હે વિદ્વાન! બુદ્ધિમાં રહેલી-બુદ્ધિમાં પરિણામ પામીને રહેલી આ હિંસા દુઃખને ઉત્પન્ન કરવા રૂપ થઈ શકશે એમ તમારો મત છે, તે પણ ઉચિત પણાને પામતો નથી. કારણ કે તમારા મતમાં તે પૂર્વે કહેલી બુદ્ધિ પ્રાણીથી તદન ભિન્ન છે એવો ભેદનો આગ્રહ છે. ભેદ એટલે તદ્રૂપપણાથી રહિત આત્માથી જૂદું રહેવું તે. તેવા ભેદનો અત્યંત આગ્રહ છે, તેથી પરમાર્થે—મુખ્ય હિંસાતત્ત્વરૂપ પદાર્થ અર્થાત્ કોઈપણ પ્રકારે જીવના નાશની ઉત્પત્તિ અને તે નિમિત્તે પાપકર્મનો બંધ, તે રૂપ હિંસાતત્ત્વની વ્યવસ્થા થઈ શકતી નથી-બીજા વિષયનો ત્યાગ કરીને પોતાના જ વિષયમાં રહેવું તે વ્યવસ્થા કહેવાય છે, તેવી વ્યવસ્થા થઈ શકતી નથી. અહીં ભાવાર્થ એવો છે કે-તમારા મતમાં બુદ્ધિને આત્મસત્તાથી ભિન્ન કહેલી છે. માટે તે બુદ્ધિએ કરેલી હિંસા જીવના પાપબંધ માટે થતી નથી. કેમકે દેવદત્તે કરેલા ભોજનથી યજ્ઞદત્તને તૃપ્તિ થતી નથી. તેથી ક્રિયાના ફળનો

અભાવ થયો. અને તેમ થવાથી સર્વ ક્રિયાઓ વ્યર્થ થઈ, અને તેથી મોક્ષનો પણ અભાવ થયો. માટે બુદ્ધિમાં રહેલી દુઃખાદિકને ઉત્પન્ન કરનારી હિંસા ઉચિત-યોગ્ય નથી. ૨૬.

તે જ ઉપર કહેલા અર્થને સ્પષ્ટરીતે કહે છે.—

**न च हिंसापदं नाशपर्यायं कथमप्यहो ।**
**जीवस्यैकान्तनित्यत्वेऽनुभवाबाधकं भवेत् ॥ २७ ॥**

**મૂલાર્થ**—અહો ! જીવને એકાંત નિત્ય માનવાથી નાશના પર્યાય રૂપ હિંસા શબ્દ કોઈપણ પ્રકારે અનુભવને અબાધક નહીં થાય, અર્થાત્ અનુભવને બાધક જ થશે. ૨૭.

**ટીકાર્થ**—અહો ! જીવને એકાંતપણે-સર્વથા કોઈપણ પ્રકારે કદી પણ અપરિણામી સ્વભાવવડે એક પરિણામથી બીજા પરિણામને નહીં પામવાથી નિત્ય-નિરંતર એક સ્વભાવવાળો માનવાથી "હિંસા છે" એ પ્રમાણે જે સ્વીકાર કરવો, તે નાશના પર્યાયરૂપ-નાશનો વાચક હિંસા શબ્દ અનુભવનો-સર્વ કોઇને પોતાના પ્રત્યક્ષ જ્ઞાનનો અબાધક નહીં થાય, કિંતુ બાધકજ થશે. નાશના પર્યાયને કહેનારો હિંસા શબ્દ જો નિત્ય આત્માને વિષે યોજીએ, તો તે અનુભવનો જ બાધક થાય અને જો કદાચ કોઈપણ પ્રકારે નાશ માનશો, તો મરેલાને વિષે આત્મા રહિતપણું દેખાવાથી નિત્યપણાની ક્ષતિ-હાનિ થશે. કારણ કે હિંસાદિક પરિણામી આત્માને વિષે જ તે સંભવે છે. અને જે પરિણામી હોય તે દ્રવ્યથી અસંખ્ય પ્રદેશરૂપ સત્તાની અપેક્ષાએ હાનિ વૃદ્ધિ વિનાજ પોતાના સ્વરૂપમાં રહ્યો છતો બીજા પર્યાયને પામે છે. કહ્યું છે કે-"પરિણામ એટલે બીજા પદાર્થ પ્રત્યે જવું તે, પણ સર્વથા સ્થિરતા કે સર્વથા વિનાશ ન થાય. આવો પરિણામ વિદ્વાનોને ઇષ્ટ છે." ૨૭.

એકાંત નિત્યપણાના પક્ષમાં પાંચ શ્લોકોવડે બીજાં દૂષણો કહેછે.—

**शरीरेणापि संबन्धो नित्यत्वेऽस्य न संभवी ।**
**विभुत्वे न च संसारः कल्पितः स्यादसंशयम् ॥ २८ ॥**

**મૂલાર્થ**—આ જીવ નિત્ય હોય તો તેનો શરીરની સાથે પણ સંબંધ સંભવતો નથી. અને તે જીવનું વિભુપણું-સર્વવ્યાપક પણું હોય તો આ સંસાર ખરેખર કલ્પિત નહીં થાય. ૨૮.

**ટીકાર્થ**—આ આત્માનું નિત્યપણું-સર્વથા જન્મમરણ રહિત એક

સ્થિરસ્વભાવપણું સિદ્ધ થાય તો તે આત્માને શરીરની સાથે પણ સંબંધ સંભવતો નથી, તો પછી બીજા ધન, કુટુંબ અને ભવન વિગેરેની સાથે તો કયાંથી જ સંભવે? વળી શરીરની સાથે સંબંધ જ સંભવતો નથી, તો પછી હિંસાદિકની તો શી વાત કરવી? એટલે હિંસાદિક તો કયાંથી જ સંભવે? કારણ કે શરીરનો સંબંધ તો કોઈપણ પ્રકારે અનિત્ય અને ક્રિયાવાળો જે હોય તેને જ સિદ્ધ છે. તથા એક જ આત્માનું વિભુપણું-સમગ્ર વ્યાપકપણું સિદ્ધ થવાથી ખરેખર ઘણા જન્મમરણના પરાવર્તરૂપ સંસાર કલ્પિત નર નારક વિગેરે ભેદવાળો નહીં થાય. સકલ લોકમાં વ્યાપીને રહેલા એકજ આત્માને જન્મમરણ પ્રાપ્ત થવાથી સમગ્ર જગતનાં એક સાથે જ જન્મમરણ થશે. કારણ કે વ્યાપકપણાએ કરીને સર્વદા સર્વત્ર રહેલો હોવાથી તેનો વિભાગ જ થઈ શકશે નહીં. ૨૮.

શરીરના સંબંધાદિકનો અભાવ કેમ કહો છો? એ શંકાનું નિરાકરણ કરવા માટે કહે છે.—

**आत्मक्रियां विना च स्यान्मिताणुग्रहणं कथम् ।**
**कथं संयोगभेदादिकल्पना चापि युज्यते ॥ २९ ॥**

**મૂલાર્થ**—આત્માની ક્રિયા વિના (તે આત્માને) પરિમિત પરમાણુઓનું ગ્રહણ શી રીતે થાય? ન જ થાય. તથા સંયોગ અને ભેદ વિગેરેની કલ્પના પણ શી રીતે યુક્ત થાય? ન જ થાય. ૨૯.

**ટીકાર્થ**—હે પ્રાજ્ઞ! શરીરના સંબંધનો અભાવ આ કારણથી જાણવો.—આત્મક્રિયા એટલે જીવની ક્રિયા વિના-રાગાદિકના અધ્યવસાય વડે જીવપ્રદેશોના સ્ફુરણારૂપ વ્યાપાર વિના પરિમિત પરમાણુઓનું ગ્રહણ-શરીરના ઉપાદાન કારણરૂપ પરિમિત એટલે નીપજાવવા લાયક શરીરને યોગ્ય પ્રમાણવાળા પરમાણુઓનું ગ્રહણ શી રીતે થઈ શકે? પરિમિત અણુઓને ગ્રહણ કરવામાં કોઈ નિયામક ન હોય તો પરમાણુઓનો સમુદાય પોતે જ ઘણો મોટો અથવા ઘણો નાનો પ્રાપ્ત થઈ જાય. તથા સંયોગ-ગ્રહણ કરેલા પરમાણુઓના પરસ્પર મળવાથી મસ્તક વિગેરે અંગની રચના અને ભેદ-પૂર્વે ગ્રહણ કરેલા પરમાણુઓનો વિયોગ, એ વિગેરે એટલે વેદનાદિકની કલ્પના-રચના પણ જીવના વ્યાપાર વિના શી રીતે થઈ શકે? કોઈપણ પ્રકારે થાય નહીં. અહીં ભાવાર્થ એ છે કે—જેવો જીવપ્રદેશની સ્ફુરણારૂપ વ્યાપાર થાય છે તેવા પુદ્ગળના રાશિઓ ગ્રહણ થાય છે, અને તેઓ તે જ આત્માના વ્યાપારથી શરીરને વિષે અંગોપાંગપણે પરિણામ પામે છે,

અને તેનાવડે જ વારંવાર પ્રતિક્ષણે ગ્રહણ કરાતા તે પરમાણુઓ પૂર્વે પરિણામ પામેલા પરમાણુઓની સાથે સંયોગવાળા થાય છે, અને પૂર્વે પરિણામ પામેલા પરમાણુઓમાંથી કેટલાક અસારરૂપ થયેલા પુદ્ગલો તેજ આત્મવ્યાપારથી છુટા પડે છે. આ પ્રમાણે આત્મક્રિયાવિના શરીરનો સંબંધ થતો નથી, ને આત્મક્રિયા આત્માને એકાંત નિત્ય માનવાથી હોઈ શકતી નથી, જો કદાચ હોય એમ માનીએ તો નિત્યપણાની ક્ષતિ ( નાશ ) થાય છે. ૨૯.

આ પ્રમાણે સાંભળીને કોઇ શંકા કરે છે.—

**अदृष्टाद्देहसंयोगः स्यादन्यतरकर्मजः ।**
**इत्थं जन्मोपपत्तिश्चेन्न तद्योगाविवेचनात् ॥ ३० ॥**

**મૂલાર્થ**—અદૃષ્ટથી કોઇ પણ કર્મથી ઉત્પન્ન થયેલો દેહનો સંયોગ થઈ શકે છે. ( માટે આત્મક્રિયાની કાંઇ પણ અપેક્ષા નથી. ) તે પર સિદ્ધાંતી જવાબ આપે છે કે-જો આ પ્રમાણે જન્મની ઘટના કરશો તો તે થઈ શકશે નહીં. કેમકે તે શરીરના યોગનું જ્ઞાન નથી માટે. ૩૦.

**ટીકાર્થ**—" હે વિદ્વાન ! આત્મક્રિયા વિના જ કોઇએક કર્મથી ઉત્પન્ન થયેલો-અનેક પ્રકારનાં પૂર્વે કરેલાં કર્મોમાંથી કોઇ એક કર્મથી ઉત્પન્ન થયેલો દેહસંયોગ-આત્માને શરીરની સાથે સંબંધ અદૃષ્ટથી જ-પૂર્વે કરેલા પુણ્યપાપના સંસ્કારથી જ થઇ શકે છે, માટે તેમાં આત્મક્રિયાનું શું પ્રયોજન છે ? " આમ કહેનારને સિદ્ધાંતી જવાબ આપે છે કે—આ પ્રમાણે-તારા કહેવા પ્રમાણે જો તું જન્મની ઘટના-શરીરની ઉત્પત્તિ માનતો હો તો તે થઈ શકશે નહીં. કારણ કે તેના યોગનું વિવેચન નથી માટે, એટલે તે અદૃષ્ટનો જે યોગ-પોતાની ઉત્પત્તિરૂપ વ્યાપાર તેનું યથાર્થ જ્ઞાન નથી માટે, અર્થાત્ કર્મો પણ જીવની ક્રિયા-વ્યાપારથી જ ઉત્પન્ન થાય છે. અથવા તે શરીરના યોગનું-ઉચિત ઉપાયનું તે કર્મોને જ્ઞાન નથી માટે, અર્થાત્ કેવળ કર્મ જડ હોવાથી જીવના વ્યાપારવિના તે અંગોપાંગ વિગેરે વિભાગપ્રમાણે રચવાને અશક્તિમાન છે. ૩૦.

ફરીથી વાદી કહે છે.—

**कथंचिन्मूर्ततापत्तिर्विना वपुरसंक्रमात् ।**
**व्यापारायोगतश्चैव यत्किञ्चित्तदिदं जगुः ॥ ३१ ॥**

**મૂલાર્થ**—શરીર વિના પણ તેમાં સંક્રમ ન થવાથી આત્માને

કોઈપણ પ્રકારે મૂર્તપણાની પ્રાપ્તિ થશે. આ પ્રમાણે આ વાદીએ નિઃસાર કહ્યું છે. કારણકે તે આત્માને વ્યાપારનો જ અયોગ છે. ૩૧.

ટીકાર્થ—"હે જૈનમતવાળા! આત્માને શરીર વિના પણ તેમાં સંક્રમ ન હોવાથી-પ્રવેશ કરવાનો સ્વભાવ ન હોવાથી કોઈપણ અચિંત્ય મહિમાવડે મૂર્તપણાની-સાકારતાની પ્રાપ્તિ છે. આત્મવ્યાપાર નહીં છતાં પણ આત્માની સાકારતા થશે, તેથી શરીરની પ્રાપ્તિ થઈ શકશે." આ કથનનો જવાબ આપે છે કે-આ પ્રમાણે વાદીએ જે કાંઈ કહ્યું તે નિઃસાર-તુચ્છ છે. કારણ કે આત્માના વ્યાપારનો અ-યોગ-અસંબંધ છે, તેથી વ્યાપારને અભાવે સાકારતાની પણ અપ્રાપ્તિ જ છે. જે સ્વાર્થક્રિયા કરનાર હોય તે જ સાકારપણું પામી શકે છે. અને જે સ્વાર્થક્રિયા કરનાર નથી તે આકાશના પુષ્પની જેમ અસત્ છે, માટે તે આત્માને સાકારતાની પ્રાપ્તિ ક્યાં છે? નથી જ. ૩૧.

એકાંત નિત્ય પક્ષનો ઉપસંહાર કરે છે.—

**निःक्रियोऽसौ ततो हन्ति हन्यते वा न जातुचित् ।**
**किञ्चित्केनचिदित्येवं न हिंसाऽस्योपपद्यते ॥ ३२ ॥**

મૂલાર્થ—તેથી કરીને આ આત્મા નિષ્ક્રિય હોવાથી કદાપિ કોઇને હણતો નથી, તેમ જ કોઈથી હણાતો પણ નથી. માટે આ (નિત્ય) આત્માને હિંસા પ્રાપ્ત થતી નથી. ૩૨.

ટીકાર્થ—આ સર્વથા નિત્ય આત્મા માનનારનો આત્મા નિષ્ક્રિય-સ્વાર્થક્રિયાકારી ન હોવાથી કદાપિ કોઈપણ પદાર્થને (જીવને કે જડને) હણતો નથી, તેમ જ કોઈપણ શસ્ત્રાદિકથી અથવા પુરૂષથી કદાપિ હણાતો પણ નથી. એટલે કોઈપણ અંશે હાનિ પામતો નથી. કારણ કે તે (આત્મા) નિષ્ક્રિય હોવાથી શરીર રહિત છે, અને તેથી તેના પર શસ્ત્રાદિકનો વ્યાપાર થઈ શકતો નથી. આ પ્રમાણે આ પૂર્વે કહેલા આત્માને હિંસા પ્રાપ્ત થશે નહીં. કારણ કે જે પદાર્થ દેહથી ભિન્ન તથા અભિન્ન હોય, તેને જ હિંસા ઘટે છે. પણ આ આત્મા તો સર્વથા દેહથી ભિન્ન છે, તેથી હિંસાની જ ઉત્પત્તિ થતી નથી, માટે તેના મતમાં અહિંસા ક્યાં ઘટે! ન જ ઘટે. ૩૨.

હવે એકાંત અનિત્ય પક્ષ વિષે કહે છે.—

**अनित्यैकान्तपक्षेऽपि हिंसादीनामसंभवः ।**
**नाशहेतोरयोगेन क्षणिकत्वस्य साधनात् ॥ ३३ ॥**

મૂલાર્થ—એકાંત અનિત્ય પક્ષમાં પણ હિંસાદિકનો અસંભવ છે.

કારણ કે ક્ષણિકપણાને સિદ્ધ કરવાથી નાશના કારણનો અયોગ છે, એટલે કે નાશનું કારણ રહેતું નથી માટે. ૩૩.

**ટીકાર્થ**—જે કોઈ પણ પ્રકારે નિત્ય-સર્વદા સ્થાયી નથી અર્થાત્ જે એકાંતપણે દ્રવ્યથી અને પર્યાયથી પણ સર્વથા અન્વય રહિત નાશને ભજે છે તે રૂપ પક્ષ, પ્રતિજ્ઞા કે સ્વીકાર કરવાથી હિંસાદિકનો-હિંસા, અહિંસા, બંધ અને મોક્ષાદિકનો અસંભવ છે. કારણકે "જગતમાં સર્વે પદાર્થો ક્ષણિક છે" એ પ્રમાણે જે બોલવું તે ક્ષણિક વાદ. એ રીતે ક્ષણિક પણાને સિદ્ધ કરવાથી-પ્રમાણ કરવાથી નાશના-હિંસાના કારણ હિંસ્ય હિંસકરૂપ વસ્તુનો સદ્ભાવ તેનો અયોગ-પરસ્પર સંબંધનોજ અભાવ છે, તેથી હિંસાદિક ઘટતાં નથી. ૩૩.

તે સાંભળીને બીજો ( ક્ષણિક વાદી ) કહે છે.—

**न च सन्तानभेदस्य जनको हिंसको भवेत् ।**
**सांवृतत्वादजन्यत्वाद्भावत्वनियतं हि तत् ॥ ३४ ॥**

**મૂલાર્થ**—સંતાન-પરંપરાના ભેદને એટલે નાશને કરનારો હિંસક થશે એમ જો તું કહેતો હો, તો તારૂં કહેવું અસત્ય છે. કારણ કે તે ( હિંસક ) માત્ર છતાપણામાં જ વર્તે છે, તથા અજન્ય એટલે સંતાનનો જનક-ઉત્પન્ન કરનાર નથી, તથા તે સંતાન માત્ર ઉત્પત્તિમાં જ નિશ્ચિત છે માટે. ૩૪.

**ટીકાર્થ**—"હે જૈનમતવાળા ! નિરંતર ઉત્પન્ન થતા સદૃશ સદૃશ જ્ઞાનના ક્ષણોની પરંપરારૂપ સંતાનના નાશને ઉત્પન્ન કરનાર-સંતાનનો વિચ્છેદ કરનાર હિંસક થશે. એટલે કે આત્માનો અભાવ છતાં પણ હિંસક થઇ શકે છે, માટે હિંસા ઘટે છે." એમ જો તું કહેતો હો તો તે ઘટતું નથી. કારણ કે તેનું અત્યંત વર્તના માત્રમાં વર્તવાપણું છે, તથા તે અજન્ય છે એટલે સંતાનને ઉત્પન્ન કરનાર નથી. કેમકે તે ( સંતાન ) મતિ કલ્પિત હોવાથી અવસ્તુ-મિથ્યા છે. આકાશના પુષ્પની જેમ તેને કોઇપણ પોતાના ધર્મવડે ઉત્પન્ન કરતો નથી. તથા તે સંતાન માત્ર ઉત્પત્તિમાં જ નિયત-નિશ્ચિત છે. અર્થાત્ તે સ્થિતિમાન ( સ્થાયી ) નથી, તેથી ઉત્પન્ન થયાના ક્ષણ પછી તરતજ અવસ્તુ રૂપ થવાથી હિંસાનો વિષય રહેતો નથી. ૩૪.

તેજ અર્થને સ્પષ્ટ કરે છે.—

**नरादिः क्षणहेतुश्च शूकरादेर्न हिंसकः ।**
**शूकरान्त्यक्षणेनैव व्यभिचारप्रसंगतः ॥ ३५ ॥**

**મૂલાર્થ**—ક્ષણના હેતુરૂપ મનુષ્યાદિક શૂકરાદિકનાં હિંસક થશે નહીં. કારણકે શૂકરના અંત્ય ક્ષણની સાથે મનુષ્યના ક્ષણને વ્યભિચારનો પ્રસંગ આવશે. ૩૫.

**ટીકાર્થ**—નરાદિક-મનુષ્ય, સિંહ વિગેરે ક્ષણનો હેતુ છે-ક્ષણમાત્ર સ્થિતિના કારણરૂપ છે, માટે તે શૂકરાદિકનો-વરાહ, મૃગાદિક પશુ સમૂહનો હિંસક નહીં થાય. કારણ કે મનુષ્યાદિક ક્ષણસ્થાયી છે માટે તેને શૂકરના અંત્યક્ષણની સાથે-શૂકરનો જે અંતમાં વર્તતો ક્ષણ એટલે સમીપ કાળ, તેની સાથે વ્યભિચારનો પ્રસંગ આવશે-વિરોધ આવશે. કેમકે પ્રહાર કરવાના કામમાં ઘણા ક્ષણો હોય છે, અને શૂકરાદિક પદાર્થની સ્થિતિ ક્ષણિક છે, તેથી પ્રહારને સમયે કદાચિત્ બન્ને જણ હશે નહીં, અને કદાચિત્ બેમાંથી એક હશે નહીં, તે રૂપ અનિષ્ટની પ્રાપ્તિ થશે. માટે હિંસ્ય અને હિંસકના અભાવને લીધે કોની હિંસા થશે? અને તે હિંસાના પ્રતિપક્ષરૂપ અહિંસા પણ કોની થશે? ૩૫.

ફરીથી બીજું દૂષણ આપે છે.—

**अनन्तरक्षणोत्पादे बुद्धलुब्धकयोस्तुला ।**
**नैवं तद्विरतिः क्वापि ततः शास्त्राद्यसंगतिः ॥ ३६ ॥**

**મૂલાર્થ**—અનંતર ક્ષણમાં ઉત્પત્તિ માનવાથી બુદ્ધ અને લુબ્ધક (શિકારી)ની સમાનતા થશે, અને એમ થવાથી કોઈપણ સ્થાને વિરતિ થશે નહીં, અને તેથી કરીને શાસ્ત્રાદિક અસંગત થશે. ૩૬.

**ટીકાર્થ**—જેની વચ્ચે બીજો ક્ષણ નથી તે અનંતર ક્ષણને વિષે ઉત્પત્તિ, એટલે મરણ તથા ઉત્પત્તિરૂપ ક્ષણને છેડે અર્થાત્ ઉત્પત્તિ ક્ષણની પછી તરત જ મરણની સિદ્ધિ થવાથી સુગત અને ધીવર અથવા વ્યાધની સમાનતા થશે. એટલે મારવામાં દયા ન હોવાથી બન્ને સરખા કહેવાશે, કારણ કે ક્ષણે ક્ષણે મરણ થવાથી બુદ્ધ અને લુબ્ધક એ કોઇને વિષે વિરતિ-ક્ષણ વિનાશનો વિરામ નહીં થાય, અને તેથી એટલે પ્રતિક્ષણે મરણ અને ઉત્પત્તિ થવાથી શાસ્ત્રાદિક પણ અસંગત થશે. એટલે શાસ્ત્રની ઉત્પત્તિ, તેનું અધ્યયન, શ્રવણ, ધર્મકૃત્ય, બંધ, મોક્ષ વિગેરે સર્વની અયોગ્યતા થશે, માટે એકાંત અનિત્ય પક્ષમાં પણ હિંસાની ઉત્પત્તિ ન હોવાથી અહિંસાદિક ધર્મ ઘટશે નહીં. ૩૬.

એકાંત નિત્ય અને એકાંત અનિત્ય પક્ષને આશ્રીને હિંસાદિકનો અસંભવ કહ્યો. હવે તે બન્ને પક્ષમાં સત્યાદિક પણ ઘટતા નથી, તે કહે છે.—

**घटन्ते न विनाऽहिंसां सत्यादीन्यपि तत्त्वतः ।**
**एतस्या वृतिभूतानि तानि यद्भगवान् जगौ ॥ ३७ ॥**

**મૂલાર્થ**—અહિંસા વિના સત્યાદિક પણ તત્ત્વથી ઘટતાં નથી. કારણ કે તે સત્યાદિક એ અહિંસાની વાડરૂપ છે, એમ ભગવાન જિનેશ્વરે કહ્યું છે. ૩૭.

**ટીકાર્થ**—અહિંસાની ઉત્પત્તિ વિના સત્યાદિક-સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, વિગેરે વાસ્તવિક રીતે ઘટતા નથી-યુક્તિ યુક્ત જણાતા નથી. કારણ કે તે સત્યાદિક આ અહિંસાની વાડરૂપ છે, એટલે કે અહિંસા રૂપી ઉદ્યાનનું રક્ષણ કરનાર વાડ છે; એમ ભગવાન જિનેશ્વરે કહ્યું છે. ક્ષેત્ર વિના વાડ કોને કરવી, તેજ પ્રમાણે અહિંસા વિના સત્યાદિક કોના રક્ષણમાટે થાય? વ્યર્થ હોવાથી કોઇનું રક્ષણ કરે નહીં. માટે સત્યાદિક પણ ઘટતાં નથી. ૩૭.

હવે સ્યાદ્વાદપક્ષમાં હિંસાદિક સંભવે છે, તે કહે છે.—

**मौनीन्द्रे च प्रवचने युज्यते सर्वमेव हि ।**
**नित्यानित्ये स्फुटं देहाद्भिन्नाभिन्ने तथात्मनि ॥ ३८ ॥**

**મૂલાર્થ**—જિનેંદ્રના પ્રવચનને વિષે આત્મા નિત્ય તથા અનિત્ય છે, અને દેહથી ભિન્ન તથા અભિન્ન છે, માટે અહિંસાદિક સર્વ સ્પષ્ટરીતે ઘટે છે. ૩૮.

**ટીકાર્થ**—આ જગતને જેઓ ત્રણે કાળની અવસ્થામાં યથાર્થ પણે માને છે-જાણે છે, તે મુનિઓ કહેવાય છે. તે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનવાળા હોય છે. તેવા મુનિઓના ઇન્દ્ર એટલે સમગ્ર અતિશયોવડે યુક્ત કેવળજ્ઞાનરૂપી સૂર્ય સમાન જિનેશ્વર છે. તેણે રચેલા પ્રવચનને વિષે-સમગ્ર દોષ રહિત યથાર્થ વસ્તુના સ્વરૂપને કહેનાર આગમને વિષે જ સર્વ હિંસા અહિંસાદિક અને સત્ય અસત્યાદિક ઘટે છે. કારણ કે આત્માને નિત્ય તથા અનિત્ય અને દેહથી ભિન્ન તથા અભિન્ન પ્રતિપાદન કર્યો છે, તેથી સ્પષ્ટ રીતે હિંસાદિક સર્વ ઘટે છે. અહીં આ પ્રમાણે ભાવાર્થ છે.-જિનાગમને વિષે આત્મા પરિણામીપણાએ કરીને કથંચિત્ ( કોઈક પ્રકારે ) નિત્ય છે, અર્થાત્ અસંખ્યાતા પ્રદેશોએ કરીને અને ચૈતન્યપણાએ કરીને સ્થિર સ્વરૂપવાળો હોવાથી-અનુત્પન્ન અવિનશ્વર હોવાથી દ્રવ્યપણે નિત્ય છે. તથા પર્યાયોના ઉત્પાદ ( ઉત્પત્તિ ) અને વિનાશની અપેક્ષાએ વિનાશના સ્વભાવવાળો હોવાથી કથંચિત્ અનિત્ય છે. તથા ચૈતન્ય

રૂપ ભિન્ન સત્તાની અપેક્ષાએ ભિન્ન હોવાથી કથંચિત્ દેહથી ભિન્ન છે, કારણ કે મૃતકના શરીરમાં તે દેખાતો નથી. તથા કથંચિત્ અભિન્ન પણ છે, કારણ કે દૂધ અને પાણીની જેમ તથા અગ્નિ અને લોહના ગોળાની જેમ સર્વ શરીરમાં તે વ્યાપીને રહ્યો છે, તથા પુષ્પમાળા, ચંદન, સ્ત્રી વિગેરે અને કાંટા, ખડ્ગ, જ્વર વિગેરે ઇષ્ટ અને અનિષ્ટ પદાર્થોના સ્પર્શને લીધે સાત અને અસાત ( સુખ દુઃખ )ને શરીરને વિષે અનુભવે છે. માટે આવા પ્રકારના આત્માને વિષે પૂર્વે કહેલું સર્વ ઘટે છે. ૩૮.

તે જ અર્થની ભાવના કરે છે.—

**आत्मा द्रव्यार्थतो नित्यः पर्यायार्थाद्विनश्वरः ।**
**हिनस्ति हिंस्यते तत्तत्फलान्यप्यधिगच्छति ॥ ३९ ॥**

**મૂલાર્થ**—આત્મા દ્રવ્યાર્થથી નિત્ય છે, અને પર્યાયાર્થથી વિનશ્વર ( અનિત્ય ) છે, તેથી તે બીજાને હણે છે, તથા પોતે બીજાથી હણાય છે. વળી તે તે ફળને પણ પામે છે-ભોગવે છે. ૩૯.

**ટીકાર્થ**—આત્મા-જીવ દ્રવ્યાર્થથી-તે તે પર્યાયો પ્રત્યે ગમન કરનાર દ્રવ્યના અર્થથી-ચૈતન્યપણું, સત્પણું ( છતાપણું ), અસંખ્યાત પ્રદેશીપણું ઇત્યાદિવડે શાશ્વતપણાથી નિત્ય છે, એટલે અવિનશ્વર અને અનુત્પન્નરૂપે રહેલો છે. તથા પર્યાયાર્થથી-નર નારકાદિક, બુદ્ધિવાળાપણું, મૂર્ખપણું વિગેરે ઉત્પાદ અને વ્યયના સ્વભાવરૂપ પર્યાયોના અર્થથી વિનશ્વર-અનિત્ય છે. એ પ્રમાણે નિત્ય અને અનિત્ય તથા દેહથી ભિન્ન અને અભિન્ન વિવિધ પરિણામવાળો હોવાથી તે આત્મા પોતાના સિવાય બીજા વનસ્પતિ વિગેરે જીવોનો વિનાશ કરે છે. તથા કોઈ દેવદત્તાદિકવડે નાશ પામે છે. તથા તે હિંસા અહિંસાદિકના ફળને પણ-અનુક્રમે પરના વિનાશ અને પોતાના વિનાશથી નરક સ્વર્ગાદિકની પ્રાપ્તિને પણ આ ભવ તથા પરભવમાં પામે છે. ૩૯.

એ જ વાતને મજબૂત કરે છે.—

**इह चानुभवः साक्षी व्यावृत्त्यन्वयगोचरः ।**
**एकान्तपक्षपातिन्यो युक्तयस्तु मिथो हताः ॥ ४० ॥**

**મૂલાર્થ**—અહીં અન્વય અને વ્યતિરેકના વિષયવાળો અનુભવ જ સાક્ષી છે, અને એકાંતવાદનો પક્ષપાત કરનારી યુક્તિઓ તો પરસ્પર હણાયેલી છે. ૪૦.

ટીકાર્થ—આ જિનેશ્વરે કહેલા નિત્યાનિત્ય અને ભિન્નાભિન્ન આત્મસ્વરૂપના નિશ્ચયમાં વ્યાવૃત્તિ–બીજા પર્યાયની ઉત્પત્તિએ કરીને પૂર્વ પર્યાયથી નિવૃત્તિ અર્થાત્ ઉત્પાદ વ્યયરૂપ વ્યતિરેક દર્શન તથા અન્વય એટલે ધ્રુવ સત્તાવડે સર્વત્ર સંબંધ રાખીને રહેવું, તે (અન્વય–વ્યતિરેક) બન્ને જેના વિષયો છે એવો અનુભવ એટલે સર્વને પોતાનું સ્વરૂપ પ્રત્યક્ષ જાણવાનું જે જ્ઞાન તે જ સાક્ષી છે–સાક્ષાત્ દેખનાર છે. જિનાગમને વિષે જે પ્રમાણે કહ્યું છે, તે જ પ્રમાણે પોતાને અને પરને જ્ઞાનાદિકની તરતમતારૂપ વ્યાવૃત્તિ અને કાલાંતરે પોતે કરેલા કાર્યોની સ્મૃતિરૂપ પ્રવૃત્તિને સર્વ કોઈ અનુભવે છે, માટે સ્યાદ્વાદપક્ષ જ યુક્તિવાળો ભાસે છે. પરંતુ એકાંત એટલે સર્વથા નિત્ય અથવા સર્વથા અનિત્ય એવા પક્ષના સ્વીકારમાં પ્રવેશ કરતી યુક્તિઓ એટલે સાધક બાધક પ્રમાણના સ્થાપનવડે અર્થને નિશ્ચય કરવાના પ્રકારો પરસ્પર–પૂર્વાપર સંબંધ રહિત હોવાથી હણાયેલા થાય છે, અર્થાત્ પ્રથમ નિષ્ક્રિયપણાનું કારણ કહીને પછી ક્રિયાનું પ્રતિપાદન કરવાથી વ્યર્થતાને પામે છે. ૪૦.

અહીં કોઈ શંકા કરે કે–જૈનમતમાં પણ આત્માનો સર્વથા નાશ થતો નથી, તેથી તેમાં પણ વાસ્તવિક હિંસા કેમ સંભવે? તે શંકાને દૂર કરવા કહે છે.—

**पीडाकर्तृत्वतो देहव्यापत्त्या दुष्टभावतः ।**
**त्रिधा हिंसागमे प्रोक्ता न हीत्थमपहेतुका ॥ ४१ ॥**

મૂલાર્થ—બીજાને પીડા કરવાથી, દેહનો નાશ કરવાથી તથા દુષ્ટ પરિણામથી એમ ત્રણ પ્રકારની હિંસા જિનાગમને વિષે કહેલી છે. આ પ્રકારે માનવાથી તે હિંસા હેતુવિનાની નથી–સહેતુક છે. ૪૧.

ટીકાર્થ—જિનેશ્વરે રચેલા સિદ્ધાન્તમાં જો કે સર્વથા આત્માનો નાશ કહ્યો નથી, તોપણ પરને દુઃખ ઉત્પન્ન કરવાથી, તથા શરીરનો નાશ કરવાથી તથા દુષ્ટ–પરજીવનો ઘાત ચિંતવવારૂપ અશુભ અધ્યવસાયથી, એમ ત્રણપ્રકારે જીવઘાતરૂપ હિંસા કહેલી છે–ગતિ, ફળ અને વિપાક (ઉદય) ને દેખાડવા પૂર્વક કહી છે. કારણ કે કથંચિત્ નિત્ય તથા અનિત્ય અને દેહથી ભિન્ન તથા અભિન્ન એવો આત્મા માનવાથી આ કહેલી હિંસાનો સંભવ થઇ શકે છે. આ પ્રમાણે સિદ્ધ થયેલી હિંસા કારણ વિનાની એટલે પરમાર્થપણે ન છતાં કલ્પિત છે એમ નથી; પરંતુ વાસ્તવિક જ છે. ૪૧.

આ પ્રમાણે વાસ્તવિક હિંસાનો સંભવ સાંભળીને કોઈક શંકા કરે છે.—

**हन्तुर्जाग्रति को दोषो हिंसनीयस्य कर्मणि ।**
**प्रसक्तिस्तदभावे चान्यत्रापीति मुधा वचः ॥ ४२ ॥**

**મૂલાર્થ**—હિંસ્યનું કર્મ ઉદયમાં આવવાથી તે હણાય છે, તેમાં હિંસકનો શો દોષ છે? વળી તે હિંસકના અભાવે બીજા હિંસકને વિષે પણ તે હિંસા કરવાની પ્રાપ્તિ થશે. આ પ્રમાણે કોઈ કહે તો તે વચન મિથ્યા છે. ૪૨.

**ટીકાર્થ**—હિંસ્યનું-વધ કરવા લાયક મૃગાદિક પ્રાણીનું પૂર્વ જન્મે અન્યને પ્રહારાદિ કરવાથી બાંધેલું મૃત્યુરૂપી ફળ આપનારૂં કર્મ જાગૃત થવાથી-તે કર્મ તેને ઉદયમાં આવવાથી-પ્રકટ થયેલું હોવાથી હિંસકનો હિંસા કરનારનો શો દોષ? કાંઇપણ નથી. કારણ કે મરનાર જીવ પોતાના કર્મના ઉદયથી જ મરણ પામ્યો છે. વળી તે દેવદત્તાદિક હણનારને અભાવે અથવા તેણે હિંસા ન કરી હોત તોપણ તેને ઠેકાણે બીજા યજ્ઞદત્તાદિકનેવિષે તે હિંસા કરવાની પ્રાપ્તિ થશે; અર્થાત્ તેનાથી હણાશે, તેથી મરણ તો અવશ્ય થવાનું જ છે. આ પ્રમાણે રસલંપટનું વચન વ્યર્થ જાણવું. કારણકે હિંસકને જે હિંસા લાગે છે તે પૂર્વે કહેલી ત્રણ પ્રકારે થતી હિંસાપૈકી અધ્યવસાય દુષ્ટ થવા વિગેરેથી લાગે છે.

હિંસા કોને ન લાગે, તે કહે છે.—

**हिंस्यकर्मविपाकेयं दुष्टाशयनिमित्तता ।**
**हिंसकत्वं न तेनेदं वैद्यस्य स्याद्रिपोरिव ॥ ४३ ॥**

**મૂલાર્થ**—દુષ્ટ અધ્યવસાયના નિમિત્તવાળી આ હિંસા હિંસ્ય પ્રાણીના કર્મના વિપાકરૂપ છે, તેથી શત્રુની જેમ વૈદ્યને આ હિંસકપણું પ્રાપ્ત થતું નથી. ૪૩.

**ટીકાર્થ**—આ દુષ્ટાશયના નિમિત્તવાળી-દુષ્ટ એટલે નિર્દયતાને લીધે થયેલ ક્રૂર આશય એટલે અશુભ પરિણામ, તે રૂપ નિમિત્ત એટલે નિષ્પત્તિના કારણરૂપ હિંસા હિંસ્યના કર્મના વિપાકવાળી છે-હિંસ્ય એટલે અન્યે કરેલા શસ્ત્રપ્રહારથી વધ કરવા લાયક દરેક ભવમાં થાય તેવા પ્રકારના કર્મરૂપી-પાપ કર્મના બંધરૂપી વિપાકવાળી-ફળના ઉદયવાળી છે. તેથી એટલે ક્રૂર અધ્યવસાયના કારણવાળી હિંસા પણ દુષ્ટાશયવાળી નહીં હોવાથી દૂષિત અવયવોને કાપનાર અથવા કોઈ

વ્યાધિપર ઔષધ આપનાર વૈદ્યને આ પૂર્વે કહેલું હિંસા કર્મનું ફળ શત્રુની જેમ થતું નથી. એટલે શત્રુને દુષ્ટ અધ્યવસાયયુક્ત હોવાથી જેવું અશુભ ફળ આપે છે તેવું અશુભફળ વૈદ્યને પ્રાપ્ત થતું નથી.

કહેલા અર્થનું જ ફલિતાર્થ કહે છે.—

**इत्थं सदुपदेशादेस्तन्निवृत्तिरपि स्फुटा ।**
**सोपक्रमस्य पापस्य नाशात्स्वाशयवृद्धितः ॥ ४४ ॥**

**મૂલાર્થ**—આ પ્રમાણે સદુપદેશાદિથી, સોપક્રમી પાપના નાશથી અને તેથી પોતાના શુભ અધ્યવસાયની વૃદ્ધિ થવાથી તે હિંસાથકી નિવૃત્તિ પણ પ્રગટ રીતે થાય છે. ૪૪.

**ટીકાર્થ**—આ હિંસા અહિંસાનું સ્વરૂપ, ગતિ અને ફળ વિગેરે સમજાવવા પૂર્વક આપેલા સદુપદેશાદિથી-હિતકારક ધર્મોપદેશ કરવાથી તથા તે પર શ્રદ્ધા રાખવાથી, ઉપદેશકર્તા ( વક્તા ) અને શ્રોતા એ બન્નેને સોપક્રમ-શુભ પરિણામાદિક વડે સાધ્યવા લાયક એટલે વિનાશ કરવા લાયક પાપકર્મનો-અશુભ કર્મનો નાશ થવાથી, અને તેથી કરીને પોતાના કરૂણાદિરૂપ અધ્યવસાયની વૃદ્ધિ થવાથી એમ ત્રણ કારણથી તે હિંસાની નિવૃત્તિ પણ-નિષેધ પણ પ્રગટ રીતે થાય છે, માટે અહિંસા પણ ( જૈન શાસનમાં ) ઘટે છે-યુક્ત છે. ૪૪.

હવે ચાર શ્લોકવડે અહિંસાની સ્તુતિ કરે છે.—

**अपवर्गतरोर्बीजं मुख्याऽहिंसेयमुच्यते ।**
**सत्यादीनि व्रतान्यत्र जायन्ते पल्लवा नवाः ॥ ४५ ॥**

**મૂલાર્થ**—આ અહિંસા મોક્ષરૂપી વૃક્ષનું બીજ છે, માટે તે મુખ્ય કહેવાય છે, તથા સત્યાદિક વ્રતોરૂપ આ વૃક્ષને વિષે નવા પલ્લવો ( નવાંકુરો ) ઉત્પન્ન થાય છે. ૪૫.

**ટીકાર્થ**—આ જેનું સ્વરૂપ ઉપર કહેવામાં આવ્યું છે, તથા જેના ગુણો આગળ કહેવામાં આવશે એવી અહિંસા-પ્રાણી પરની દયા જેમાંથી રાગાદિકનો સમૂહ નષ્ટ થયો છે એવા અપવર્ગ-મોક્ષરૂપી તરૂનું-અક્ષય સુખરૂપ ફળ આપનાર હોવાથી અપવર્ગરૂપ વૃક્ષનું બીજ-ઉત્પત્તિ કારણ છે, માટે તે અહિંસા મુખ્ય-સર્વમાં પ્રધાન છે એમ તીર્થંકરાદિક કહેછે-ઉપદેશ કરેછે. અને સત્ય એટલે મિથ્યા ભાષણનો ત્યાગ વિગેરે મહાવ્રતો આ મોક્ષરૂપ વૃક્ષને વિષે નવા પલ્લવો-નવા અંકુરો તુલ્ય છે. કારણ કે તે વ્રતો અહિંસારૂપ વ્રતના પરિવારરૂપ છે,

માટે વૃક્ષના ઉદ્ગમથી પત્રાદિક પરિવારની જેમ અહિંસાના પરિણામ (શુદ્ધિ) ઉત્પન્ન થવાથી સત્યાદિકના પણ પરિણામ ઉત્પન્ન થાય છે. ૪૫.

તેવી અહિંસા પરમાર્થથી જિનશાસનને વિષે જ છે, તે કહેછે.—

**अहिंसासंभवश्चेत्थं दृश्यतेऽत्रैव शासने ।**
**अनुबन्धादिसंशुद्धिरप्यत्रैवास्ति वास्तवी ॥ ४६ ॥**

**મૂલાર્થ**—આ પ્રમાણે અહિંસાનો સંભવ આ જિનશાસનને વિષે જ જોવામાં આવે છે. તથા અનુબંધ વિગેરેની શુદ્ધિ પણ વાસ્તવિક રીતે આ જિનશાસનને વિષેજ છે. ૪૬.

**ટીકાર્થ**—આ પ્રમાણે-પૂર્વે કહ્યા પ્રમાણે વાસ્તવિક અહિંસાનો સંભવ-ઉત્પત્તિ આ જિનાગમને વિષે જ અમો જોઇએ છીએ. કેમકે તેમાં આત્માને નિત્યાનિત્ય તથા દેહથી ભિન્નાભિન્ન માનેલો છે. એ પ્રમાણે બીજા કોઇ પણ શાસનને વિષે માનેલ નથી. તથા અનુબંધાદિકની શુદ્ધિ-અનુબંધ એટલે અહિંસાની વૃદ્ધિ અને શુદ્ધિને અનુસારે બોલવું, જવું, ઉભું રહેવું, બેસવું, આહાર કરવો, વિહાર કરવો વિગેરે ક્રિયામાં યતના પૂર્વક પ્રવર્તવું તે. તથા આદિ શબ્દ હોવાથી પ્રતિજ્ઞા, હેતુ, દૃષ્ટાંત વિગેરે ગ્રહણ કરવા. આવા અનુબંધાદિકની સંશુદ્ધિ એટલે સમ્યક્ પ્રકારે શોધન-સકળ ધર્મના વ્યવહારને હિંસારૂપ મળનો ત્યાગ કરીને ઉજ્વળ કરવો તે પણ વાસ્તવિક રીતે-સત્ય રીતે આ જૈન મતને વિષેજ છે. કેમકે તેમાં જ તેવા પ્રકારની પ્રવૃત્તિ જોવામાં આવે છે. ૪૬.

આ પ્રમાણે અહિંસાનો સંભવ તથા અનુબંધાદિકની શુદ્ધિ જિનાગમને વિષે જ છે, એમ સાંભળીને કોઈ શંકા કરે છે કે-જૈન શ્રાવકો ઘર બાંધવાવિગેરે આરંભમાં પ્રવૃત્ત થયેલા પણ હોય છે, માટે તેમને તે અહિંસાદિક કેમ સંભવે? આ શંકાનો નિરાસ કરવા કહેછે.—

**हिंसाया ज्ञानयोगेन सम्यग्दृष्टेर्महात्मनः ।**
**तप्तलोहपदन्यासतुल्याया नानुबन्धनम् ॥ ४७ ॥**

**મૂલાર્થ**—સમ્યગ્દૃષ્ટિવાળા મહાત્માને જ્ઞાનનો યોગ હોવાથી તપાવેલા લોઢાપર પગ મૂકવા જેવી હિંસાનો અનુબંધ (સંબંધ) લાગતો નથી. ૪૭.

**ટીકાર્થ**—હે વિદ્વાન્! શ્રાવકને ગૃહાદિકના આરંભમાં તથા વિહારમાં એટલે નદી વિગેરે ઉતરતા મુનિને પણ એટલે તેવા સમ્યગ્દૃષ્ટિ મહાત્માને-શુદ્ધ સ્વભાવવાળા ઉત્તમ પુરૂષને જ્ઞાનનો યોગ હોવાથી-

સ્વપરના સમાન સુખદુ:ખરૂપ યથાર્થ વસ્તુસ્વરૂપને જણાવનારા જ્ઞાનનો સંબંધ હોવાથી એટલે સર્વત્ર દયાવાન હોવાથી અગ્નિના સંયોગથી તપાવેલા-અગ્નિના વર્ણ જેવા થયેલા લોહપાત્ર ઉપર પગને સ્થાપન કરવા જેવી એટલે કંપસહિત પ્રવૃત્તિવાળી હિંસાના-પ્રાણી વિરાધનાના અનુબંધની-સંબંધની એટલે હિંસાને અનુસરનાર દુર્ગતિને આપનાર કર્મના બંધની ઉત્પત્તિ થતી નથી. કારણ કે તેમાં તેમનો દુષ્ટ આશય ન હોવાથી કરૂણારસવડે તે હિંસાના અનુબંધનો નાશ થાય છે. ૪૭.

કહેલા અર્થની જ પુષ્ટિ કરે છે.—

**सतामस्याश्च कस्याश्चिद्यतनाभक्तिशालिनाम् ।**
**अनुबन्धो ह्यहिंसाया जिनपूजादिकर्मणि ॥ ४८ ॥**

**મૂલાર્થ**—યતના અને ભક્તિએ કરીને શોભતા સત્પુરૂષોને જિનપૂજાદિક ક્રિયામાં કદિ કાંઈ હિંસા થાય, તોપણ તેથી તેને અનુબંધ અહિંસાનો જ થાય છે. ૪૮.

**ટીકાર્થ**—જીવનું રક્ષણ કરવા માટે પૃથ્વી તથા જળનું શોધન કરવું અને જળનું ગાળવું વિગેરે યતના તથા જિનેશ્વરને વિષે પૂજ્યબુદ્ધિ એટલે તેમના ગુણ અને ઉપકારનું સ્મરણ, તેનાપર પ્રીતિ અને બહુમાન વિગેરે રૂપ ભક્તિ, એ બન્ને વડે શોભનારા સત્પુરૂષોને-સમ્યગ્દષ્ટિ જીવોને જિનેશ્વરની પૂજા કરવી તથા મુનિને દાન આપવું વિગેરે ક્રિયાને વિષે કોઈ પણ જાતની-પુષ્પ, અગ્નિ, વાયુ કે જળાદિકને વિષે ઉત્પન્ન થયેલી હિંસાનો સંભવ થયા છતાં પણ તેમને ખરેખર અહિંસાનો જ-પ્રાણી દયાનો જ અનુબંધ એટલે અહિંસાને અનુસારે ગતિ આપનારો શુભ કર્મનો બંધ થાય છે, પણ હિંસાને અનુસારે કર્મબંધ થતો નથી. અર્થાત્ જો કે પીડા કરવારૂપ તથા દેહનો નાશ કરવારૂપ હિંસાના બે હેતુઓ જણાય છે, તોપણ દુષ્ટ અધ્યવસાયરૂપ ત્રીજા હેતુનો અભાવ હોવાથી અનુબંધ અહિંસાનો થાય છે. ૪૮.

કહેલા અર્થનો પ્રતિપક્ષ કહે છે.—

**हिंसानुबन्धिनी हिंसा मिथ्यादृष्टेस्तु दुर्मतेः ।**
**अज्ञानशक्तियोगेन तस्याहिंसापि तादृशी ॥ ४९ ॥**

**મૂલાર્થ**—દુષ્ટ બુદ્ધિવાળા મિથ્યાદૃષ્ટિની ગૃહારંભાદિકમાં થયેલી હિંસા હિંસાના અનુબંધવાળી હોય છે, તથા તેની અહિંસા પણ અજ્ઞાનશક્તિના સંબંધે કરીને તેવીજ ( હિંસા સદૃશ જ ) હોય છે. ૪૯.

**ટીકાર્થ**—ગાઢ રાગાદિક દૂષણવડે જેની બુદ્ધિ દૂષિત થયેલી છે, એવા મિથ્યાદૃષ્ટિની—જિનેશ્વરે કહેલા તત્ત્વને વિષે વિપરીત શ્રદ્ધાવાળા જીવોની હિંસા-ગૃહાદિકના આરંભમાં તેનાથી થયેલી જીવ વિરાધના હિંસાના અનુબંધવાળી-હિંસાના ફળને અનુસારે દુર્ગતિને આપનારી થાય છે. તથા તે મિથ્યાદૃષ્ટિની અહિંસા પણ અજ્ઞાનશક્તિના યોગથી-જેનાથી જ્ઞાનના ફળરૂપ મોક્ષની પ્રાપ્તિ નથી એવા અજ્ઞાનથી અન્યથા (વિપરીત) વસ્તુના બોધરૂપ શક્તિના સંબંધે કરીને તેવી જ-હિંસા જેવી જ અર્થાત્ મોક્ષને નહીં આપનારી જ થાય છે. એટલે કે તે અહિંસા પ્રથમ કાંઈક સુખરૂપ ફળ આપીને પછી ઘણા જન્મનાં દુઃખનું કારણ થવાથી હિંસાના અનુબંધવાળી થાય છે. તો પછી હિંસાના ફળ વિષે તો શું કહેવું? ૪૯.

કહેલા અર્થને દૃષ્ટાંતથી સિદ્ધ કરે છે.—

**येन स्यान्निह्नवादीनां दिविषद्दुर्गतिः क्रमात्।**
**हिंसैव महती तिर्यग्नरकादिभवान्तरे ॥ ५० ॥**

**મૂલાર્થ**—જેથી કરીને નિહ્નવાદિકોને દેવતાઓમાં પણ દુર્ગતિ પ્રાપ્ત થાય છે, અને ત્યારપછી અનુક્રમે ભવાંતરમાં તિર્યંચ અને નરક વિગેરેમાં મોટી હિંસા પ્રાપ્ત થાય છે, અર્થાત્ તે જીવો હિંસા કરનારા થાય છે. ૫૦.

**ટીકાર્થ**—અહીં કોઈ શંકા કરે કે-જે અહિંસા છે તે હિંસાના અનુબંધવાળી કેમ થાય? તેનો જવાબ આપેછે કે-જેથી કરીને-કહેવાશે એવા ઉદાહરણે કરીને નિહ્નવાદિકોને-જિનેશ્વરનાં વચનોને વિપરીતપણે કહેનારા તથા યથારૂચિ પ્રરૂપણા કરનારા અન્ય દર્શનીઓ વિગેરેને અહિંસાદિક વ્રતોનું પાલન કરતાં છતાં પણ આગામી ભવને વિષે દેવ થાય તો તેમાં પણ દુર્ગતિ-કિલ્બિષિકાદિક દેવપણારૂપ નીચપણાની પ્રાપ્તિ થાય છે. એવી ગતિ અહિંસાનું ફળ હોઈ શકે નહીં. તે હિંસાનું જ ફળ છે એમ જાણવું. પછી ત્યાંથી ચવીને અનુક્રમે-જન્મની પરંપરાના ક્રમથી ભૂચર, જળચર, ખેચર વિગેરે તિર્યંચ અને રત્નપ્રભાદિક નરકને વિષે ઉત્પન્ન થઈને આ સંસારની અંદર વારંવાર પડવારૂપ ભવોમાં મોટી હિંસા-જીવ વિરાધના જ તેને પ્રાપ્ત થાય છે. અર્થાત્ તેમને મિથ્યાત્વના બીજથી પ્રાપ્ત થયેલી પાપની પરિણતિએ કરીને થોડી સંપત્તિમાં પણ મહાઅભિમાન-ગર્વપૂર્વક ભોગાદિકમાં પ્રવૃત્તિ થવાથી પાપની જ પરંપરા પ્રગટ થાય છે. ૫૦.

સમ્યગ્દષ્ટિની હિંસા પણ અહિંસાના અનુબંધવાળી થાય છે, તે દૃષ્ટાંતવડે સિદ્ધ કરે છે.—

**साधूनामप्रमत्तानां सा चाहिंसानुबन्धिनी ।**
**हिंसानुबन्धविच्छेदाद्गुणोत्कर्षो यतस्ततः ॥ ५१ ॥**

મૂલાર્થ—અપ્રમત્ત સાધુઓને તે હિંસા અહિંસાના અનુબંધવાળી થાય છે. કારણકે હિંસાના અનુબંધનો વિચ્છેદ થવાથી તેમને ઉલટો ગુણનો ઉત્કર્ષ થાય છે. ૫૧.

ટીકાર્થ—અપ્રમત્ત-મિથ્યાત્વ વિગેરે સકળ પ્રમાદરહિત સાધુઓને એટલે મોક્ષ સાધનના સાધનાર મુનિઓને તે હિંસા-ધર્મક્રિયા કરતાં કથંચિત્ ચાલતી વખતે પાદન્યાસ કરતાં અત્યંત સમીપે રહેલા જીવ ઉપર પગ મૂકાઈ જાય, અને પછી તે પગ તરત પાછો ઉચકી શકાય તેમ ન હોવાથી કીટાદિકની વિરાધના થઈ જાય, તો તે પણ અહિંસાના જ અનુબંધવાળી-જીવદયાને અનુસરનારી અર્થાત્ જીવરક્ષાને વિષે જ પ્રયત્ન કરેલો હોવાથી મોક્ષાદિક સુખને સાધનારી થાય છે. કારણ કે હિંસાના અનુબંધ ( સંબંધ ) નો વિચ્છેદ થવાથી એટલે હિંસાના કારણોનું નિવારણ થવાથી ઉલટો ગુણનો ઉત્કર્ષ-જ્ઞાનાદિક ગુણોની વૃદ્ધિ થાય છે. આ પ્રમાણે મુનિઓને વિષે જોવામાં આવે છે. ગુણોનો પ્રકર્ષ તે અહિંસાનું જ ફળ છે. ૫૧.

કહેલા અર્થને જ વિશેષ પ્રકારે કહે છે. અથવા બીજા મુગ્ધોને પણ અહિંસાનો અનુબંધ હો, એમ કોઈના ધારવામાં આવે, તેનો નિષેધ કરે છે.—

**मुग्धानामियमज्ञानात् सानुबन्धा न कर्हिचित् ।**
**ज्ञानोद्रेकाप्रमादाभ्यामस्या यदनुबन्धनम् ॥ ५२ ॥**

મૂલાર્થ—અજ્ઞાનને લીધે મૂર્ખ માણસોને આ અહિંસા કદાપિ અનુબંધવાળી થતી નથી. કારણ કે આ અહિંસાનો અનુબંધ અધિક જ્ઞાન તથા અપ્રમાદથી જ થાય છે. ૫૨.

ટીકાર્થ—આ પૂર્વે કહેલી અહિંસા અજ્ઞાનથી-મોક્ષ અને વસ્તુના યથાર્થ સ્વરૂપને નહીં જાણવાથી તથા હોય તેથી વિપરીત પણે જાણવાથી મુગ્ધજનોને-જિનેશ્વરના વચનરૂપી અમૃતના સ્વાદ રહિત મૂર્ખ જનોને અનુબંધવાળી સંસાર પર્યંત સાથે રહેનારી અને મોક્ષને અનુસરનારી કદાપિ થતી નથી. કારણ કે આ અહિંસાનો અનુબંધ-મોક્ષને અનુસરતી પ્રાપ્ત ભવ્ય પ્રાણીઓને યથાર્થ વસ્તુ જાણનાર સ્યાદ્વાદને

અનુસરતા બોધની અત્યંતતાથી તથા અપ્રમાદથી અકર્તવ્યમાં અકર્તવ્યની બુદ્ધિ તથા કર્તવ્યમાં કર્તવ્યની બુદ્ધિરૂપ સાવધાનપણાથી જ થાય છે. અન્યથા થતો નથી. અર્થાત્ મૂર્ખજનોને વિષે જ્ઞાન તથા અપ્રમાદ છે જ નહીં, માટે તેને અહિંસાનો અનુબંધ થતો નથી. ૫૨.

હિંસા અને અહિંસાના ફળનું તરતમપણું બે શ્લોકવડે બતાવે છે.–

**एकस्यामपि हिंसायामुक्तं सुमहदन्तरम् ।**
**भाववीर्यादिवैचित्र्यादहिंसायां च तत्तथा ॥ ५३ ॥**

**મૂલાર્થ**—એક જ જાતની હિંસામાં પણ ભાવ અને વીર્યની વિચિત્રતાને લીધે અત્યંત-ઘણું અંતર ( તફાવત ) કહેલું છે, તેજ પ્રમાણે અહિંસામાં પણ અંતર જાણવું. ૫૩.

**ટીકાર્થ**—એક જાતિના જીવના વિષયવાળી અથવા એકજ મૃગાદિક જીવના વિષયવાળી હિંસામાં-જીવ વિરાધનામાં પણ રાગ દ્વેષરૂપી પરિણામ તથા કાર્યની વિશેષ પ્રકારની સિદ્ધિરૂપ ભાવ વીર્ય–ચિત્તનો ઉત્સાહ વિગેરેની વિચિત્રતા હોવાથી-હાનિ તથા વૃદ્ધિએ કરેલી તરતમતાથી અત્યંત મોટું અંતર હોય છે-તેના ફળમાં તથા બંધમાં ઘણો તફાવત પડે છે. તે જ પ્રમાણે તેવું મોટું અંતર અહિંસામાં પણ–અહિંસાના ફળને વિષે પણ જાણવું. તાત્પર્ય એ છે કે-કોઈ પુરૂષ થોડા પ્રેમથી ભોગોને ભોગવે છે, અને કોઈ ઘણા પ્રેમથી ભોગવે છે. તેમાં હિંસા તો બન્નેને સરખી છે, પરંતુ પાપના બંધમાં ઘણો તફાવત છે. હિંસાના ફળની તરતમતા ઉત્પન્ન કરવામાં ભાવ (મનના પરિણામ)ની વિચિત્રતા હોય છે, તેજ પ્રમાણે વીર્યાદિકની પણ તરતમતા જાણવી. ૫૩.

**सद्यः कालान्तरे चैतद्विपाकेनापि भिन्नता ।**
**प्रतिपक्षान्तरालेन तथा शक्तिनियोगतः ॥ ५४ ॥**

**મૂલાર્થ**—આ હિંસા તથા અહિંસાના વિપાકે કરીને પણ ભેદ છે. કારણ કે તેવા પ્રકારની શક્તિના નિયોગથી પ્રતિપક્ષના અંતરાલે કરીને તત્કાળ અથવા કાળાંતરે તેનો ઉદય થાય છે. ૫૪.

**ટીકાર્થ**—પૂર્વે કહેલા હેતુસમૂહને લીધે આ હિંસા તથા અહિંસાના વિપાકે કરીને-ઉપાર્જિત કરેલા કર્મની સ્થિતિના પરિપાકથી થયેલા વિપાક ઉદયવડે કરીને પણ ભિન્નતા-ભેદ (તફાવત) છે. કારણ કે પૂર્વે કહેલી બંધને અવસરે ભાવ તથા વીર્યની વિચિત્રતાને અનુરૂપ શક્તિના-કર્મના સામર્થ્યના તથા જીવના પરિણામની વર્તનાના નિયોગથી-વિપાકની સન્મુખ કરવામાં વ્યાપારની સ્ફુરણારૂપ પ્રેરણાથી

કોઈ જીવને તત્કાળ-અંતર્મુહૂર્તાદિકમાં અને કોઈ જીવને કાળાંતરે-વર્ષાંતરે અથવા જન્માંતરે પ્રતિપક્ષના અંતરાલવડે કરીને-શુભ કર્મનો પ્રતિપક્ષ અશુભ કર્મ અને અશુભ કર્મનો પ્રતિપક્ષ શુભ કર્મ તે રૂપ પ્રતિપક્ષે કરેલા પોતાના ઉદયમાં વ્યવધાનવડે તત્કાળ અથવા કાળાંતરે તે વિપાક-તીવ્ર મંદાદિક ભેદવડે કર્મના ફળ તરીકે વેદવામાં આવે છે. ૫૪.

અહીં કોઈ શંકા કરે કે-તમે કહ્યા પ્રમાણે તો હિંસાના અનુબંધવાળા ધર્મકૃત્યથી તો મોક્ષનું સાધન બાધકરૂપ જણાય છે. તે શંકાને દૂર કરવા માટે કહે છે.—

**हिंसाप्युत्तरकालीनविशिष्टगुणसंक्रमात् ।**

**त्यक्ताविध्यनुबन्धत्वादहिंसैवातिभक्तितः ॥ ५५ ॥**

**મૂલાર્થ**—ધર્મકાર્યમાં થયેલી હિંસા પણ ઉત્તર કાળમાં થનારા વિશિષ્ટ ગુણોની પ્રાપ્તિ થવાથી, અતિ ભક્તિથી તથા અવિધિનો અનુબંધ તજવાથી અહિંસા જ કહેવાય છે. ૫૫.

**ટીકાર્થ**—હે ધર્માર્થી ! ધર્મકાર્ય કરતાં જે કાંઈ જીવવિરાધના થાય છે, તે સ્વરૂપવડે હિંસા છે, તો પણ ઉત્તર કાળમાં-યતના પૂર્વક દાન, વિહાર અને દેવપૂજા વિગેરે કરતાં પૃથ્વી, જળ અને પુષ્પાદિકના આરંભવાળી ક્રિયા થઈ રહ્યા પછીને સમયે થવાના વિશેષ પ્રકારના અથવા વૃદ્ધિ પામતા સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિક ગુણોની પ્રાપ્તિ થવાથી તથા અત્યંત ભક્તિથી એટલે દેવ, ગુરૂ અને ધર્મનું બહુમાન કરવાથી તથા આગમથી ઉલટી રીતે કરવારૂપ અવિધિનો ત્યાગ કરવાથી અહિંસા જ કહેવાય છે. કારણ કે તે હિંસા અહિંસાના ફળને ઉત્પન્ન કરે છે, તથા મનના પરિણામને શુદ્ધ કરે છે, માટે તે હિંસા પણ ધર્મ જ કહેવાય છે. ૫૫.

પૂર્વે કહેલા સમગ્ર અર્થને દેખાડનાર જિનાગમનું સમ્યક્ત્વ સ્વરૂપપણું બે શ્લોકવડે કહે છે.—

**ईदृग्भंगशतोपेताऽहिंसा यत्रोपवर्ण्यते ।**

**सर्वांशपरिशुद्धं तत् प्रमाणं जिनशासनम् ॥ ५६ ॥**

**મૂલાર્થ**—જે શાસનને વિષે આ પ્રમાણે સેંકડો ભાંગા ( પ્રકાર ) સહિત અહિંસાનું વર્ણન કરેલું છે, તે સર્વ અંશે અતિ શુદ્ધ જિનશાસન જ પ્રમાણભૂત છે. ૫૬.

**ટીકાર્થ**—જેને વિષે ( જિન શાસનનેવિષે ) આ પ્રકારે-પૂર્વે કહ્યા પ્રમાણે સેંકડો ભાંગા-પ્રકારો સહિત અહિંસાનું-જીવદયાનું વર્ણન કરેલું છે-સારી રીતે ( વાસ્તવિક રીતે ) સંભવ, અનુબંધ અને શુદ્ધિ વિગેરે પ્રકારો વડે કહેલું છે; તેવું સમ્યક્વસ્તુને પ્રતિપાદન કરનાર સર્વ અંશે શુદ્ધ એટલે જાણવું અને તે પ્રમાણે પાલન કરવું, ઈત્યાદિ સર્વ પ્રકારે શુદ્ધ આ જિનશાસન-જિનાગમ જ સ્વીકાર કરવાને યોગ્ય હોવાથી સર્વત્ર પ્રમાણભૂત છે. ૫૬.

**अर्थोऽयमपरोऽनर्थ इति निर्धारणं हृदि ।**
**आस्तिक्यं परमं चिह्नं सम्यक्त्वस्य जगुर्जिनाः ॥ ५७ ॥**

**મૂલાર્થ**—આ ઉપર કહેલો સર્વ અર્થ-સદ્વસ્તુ છે, અને બીજો સર્વ અનર્થ-અસત્યરૂપ છે. એ પ્રમાણે હૃદયમાં જે નિશ્ચય કરવો, તે સમ્યક્ત્વનું આસ્તિક્યરૂપ ઉત્કૃષ્ટ ચિહ્ન છે, એમ જિનેશ્વરોએ કહ્યું છે. ૫૭.

**ટીકાર્થ**—આ અહિંસાને પ્રતિપાદન કરનાર જિનેશ્વરે કહેલા સિદ્ધાંત અથવા સિદ્ધાંતમાં કહેલા આત્માદિક સર્વે પદાર્થો, એ જ અર્થ છે, એટલે સાધવા લાયક સદ્વસ્તુ છે. તેનાથી બીજાં સર્વે દર્શનો અનર્થ છે-અહિતરૂપ છે, અર્થાત્ ગ્રહણ કરવા લાયક ન હોવાથી અનિષ્ટરૂપ છે, આ પ્રકારે હૃદયમાં નિશ્ચય કરવો-એકાગ્રતા કરવી તે સમ્યક્ત્વનું આસ્તિક્ય આસ્થારૂપ પ્રકૃષ્ટ-પ્રથમ ચિહ્ન-હૃદયમાં રહેલું સમ્યક્ત્વસૂચક લક્ષણ છે, એમ સર્વજ્ઞ તીર્થંકરોએ કહ્યું છે. આ આસ્તિક્ય નામનું સમ્યક્ત્વનું શ્રેષ્ઠ લક્ષણ જાણવું. ૫૭.

લક્ષણનો વિષય ચાલતો હોવાથી એ સમ્યક્ત્વનાં બાકીનાં ચાર લક્ષણો કહેવા પૂર્વક અધિકારની સમાપ્તિ કરે છે.—

**शमसंवेगनिर्वेदानुकंपाभिः परिष्कृतम् ।**
**दधतामेतदच्छिन्नं सम्यक्त्वं स्थिरतां व्रजेत् ॥ ५८ ॥**

**મૂલાર્થ**—શમ, સંવેગ, નિર્વેદ અને અનુકંપાએ કરીને શોભિત એવા આ આસ્તિક્યને નિરંતર ધારણ કરનારા ભવ્ય જીવોનું સમકિત સ્થિરતાને પામે છે-નિશ્ચળ થાય છે. ૫૮.

**ટીકાર્થ**—શમ એટલે શાંતિ અથવા ક્ષમા, સંવેગ એટલે મોક્ષની અભિલાષા તથા દેવ, ગુરૂ અને ધર્મ પરની પ્રીતિ, નિર્વેદ એટલે સંસારને વિષે ઉદાસીનતા અર્થાત્ વૈરાગ્ય, અને અનુકંપા એટલે દુ:ખીને વિષે તથા ધર્મરહિતને વિષે દ્રવ્ય અને ભાવથી દયા. આટલાએ કરીને શોભિત એવા આ પ્રત્યક્ષપણે કહેલા આસ્તિક્યને નિરંતર અતિચાર

વિના-ખંડિત કર્યા વિના ધારણ કરનારા ભવ્ય જીવોનું સમ્યક્ત્વ નિશ્ચળપણાને પામે છે. આ સમકિતના અધિકારમાં પ્રથમ જે અન્ય મતવાળાનું તથા તેમનાં શાસ્ત્રનું હિંસા અહિંસાનું અસંભવાદિક કહ્યું, તે તેમણે એકાંતપણે નિત્ય અથવા અનિત્ય એવા આત્માદિક વસ્તુનો સ્વીકાર કરેલો હોવાથી અહિંસાદિક આશયની અનુત્પત્તિ થાય છે તેથી કહ્યું છે. કારણ કે સર્વથા અવિનશ્વર માનવાથી હિંસા કરનારને કરૂણા હોઈ શકતી નથી. જેમકે અર્જુનને શ્રીકૃષ્ણે કહ્યું હતું કે-"આ જીવો મરતા નથી, પણ જીર્ણ શરીરનો ત્યાગ કરીને નવા શરીરને પામે છે." તથા સર્વથા અનિત્ય માનવાથી જીવના અભાવની જ બુદ્ધિ થાયછે, તેથી કોને વિષે કરૂણા થાય? ન જ થાય. ૫૮.

॥ इति सम्यक्त्वाधिकारः ॥

સમ્યક્ત્વની શુદ્ધિ મિથ્યાત્વનો ત્યાગ કરવાથી થાય છે. તે મિથ્યાત્વનું સ્વરૂપ જાણ્યું ન હોય, ત્યાં સુધી તેનો ત્યાગ કરી શકાતો નથી. તેથી આ બીજા અધિકારમાં મિથ્યાત્વનું સ્વરૂપ કહે છે.—

**मिथ्यात्वत्यागतः शुद्धं सम्यक्त्वं जायतेऽङ्गिनाम् ।**
**अतस्तत्परिहाराय यतितव्यं महात्मना ॥ ५९ ॥**

**મૂલાર્થ**—મિથ્યાત્વનો ત્યાગ કરવાથી પ્રાણીઓને શુદ્ધ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે, તેથી તે ( મિથ્યાત્વ )ના ત્યાગને માટે મહાત્માએ યત્ન કરવો. ૫૯.

**ટીકાર્થ**—જિનેશ્વરના ઉપદેશથી વિપરીતપણે વસ્તુપર શ્રદ્ધા રાખવી અથવા તેને જાણવી તે રૂપ મિથ્યાત્વનો ત્યાગ કરવાથી, પ્રાણીઓની સમ્યગ્દૃષ્ટિ શુદ્ધ થાય છે, માટે મહાત્માએ—સત્પુરૂષે તે મિથ્યાત્વના ત્યાગને માટે—મૂળથી જ ઉખેડી નાંખવા માટે યત્ન કરવો-ઉદ્યમ કરવો. ૫૯.

તે મિથ્યાત્વનો ત્યાગ આત્મસ્વરૂપને વિષે વિપ્રતિપત્તિને દૂર કરવાથી થાય છે. વિપ્રતિપત્તિઓ છ પ્રકારની છે, તે આ પ્રમાણે.—

**नास्ति नित्यो न कर्ता च न भोक्तात्मा न निर्वृतः ।**
**तदुपायश्च नेत्याहुर्मिथ्यात्वस्य पदानि षट् ॥ ६० ॥**

**મૂલાર્થ**—આત્મા નથી, આત્મા નિત્ય છે, આત્મા કર્તા નથી, ભોક્તા નથી, મુક્ત નથી તથા તેનો ( મોક્ષનો ) ઉપાય કાંઈ પણ નથી. એપ્રમાણે મિથ્યાત્વનાં છ પદો ( સ્થાનકો ) કહેલાં છે. ૬૦.

**ટીકાર્થ**—પાંચ મહાભૂતથી વ્યતિરિક્ત ભવાન્તરમાં જનારો કોઈ આત્મા છે નહીં ૧. તથા અનુત્પન્ન, અવિનશ્વર અને એક સ્થિરતાના સ્વભાવવાળો નિત્ય આત્મા છે ૨. તથા આત્મા નિષ્ક્રિય હોવાથી કોઈ-પણ ક્રિયાનો-કર્મનો કર્તા-કરનાર નથી ૩. તથા આત્મા અકર્તા હોવાથી ભોક્તા-કરેલા કર્મના ફળને ભોગવનારો નથી ૪. તથા કર્મના બંધનો અભાવ હોવાથી તે આત્મા મુક્ત પણ થતો નથી ૫. તથા તે મોક્ષ મે-ળવવાનો કાંઈપણ ઉપાય-સાધન નથી, કારણકે જીવ અને કર્મનો સંબંધ અનાદિ હોવાથી તેનો વિયોગ થતો નથી ૬. એ પ્રમાણે જિને-શ્વરોએ મિથ્યાત્વનાં છ પદો-સ્થાનકો કહેલાં છે. ૬૦.

એમ કહેનારાઓનું મિથ્યાત્વીપણું શી રીતે કહેવાય? તે શંકાપર સમાધાન કરે છે.—

**एतैर्यस्माद्भवेच्छुद्धव्यवहारविलंघनम् ।**
**अयमेव च मिथ्यात्वध्वंसी सदुपदेशतः ॥ ६१ ॥**

**મૂલાર્થ**—જેથી કરીને આ છ સ્થાનોવડે શુદ્ધ વ્યવહારનું ઉલ્લંઘન થાય છે, તથા આ વ્યવહાર જ શુદ્ધ ઉપદેશને લીધે મિથ્યાત્વનો નાશ કરનાર થાય છે. ૬૧.

**ટીકાર્થ**—જેથી કરીને-કહેવામાં આવશે તેવા કારણે કરીને આ ઉપર કહેલા "આત્મા નથી." વિગેરે છ સ્થાનોએ કરીને સર્વ જન સંમત ન્યાયની યુક્તિથી યુક્ત એવા વ્યવહારનું ઉલ્લંઘન થાય છે. મોક્ષાદિ સમગ્ર સુખને પ્રાપ્ત કરનાર દાન શીલ વિગેરે સ્વરૂપવાળા અને ઉત્પાદ, વ્યય, ધ્રુવરૂપ વાસ્તવિક લોકોત્તર વ્યવહારનું ઉલ્લંઘન થાયછે, તથા ખેતી, વ્યાપાર વિગેરે લૌકિક પ્રવૃત્તિરૂપ વ્યવહારનું પણ ઉલ્લંઘન થાયછે. એમ ત્રણ પ્રકારના વ્યવહારનું વિશેષે કરીને ઉલ્લંઘન-નાશ થાયછે અને આ ઉલ્લંઘન સર્વને અનિષ્ટ છે તથા આ શુદ્ધ વ્યવહાર જ સદુપદેશ થકી-સદ્દેશના વ્યવહારમય હોવાથી યથાર્થ સત્ય પદાર્થનો ઉપદેશ-કહેવું, તે સદ્દેશનાનો ઉપર કહેલા આત્માના વિરોધી અને વ્યવહારનો લોપ કરનારા છએ સ્થાનોમાં અસંભવ છે. તેથી એટલે તે સદુપદેશ અસ-દ્દેશનાદિરૂપ મિથ્યાત્વનો નાશ કરે છે. માટે એ છ સ્થાનો મિથ્યાત્વમય છે. ૬૧.

એ જ વાતને પુષ્ટ કરે છે.—

**नास्तित्वादिग्रहे नैवोपदेशो नोपदेशकः ।**
**ततः कस्योपकारः स्यात्संदेहादिव्युदासतः ॥ ६२ ॥**

**મૂલાર્થ**—નાસ્તિત્વાદિકનો આગ્રહ છતે ઉપદેશ તથા ઉપદેશક ઘટતા નથી. તેથી કરીને સંદેહાદિકના નિરાસથી કોનો ઉપકાર થાય? કોઈનો પણ ઉપકાર ન થાય. ૬૨.

**ટીકાર્થ**—નાસ્તિત્વ-"જીવાદિક નથી." એવા પ્રકારની વાણીનો વ્યાપાર તથા આદિ શબ્દ છે તેથી તેના નિત્યત્વ અનિત્યત્વ વિગેરેનો આગ્રહ છતે ઉપદેશ-બીજાની પ્રવૃત્તિ અને નિવૃત્તિનાં કારણરૂપ હિતાહિતનું વ્યાખ્યાન ઘટતું નથી. કારણકે આત્માદિકનો અભાવ હોવાથી ઉપદેશનો પણ અભાવ થાય છે. અને તેજ કારણથી ઉપદેશક-દેશના આપનાર પણ ઘટતા નથી, તેથી-નાસ્તિત્વાદિકના ઉપદેશથી સંદેહાદિકનો નાશ કરીને કોનો ઉપકાર-અનુગ્રહ થવાનો છે? શ્રોતાદિકનો અભાવ હોવાથી કોઇનો ઉપકાર થશે નહીં. ૬૨.

અહીં કોઈ શંકા કરે કે-આ વ્યવહારને ઉલ્લંઘન કરનાર મિથ્યાત્વ કેવા મનુષ્યોમાં હોય છે? એવી આકાંક્ષાપર પાંચ શ્લોકે કરીને કહે છે.—

**येषां निश्चय एवेष्टो व्यवहारस्तु संगतः ।**
**विप्राणां म्लेच्छभाषेव स्वार्थमात्रोपदेशनात् ॥ ६३ ॥**

**મૂલાર્થ**—જેઓને સ્વાર્થમાત્રના જ ઉપદેશથી નિશ્ચય જ ઇષ્ટ છે, અને બ્રાહ્મણોને નહીં બોલવા લાયક મ્લેચ્છ ભાષાની જેમ વ્યવહાર સંગત છે એટલે અનાદર કરવા લાયક છે, તેઓને વ્યવહારનું ઉલ્લંઘન કરનાર મિથ્યાત્વ હોય છે. ૬૩.

**ટીકાર્થ**—જેઓને એટલે આત્માદિક વસ્તુના સ્વરૂપને નહીં જાણનારા પુરૂષોને સ્વાર્થ માત્રના ઉપદેશથી-પોતાનો અર્થ એટલે છતો અથવા અછતો કેવળ સ્થિતિ, ઉત્પાદ અને વ્યય અભિધેય છે, એ પ્રમાણેના ઉપદેશથી અથવા પોતાને ઈચ્છિત એવા અર્થના એટલે દ્રવ્ય, ભોગ અને સુખ વિગેરેની પ્રાપ્તિરૂપ વ્યવહારના ઉપદેશથી નિશ્ચય એટલે સ્વાભાવિક ચિત્ ( ચૈતન્ય ) સ્વભાવ માત્ર અથવા કેવળ ભૂતની સત્તા માત્ર અથવા કેવળ ક્ષણવિનાશિપણાનો જ નિશ્ચય ઇષ્ટ છે-પ્રમાણરૂપ છે, તથા ઉત્પત્તિ, વિનાશાદિક પૂર્વે કહેલો વ્યવહાર અથવા અવતાર વિગેરે કહેવારૂપ વ્યવહાર બ્રાહ્મણોને મ્લેચ્છ ભાષાની જેમ એટલે "કંઠે પ્રાણ આવે તો પણ બ્રાહ્મણોને યવન ભાષા બોલવા લાયક નથી." એ પ્રમાણે આદર રહિતપણે સંગત-તુલ્ય છે. એટલે પોતાના ઇચ્છિતને પૂર્ણ કરનાર જળ માટી વિગેરેથી શુદ્ધિ કરવારૂપ કાંઈક છે, પણ પરમાર્થપણે નથી. તેઓને વ્યવહારનું ઉલ્લંઘન કરનારૂં મિથ્યાત્વ હોય છે. ૬૩.

અહીં કોઈ શંકા કરે કે-નિશ્ચય અને વ્યવહાર એ બેમાં કોણ મુખ્ય ? તેના જવાબમાં બન્નેનું પ્રધાનપણું કહે છે.—

**यथा केवलमात्मानं जानानः श्रुतकेवली ।**
**श्रुतेन निश्चयात्सर्वं श्रुतं च व्यवहारतः ॥ ६४ ॥**

**મૂલાર્થ**—જેમ શ્રુતકેવળી શ્રુતવડે નિશ્ચયથી કેવળ આત્માને જાણે છે, તેજ પ્રકારે વ્યવહારથી સર્વ શ્રુતને જાણે છે. ૬૪.

**ટીકાર્થ**—હે ભદ્ર ! આ પ્રકારે બન્ને નયની મુખ્યતા જાણવી. શ્રુત કેવળી એટલે શ્રુત જ્ઞાનને વિષે કેવળી ભગવાનની જેવા, શ્રુતનું જ્ઞાન પરિપૂર્ણ હોવાથી અને સકલ સંશયરહિત થવાથી તેવા મુનિ નિશ્ચયથી અર્થાત્ વસ્તુસ્વરૂપનો નિર્ધાર કરનાર જ્ઞાનથી એટલે શ્રુત જ્ઞાનના સામર્થ્યથી, કેવળ-કર્મ, શરીર વિગેરેના સંગ રહિત એક-શુદ્ધ સત્તામય અર્થાત્ પરિપૂર્ણ એવા આત્માને-જીવને જાણે છે, તેજ પ્રકારે વ્યવહારથી શ્રુતજ્ઞાનવડે ઉત્પન્ન થયેલી બુદ્ધિના બળથી સમગ્ર શ્રુતને-શાસ્ત્રને જાણે છે. કર્મરહિત આત્માને જાણવાથી નિશ્ચયને અને સર્વ શ્રુતના અભ્યાસથી વ્યવહારને એમ બન્નેને જાણે છે અને પ્રમાણરૂપ માને છે. ૬૪.

એકલો નિશ્ચય કહી શકાય તેવો નથી, તે કહે છે.—

**निश्चयार्थोऽत्र नो साक्षाद्वक्तुं केनापि पार्यते ।**
**व्यवहारो गुणद्वारा तदर्थावगमक्षमः ॥ ६५ ॥**

**મૂલાર્થ**—આ જગતમાં કોઈ પણ નિશ્ચયના અર્થને સાક્ષાત્ કહેવાને શક્તિમાન નથી. પરંતુ વ્યવહાર નય તે નિશ્ચયના ગુણદ્વારા તે (નિશ્ચય)ના અર્થનો બોધ કરવા સમર્થ છે. ૬૫.

**ટીકાર્થ**—આ મનુષ્ય લોકને વિષે નિશ્ચયાર્થને—આત્માના સહજ સ્વભાવને સાક્ષાત્ કોઇ પણ પંડિત પુરુષ કહી શકે તેમ નથી. કેમકે કેવળ નિશ્ચય નય વાણીનો અવિષય છે. પરંતુ વ્યવહાર નય-શબ્દનો પ્રયોગ સત્ત્વ, ચેતન વિગેરે નિશ્ચયના ગુણદ્વારાએ તે નિશ્ચયના અર્થનો બોધ કરવામાં સમર્થ છે. અર્થાત્ વ્યવહાર જ તે નિશ્ચયના ગુણ કહેવા રૂપ ઉપાયવડે નિશ્ચય સ્વરૂપને પ્રાપ્ત કરાવે છે. ૬૫.

કેવળ વ્યવહારનું પ્રાધાન્ય કહેવાથી પણ દોષ છે, તે કહે છે.—

**प्राधान्यं व्यवहारे चेत्तत्तेषां निश्चये कथम् ।**
**परार्थस्वार्थते तुल्ये शब्दज्ञानात्मनोर्द्वयोः ॥ ६६ ॥**

મૂલાર્થ—જો કોઈ વ્યવહારને વિષે પ્રાધાન્ય કહે, તો તેઓને નિશ્ચયને વિષે તે ( પ્રાધાન્ય ) ક્યાંથી થશે ? કારણ કે શબ્દાત્મક અને જ્ઞાનાત્મક એ બન્નેનું પરાર્થપણું અને સ્વાર્થપણું તુલ્ય જ છે. ૬૬.

ટીકાર્થ—જો નિશ્ચય રહિત કેવળ વ્યવહારમાં જ–શબ્દાદિકરૂપ પ્રવૃત્તિમાં જ પ્રાધાન્ય–મુખ્યપણું જે કોઈ કરે તેઓને આત્માની ધ્રુવતા અને સત્તારૂપ તથા જ્ઞાનાદિરૂપ નિશ્ચયમાં પ્રાધાન્ય શી રીતે થશે ? નહીં જ થાય. કારણ કે શબ્દ અને જ્ઞાન જેનું સ્વરૂપ છે એવા તે બન્ને નયોનું પરાર્થપણું–પોતાથી બીજાનો અર્થ–કાર્ય પ્રયોજન જેમ શબ્દની અપેક્ષાએ જ્ઞાનનું કાર્ય પરાર્થ તથા સ્વાર્થપણું–પોતાનું એટલે શબ્દનું અથવા જ્ઞાનનું કાર્યપણું તે બન્ને તુલ્ય–સમાન કાર્ય કરનારા છે. અર્થાત્ વ્યવહાર નય ઘટ એવો શબ્દ કહે છે, નિશ્ચય–જ્ઞાન પણ ઘટરૂપ અર્થને જ કહે છે, તથા વસ્તુ પણ ઘટરૂપજ છે; તેમાં શબ્દ એ વ્યવહાર છે, ઘટનું જ્ઞાન અને ઘટરૂપ વસ્તુ એ નિશ્ચય છે. તેથી બન્ને નયનું પોત પોતાના વિષયમાં પ્રાધાન્ય–મુખ્યપણું સિદ્ધ થાયછે. ૬૬.

હવે તેનું ફલિતાર્થ–તાત્પર્ય કહેછે.—

**प्राधान्याद्व्यवहारस्य ततस्तच्छेदकारिणाम् ।**
**मिथ्यात्वरूपतैतेषां पदानां परिकीर्तिता ॥ ६७ ॥**

મૂલાર્થ—તેથી કરીને વ્યવહારના પ્રધાનપણાને લીધે તે વ્યવહારનો જ ઉચ્છેદ કરનારાં તે પૂર્વોક્ત પદોનું મિથ્યાત્વરૂપપણું કહેલું છે. ૬૭.

ટીકાર્થ—તેથી–પૂર્વે કહેલા હેતુસમૂહથી પૂર્વે કહેલા વ્યવહારનું પ્રાધાન્ય હોવાથી તે વ્યવહારનો ઉચ્છેદ–નાશ કરનારાં " આત્મા નથી " ઇત્યાદિ પૂર્વે કહેલાં છ પદો ( વાકયો )નું મિથ્યાત્વરૂપપણું કહેલું છે. ૬૭.

હવે ' જેવો ઉદ્દેશ તેવો નિર્દેશ ' એ ન્યાયને અનુસારે પ્રથમ નાસ્તિકના મતને જ તેના ઉત્તર પક્ષસહિત એકવીશ શ્લોકવડે કહે છે.–

**नास्त्येवात्मेति चार्वाकः प्रत्यक्षानुपलंभतः ।**
**अहंताव्यपदेशस्य शरीरेणोपपत्तितः ॥ ६८ ॥**

મૂલાર્થ—પ્રત્યક્ષ પણે દેખાતો નથી માટે આત્મા છે જ નહીં, અને અહંતા ( અહંકાર–હું એવું અભિમાન ) નો વ્યપદેશ તો શરીરથી થઈ શકે છે, એમ ચાર્વાક કહે છે. ૬૮.

ટીકાર્થ—આત્મા અર્થાત્ જીવ છે જ નહીં, એમ ચાર્વાક–સત્ય અર્થનું ચર્વણ–વિનાશ કરનાર કહે છે. કારણ કે તે આત્મા ચક્ષુ વિગેરે

ઇંદ્રિયોવડે પ્રત્યક્ષ દેખાતો નથી. જે વસ્તુ જગતમાં છે, તે ઘટાદિકની જેમ ઇંદ્રિયોવડે પ્રાપ્ત થાય છે. માટે જો આત્મા હોય તો તે ઇંદ્રિયોથી પ્રાપ્ત થવો જોઇએ, પણ તે પ્રાપ્ત થતો નથી, તેથી આત્મા છે જ નહીં. કદાચ કોઈ એમ કહે કે-"જો આત્મા ન હોય તો હું સુખી છું, હું દુઃખી છું, એમ કોણ બોલેછે?" તો તેનો જવાબ એ છે કે અહંપણાનો જે વ્યવહાર છે, તે તો પંચ મહાભૂતના સમુદાયરૂપ શરીરે કરીને થઈ શકે છે. તેથી આત્મા નથી. ૬૮.

તેની ઉપપત્તિ કેવી રીતે થાય? તે કહે છે.—

**मद्यांगेभ्यो मदव्यक्तिः प्रत्येकमसती यथा ।**
**मिलितेभ्यो हि भूतेभ्यो ज्ञानव्यक्तिस्तथा मता ॥ ६९ ॥**

**મૂલાર્થ**—જેમ મદ્યના અંગો પૈકી પ્રત્યેક અંગમાં મદની સ્પષ્ટતા થતી નથી, (પણ સર્વ અંગો મળવાથી મદ સ્પષ્ટ થાય છે.) તેમ પંચ મહાભૂતો એકત્ર મળવાથી જ્ઞાનની સ્પષ્ટતા માનેલી છે. ૬૯.

**ટીકાર્થ**—જેમ મહુડા વિગેરે મદિરાના અંગોમાંથી પ્રત્યેકને એટલે એક એકને ભક્ષણ કરવાથી મદની સ્પષ્ટતા દેખાતી નથી, મદ ઉત્પન્ન થતો નથી, પરંતુ તે સર્વે અંગો એકત્ર કર્યાં હોય તો જ મદ પ્રગટ દેખાય છે, તેમ પ્રત્યેક મહાભૂતમાં નથી દેખાતી છતાં પણ સમુદાયરૂપ થયેલા પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતો થકી અહંકાર, મમકાર વિગેરે જ્ઞાનના પ્રકાશનો ઉદ્ભવ થાય છે, એમ બૃહસ્પતિ વિગેરે ચાર્વાકો કહેછે. ૬૯.

અહીં કોઈ એવી શંકા કરે કે—પંચ મહાભૂતથી ઉત્પન્ન થતા ચૈતન્યના પક્ષમાં આત્માનો અભાવ હોવાથી કર્મનો અભાવ છે, તેથી જગતની વિચિત્રતા થશે નહીં. એવી શંકા કરવી નહીં. કારણ કે તે વિચિત્રતા તો સ્વાભાવિક છે, તે કહે છે.—

**राजरंकादिवैचित्र्यमपि नात्मबलाहितम् ।**
**स्वाभाविकस्य भेदस्य ग्रावादिष्वपि दर्शनात् ॥ ७० ॥**

**મૂલાર્થ**—રાજ રંકાદિકની વિચિત્રતા પણ આત્માના બળથી ઉત્પન્ન થયેલી નથી. કારણ કે એવો સ્વાભાવિક ભેદ તો પાષાણાદિકમાં પણ દેખાય છે. ૭૦.

**ટીકાર્થ**—ચક્રવર્તી વિગેરે રાજા તથા રંક-ભિક્ષુ તથા આદિ શબ્દથી સુખી દુઃખી વિગેરે વિચિત્રતા પણ આત્માના-જીવના બળથી શુભાશુભ કર્મથી ઉત્પન્ન થયેલા સામર્થ્યથી થયેલી છે, એમ નથી. પરંતુ

પંચ મહાભૂતના સ્વભાવથી જ ઉત્પન્ન થયેલી છે. સ્વભાવથી ભિન્નતા ઉત્પન્ન થઈ શકતી નથી એમ કહેવું અયુક્ત છે, કારણ કે સ્વાભાવિક-પોતાની મેળે જ ઉત્પન્ન થયેલી વિચિત્રતા પાષાણ અને રત્નાદિકમાં પણ એટલે સર્વથા અચેતન પદાર્થોમાં પણ જોવામાં આવે છે, તો સચેતન મનુષ્યાદિકમાં વિચિત્રતા દેખાય તેમાં શું કહેવું? ૭૦.

વળી આગમથી પણ આત્માની સિદ્ધિ થતી નથી, તે કહે છે.—

**वाक्यैर्न गम्यते चात्मा परस्परविरोधिभिः ।**
**दृष्टवान्न च कोऽप्येतं प्रमाणं यद्वचो भवेत् ॥ ७१ ॥**

**મૂલાર્થ**—આગમના વાક્યોવડે પણ આત્મા માની શકાતો નથી. કારણ કે તે વાક્યો પરસ્પર વિરૂદ્ધ છે. તેમજ કોઇએ આત્માને જોયો પણ નથી કે જેથી તેનું વચન પ્રમાણભૂત થાય. ૭૧.

**ટીકાર્થ**—પરસ્પર વિરૂદ્ધ એટલે માંહોમાંહે વિરોધવાળાં-સંબંધ વિનાનાં વચનવડે-વિપરીત જણાતા સાંખ્ય, બૌદ્ધ અને જૈન વિગેરેનાં વાક્યોવડે-આગમનાં વચનોવડે આત્મા-જીવ માની શકાતો નથી-બુદ્ધિમાં તે વાત ઉતરતી નથી. તથા કોઈએ પણ-કપિલાદિકમાંના કોઈ પણ આગમ વક્તાએ આત્માને જોયો નથી-પોતાના ચક્ષુવડે દેખ્યો નથી, કે જેનું વચન પ્રમાણરૂપ-સત્ય મનાય. તેથી આગમવડે પણ આત્મા સિદ્ધ થતો નથી. ૭૧.

જે આગમો કહેલાં છે તે માત્ર લોકોને ઠગવા માટે જ છે, તે કહેછે.—

**आत्मानं परलोकं च क्रियां च विविधां वदन् ।**
**भोगेभ्यो भ्रंशयत्युच्चैर्लोकचित्तं प्रतारकः ॥ ७२ ॥**

**મૂલાર્થ**—ધૂર્ત માણસ આત્મા, પરલોક અને વિવિધ પ્રકારની ક્રિયાઓ બતાવીને લોકોનાં ચિત્તને ભોગાદિકથી ભ્રષ્ટ કરે છે. ૭૨.

**ટીકાર્થ**—લોકોને છેતરનાર માણસ એટલે આગમોની દેશનાવડે (ઉપદેશવડે) લોકોની વંચના કરનાર માણસ આત્માને, પરલોકને એટલે શુભાશુભ કર્મવડે નરક, થનારા સ્વર્ગ અને મોક્ષાદિક જન્માંતરને તથા દાન, શીલ, તપ વિગેરે વિચિત્ર પ્રકારની ક્રિયાઓને-ભોગાંતરાયરૂપ ધર્મક્રિયાઓને કહીને એટલે તેનો ઉપદેશ આપીને લોકોના ચિત્તને ભોગોથી-પોતાને અનુકૂળ એવા રસ, રૂપ વિગેરે ભોગથી ઉત્પન્ન થતા સુખોથી અત્યંત ભ્રષ્ટ કરેછે, એટલે પાડી નાંખે છે. અર્થાત્ તેઓનો

શાસ્ત્રોપદેશ ભોગની વંચનાને માટે જ છે. લોકોને સુખે કરીને પ્રાપ્ત સુખોનો ઉપભોગ લેવા દેતા નથી. ૭૨.

હવે પોતાના મતને સિદ્ધ કરેછે.—

**त्याज्यास्तन्नैहिकाः कामाः कार्या नानागतस्पृहा ।**
**भस्मीभूतेषु भूतेषु वृथा प्रत्यागतिस्पृहा ॥ ७३ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને આ લોકમાં પ્રાપ્ત થયેલા કામો (ભોગો) ત્યાગ કરવા લાયક નથી. તથા નહીં પ્રાપ્ત થયેલા ભોગોની સ્પૃહા કરવા લાયક નથી. કારણ કે પંચ મહાભૂતો ભસ્મસાત્ થવાથી પુનર્જન્મની-ફરી જન્મ થવાની સ્પૃહા વૃથા છે. ૭૩.

**ટીકાર્થ**—તેથી-પૂર્વે કહેલા હેતુસમૂહથી આ લોક સંબંધી-વર્તમાન જન્મમાં પ્રાપ્ત થયેલા કામો-શબ્દાદિક શુભ યોગો તજવા લાયક નથી. કારણ કે આ દુનિયા દેખાય છે તેટલી જ છે. તથા અનાગત એટલે પરલોકમાં-જન્માંતરમાં પ્રાપ્ત થવાના ભોગોની સ્પૃહા-તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા ન કરવી, કારણ કે પરલોક જ છે નહીં. શા માટે આવો ઉપદેશ કરો છો? એ શંકાપર કહે છે કે—આત્મા કોઈ પણ પદાર્થ નથી, મહાભૂત માત્ર જ આ દુનિયા છે. માટે શરીરમાં રહેલા ચૈતન્યના કારણરૂપ મહાભૂતો ભસ્મરૂપ થાય છે ત્યારે ફરીથી મનુષ્યાદિક ભવ પામવાની સ્પૃહા-ઇચ્છા વૃથા-નિષ્ફળ છે. કહ્યું છે કે—"હે સુંદર નેત્રવાળી સ્ત્રી! મરજી પ્રમાણે ખાન પાન કર. કારણ કે હે મનોહર અંગવાળી! જે ગયું તે તારૂં નથી, હે બીકણ સ્ત્રી! જે ગયું તે પાછું આવતું નથી. કેમકે આ કલેવર (શરીર) કેવળ પંચ મહાભૂતના સમુદાય રૂપ જ છે." ૭૩.

હવે આ ચાર્વાકને સિદ્ધાન્તી જવાબ આપે છે.—

**तदेतद्दर्शनं मिथ्या जीवः प्रत्यक्ष एव यत् ।**
**गुणानां संशयादीनां प्रत्यक्षाणामभेदतः ॥ ७४ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને આ (ચાર્વાક)નું દર્શન મિથ્યા છે. કારણ કે પ્રત્યક્ષ-સંશયાદિક ગુણોના અભેદને લીધે જીવ પ્રત્યક્ષજ છે. ૭૪.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે કહેવામાં આવશે એવા હેતુસમૂહથી આ પૂર્વે કહેલું ચાર્વાકનું દર્શન-મત મિથ્યા-અસત્ છે, તેથી તજવા લાયક છે. કારણ કે તેણે પ્રથમ એવું કહ્યું છે કે 'આત્મા નથી.' પણ તે આત્મા-જીવ પ્રત્યક્ષ-સાક્ષાત્ જણાય છે. પ્રત્યક્ષ એટલે સર્વને પોતાના અનુભવથી સિદ્ધ એવા સંશયાદિક-જીવ છે કે નહીં? એવા

સંદેહ તથા ભ્રાંતિ વિગેરે ગુણોના—જીવના ધર્મોના અભેદ થકી એટલે ધર્મ તથા ધર્મીની પરસ્પર ભિન્નતા નથી માટે, ધર્મ અને ધર્મી સર્વથા ઘટ પટની જેમ ભિન્નતાએ રહેતા નથી તેથી ધર્મના પ્રત્યક્ષપણાને લીધે ધર્મી જીવ પણ પ્રત્યક્ષ જ છે. સંશય એ જ્ઞાનની સન્મુખ હોવાથી જ્ઞાનરૂપ છે, અને જ્ઞાન જીવનેવિષે જ હોય છે, પણ અજીવનેવિષે હોતું નથી. કેમકે મૃતક શરીરમાં તે જોવામાં આવતું નથી. ૭૪.

અહંકાર વિગેરે વ્યપદેશ માત્ર શરીરવડે થશે એમ જે કહ્યું તે પણ અસત્ છે, તે જ કહે છે.

**न चाहं प्रत्ययादीनां शरीरस्यैव धर्मता ।**
**नेत्रादिग्राह्यतापत्तेर्नियतं गौरवादिवत् ॥ ७५ ॥**

**મૂલાર્થ**—અહંકાર વિગેરેની જે પ્રતીતિ થવી તે શરીરનો જ ધર્મ નથી. કેમકે તેમ હોય તો ગુરૂપણા વિગેરેની જેમ નેત્રાદિક ઇંદ્રિયોથી ગ્રાહ્યતાની આપત્તિ અવશ્ય થવી જોઈએ. ૭૫.

**ટીકાર્થ**—હું છું એ પ્રમાણે અહંકાર એટલે જ્ઞેય પદાર્થને ગ્રાહ્ય કરનારનું જ્ઞાન તથા મમકાર વિગેરે કેવળ શરીરનો જ—મહાભૂતના સમુદાયરૂપ દેહનો જ ધર્મ છે એમ નથી. કારણ કે જો તે અહંકારાદિક શરીરનો જ ધર્મ હોય તો નિશ્ચે શુકલ, પીત વિગેરે વર્ણોની જેમ અથવા ગુરૂપણું, ઉંચાપણું, સ્થૂળપણું, લાંબાપણું વિગેરેની જેમ, આદિ શબ્દ હોવાથી લઘુત્વ ઉષ્ણત્વાદિકની જેમ નેત્રાદિક એટલે નેત્ર, નાસિકા વિગેરે ઇંદ્રિયોથી તેનું ગ્રાહ્યપણું—જાણવાપણું પ્રાપ્ત થશે—જાણવા રૂપ અનિષ્ટની પ્રાપ્તિ થશે. ભાવાર્થ એ છે કે—જો અહંકારનું જ્ઞાન શરીરથી ઉત્પન્ન થતું હોય તો જેમ વર્ણ, ગંધ, રસ વિગેરે શરીરના ધર્મો ઇંદ્રિયોથી ગ્રહણ થઈ શકે છે તેમ અહંકારનું જ્ઞાન પણ ઇંદ્રિયોથી ગ્રહણ થવું જોઇએ, પણ તે તો થતું નથી. તેથી અહંકારની પ્રતીતિ એ શરીરનો ધર્મ જ નથી. ૭૫.

ફરીથી અહંકારાદિક જ્ઞાનને શરીરનો ધર્મ કહેવાથી બીજું દૂષણ આવે છે, તે કહે છે.

**शरीरस्यैव चात्मत्वे नानुभूतस्मृतिर्भवेत् ।**
**बालत्वादिदशाभेदात्तस्यैकस्यानवस्थितेः ॥ ७६ ॥**

**મૂલાર્થ**—શરીરને જ આત્મા માનવાથી પૂર્વે અનુભવેલાની સ્મૃતિ થશે નહીં. કારણ કે બાલ્ય વિગેરે અવસ્થાના ભેદને લીધે તે એકલા શરીરની અનવસ્થિતિ—અસ્થિરતા છે. ૭૬.

**ટીકાર્થ**—કેવળ શરીરને જ આત્મા-જીવ માનવાથી પૂર્વ અવસ્થામાં અનુભવેલા સુખ દુઃખાદિકનું બીજે કાળે, બાળકને જન્માંતરમાં માતાના સ્તનપાનના સ્મરણની જેમ સ્મરણ થશે નહીં. કેમકે તે શરીર તો જડ છે. વળી તે એકલા શરીરની બાલત્વાદિક દશાના ભેદથી-બાલ્ય, યૌવન અને વૃદ્ધત્વાદિ અવસ્થારૂપ ભેદથી અવસ્થિતિ નથી-તેનું અન્યથાપણું થવાથી સર્વ અવસ્થામાં એકપણું રહેતું નથી અને અહંકારની પ્રતીતિ તો સર્વ અવસ્થામાં એક જ રીતની છે. માટે તે શરીરનો ધર્મ થઈ શકતો નથી. ૭૬.

શરીર અને આત્માની ઐક્યતા ન હોવામાં ફરીથી યુક્તિ બતાવે છે-

**नात्माङ्गं विगमेऽप्यस्य तल्लब्धानुस्मृतिर्यतः ।**
**व्यये गृहगवाक्षस्य तल्लब्धार्थाधिगन्तृवत् ॥ ७७ ॥**

**મૂલાર્થ**—વળી શરીર આત્મા કહી શકાશે નહીં. કારણ કે તે અંગનો નાશ થયા પછી પણ પૂર્વે તે અંગથી પ્રાપ્ત થયેલા (જાણેલા) પદાર્થનું સ્મરણ થઈ શકે છે. જેમ ઘરના ગવાક્ષ (બારી) નો નાશ થવાથી (પડી જવાથી) પણ તે ગવાક્ષથી પ્રાપ્ત થયેલા પદાર્થને જાણનાર માણસને તેની સ્મૃતિ થાય છે તેમ. ૭૭.

**ટીકાર્થ**—અંગ-શરીર જ આત્મા થઈ શકાતો નથી. કેમકે તેમાં ભેદ જોવામાં આવે છે. જુઓ આ શરીરના ચક્ષુ વિગેરે અંગનો નાશ થયાથી પણ તે ચક્ષુ વિગેરે અંગવડે પ્રાપ્ત થયેલા રૂપાદિક વિષયની સ્મૃતિ કાળાંતરે આ આત્માને થાય છે. કોની જેમ? તે કહેછે.—શરીરની જેવા ઘરના નેત્રાદિક તુલ્ય ગવાક્ષનો નાશ થવાથી પણ-તે પડી જવાથી પણ તે ગૃહગવાક્ષથી પ્રાપ્ત થયેલા રૂપાદિક પદાર્થોના જાણનાર દેવદત્તાદિક પુરૂષની જેમ. અર્થાત્ શરીરરૂપ ઘરનેવિષે રહેલો આત્મા ઇંદ્રિયોરૂપ ગવાક્ષના સમૂહવડે પૂર્વે જોયેલા શબ્દાદિક પાંચે વિષયોનું સ્મરણ કરે છે. માટે ગૃહ અને ગવાક્ષથી જેમ પુરૂષ ભિન્ન છે, તેમ શરીર અને ઇંદ્રિયોથી ભિન્ન એવા આત્માને જ સ્મૃતિ થાય છે.૭૭.

આ પ્રમાણે સાંભળીને વાદી કહે છે કે-ચક્ષુ વિગેરે અંગનો નાશ થવાથી જે અનુભવેલા પદાર્થની સ્મૃતિ થાય છે, તે દેહથી ઉત્પન્ન થયેલા ચૈતન્યને જ સ્મૃતિ થાય છે. પણ દેહથી વ્યતિરિક્ત (ભિન્ન) એવા આત્માને તે સ્મૃતિ થતી નથી, તે કહે છે.—

**न दोषः कारणात् कार्ये वासनासंक्रमाच्च न ।**
**भ्रूणस्य स्मरणापत्तेरंबानुभवसंक्रमात् ॥ ७८ ॥**

**મૂલાર્થ**—કારણ થકી તથા કાર્યને વિષે વાસનાના સંક્રમ થકી સ્મૃતિ થવામાં કાંઈ દોષ નથી, એમ તું કહેતો હોય, તો તે તેમ નથી. કારણ કે માતાના અનુભવનો ગર્ભમાં રહેલા બાળકને વિષે સંક્રમ થવાથી તે બાળકને પણ તેના સ્મરણની પ્રાપ્તિ થશે. ૭૮.

**ટીકાર્થ**—કારણ એટલે ચૈતન્યની ઉત્પત્તિમાં કારણરૂપ પંચ મહાભૂતના સમુદાય થકી તથા કાર્ય એટલે દેહ અને તેમાં ઉત્પન્ન થયેલા ચૈતન્યને વિષે વાસનાના સંક્રમથી એટલે સ્મૃતિ થવાના કારણ રૂપ જે દર્શન, ભોગ વિગેરે સંસ્કાર, તેના સંક્રમથી-પ્રવેશથી અર્થાત્ અંગનો નાશ થવાથી તેણે પ્રાપ્ત કરેલા પદાર્થોનું સ્મરણ થવામાં કાંઈ પણ દોષ છે નહીં, એમ જો તું માનતો હો તો તે તેમ નથી. કારણ કે જો દેહને વિષે અનુભવના સંક્રમને લીધે અંગનો નાશ થયા છતાં પણ દેહને તે અંગથી પ્રાપ્ત થયેલા પદાર્થની સ્મૃતિ થતી હોય, તો માતાએ અનુભવેલા વિષય સુખાદિક પદાર્થોનો અનુભવ એટલે માતાને તે વિષયાદિક જ્ઞાનની જે ઉત્પત્તિ, તેનો સંક્રમ-પ્રવેશ ગર્ભમાં રહેલા પુત્રને હોય છે, માટે તે ગર્ભગત બાળકને પણ તે પદાર્થના સ્મરણની પ્રાપ્તિ થશે. અહીં તાત્પર્ય એ છે કે—જો દેહથી વ્યતિરિક્ત બીજો કોઈ જાણનારો આત્મા ન હોય તો નેત્રાદિક અંગ દેહ છે, અને આખું શરીર પણ દેહ જ છે. તે નેત્રાદિક દેહે અનુભવેલો અર્થ તે નેત્રાદિકનો નાશ થયા છતાં પણ દેહ ( શરીર )ને વિષે સંક્રમિત થતો હોય, તો માતાના દેહના સંબંધવાળા ગર્ભના દેહમાં પણ માતાના શરીરના અનુભવનો સંક્રમ થશે. કેમકે બન્ને સ્થળે દેહરૂપ હેતુ સમાન છે, માટે તે બન્નેમાં સમાન ન્યાય પ્રવર્તે છે, અને તે પ્રકારે થતું નથી, તેથી દેહથી ભિન્ન બીજો કોઈ આત્મા છે, એમ સિદ્ધ થાયછે ૭૮.

કહેલા અર્થને જ સ્પષ્ટતાથી કહેછે.—

**नोपादानादुपादेयवासनास्थैर्यदर्शने ।**
**करादेरतथात्वेनायोग्यत्वाप्तेरणुस्थितौ ॥ ७९ ॥**

**મૂલાર્થ**—હસ્તાદિકનું અતથાપણું હોવાથી તથા પરમાણુની સ્થિતિને વિષે અયોગ્ય પણાની પ્રાપ્તિ હોવાથી ઉપાદાન કારણ થકી ઉપાદેય વાસના અને સ્થિરતાની બુદ્ધિ થઈ શકશે નહીં. ૭૯.

**ટીકાર્થ**—દેહને ઉત્પન્ન કરનાર પંચ મહાભૂતના સમુદાયરૂપ ઉપાદાન કારણ થકી ઉપાદેય-વિશિષ્ટતાવાળી વાસના એટલે સ્મૃતિના કારણરૂપ સંસ્કાર તથા નિશ્ચિત ધારણાવાળી બુદ્ધિ એ બન્ને અયોગ્ય

કારણને લીધે થશે નહીં. કારણ કે હસ્ત, પાદ, આંગળીઓ વિગેરેનું અતથાપણું હોવાથી એટલે ઉપાદાન કારણ નહીં હોવાથી તેનું સ્મરણ થશે નહીં. તથા પરમાણુઓની સ્થિતિને વિષે એટલે સ્વ સ્વરૂપમાં રહેવાને વિષે અયોગ્યપણાની–અનુચિતપણાની પ્રાપ્તિ છે. તેથી અન્વય અને વ્યતિરેકે કરીને અનનુરૂપ હોવાથી તે કારણરૂપ થશે નહીં. તાત્પર્ય એ છે કે—જો અચેતનના સ્વભાવવાળા મહાભૂતના સંયોગરૂપ ઉપાદાન કારણથી પૂર્વે કહેલી જ્ઞાન સ્વભાવવાળી ઉપાદેય વાસના અને સ્થિરતાની બુદ્ધિ થશે, તો હસ્તાદિક પણ સ્મૃતિવાળા કહેવાશે. કારણ કે તે ( હસ્તાદિક ) પણ ભૂત સમુદાય છે, અને તેથી કરીને અચેતનાવાળા પરમાણુઓ હસ્તાદિકને ઉત્પન્ન કરી શકશે નહીં. કેમકે અચેતન ચેતનાવાળાનું કારણ થઈ શકતું નથી, કારણને અનુરૂપ જ કાર્ય ઉત્પન્ન થાય છે. માટે ચૈતન્ય દેહથી ઉત્પન્ન થતું નથી એમ સિદ્ધ થાય છે. અન્વય અને વ્યતિરેકથી જોતાં દેહ ચૈતન્યનું અનુકરણ કરતો નથી. મદોન્મત્ત, મૂર્છા પામેલા અને સુતેલાને તેવા પ્રકારનું શરીર છતાં પણ તેવા પ્રકારનું ચૈતન્ય જણાતું નથી, અને કેટલાકનું શરીર અતિ કૃશ છતાં પણ તેમાં ચૈતન્યની અત્યંતતા દેખાય છે તથા કેટલાએક સ્થૂળ દેહવાળાને પણ તે ચૈતન્યની હીનતા દેખાય છે. માટે શરીર અને ચૈતન્યના કાર્ય કારણપણામાં અન્વય વ્યતિરેક ઘટી શકતા નથી, તેથી શરીરનું કાર્ય ચૈતન્ય કહી શકાશે નહીં. ૭૯.

વળી જે મદ્યના અંગોથી મદનીસ્પષ્ટતા દૃષ્ટાંતપણે કહી, તે પણ યોગ્ય નથી, તે કહે છે.—

**मद्यांगेभ्यो मदव्यक्तिरपि नो मेलकं विना ।**
**ज्ञानव्यक्तिस्तथा भाव्याऽन्यथा सा सर्वदा भवेत् ॥ ८० ॥**

**મૂલાર્થ**—મદ્યના અંગોથકી મદની સ્પષ્ટતા ( પ્રગટતા ) પણ મેલક વિના થઈ શકતી નથી. તેજ પ્રમાણે જ્ઞાનની સ્પષ્ટતા પણ જાણવી. નહીં તો તે જ્ઞાનની વ્યક્તિ સર્વદા થવી જોઈએ. ૮૦.

**ટીકાર્થ**—જેમ મદિરાના અંગો એટલે મદિરાને ઉત્પન્ન કરનારા ઉપકરણરૂપ ગોળ, આટા વિગેરેથી મદની વ્યક્તિ એટલે ઉન્માદને ઉત્પન્ન કરનારા રસની સ્પષ્ટતા–આવિર્ભાવ પણ મેલક વિના એટલે તે ગોળ, આટા વિગેરેને એક પાત્રમાં એકઠા કરનાર પુરુષ વિના થતી નથી. તેજ પ્રમાણે જ્ઞાનની–ચૈતન્યની વ્યક્તિ એટલે દેહનેવિષે પ્રગટતા પણ મેલકના સ્થાને રહેલા જીવ વિના થતી નથી એમ જાણવું. નહીં

તો એટલે જો કદાચ ભૂતોથકી તે વ્યક્તિ માનીએ તો તે ચેતના સર્વ કાળે એટલે મૃતકના દેહને વિષે પણ હોવી જોઇએ. કારણ કે તેમાં બીજો કોઈ હેતુ નથી. ભાવાર્થ એ છે કે—જેમ મેલક વિના કેવળ ઉપકરણના સમુદાયથીજ મદિરા થતી નથી તેમ ભૂતોના સમુદાય માત્રથી દેહ પણ જીવના વ્યાપાર વિના થઈ શકતો નથી, તો પછી સચેતનપણાની તો વાત જ શી કરવી? ૮૦

વળી પ્રથમ કહ્યું કે રાજ રંકાદિકની વિચિત્રતા પણ પાષાણાદિકની જેમ સ્વાભાવિક જ છે, તે પણ મિથ્યા છે, તે કહે છે.—

**राजरंकादिवैचित्र्यमप्यात्मकृतकर्मजम् ।**
**सुखदुःखादिसंवित्तिविशेषो नान्यथा भवेत् ॥ ८१ ॥**

**મૂલાર્થ**—રાજા રંક વિગેરેની વિચિત્રતા પણ આત્માએ કરેલા કર્મથી જ ઉત્પન્ન થયેલી છે. નહીં તો સુખ દુઃખાદિકનું વિશિષ્ટ જ્ઞાન થઈ શકે નહીં. ૮૧.

**ટીકાર્થ**—એક માણસ રાજા અને એક માણસ ભીખારી એવી જગતના જનોને વિષે જે ન્યૂનાધિકપણાથી વિચિત્રતા દેખાય છે, તે પણ જીવે કરેલાં—શુભાશુભ વ્યાપારના હેતુથી બંધને વિષે પ્રાપ્ત કરેલાં પુણ્ય પ્રકૃતિ અને પાપ પ્રકૃતિરૂપ કર્મોએ કરીને જ ઉત્પન્ન થયેલી છે. માટે તે વિચિત્રતા પણ હેતુ સહિત છે, પણ હેતુ વિનાની નથી. જો કદાચ હેતુ વિનાની જ માનીએ તો સાતારૂપ સુખ અને અસાતારૂપ દુઃખ વિગેરે—બળવાન અને નિર્બળ, સુરૂપવાન અને કુરૂપવાન, બુદ્ધિમાન અને મૂર્ખત્વ વિગેરે જે મોટો તફાવત દુનિયામાં દેખાય છે, તે તફાવત દેખાત નહીં. કેમકે તેવા તફાવતમાં કાંઈ પણ કારણ ન હોય તો સર્વે પ્રાણીઓ એક સરખા જ હોવા જોઈએ. માટે આવી વિચિત્રતા જીવે કરેલા કર્મથી જ ઉત્પન્ન થયેલી છે. આ પ્રમાણે પાષાણાદિક પણ સચેતન છે તેથી તેમાં થતી વિચિત્રતા પણ કર્મ જન્ય છે એમ જાણવું. ૮૧.

વળી પ્રથમ કહ્યું હતું કે આગમથી પણ જીવ છે એમ સિદ્ધ થતું નથી. તે પણ તેનું કહેવું અસત્ય છે, તે બતાવે છે.—

**आगमाद्गम्यते चात्मा दृष्टेष्टार्थाविरोधिनः ।**
**तद्वक्ता सर्वविच्चैनं दृष्टवान् वीतकश्मलः ॥ ८२ ॥**

**મૂલાર્થ**—દૃષ્ટ અને ઈષ્ટ અર્થના વિરોધ રહિત આગમ થકી આત્મા જણાય છે. તે આગમના વક્તા સર્વજ્ઞ અને નિર્દોષ ભગવાને તે આત્માને જોયેલો છે. ૮૨.

**ટીકાર્થ**—દૃષ્ટ એટલે સર્વ લોકોએ જોયેલો ઇંદ્રિયાદિકને પ્રત્યક્ષ સમગ્ર વ્યવહાર તથા ઇષ્ટ એટલે સ્વર્ગ અને મોક્ષાદિકમાં રહેલું નિશ્ચિત વસ્તુસ્વરૂપ અર્થાત્ સર્વજ્ઞના આગમથી અને અનુમાનથી જાણવા લાયક પદાર્થ, તે બન્ને પદાર્થોને વિષે વ્યભિચાર રહિત એટલે યથાર્થ વસ્તુ સ્વરૂપને કહેનારા આગમથી અથવા દૃષ્ટ એટલે પ્રત્યક્ષ પ્રમાણુ અને ઇષ્ટ એટલે અનુમાન પ્રમાણુ એ બન્ને પ્રમાણુથી વિરોધ રહિત એવા આગમથી-શાસ્ત્રથી આત્મા જણાય છે; એટલે સિદ્ધ થાય છે. ભાવાર્થ એ છે કે—આ લોક અને પરલોકમાં રહેલા નિશ્ચય અને વ્યવહાર તથા પ્રત્યક્ષ અને અનુમાનને વિષે નિર્દોષ સ્વરૂપવાળા જિનાગમને વિષે '**अत्थि आया दुविहा जीवा**' આત્મા છે, જીવ બે પ્રકારના છે વિગેરે વાક્યોવડે પ્રતિપાદન કરેલા જીવની સત્યતા હોવાથી તથા તેણે કહેલા લોકના ભાવોની યથાર્થ પ્રાપ્તિ હોવાથી આત્મા સિદ્ધ થાય છે. તથા તે આગમના રચનાર મોહાદિક દોષ રહિત અને દૂર, સમીપ, રૂપી, અરૂપી, સ્થૂલ, સૂક્ષ્મ વિગેરે સર્વ પદાર્થોને જાણનાર સર્વજ્ઞ છે કે જેણે તે આત્માને જોયેલો છે એટલે હસ્તતળમાં રહેલા મુક્તાફળની જેમ પ્રત્યક્ષ દીઠો છે. આગમના કર્તા સર્વજ્ઞે તે આત્માને જોઇને પછી આગમને વિષે તેને વર્ણવ્યો છે. તેથી એવા પ્રકારનું શાસ્ત્ર પ્રમાણભૂત જ છે. ૮૨.

આ પ્રમાણે આગમથી આત્માની સિદ્ધિ થવાથી શું સિદ્ધ થયું? તે આકાંક્ષા પર કહે છે.—

**अभ्रान्तानां च विफला नामुष्मिक्यःप्रवृत्तयः ।**
**परबन्धनहेतोःकः स्वात्मानमवसादयेत् ॥ ८३ ॥**

**મૂલાર્થ**—ભ્રાંતિ રહિત મનુષ્યોની પરલોક સંબંધિ પ્રવૃત્તિઓ નિષ્ફળ થતી નથી. પરના બંધનને કારણે કયો પુરૂષ પોતાના આત્માને વિષાદમાં નાંખે? કોઈ જ નહીં. ૮૩.

**ટીકાર્થ**—હે ભદ્ર! આ પ્રમાણે આગમવડે આત્માની સિદ્ધિ થવાથી ભ્રાંતિ રહિત એટલે મોહ તથા અજ્ઞાનથી વર્જિત પુરુષોને આગમને અનુસારે આત્માની સિદ્ધિવડે કરીને સ્વર્ગ અને મોક્ષાદિક પરલોકને સંપાદન કરનારી પ્રવૃત્તિઓ એટલે બ્રહ્મચર્યાદિક શુભ અનુષ્ઠાનો વ્યર્થ થતા નથી. કારણ કે તેનું શુદ્ધ આગમે પ્રતિપાદન કર્યું છે, તથા ફળનું ભોક્તાપણું વિદ્યમાન છે. અન્યથા એટલે ક્રિયાના ફળને ભોગવનારના અભાવે પરબંધનને કારણે એટલે શત્રુ અથવા ચૌરાદિકને

બેડી વિગેરેથી બાંધવારૂપ હેતુએ કરીને પોતાના શરીરને કયો વિદ્વાન પુરૂષ યુદ્ધાદિક કરીને પ્રહારાદિકના વિષાદમાં નાંખે? કારણ કે પોતે કે પર કોઈ છે જ નહીં. એમ હોય અથવા ક્રિયાના ફળનો અભાવ હોય તો અથવા અવિરોધિ ( નિર્દોષ ) આગમ ન હોય તો પર એટલે ગુરુ વિગેરેના સંબંધે કરીને તે ગુરુની આજ્ઞાને આધીન રહેવારૂપ બંધનમાં રહીને જે પરલોકના હિત માટે પ્રવૃત્તિઓ કરાય છે, તેને માટે કયો વિવેકી પુરૂષ પોતાના આત્માને સંકટમાં નાંખે? કોઈ જ ન નાંખે. ૮૩.

ફરીથી પ્રત્યક્ષ રીતે આત્મની સિદ્ધિ બતાવે છે.—

**सिद्धिःस्थाण्वादिवद्व्यक्ता संशयादेव चात्मनः ।**
**असौ खरविषाणादौ व्यस्तार्थविषयः पुनः ॥ ८४ ॥**

**મૂલાર્થ**—સ્થાણુ વિગેરેની જેમ સંશયથી જ આત્માની સિદ્ધિ સ્પષ્ટ રીતે થાય છે. વળી આ સંશય ખરશૃંગ વિગેરેમાં ભિન્ન ભિન્ન અર્થના વિષય વાળો છે. ૮૪.

**ટીકાર્થ**—જીવની સિદ્ધિ એટલે નિશ્ચય છે. તે આ પ્રમાણે-સંશયથી એટલે 'જે આ દેખાય છે તે શું સ્થાણુ છે કે પુરૂષ છે?' ઇત્યાદિરૂપ કેવળ સંદેહથી જ આત્માની સિદ્ધિ થાય છે. કારણ કે તે સંદેહ જીવના ધર્મવાળો એટલે ચેતનના વિષયવાળો છે, તેથી ધર્મનું પ્રત્યક્ષપણું થવાથી ધર્મી ( ધર્મવાળો ) પણ પ્રત્યક્ષ જ કહેવાય છે. કેમકે તે ધર્મ અને ધર્મીનો કથંચિત્ અભેદ છે. સ્થાણુ એટલે અરણ્યમાં રહેલું શાખા પર્ણાદિક વાર્જિત વૃક્ષનું થડ. અહીં આદિ પદ હોવાથી બગલું, ધ્વજા વિગેરે તેની સરખા પદાર્થો જાણવા. જેમ સંશયના વિષયમાં આવેલા સ્થાણુ અને પુરૂષમાંથી તે કોઈ પણ એક છે, તે જ પ્રમાણે જીવનો સંશય પણ લોકમાં વિદ્યમાન હોવાથી જીવ છે એવી સિદ્ધિ થાય છે. વળી આ સંશય ખર ( ગધેડો ) અને શૃંગ, આકાશ અને પુષ્પ, વંધ્યા અને પુત્ર વિગેરે વ્યસ્ત એટલે પરસ્પર ભિન્નપણાએ કરીને દરેક અર્થવાળા એટલે અસ્તિપણાવાળા પદાર્થોમાં થાય છે. એટલે કે લોકમાં ગધેડો અને શીંગડું એ બન્ને પદાર્થો વિદ્યમાન છે, માટે તે ભિન્ન ભિન્ન પદાર્થોમાં સંશય થઈ શકે છે. પરંતુ ગધેડાના મસ્તક પર શીંગડાં હોતાં નથી, તેથી ગધેડાનાં શીંગડાં વિષેનો સંશય પણ થતો નથી. માટે જે વસ્તુ વિદ્યમાન હોય, તેનો જ સંશય થાય છે, તેથી જીવના સંશયથી જ જીવની સિદ્ધિ થાય છે. ૮૪.

અર્થાપત્તિથી પણ જીવ છે એમ સિદ્ધ થાય છે, તે કહે છે.—

**अजीव इति शब्दश्च जीवसत्तानियंत्रितः ।**
**असतो न निषेधो यत्संयोगादिनिषेधनात् ॥ ८५ ॥**

**મૂલાર્થ**—અજીવ એવો શબ્દ જીવના વિદ્યમાનપણાનો નિયમ કરે છે. કારણ કે છતા પદાર્થના સંયોગાદિકનો જ નિષેધ કરાય છે, અછતા પદાર્થનો નિષેધ હોતો નથી. ૮૫.

**ટીકાર્થ**—અજીવ એવા પ્રકારનો શબ્દ એટલે લોકવાણી જ જીવના વિદ્યમાનપણાનો નિયમ કરેછે, એટલે તે જીવની સત્તા સાથે સંબંધ ધરાવે છે. જો જીવ એવો પદાર્થ દુનિયામાં ન જ હોય, તો 'આ અજીવ છે' એમ કદી પણ બોલી શકાય નહીં. માટે આ અજીવ રૂપ નિષેધ અવિદ્યમાનનો નથી. અવિદ્યમાન પદાર્થનો કોઇ પણ નિષેધ કરી શકતું નથી. કારણ કે સર્વ શાસ્ત્રોમાં સંયોગાદિકનો જ નિષેધ કરેલો છે. એટલે હવે પછીના શ્લોકમાં કહેવામાં આવતા સંયોગાદિકના નિષેધનું જ વિધાન કરેલું છે. ૮૫.

તે સંયોગાદિકને જ કહે છે.—

**संयोगः समवायश्च सामान्यं च विशिष्टता ।**
**निषिध्यते पदार्थानां त एव नतु सर्वथा ॥ ८६ ॥**

**મૂલાર્થ**—પદાર્થોના સંયોગ, સમવાય, સામાન્ય અને વિશેષનો જ નિષેધ કરાય છે, પણ સર્વથા તે પદાર્થોનો નિષેધ કરાતો નથી. ૮૬.

**ટીકાર્થ**—શાસ્ત્રમાં તથા લોકમાં પદાર્થોના એટલે જીવ, ઘટ વિગેરે વસ્તુના સંયોગનો જ એટલે વિવક્ષિત સ્થાનના સંબંધનો જ નિષેધ કરાય છે. જેમ કે 'દેવદત્ત ઘેર નથી.' આ વાકયમાં દેવદત્તને ઘરની સાથેના સંબંધનો નિષેધ કર્યો છે, પણ દેવદત્તનો અથવા ઘરનો નિષેધ કર્યો નથી. તેમજ સમવાય એટલે સંહતિનો જ નિષેધ થઈ શકે છે. જેમકે 'ગધેડાના મસ્તક પર શીંગડું નથી.' આ વાકયમાં સંહતિનો નિષેધ છે, પણ ગેધેડાનું મસ્તક અથવા શીંગડું એ પ્રત્યેકનો નિષેધ નથી. તથા સામાન્ય એટલે સમાન ભાવનો નિષેધ થઈ શકે છે. જેમ કે 'બીજો ચંદ્ર નથી.' અહીં વિદ્યમાન એક ચંદ્ર સિવાયના બીજાનો નિષેધ કર્યો છે, મૂળ ચંદ્રનો નિષેધ કર્યો નથી, તથા વિશિષ્ટતા એટલે વિશેષનો નિષેધ થઈ શકે છે. જેમકે 'ઘડા જેવડાં મોતી હોતાં નથી.' અહીં ઘડા જેવડાં એ વિશેષણયુક્ત મોતીનો નિષેધ કર્યો છે, પણ

પૃથક્ પૃથક્ પદાર્થોનો ( ઘડાનો કે મોતીનો ) નિષેધ નથી. આ પ્રમાણે સંયોગાદિકનો જ નિષેધ થાય છે, પણ સર્વથા પદાર્થનો જ અભાવ કહેવાતો નથી. તેજ પ્રમાણે ‘ આત્મા ઇંદ્રિયગ્રાહ્ય નથી. ’ આ સ્થળે ઇંદ્રિયો વડે ગ્રાહ્યતાનો જ નિષેધ છે, પણ આત્માનો નિષેધ નથી. તે પૂર્વે કહેલા વર્ણાદિકના સંયોગ, સમવાય, સામાન્ય અને વિશેષણોમાંથી કવચિત્ કોઈકનો નિષેધ કરાય છે. જેમ અહીં ઇંદ્રિયો વડે ગ્રાહ્યપણાનો નિષેધ કર્યો છે તેમ, પરંતુ સર્વથા પદાર્થનો નિષેધ નથી. ૮૬.

વળી આ જીવ શબ્દ કોઈ પણ બીજા શબ્દ સાથે સમસિત એટલે સમાસવાળો થયેલો નથી, અને તેની વ્યુત્પત્તિ પણ થઈ શકે છે. માટે જીવ છે એમ સિદ્ધ થાયછે, તેજ બતાવે છે.—

**शुद्धं व्युत्पत्तिमज्जीवपदं सार्थं घटादिवत् ।**
**तदर्थश्च शरीरं नो पर्यायपदभेदतः ॥ ८७ ॥**

**મૂલાર્થ**—ઘટાદિક શબ્દની જેમ જીવ એવું પદ ( શબ્દ ) શુદ્ધ છે, અને વ્યુત્પત્તિવાળું પણ છે, તેથી તે સાર્થક છે. અને તે જીવ શબ્દનો અર્થ શરીર થઈ શકતો નથી, કેમકે તેના પર્યાય શબ્દોમાં તે નથી. ૮૭.

**ટીકાર્થ**—જીવ એવો શબ્દ શુદ્ધ છે એટલે સમાસ-સંયોગરહિત છે. વળી વ્યુત્પત્તિવાળો છે એટલે તે શબ્દના અર્થનું જ્ઞાન ઉત્પન્ન કરનાર પણ છે. જે જીવ્યો, જીવે છે અને જીવશે તે જીવ કહેવાય છે, એ રીતે તેની વ્યુત્પત્તિ થાય છે, માટે સાર્થક છે. પોતાના વાચ્ય અર્થની સાથે અથવા પ્રતિપક્ષ રૂપ અજીવની સાથે વર્તે છે, તેથી તે સાર્થક-પોતાના અર્થનો બોધ કરનાર એટલે શબ્દની શક્તિને પ્રકાશ કરનાર છે. જેમ ઘટ, પટ, મનુષ્ય વિગેરે શબ્દો શુદ્ધ અને વ્યુત્પત્તિવાળા છે, પરંતુ આકાશપુષ્પાદિક જેમ સમાસવાળા હોવાથી અશુદ્ધ છે, તેમ તે અશુદ્ધ નથી. વળી તે જીવ શબ્દનો અર્થ એટલે વાચ્ય પદાર્થ શરીર થઈ શકતું નથી, કારણ કે તેના પર્યાયમાં ભેદ છે. જે ક્ષીણ થાય તેનું નામ શરીર કહેવાય છે. એ રીતે શરીર શબ્દની વ્યુત્પત્તિ થાય છે. શરીર, તનુ, કાયા, દેહ વિગેરે શબ્દો શરીરના અભિધેય-પર્યાય રૂપ છે, અને જીવ શબ્દના જીવ, જંતુ, જન્ય, શરીરી, શરીરભૃત્, તનુમાન, ચેતન, ચૈતન્ય વિગેરે પર્યાયો-વાચક શબ્દો છે, તેથી જીવ શબ્દનો અર્થ શરીર થઈ શકતો નથી. ૮૭.

હવે ચાર્વાકના મતનો ઉપસંહાર કરે છે.—

**आत्माव्यवस्थितेस्त्याज्यं ततश्चार्वाकदर्शनम् ।**
**पापाः किलैतदाभाषाः सद्व्यापारविरोधिनः ॥ ८८ ॥**

**મૂલાર્થ**—આ પ્રમાણે આત્માની વ્યવસ્થા (સિદ્ધિ) થાય છે માટે ચાર્વાકનું દર્શન (મત) તજવા યોગ્ય છે. કારણ કે તેના આલાપો શુભ વ્યાપારનો નિષેધ કરનારા અને પાપને ઉત્પન્ન કરનારા છે. ૮૮.

**ટીકાર્થ**—પૂર્વે કહેલા હેતુસમૂહ થકી જીવની વ્યવસ્થા એટલે શાસ્ત્રમાં કહેલા પોતાના સ્વરૂપની મર્યાદામાં રહેવું તેની સિદ્ધિ થાય છે, એટલે પૂર્વોક્ત યુક્તિઓ વડે આત્મા સિદ્ધ થાય છે, માટે ચાર્વાકનું એટલે સર્વભક્ષી નાસ્તિકનું દર્શન—મત દૂરથી જ ત્યાગ કરવા લાયક છે. તે ચાર્વાકના દુષ્ટ આલાપો શુભ વ્યાપારના એટલે ઉત્કૃષ્ટ સ્વર્ગ મોક્ષાદિકના ઉપાયોનો વિઘાત—નાશ કરનારા છે, તથા મહાપાપને કરનારા એટલે નરકાદિકના અત્યંત દુઃખો આપનારા છે. ૮૮.

હવે બૌદ્ધોનો પ્રલાપ કહે છે.—

**ज्ञानक्षणावलीरूपो नित्यो नात्मेति सौगताः ।**
**क्रमाक्रमाभ्यां नित्यत्वे युज्यतेऽर्थक्रिया न हि ॥ ८९ ॥**

**મૂલાર્થ**—બૌધ્ધો કહે છે કે જ્ઞાનના ક્ષણની પરંપરા રૂપ આત્મા છે, નિત્ય આત્મા નથી. નિત્ય માનવાથી ક્રમે કરીને અથવા અક્રમે કરીને પણ અર્થાક્રયા ઘટતી નથી. ૮૯.

**ટીકાર્થ**—જ્ઞાનને એટલે ચિન્માત્રને ઉત્પન્ન કરનારા ક્ષણોની—સૂક્ષ્મ કાળવિભાગોની આવળી—પરંપરા એટલે શ્રેણી રૂપ જ આત્મા છે, માટે તે આત્મા નિત્ય નથી. એ પ્રમાણે સૌગત લોકો એટલે સુગતના શિષ્યો બૌધ્ધો કહે છે. તે કહેછે કે જો આત્માને નિત્ય કહીએ તો ક્રમ એટલે કાળના વિભાગવડે ક્રિયા કરવી તે અને અક્રમ એટલે એક જ ક્ષણે સર્વ ક્રિયાઓ કરવી તે, એ બન્ને વડે અર્થક્રિયા એટલે અર્થરૂપ પોતાની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયવાળી અથવા સુખાદિક વેદનાવાળી ક્રિયા ઘટશે નહીં. એટલે યુક્તિથી યોગ્ય ગણાશે નહીં, કારણ કે તેથી નિત્યપણામાં વિરોધ આવશે. ૮૯.

કહેલા અર્થને જ સ્પષ્ટ કરે છે.

**स्वभावहानितोऽध्रौव्यं क्रमेणार्थक्रियाकृतौ ।**
**अक्रमेण च तद्भावे युगपत्सर्वसंभवः ॥ ९० ॥**

**મૂલાર્થ**—તેમાં જો આત્મા ક્રમે કરીને અર્થક્રિયા કરતો હોય તો તેના નિત્યપણાની હાનિ થઈ, માટે તે આત્મા અનિત્ય થશે, અને જો અક્રમે કરીને અર્થક્રિયા કરે છે એમ કહેશો, તો એકી કાળે સર્વ ક્રિયાઓ થવી જોઈએ. ૯૦.

**ટીકાર્થ**—પૂર્વે કરવા માંડેલી ક્રિયા સંપૂર્ણ થયા પછી બીજી ક્રિયાનો આરંભ કરવો તે ક્રમ કહેવાય છે. આવા ક્રમે કરીને જો આત્મા અર્થક્રિયા-વિદ્યમાન પદાર્થની ક્રિયા કરતો હોય તો સ્વભાવની હાનિ આવશે, એટલે કે તમારા (નિત્યવાદીના) મતમાં સર્વ પદાર્થોનું નિત્યપણું મનાય છે, તો તેનું અનુક્રમે કરવું એટલે પૂર્વે કરવા માંડેલી ક્રિયાના સ્વભાવનો ત્યાગ થયા પછી બીજી ક્રિયા કરવાના સ્વભાવનું હોવાપણું, તેણે કરીને હાનિ એટલે નિત્યપણાનો નાશ થશે. અથવા સ્વભાવની હાનિ એટલે વસ્તુનો સ્વભાવ જે ક્ષણસ્થાયીપણું તેની હાનિ એટલે પૂર્વ ક્ષણમાં રહેવાના સ્વભાવનો ત્યાગ કરીને નિત્યસ્વભાવને પ્રાપ્ત કરવા રૂપ હાનિ, આ પ્રમાણે સ્વભાવની હાનિ થવાથી બીજા ક્ષણમાં તેનું અવસ્તુપણું જ થશે. તેથી આત્માનું અનિત્યપણું થવાથી અમોએ ઈચ્છેલું ક્ષણિકપણું જ સિદ્ધ થશે. અને જો અક્રમે કરીને અર્થક્રિયા થતી હોય તો એકી વખતે એટલે પ્રથમ ક્ષણમાં જ સર્વ સ્થિતિ વિગેરે ક્રિયાઓની ઉત્પત્તિ અને અનુભવ થશે, તેથી કરીને બીજા ક્ષણમાં સ્થિતિ વિગેરે કોઈ પણ ક્રિયા બાકી રહેશે નહીં. માટે આત્મા અસત્ થશે, અને તેથી પણ અમે માનેલું ક્ષણિકપણું જ સિદ્ધ થશે ૯૦.

અમારા પક્ષમાં પૂર્વે કહેલો દોષ આવતો નથી, તે કહે છે.—

**क्षणिके तु न दोषोऽस्मिन् कुर्वद्रूपविशेषिते ।**
**ध्रुवेक्षणोत्थतृष्णाया निवृत्तेश्च गुणो महान् ॥ ९१ ॥**

**મૂલાર્થ**—કુર્વદ્રૂપથી વિશેષ કરેલા અમારા ક્ષણિક વાદમાં કાંઇ પણ દોષ આવતો નથી. અને ઉલટો નિત્યત્વપક્ષને જોવાથી ઉત્પન્ન થયેલી તૃષ્ણાની નિવૃત્તિ રૂપ મહા ગુણ થાય છે. ૯૧.

**ટીકાર્થ**—વર્તમાન ક્ષણમાં પોતાની ઉત્પત્તિની ક્રિયાને કરતાં કરતાં જે વિદ્યમાન હોવાપણું તે કુર્વદ્રૂપ કહેવાય છે. આવા કુર્વદ્રૂપના વિશેષણવાળા આ અમારા ક્ષણિક એટલે અત્યંત સૂક્ષ્મ કાળ રૂપ ક્ષણને વિષે જેનું વિદ્યમાનપણું છે એવા વાદ-મતને વિષે એટલે સર્વે પદાર્થો ક્ષણિક છે, ઉત્પન્ન થયા પછીના બીજે જ ક્ષણે નાશ પામે છે.

કહ્યું છે કે—"પદાર્થોના નાશનો હેતુ તેની ઉત્પત્તિ જ છે, એમ ઈચ્છીએ છીએ. કેમકે જેની ઉત્પત્તિ થઈ, તે જો નાશ ન પામ્યો તો પછી તે શાથી નાશ પામે?" આ પ્રમાણે ક્ષણિક આત્મા અથવા બૌદ્ધ દર્શન અંગીકાર કરવાથી કાંઈ પણ દોષ એટલે પૂર્વે કહેલો ક્રમ અને ક્રમરહિત અર્થક્રિયા કરવામાં બતાવેલો દોષ આવતો નથી. કેમકે પોતાની ઉત્પત્તિ જ વિનાશનું કારણ હોવાથી ઉત્પત્તિને સમયે જ સ્થિત્યાદિક ક્રિયા કરે છે. તેમજ વળી ક્ષણિકપણું અંગીકાર કરવાથી નિત્યત્વનું એટલે 'મારો આત્મા નિત્ય છે' એ પ્રમાણે જોવાથી ઉત્પન્ન થયેલી તૃષ્ણાની એટલે આત્માને સુખી કરવાની ઈચ્છાની નિવૃત્તિ થવાથી એટલે નિરાત્મપણાના દર્શનવડે તેવી ઈચ્છા નાશ પામવાથી મહાગુણ એટલે સર્વોત્કૃષ્ટ ચિત્તવાળો અને કલેશરહિત અવસ્થાવાળો નિરોધ નામનો ગુણ-ફળ પ્રાપ્ત થાય છે. માટે વિચાર કરતાં અમારૂં જ દર્શન સુંદર છે. ૯૧.

હવે તે બૌદ્ધ મતનું નિરાકરણ કરે છે.—

**मिथ्यात्ववृद्धिकृन्नूनं तदेतदपि दर्शनम् ।**
**क्षणिके कृतहानिर्यत्तथात्मन्यकृतागमः ॥ ९२ ॥**

**મૂલાર્થ**—તે આ બૌદ્ધનું દર્શન પણ નિશ્ચે મિથ્યાત્વની વૃદ્ધિ કરનારૂં છે. કેમકે આત્માને ક્ષણિક માનવાથી કરેલા કર્મનો નાશ અને નહીં કરેલા કર્મની પ્રાપ્તિ એ રૂપ દોષ આવે છે. ૯૨.

**ટીકાર્થ**—તેથી કરીને-કહેવામાં આવશે એવા હેતુસમૂહે કરીને નિશ્ચે આ પૂર્વે કહેલું ક્ષણિકવાદીનું દર્શન (મત) પણ મિથ્યાત્વની વૃદ્ધિ કરનાર એટલે અસત્ય અને બુદ્ધિના વિપર્યાસપણાની વૃદ્ધિ એટલે ભવે ભવે તે અસત્યાદિકની જ ઉત્પત્તિ ને વૃદ્ધિ કરનારૂં છે. કારણ કે ક્ષણિક એટલે માત્ર ઉત્પત્તિને સમયે જ સ્થાયી આત્મા માનવાથી તપસ્યા, શીલ વિગેરેથી અને કૃષિ (ખેતી), વાણિજ્ય (વેપાર) વિગેરેથી કરેલા કાર્યની હાનિ એટલે નાશ થશે, તે કર્મ કરનારને તે કર્મના ફળનો ભોગવટો રહેશે નહીં. કારણ કે તે કર્તા ઉત્પત્તિના ક્ષણ પછી તરતજ બીજે ક્ષણે નાશ પામ્યો છે, તેથી તેણે કરેલા શુભ અશુભ કર્મના ફળને ભોગવનાર કોણ થશે? અથવા તો માત્ર પોતાની ઉત્પત્તિને ક્ષણે જ ક્રિયાવાળાપણું માનવાથી પુણ્ય અપુણ્ય રૂપ ક્રિયાનો કર્તા જ કોઈ કહેવાશે નહીં, તેથી પણ કરેલાનો નાશ—કાર્યની અનુત્પત્તિ થશે, અને તેથી ભોજન કર્યા છતાં પણ તૃપ્તિ થશે

નહીં. તથા અકૃતની પ્રાપ્તિ એટલે ભોજન, ચોરી વિગેરે નહીં કરેલા કર્મની પ્રાપ્તિ થશે. કેમકે ક્રિયા કરતી વખતે ફળ ભોગવનારની ઉત્પત્તિ થઈ નથી, માટે તે પાછળથી ઉત્પન્ન થયેલો ભોક્તા પોતે નહીં કરેલા કર્મનું ફળ ભોગવનાર થશે. ૯૨.

આ પ્રમાણે સાંભળીને તે બૌદ્ધ જવાબ આપે છે કે-"નિરંતર સદશ એવા અપર અપર (બીજા બીજા) જ્ઞાનક્ષણની ઉત્પત્તિરૂપ પરંપરાને વિષે વાસનાનો સંક્રમ થાય છે, માટે સર્વ અમારૂં કહેલું ઠીક જ છે. તેમાં કાંઈ પણ પૂર્વોક્ત દોષનો અવકાશ રહેતો નથી." આવી આશંકાને દૂર કરવા કહે છે.—

**एकद्रव्यान्वयाभावाद्वासनासंक्रमश्च न ।**
**पौर्वापर्यं हि भावाना सर्वत्रातिप्रसक्तिमत् ॥ ९३ ॥**

**મૂલાર્થ**—એક (આત્મારૂપ) દ્રવ્યનો અન્વય નહીં હોવાથી વાસનાનો સંક્રમ થશે નહીં. કારણ કે પદાર્થોનું પૂર્વાપરપણું સર્વત્ર અતિપ્રસક્તિ વાળું છે. ૯૩.

**ટીકાર્થ**—હે વિદ્વાન્! એક મુખ્ય દ્રવ્યના એટલે સકલ ગુણ અને પર્યાયના આધાર રૂપ જીવદ્રવ્યના સંબંધના અભાવને લીધે વાસનાનો સંક્રમ એટલે અપર અપર ક્ષણમાં ઉત્પન્ન થયેલા જ્ઞાનનો પૂર્વ પૂર્વ ક્ષણે અનુભવેલા પદાર્થોની સ્મૃતિના કારણ રૂપ સંસ્કારનો સંક્રમ એટલે ઉત્તરોત્તર જ્ઞાનના ક્ષણોમાં તેની પ્રાપ્તિ થશે નહીં. વાસનાનો સંક્રમ એક જ આત્માના સંબંધમાં થઈ શકે છે. કારણ કે પદાર્થોનું એટલે વાસનાદિક વસ્તુઓનું પૂર્વાપરપણું એટલે પ્રથમ અનુભવેલું અને પછી અનુભવવાનું, એ બે સર્વત્ર અતિ પ્રસક્તિ વાળું છે, એટલે સર્વ દેશ કાળને વિષે અત્યંત આસક્તિ-અત્યંત સંબંધપણું જેમાં રહેલું છે એવું તે વાસનાના સંક્રમનું સ્મરણ થાય છે, ભાવાર્થ એ છે કે-પૂર્વ ક્ષણ અને ઉત્તર ક્ષણ એ બેને કોઈ જાતનો સંબંધ છે નહીં. કેમકે પૂર્વ ક્ષણ તો નષ્ટ થયો, અને ઉત્તર ક્ષણ તો ઉત્પન્ન જ થયો નથી. તેથી કોને વિષે વાસના સંક્રમ યુક્ત થાય? જ્યાં પરસ્પર બે વસ્તુનો સ્પર્શ થતો હોય, ત્યાં જ વાસનાનો સંક્રમ થઈ શકે છે. જેમ એક પુષ્પના ઢગલામાં ક્ષણે ક્ષણે બીજા બીજા તલ નાંખીએ, અને નાંખ્યા પછી તરત જ પ્રતિ ક્ષણે પ્રથમનાં તલો લઈ લઈએ, તો પુષ્પની ગંધનો સંક્રમ તે તલમાં થશે નહીં. તેજ પ્રમાણે દરેક ક્ષણે ઉત્પન્ન થયેલા અપર અપર (બીજા બીજા) જ્ઞાનરૂપ ક્ષણો જીવ રૂપી આધાર

વિના વર્તમાન જ્ઞાનના ક્ષણને છોડીને બીજા સર્વે ક્ષણો પોત પોતાની ઉત્પત્તિ થયા બાદ તરત જ નાશ પામ્યા છે, તેથી વાસનાનો સંક્રમ કોને વિષે થાય? કોઈને વિષે ન થાય. ૯૩.

ક્ષણિકવાદમાં ફરીથી બીજું દૂષણ દેખાડે છે.—

**कुर्वद्रूपविशेषे च न प्रवृत्तिर्न वाऽनुमा ।**
**अनिश्चयान्न वाऽध्यक्षं तथा चोदयतो जगौ ॥ ९४ ॥**

**મૂલાર્થ**—કુર્વદ્રૂપના વિશેષ વાળો આત્મા માનવાથી શુભાશુભ પ્રવૃત્તિ થશે નહીં, અનુમાન થશે નહીં અને નિશ્ચય નહીં હોવાથી પ્રત્યક્ષ પ્રમાણ પણ રહેશે નહીં. તે બાબત ક્ષણિકવાદીને પ્રેરણા કરતાં સિદ્ધાન્તીએ નીચે પ્રમાણે કહ્યું છે.

**ટીકાર્થ**—જે સમયે ઉત્પન્ન થયો તે જ સમયે સ્થિતિ હોય તે કુર્વદ્રૂપ કહેવાય છે. તે કુર્વદ્રૂપ જેનો વિશેષ–વ્યક્ત છે એવા જીવને વિષે શુભાશુભ કર્મની પ્રવૃત્તિ અથવા વાસનાનો પ્રવાહ (પરંપરા) થશે નહીં. કેમકે પદાર્થની સ્થિતિ જ છે નહીં તેથી પ્રવૃત્તિ કોની થાય? અથવા અનુમા એટલે अनु લિંગ (ચિન્હ) જોયા પછી मा લિંગિનું જ્ઞાન અર્થાત્ વ્યાપ્તિ[1] સહિત પક્ષધર્મતાના જ્ઞાનથી ઉત્પન્ન થયેલું જ્ઞાન. જેમકે ધૂમનું જ્ઞાન થયા પછી 'આ પર્વતપર અગ્નિ છે' એવું અનુમાન ક્ષણિકમાં થશે નહીં. કેમકે પ્રવૃત્તિનું મૂળ કારણ હોવાથી સ્થિતિના અભાવને લીધે લિંગાદિકનું જ્ઞાન થવું જ અશકય છે. અથવા 'આ આમજ છે' એવો નિશ્ચય નહીં હોવાથી પ્રત્યક્ષ પ્રમાણ પણ ઘટશે નહીં. આ પ્રમાણે બૌદ્ધનું દર્શન ત્રણ દોષ રૂપી ગ્રહથી ગ્રસાયેલું છે. વળી તે જ પ્રકારે ક્ષણિકવાદીને પ્રેરણા કરતાં–તર્ક કરાવતા સિદ્ધાંતીએ નીચે પ્રમાણે કહ્યું છે. ૯૪.

**न वैजात्यंविना तत्स्यान्न तस्मिन्ननुमा भवेत् ।**
**विना तेन न तत्सिद्धिर्नाध्यक्षं निश्चयं विना ॥ ९५ ॥**

**મૂલાર્થ**—તે કુર્વદ્રૂપ વિશેષવાળા જીવને વિષે વૈજાત્ય (વિશેષણ) વિના તેને પૂર્વે અનુભવેલાનું સ્મરણ થશે નહીં, તે સ્મરણ વિના અનુમાન થશે નહીં, અને તે અનુમાન વિના કુર્વદ્રૂપની સિદ્ધિ એટલે નિશ્ચય થશે નહીં, તથા નિશ્ચય વિના પ્રત્યક્ષ પ્રમાણ પણ થશે નહીં. ૯૫.

---

1 જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં અગ્નિ હોય, એ વ્યાપ્તિ કહેવાય છે.

ટીકાર્થ—તે પૂર્વે કહેલા કુર્વદ્રૂપના વિશેષવાળા જીવને વિષે વૈજાત્ય એટલે વિભિન્ન જાતિ-ધર્મ અર્થાત્ ક્ષણાંતરે થવાની બીજી ક્રિયા વિજાતિ કહેવાય છે. તે વિજાતિનું જે કર્મ તે વૈજાત્ય અર્થાત્ વિશેષણ. તે વિશેષણ વિના પૂર્વે અનુભવેલાનું સ્મરણ બીજા ક્ષણમાં સ્થિતિ નહીં હોવાથી થશે નહીં. કેમકે તે સ્મરણ વિશેષ પ્રકારના સમયમાં જે રહેલું હોય તેનું જ થઈ શકે છે. તે પૂર્વે અનુભવેલાના સ્મરણ વિના અનુમાન પ્રમાણનું જ્ઞાન પણ નહીં થાય, ને અનુમાન વિના તે કુર્વદ્રૂપની સિદ્ધિ એટલે નિશ્ચય નહીં થાય. અને કુર્વદ્રૂપના નિશ્ચય વિના પ્રત્યક્ષ પ્રમાણ પણ નહીં થાય. બીજી ક્રિયાના સમયમાં પૂર્વ ક્રિયાનો અભાવ હોવાથી તે બૌદ્ધના મતમાં સર્વ પ્રમાણોનો અભાવ છે. ૯૫.

હવે લોકને વિષે પ્રત્યભિજ્ઞા જ્ઞાન અનુભવમાં આવે છે, માટે ક્ષણિકપણું છે જ નહીં, તે બતાવે છે.—

**एकताप्रत्यभिज्ञानं क्षणिकत्वं च बाधते ।**
**योऽहमन्वभवं सोऽहं स्मरामीत्यवधारणात् ॥ ९६ ॥**

મૂલાર્થ—એકપણાનું પ્રત્યભિજ્ઞાન ક્ષણિકપણાનો બાધ કરે છે. કારણ કે જે મેં પ્રથમ અનુભવ્યું હતું, તે હું તેને સંભારૂં છું એવો નિશ્ચય થાય છે. ૯૬.

ટીકાર્થ—એકપણાનું એટલે પૂર્વના અને પછીના સર્વ ક્ષણોને વિષે એક જ અનુભવ કરનાર હોવાપણાનું પ્રત્યભિજ્ઞાન એટલે 'જે મેં પ્રથમ જોયો હતો તે જ આ છે.' એવા પ્રકારનું જ્ઞાન ક્ષણિકપણાનો બાધ-નિષેધ કરે છે. કારણ કે "જે હું દેવદત્ત પ્રથમ સુખાદિકનો અનુભવ કરતો હતો, તે જ હું તે સુખાદિકને જાણું છું." એ પ્રમાણે પૂર્વના સંબંધનો નિશ્ચય થાય છે એટલે સર્વ પરના સંબંધોથી સ્વસંબંધનો નિર્ધાર થાય છે. તેથી ક્ષણિકપણાનો નિરાસ થાયછે. કારણ કે ક્ષણિકવાદને વિષે પૂર્વાપરના સંબંધની એકતા રૂપ પ્રત્યભિજ્ઞાન સંભવતું જ નથી. ૯૬.

અહીં બૌદ્ધ શંકા કરે છે કે-એમ માનવાથી એક આત્માને અનેક વિષયમાં વર્તવા રૂપ દોષ પ્રાપ્ત થાય છે. એવી શંકાની નિવૃત્તિ માટે કહે છે.—

**नास्मिन् विषयबाधो यत्क्षणिकेऽपि यथैकता ।**
**नानाज्ञानान्वये तद्वत् स्थिरे नानाक्षणान्वये ॥ ९७ ॥**

**મૂલાર્થ**—આ ચિરકાળ સ્થાયી એક આત્માને વિષે વિષયનો બાધ આવતો નથી. કારણ કે જેમ તમારા મતમાં ક્ષણિક આત્માને વિષે પણ નાના પ્રકારના જ્ઞાનનો સંબંધ કરવામાં એકતા રૂપ દોષ આવતો નથી, તેમ સ્થિર આત્માને વિષે નાના પ્રકારના (ઘણા) ક્ષણોનો સંબંધ કરવામાં પણ કાંઈ દોષ આવતો નથી. ૯૭

**ટીકાર્થ**—જે કારણ માટે આ અનેક ક્ષણ સુધી રહેનારા એક જ આત્માને વિષે વિષયનો બાધ એટલે અનેક ક્ષણમાં વર્તનારા વિષયોનો એક જ વિષયી (આશ્રય) હોવા છતાં પણ વિષયથી કરેલો બાધ-દોષ આવતો નથી. કેમકે અનેક વિષયોની પણ અનેક ક્ષણ સુધી સ્થિતિ હોય છે, માટે કાંઈ પણ દોષ લાગતો નથી. કારણ કે ક્ષણસ્થાયી આત્માને વિષે પણ નાના પ્રકારના એટલે શ્વેત, રક્ત, પીત વિગેરે વિષયોને ગ્રહણ કરવામાં વિચિત્ર પ્રકારના જ્ઞાનના અન્વયમાં એટલે પરંપરાના સંબંધમાં તમે માનેલી એકતાનો દોષ આવતો નથી. તે જ પ્રમાણે ચિરકાળ સ્થાયી સનાતન આત્માને વિષે અનેક ક્ષણસ્થાયી કરવા રૂપ અન્વયવાળા વિષયમાં કાંઈ પણ દોષ આવતો નથી. કેમકે સર્વ પદાર્થો ઉત્પત્તિ અને નાશવંત છે. ૯૭.

વળી હે બૌદ્ધ! સાંભળ.—

**नानाकार्यैक्यकरणस्वाभाव्ये च विरुध्यते ।**
**स्याद्वादसंनिवेशेन नित्यत्वेऽर्थक्रिया न हि ॥ ९८ ॥**

**મૂલાર્થ**—નાના પ્રકારના કાર્યોની એકતા કરવાનો સ્વભાવ માનવાથી સ્યાદ્વાદના સ્થાપન વડે નિત્ય આત્માને વિષે અર્થક્રિયાનો વિરોધ નથી. ૯૮.

**ટીકાર્થ**—નાના પ્રકારનાં એટલે અનેક ક્ષણમાં રહેલા સ્થિત્યાદિક કાર્યોની એક કર્તાના કરણ રૂપ એકતાનો એટલે એકને અનેક કાર્ય કરવાનો સ્વભાવ હોવામાં સ્યાદ્વાદના સ્થાપનવડે એટલે દરેક વસ્તુનું કથંચિત્ નિત્યપણું છે અને કથંચિત્ અનિત્યપણું છે, ઇત્યાદિ સ્યાદ્વાદને અંગીકાર કરવાવડે નિત્ય એટલે સનાતન ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ જીવનેવિષે સ્થિતિ, ઉત્પત્તિ અને નાશરૂપ અર્થક્રિયા વિરોધ પામતી નથી. ૯૮.

વસ્તુનું અનેક સ્વભાવપણું અંગીકાર કર્યાવિના કાંઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી. તેથી નિત્યપણું, અનિત્યપણું વિગેરે અનેક સ્વભાવવાળી વસ્તુનો સ્વીકાર કરવો જોઇએ, એમ બીજાને ઉપદેશ આપેછે.—

**नीलादावप्यतद्भेदशक्तयः सुवचाः कथम् ।**
**परेणापि हि नानैकस्वभावोपगमं विना ॥ ९९ ॥**

**મૂલાર્થ**—અનેક સ્વભાવનો સ્વીકાર કર્યાવિના બૌદ્ધ પણ નીલાદિક ( કાળું વિગેરે )ને વિષે અતદ્ભેદની શક્તિઓ શી રીતે કહી શકશે? ૯૯.

**ટીકાર્થ**—ક્ષણવાદી પણ આત્માનું અનેક સ્વભાવવાળાપણું સ્વીકાર્યાવિના નીલ, પીત વિગેરે રંગોના જ્ઞાનમાં અતદ્ભેદની શક્તિઓ એટલે નીલાદિક જ્ઞાનથી ભિન્ન નહીં અર્થાત્ નીલાદિક જ્ઞાનના સ્વરૂપવાળી જ શક્તિઓ શી રીતે સુખે કરીને કહી શકશે? નહીં જ કહી શકે. અને તે શક્તિઓ તે ક્ષણિકવાદીએ માનેલી છે, તેથી જ્યારે જ્ઞાનને વિષે અનેક શક્તિઓ છે ત્યારે જ્ઞાનિને વિષે અને જ્ઞેય પદાર્થોને વિષે અનેક શક્તિઓ કેમ ન હોય? હોવી જ જોઇએ. ૯૯.

તે બૌદ્ધે પ્રથમ કહ્યું હતું કે નિરાત્માપણું માનવાથી તૃષ્ણાની નિવૃત્તિરૂપ મહાગુણ થાય છે, તે પણ તેનું કહેવું મિથ્યા છે. તે કહે છેઃ—

**ध्रुवेक्षणेऽपि न प्रेम निवृत्तमनुपप्लवात् ।**
**ग्राह्याकार इव ज्ञाने गुणस्तन्नात्र दर्शने ॥ १०० ॥**

**મૂલાર્થ**—આત્માનું નિત્ય ઇક્ષણ કરવાથી પણ અનુપદ્રવને લીધે સર્વજ્ઞે પ્રેમનો નિષેધ કર્યો નથી. તેથી આ બૌદ્ધદર્શનને વિષે ગ્રાહ્ય આકારની જેમ તેના જ્ઞાનમાં કાંઇપણ ગુણ નથી. ૧૦૦.

**ટીકાર્થ**—ધ્રુવનું ઇક્ષણ એટલે આત્મા સ્થિર છે, નિત્ય છે, એ પ્રમાણે જ્ઞાનચક્ષુવડે અવલોકન કરવાથી આત્માના પ્રેમનો એટલે આત્માને સુખી કરવા રૂપ સ્નેહનો સર્વજ્ઞે નિષેધ કર્યો નથી. કેમકે તે પ્રેમ નિરૂપદ્રવરૂપ એટલે ઉપદ્રવ રહિત છે, તથા સકલ ઇષ્ટ સાધનની પ્રવૃત્તિનું અંગ હોવાથી તેના પર પ્રેમ કરવો ઇષ્ટ જ છે. સનાતન આત્માનું જ્ઞાન થવાથી જ મોક્ષના ઉપાયની પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે, તેથી તે પ્રેમનો નિષેધ કર્યો નથી. તેથી કરીને આ બૌદ્ધના નૈરાત્મ્ય દર્શનને વિષે ગ્રાહ્યાકારની જેમ એટલે ગ્રહણ કરવાને–જાણવાને અથવા સ્વીકાર કરવાને યોગ્ય એટલે જ્ઞેય પદાર્થના આકારની–સ્વરૂપની જેમ અર્થાત્ જ્ઞેય પદાર્થને સદૃશ જ્ઞાનને વિષે એટલે સુગતે કહેલા શાસ્ત્ર અથવા બોધને વિષે વસ્તુના આકારને ગ્રહણ કરવાપણું ન હોવાથી ગુણ એટલે જ્ઞાનનું ફળ છે જ નહીં. ૧૦૦.

ત્યારે બૌદ્ધ દર્શનમાં શું છે? તે કહે છે.—

**प्रत्युतानित्यभावे हि स्वतः क्षणजनुर्धिया ।**
**हेत्वनादरतः सर्वक्रियाविफलता भवेत् ॥ १०१॥**

**મૂલાર્થ**—પરંતુ ઉલટું અનિત્યપણું માનવાથી સ્વભાવે કરીને જ ક્ષણિક જન્મની બુદ્ધિવડે હેતુ-ક્રિયાના ફળ ઉપર અનાદર થશે અને તેથી કરીને સર્વ ક્રિયા નિષ્ફળ થશે. ૧૦૧.

**ટીકાર્થ**—ખરેખર ઉલટો પોતે ઇચ્છેલો લાભ મેળવવા જતાં અનિષ્ટ થાય છે. કારણ કે જીવની અનિત્યપણે ભાવના કરવાથી-વિચારવાથી અથવા જણાવવાથી સ્વભાવથી જ એટલે પરના ઉપદેશવિના જ 'આત્માનો ક્ષણસ્થાયી જન્મ છે' એવી બુદ્ધિવડે ક્રિયાના ફળઉપર અનાદર થવાથી એટલે પોતે ક્રિયાના ફળનો ભોગવનાર નથી એમ ધારીને તેનાપર અનાદર થાય છે, અને તેથી કરીને જ્ઞાન, ધ્યાન, તપ, અનુષ્ઠાન વિગેરે સર્વ ક્રિયાની નિષ્ફળતા થાય છે. ૧૦૧.

હવે તે બૌદ્ધ દર્શનનો ઉપસંહાર કરે છે.—

**तस्मादिदमपि त्याज्यमनित्यत्वस्य दर्शनम् ।**
**नित्यसत्यचिदानन्दपदसंसर्गमिच्छता ॥ १०२ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને નિત્ય, સત્, ચિત્ અને આનંદરૂપ સ્થાનના સંસર્ગને ઇચ્છતા પુરૂષે આ ક્ષણિકવાદીનું દર્શન પણ તજવા યોગ્ય છે. ૧૦૨.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વે કહેલા હેતુસમુદાયથી નિત્ય એટલે શાશ્વત-સ્થિર-અવિનાશી, સત્ય એટલે યથાર્થ, ચિદાનંદ એટલે જ્ઞાનરૂપ પરમ આનંદમય સ્થાન એટલે મુક્તિપદના સંબંધને-પ્રાપ્તિને ઇચ્છનાર પંડિત પુરૂષે આ ઉપર કહેલો ક્ષણસ્થાયી વાદીનો મત ત્યાગ કરવા યોગ્ય છે. ૧૦૨.

હવે આત્માને એકાંત નિત્ય માનનારા સાંખ્યના મતને કહે છે.—

**न कर्ता नापि भोक्तात्मा कापिलानां तु दर्शने ।**
**जन्यधर्माश्रयो नायं प्रकृतिः परिणामिनी ॥ १०३ ॥**

**મૂલાર્થ**—કપિલના દર્શનમાં તો આત્મા કર્તા તેમજ ભોક્તા નથી. વળી આ આત્મા માયાના ધર્મનો આશ્રય પણ નથી, પરંતુ જે તેનો આશ્રય છે, તે પરિણામવાળી પ્રકૃતિ ( માયા ) છે. ૧૦૩.

ટીકાર્થ—કપિલના શિષ્યો જે આસૂર્યાદિક તેમના મતમાં તો આત્મા શુભાશુભ કર્મનો કર્તા નથી, તથા તે પુણ્ય પાપ રૂપ ફળનો ભોક્તા- અનુભવ કરનાર પણ નથી. કેમકે તે આત્મા ક્રિયા રહિત છે, પરંતુ તે બુદ્ધિ દ્વારાએ કર્તા ભોક્તા છે. તથા આ આત્મા માયાએ ઉત્પન્ન કરેલા બુદ્ધિ, અહંકાર વિગેરે ધર્મોનો આધાર પણ નથી. પણ તે ધર્મોનો જે આશ્રય ( આધાર ) છે, તે પરિણામવાળી એટલે બીજા સ્વભાવવાળી અર્થાત્ વિકારવાળી પ્રકૃતિ એટલે માયા જ છે. ૧૦૩.

તે પરિણામને જ કહે છે.—

**प्रथमः परिणामोऽस्या बुद्धिर्धर्माष्टकान्विता ।**
**ततोऽहंकारतन्मात्रेन्द्रियभूतोदयः क्रमात् ॥ १०४ ॥**

મૂલાર્થ—ધર્માદિક આઠવડે યુક્ત એવી બુદ્ધિ એ આ પ્રકૃતિનો પ્રથમ પરિણામ છે. તે બુદ્ધિ થકી અનુક્રમે અહંકાર, તન્માત્રા, ઇંદ્રિયો અને મહાભૂતોની ઉત્પત્તિ થાય છે. ૧૦૪.

ટીકાર્થ—આ પ્રકૃતિનો એટલે અવિદ્યા ( માયા )નો ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, સાત્ત્વિક, અધર્માદિ, ઇતર અને તામસ એ આઠવડે યુક્ત એવી બુદ્ધિ એટલે મહત્તત્ત્વ એ પ્રથમ પરિણામ-વિકાર છે. તે મહત્તત્ત્વની ઉત્પત્તિ પછી અનુક્રમે અહંકાર-હું સુખી છું ઇત્યાદિક અભિમાન, તન્માત્રા-શબ્દાદિક પાંચ વિષયો, ઇંદ્રિયો-શ્રોત્રાદિક પાંચ જ્ઞાનેંદ્રિયો અને હસ્તાદિક પાંચ કર્મેંદ્રિયો તથા પૃથ્વી વિગેરે પાંચ મહાભૂતની ઉત્પત્તિ થાય છે. ૧૦૪.

હવે તે ઉપર બતાવેલા પદાર્થોનું કાર્ય કહે છે.—

**चिद्रूपः पुरुषो बुद्धेः सिद्ध्यै चैतन्यमानतः ।**
**सिद्धिस्तस्या अविषयाऽवच्छेदनियमान्वितः ॥ १०५ ॥**

મૂલાર્થ—તે બુદ્ધિની સિદ્ધિને માટે ચૈતન્યના પ્રમાણથી અવચ્છેદના નિયમે કરીને યુક્ત ચૈતન્યરૂપ પુરૂષ છે, અન્યથા તેની સિદ્ધિ અવિષયવાળી છે. ૧૦૫.

ટીકાર્થ—બુદ્ધિની એટલે પૂર્વે કહેલા મહત્તત્ત્વની સિદ્ધિને માટે એટલે વિષય ગ્રહણ કરવાની શક્તિ લાવવા માટે પુરૂષ-આત્મા છે. તે આત્મા શી રીતે તે બુદ્ધિની સિદ્ધિને માટે થાય? અને શાથી તેની સિદ્ધિ થાય? તે કહે છે.-જ્ઞાનની ઇચ્છાના પ્રયત્ન રૂપ ચૈતન્યના પ્રમાણથી અવચ્છેદના નિયમે કરીને યુક્ત એટલે વિષયનું આટલાપણું

અવધારણ કરવામાં જે નિયમ એટલે નિશ્ચય કરવાપણું, તેણે કરીને સહિત એવો ચૈતન્યરૂપ પુરૂષ-આત્મા છે. માટે ચૈતન્ય સહિત હોવાથી જ તે બુદ્ધિની સિદ્ધિ થાય છે. અન્યથા પોતાના સ્વરૂપે કરીને તે (બુદ્ધિ) અવિષયવાળી છે, તે દેખાડે છે.—તે બુદ્ધિની સિદ્ધિ એટલે નિશ્ચિત સ્વરૂપને ગ્રહણ કરવાની શક્તિ અવિષયવાળી એટલે વિષયને ગ્રહણ કરવામાં અસમર્થ છે. ૧૦૫.

જો અહીં જગતના કર્તાપણામાં પ્રકૃતિનો ત્યાગ કરીને પુરૂષરૂપ હેતુને અંગીકાર કરીએ, તો તે ઘટતું નથી, તે કહે છે.—

**हेतुत्वे पुंस्प्रकृत्यर्थेन्द्रियाणामतिनिर्वृतिः ।**
**दृष्टादृष्टविभागश्च व्यासंगश्च न युज्यते ॥ १०६ ॥**

**મૂલાર્થ**—પુરૂષને હેતુપણે અંગીકાર કરવાથી પુરૂષ, પ્રકૃતિ, વિષયો અને ઇંદ્રિયોની અત્યંત નિવૃત્તિ તથા દષ્ટ અને અદષ્ટનો વિભાગ તથા વ્યાસંગ એ કોઈ પણ યુક્ત થશે નહીં. ૧૦૬.

**ટીકાર્થ**—પુરૂષને કારણપણે અથવા સાધ્યપણે માનવાથી પુરૂષ-આત્મા, પ્રકૃતિ-માયા, અર્થો-શબ્દાદિક વિષયો અને શ્રોત્રાદિક ઇંદ્રિયોની અત્યંત નિવૃત્તિ તથા દષ્ટ-લૌકિકપણું અને અદષ્ટ-લોકોત્તરપણું, તેમનો વિભાગ-ભેદ તથા વ્યાસંગ એટલે બીજાં કાર્યોનો ત્યાગ કરીને એકને જ વિષે આસક્તિ, આ સર્વ પદાર્થો આત્માના નથી, તેથી તેઓ પુરૂષને વિષે-આત્માને વિષે ઘટતા નથી-યુક્ત નથી. ૧૦૬.

હવે અહંકારના સ્વરૂપથી બુદ્ધિ એ જગતનો કર્તા છે, એ વાત પાંચ શ્લોકવડે બતાવે છે.—

**स्वप्ने व्याघ्रादिसंकल्पान्नरत्वानभिमानतः ।**
**अहंकारश्च नियतव्यापारः परिकल्पते ॥ १०७ ॥**

**મૂલાર્થ**—સ્વપ્નને વિષે વ્યાઘ્રાદિકના સંકલ્પની જેમ પુરૂષપણાના અજ્ઞાનથી નિશ્ચિત વ્યાપારવાળા અહંકારની કલ્પના કરાય છે. ૧૦૭.

**ટીકાર્થ**—સ્વપ્નને વિષે એટલે નિદ્રામાં રહેલા મનની ભ્રાંતિને વિષે વ્યાઘ્રાદિકના સંકલ્પથી એટલે સિંહ, શ્વાપદ અને સર્પાદિકનો અભાવ છતાં પણ 'આ વાઘ મને મારી નાંખશે.' એ પ્રમાણે મનના વ્યાપારથી જેમ પુરૂષ ભયાદિકને પામે છે; તે જ પ્રમાણે પુરૂષપણાના અનભિમાનથી-અજ્ઞાનથી નિત્ય વ્યાપાર-ઉત્પાદાદિક ક્રિયાવાળો અહંકાર-મહત્તત્ત્વનું કાર્ય જ પ્રપંચનો કર્તા છે, તો પણ પુરૂષ-આત્માને વિષે તે કર્તાપણાનો ઉપચાર-આરોપ કરાય છે. ૧૦૭.

**तन्मात्रादिक्रमस्तस्मात्प्रपञ्चोत्पत्तिहेतवे ।**
**इत्थं बुद्धिर्जगत्कर्त्री पुरुषो न विकारभाक् ॥ १०८ ॥**

**મૂલાર્થ**—તે અહંકારથી તન્માત્રાદિકનો અનુક્રમ જગતની ઉત્પત્તિને માટે છે. આ પ્રમાણે બુદ્ધિ જગતનો કર્તા છે, પણ પુરૂષ-આત્મા વિકારવાળો નથી. ૧૦૮.

**ટીકાર્થ**—તે પૂર્વે દેખાડેલા અહંકારથી તન્માત્રાદિ એટલે શબ્દાદિક પાંચ તન્માત્રાઓ, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો અને પાંચ મહાભૂતોનો અનુક્રમ જગતની-સંસારની ઉત્પત્તિને માટે છે. આ પ્રમાણે જગતને રચનારી બુદ્ધિ છે. પણ આત્મા નિર્વિકારી એટલે કર્તાપણું, ભોક્તાપણું વિગેરે વિકારને પામતો નથી. ૧૦૮.

**पुरुषार्थोपरागौ द्वौ व्यापारावेश एव च ।**
**अत्रांशो वेद्म्यहं वस्तु करोमीति च धीस्ततः ॥ १०९ ॥**

**મૂલાર્થ**—આ સર્વ વ્યાપારના આવેશમાં-આરંભ કરવામાં પુરૂષાર્થ અને ઉપરાગ એ બે કર્તા છે. તેથી કરીને અંશ-જીવાત્મા 'હું પદાર્થને જાણું છું અને તેથી તેને કરૂં છું.' એવી તેને બુદ્ધિ થાય છે. ૧૦૯.

**ટીકાર્થ**—આ સર્વ વ્યાપારના આવેશમાં એટલે ઉત્પાદ વિગેરે ક્રિયાના સમારંભને વિષે નિશ્ચે પુરૂષાર્થ-આત્માનું પ્રયોજન અને ઉપરાગ-છાયા અથવા પ્રતિબિંબ એ બે જ કર્તા છે. તેથી પુરૂષનો અંશ-જીવાત્મા તેને 'હું પદાર્થને જાણું છું, માટે તેને કરૂં છું.' એવા પ્રકારની બુદ્ધિ થાય છે. ૧૦૯.

**चेतनोऽहं करोमीति बुद्धेर्भेदाग्रहात्स्मयः ।**
**एतन्नाशेऽनवच्छिन्नं चैतन्यं मोक्ष इष्यते ॥ ११० ॥**

**મૂલાર્થ**—'હું આત્મા આ સર્વ કરૂં છું' એ પ્રમાણે બુદ્ધિનો અભેદ માનવાથી અહંકાર થાય છે. એ અહંકારનો નાશ થાય ત્યારે અવિચ્છિન્ન ચૈતન્ય રહે છે, તે જ મોક્ષ કહેવાય છે. ૧૧૦.

**ટીકાર્થ**—'હું ચેતન-આત્મા આ સર્વ કરૂં છું.' એવી અભેદ બુદ્ધિ થાય છે. શાથી કે બુદ્ધિ થકી-મન થકી આત્માના ભેદનું ગ્રહણ-જ્ઞાન થતું નથી, તેથી પૂર્વે કહેલો અહંકાર થાય છે. એ અહંકાર રૂપ જ્ઞાનનો નાશ થવાથી અવિચ્છિન્ન-સનાતન સ્વભાવવાળું ચૈતન્ય અવશેષ રહે છે, અને તેને જ મોક્ષ કહેલો છે. ૧૧૦.

કહેલા હેતુને સ્પષ્ટ કરતા સતા કહે છે.—

**कर्तृबुद्धिगते दुःखसुखे पुंस्युपचारतः ।**
**नरनाथे यथा भृत्यगतौ जयपराजयौ ॥ १११ ॥**

**મૂલાર્થ**—જેમ સેવકને વિષે રહેલા જય અને પરાજય રાજાને વિષે ઉપચારથી કહેવાય છે, તેમ કર્તા રૂપ બુદ્ધિને વિષે રહેલા દુઃખ અને સુખનો આત્માને વિષે ઉપચાર કરાય છે. ૧૧૧.

**ટીકાર્થ**—કર્તા રૂપ બુદ્ધિને વિષે રહેલા દુઃખ એટલે પ્રતિકૂળપણે વેદવા લાયક ચિત્તનો ધર્મ અને સુખ એટલે ચિત્તના અનુકૂળપણાથી વેદવા લાયક આહ્લાદ રૂપ ચિત્તનો ધર્મ તે બન્ને ઉપચારથી એટલે કલ્પના માત્રથી જ પુરૂષને વિષે એટલે નિર્વિકાર સ્વભાવવાળા આત્માને વિષે થાય છે. જેમ સેનાપતિ વિગેરે સેવકને વિષે રહેલા જય-શત્રુનો નાશ કરવો તે અને પરાજય-પોતાનો પરાભવ થવો તે, એ બન્ને રાજાને વિષે ઉપચારથી થાય છે ( કહેવામાં આવે છે ) તેમ. ૧૧૧.

**कर्ता भोक्ता च नो तस्मादात्मा नित्यो निरञ्जनः ।**
**अध्यासादन्यथाबुद्धिस्तथा चोक्तं महात्मना ॥ ११२ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને આત્મા કર્તા તથા ભોક્તા નથી. તથા તે નિત્ય અને નિરંજન છે. પરંતુ અધ્યાસને લીધે તેનાપર અન્યથાબુદ્ધિ થાય છે. તે વિષે મહાત્માએ ( કપિલે ) નીચે પ્રમાણે કહ્યું છે. ૧૧૨.

**ટીકાર્થ**—તેથી કરીને-પૂર્વે કહેલા હેતુસમૂહે કરીને આત્મા-ચેતન કર્તા-શુભાશુભ ક્રિયાનો કરનાર તથા ભોક્તા-તે ક્રિયાના ફળને સાક્ષાત્ ભોગવનાર નથી. પરંતુ બુદ્ધિએ ઉત્પન્ન કરેલા પ્રતિબિંબ દ્વારાએ તે ભોક્તા છે. તથા તે આત્મા નિત્ય છે, એટલે કદાપિ વિકાર સ્વભાવવાળો નથી, અને નિરંજન એટલે સકળ કર્મમળ રહિત છે, કારણ કે તે ક્રિયા રહિત હોવાથી બંધન વિનાનો છે. ત્યારે 'હું દુઃખી છું' એવું જ્ઞાન શાથી થાય છે? તે કહે છે.-અધ્યાસથી એટલે અછતી વસ્તુને વિષે તે વસ્તુની બુદ્ધિના આરોપથી અન્યથા બુદ્ધિ એટલે અતથા ( અસત્ય ) જ્ઞાન મનુષ્યોને થાય છે, તે વિષે મહાત્મા કપિલે કહ્યું છે તે કહે છે. ૧૧૨.

જે ઉપર કહ્યું છે, તે જ કહે છે.—

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वथा ।**
**अहंकारविमूढात्मा कर्ताऽहमिति मन्यते ॥ ११३ ॥**

મૂલાર્થ—સર્વથા પ્રકૃતિના ગુણો જ કર્મોને કરે છે, તો પણ અહંકારથી મૂઢ થયેલો પ્રાણી 'હું કર્તા છું.' એમ માને છે. ૧૧૩.

ટીકાર્થ—કર્મો-શુભાશુભ ક્રિયાઓ પ્રકૃતિ એટલે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની સામ્ય અવસ્થા રૂપ માયાથી ઉત્પન્ન થયેલા ગુણોવડે એટલે સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણવડે સર્વ પ્રકારે કરાય છે. તોપણ અહંકારવડે-હુંપણાના જ્ઞાનવડે વિશેષ મૂઢ-જડ થયેલો પ્રાણી 'હું દેવદત્ત આ કર્મોનો કર્તા છું.' એમ માને છે-જાણે છે. ૧૧૩.

હવે આ એકાંત નિત્યવાદીના મતનું નિરાકરણ કરે છે.—

**विचार्यमाणं नो चारु तदेतदपि दर्शनम् ।**
**कृतिचैतन्ययोर्व्यक्तं सामानाधिकरण्यतः ॥ ११४ ॥**

મૂલાર્થ—તે આ દર્શન પણ વિચાર કરવાથી સુંદર નથી. કેમકે બુદ્ધિ અને ચૈતન્યનું અધિકરણ સમાન છે, તેથી તેનું અસુંદરપણું સ્પષ્ટ જ છે. ૧૧૪.

ટીકાર્થ—આ હમણાં કહેલું દર્શન-સાંખ્ય મત પણ વિચાર કરવાથી-કહેવામાં આવશે તે પ્રકારે સારી રીતે આલોચના કરવાથી સુંદર ભાસતું નથી. કારણ કે કૃતિ એટલે બુદ્ધિ અને ચૈતન્ય એટલે આત્મા તે બન્નેનું સમાનાધિકરણપણું છે એટલે તેમનું એકજ અધિકરણ-આધાર છે, અર્થાત્ તે બન્નેનો વાચ્યાર્થ એક જ છે. બુદ્ધિ અને ચૈતન્યનો આધાર ભિન્ન ભિન્ન નથી, માત્ર ધર્મ અને ધર્મિના વિશેષે કરીને જ ભિન્નતાનો વ્યપદેશ છે. તેથી આ દર્શનનું અસુંદરપણું સ્પષ્ટ રીતે જ દેખાય છે. ૧૧૪.

કહેલા અર્થને જ સ્પષ્ટ કરે છે.—

**बुद्धिः कर्त्री च भोक्त्री च नित्या चेन्नास्ति निर्वृतिः ।**
**अनित्या चेन्न संसारः प्राग्धर्मादेरयोगतः ॥ ११५ ॥**

મૂલાર્થ—તમે બુદ્ધિને કર્તા તથા ભોક્તા કહી, તો તે બુદ્ધિ જો નિત્ય હોય તો મોક્ષ થશે નહીં. અને જો અનિત્ય હોય તો સંસાર થશે નહીં. કારણ કે તે બુદ્ધિની ઉત્પત્તિ પહેલાં ધર્માદિકનો યોગ નહોતો. ૧૧૫.

ટીકાર્થ—પ્રથમ મિત્ર ભાવથી તમને પૂછીએ છીએ કે-પ્રકૃતિના પ્રથમ પરિણામ રૂપ બુદ્ધિ સર્વ જગતની અને શુભાશુભ કર્મની કર્તા

છે તથા તે જ બુદ્ધિ સર્વ જગતમાં વર્તનારા શુભાશુભ કર્મથી ઉત્પન્ન થતા સ્વર્ગ, નરક વિગેરેમાં રહેલા સુખ દુઃખ રૂપ ફળની ભોક્તા પણ છે, એમ તમે માનો છો, તો કહો કે તે બુદ્ધિ નિત્ય છે કે અનિત્ય છે? તેમાં જો નિત્ય કહેશો તો મોક્ષ થશે નહીં. કેમકે તમારા મતમાં તે બુદ્ધિનો અભાવ જ મોક્ષ છે એમ કહ્યું છે અને તેવું મોક્ષ થવાથી તે બુદ્ધિનો ક્ષય થશે, અને તેથી કરીને નિત્યતાની હાનિ થશે અને જો કદાચ અનિત્ય કહેશો તો સંસાર એટલે જન્માદિક રૂપ ભવ નહીં થાય. કારણ કે બુદ્ધિની ઉત્પત્તિ પહેલાં ધર્માદિક એટલે સાત્વિક ગુણ રૂપ પુણ્ય, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, અધર્મ, અજ્ઞાન, અવિરક્તિ અને અનૈશ્વર્ય વિગેરેનો અયોગ-વિયોગ છે. તમારા મતમાં ધર્માદિક સહિત બુદ્ધિની ઉત્પત્તિ છે. તે બુદ્ધિ અનિત્ય હોવાથી પોતામાં રહેલા ધર્માદિક સહિત જ નાશ પામશે, તેથી તેને અભાવે સંસાર થશે નહીં. ૧૧૫.

તે સાંભળીને નિત્યવાદી કહે છે કે-"આ દોષ નહીં આવે. કેમકે પ્રકૃતિ હોવાથી ધર્માદિકનો વિયોગ નથી થતો. કારણ કે તેમનું મૂળ પ્રકૃતિ છે." તે પર સિદ્ધાંતી કહે છે.—

**प्रकृतावेव धर्मादिस्वीकारे बुद्धिरेव का ।**
**सुवचश्च घटादौ स्यादीदृग्धर्मान्वयस्तथा ॥ ११६ ॥**

મૂલાર્થ—પ્રકૃતિને વિષે જ ધર્માદિકનો સ્વીકાર કરશો તો પછી બુદ્ધિ કોને કહેશો? વળી આવા પ્રકારના ધર્માદિકનો સંબંધ ઘટાદિકને વિષે પણ સુખેથી કહેવા લાયક થશે. ૧૧૬.

ટીકાર્થ—હે પ્રિય મિત્ર! પ્રકૃતિનેવિષે જ-અવ્યક્ત રૂપ માયાને વિષે જ પૂર્વે કહેલા ધર્માદિકનો સ્વીકાર કરશો તો પછી તે ધર્માદિકથી બીજી બુદ્ધિ જ કઈ વસ્તુ કહેવી? કારણ કે તે બુદ્ધિના પ્રયોજનરૂપ ધર્માદિકની પ્રકૃતિથી જ સિદ્ધિ થાય છે. માટે બુદ્ધિ કાંઈપણ વસ્તુ કહેવાશે જ નહીં. વળી તેમ માનવાથી ઘટ, પટ વિગેરે જડ પદાર્થને વિષે પણ આવા પ્રકારનો ધર્માદિકનો સંબંધ એટલે 'આ ઘટ ધર્મવાળો છે.' એવો સંબંધ સુખે કરીને કહેવા લાયક થવો જોઈએ. કેમકે જડપણાએ કરીને સમાનપણું હોવાથી ઘટાદિકનો શો અપરાધ છે? ૧૧૬.

વળી આત્માને કર્તા તથા ભોક્તા નહીં માનવામાં બીજું દૂષણ બતાવે છે.—

**कृतिभोगौ च बुद्धेश्चेद्बन्धो मोक्षश्च नात्मनः ।**
**ततश्चात्मानमुद्दिश्य कूटमेतद्यदुच्यते ॥ ११७ ॥**

**મૂલાર્થ**—વળી જો કર્તાપણું અને ભોક્તાપણું બુદ્ધિને જ હોય, તો આત્માને બંધ અને મોક્ષ ઘટશે નહીં. અને જો તેમ થશે તો પછી આત્માને ઉદ્દેશીને જે કપિલાદિકે કહ્યું છે, તે સર્વ વ્યર્થ થશે. ૧૧૭.

**ટીકાર્થ**—જો પૂર્વે કહેલી બુદ્ધિને જ કરનારપણું-કર્તાપણું અને ભોક્તાપણું માનવામાં આવશે, તો આત્માને-ચૈતન્યને બંધ—શુભાશુભ કર્મનો આત્મા સાથે સંબંધ તથા મોક્ષ—કરેલા કર્મથી મુક્તિ થવી એ બન્ને ઘટશે નહીં. અને તેથી કરીને આત્માને ઉદ્દેશીને જે આ આગળ કહેવામાં આવશે એવું કપિલાદિકનું વચન મિથ્યા થશે. ૧૧૭.

તેઓએ જે કહ્યું છે, તે બતાવે છે.—

**पञ्चविंशतितत्त्वज्ञो यत्र तत्राश्रमे रतः ।**
**जटी मुंडी शिखी वाऽपि मुच्यते भवबन्धनात् ॥११८॥**

**મૂલાર્થ**—પચીશ તત્ત્વને જાણનારો પ્રાણી કોઈ પણ આશ્રમને વિષે આસક્ત થયેલો જટાધારી, મુંડ કે શિખાવાળો હોય તો પણ તે ભવના બંધનથી મુક્ત થાય છે. ૧૧૮.

**ટીકાર્થ**—પ્રકૃતિ વિગેરે પૂર્વે કહેલાં પચીશ તત્ત્વોને જાણનારો જટાધારી-પરસ્પર ચોંટી ગયેલા કેશવાળી શિખાને ધારણ કરનારો અથવા મુંડી-મસ્તક અને દાઢી મૂછ વિગેરેના કેશોને ક્ષૌર કર્મવડે મુંડન કરાવનારો અથવા શિખી-મસ્તકપર ચોટલી રાખનારો અથવા તેથી બીજો કોઈ પણ વિશેષ પ્રકારના વેષને ધારણ કરનારો પોતાને ઇચ્છિત એવા કોઈ પણ આશ્રમને વિષે આસક્ત થયેલો હશે, તો પણ તે ભવના બંધનથી સંસારની નિયંત્રણાથી મુક્ત થાય છે. આ પ્રમાણે કરેલો ઉપદેશ આત્માને બંધ મોક્ષનો અભાવ હોય તો મિથ્યા થાય છે. ૧૧૮.

અહીં એકાંત નિત્યવાદી કહે છે કે-"એમ નથી. કારણકે બંધ અને મોક્ષ પ્રકૃતિનો આશ્રય કરીને થાયછે, તેનો આત્માને વિષે ઉપચાર કરીએ છીએ તેથી આત્માને બંધ મોક્ષ ઘટે છે." તે ઉપર સિદ્ધાંતી કહેછે.—

**एतस्य चोपचारत्वे मोक्षशास्त्रं वृथाऽखिलम् ।**
**अन्यस्य हि विमोक्षार्थं न कोऽप्यन्यः प्रवर्तते ॥ ११९ ॥**

**મૂલાર્થ**—તે બંધ મોક્ષનો જો આત્મામાં ઉપચાર કરશો, તો સમગ્ર મોક્ષ પ્રતિપાદક શાસ્ત્ર વૃથા થશે. કારણ કે બીજાની મુક્તિ માટે બીજો કોઈ પ્રવૃત્તિ કરતો નથી. ૧૧૯.

**ટીકાર્થ**—હે વિદ્વાન! આ પૂર્વે કહેલા બંધપૂર્વક મોક્ષનો આત્માને વિષે ઉપચાર-પરમાર્થથી રહિત કલ્પના માત્રનું અધ્યાસપણું કરશો, તો સમગ્ર મોક્ષ પ્રતિપાદક શાસ્ત્ર વૃથા-પ્રયોજન રહિત થશે; કેમકે પ્રકૃતિનો મોક્ષ થવાથી આત્માને વિષે કાંઈ પણ વિશેષ ગુણ સિદ્ધ થતો નથી. માટે અન્યના-આત્માથી વ્યતિરિક્ત એવા પ્રકૃતિ અને પુદ્ગળ વિગેરેના તથા પોતાથી વ્યતિરિક્ત એવા દેવદત્તાદિકના મોક્ષને માટે-તેમને કર્મબંધનથી મુક્ત કરવા માટે બીજો કોઈ પણ યવન વિગેરે તથા મુક્ત થનારથી બીજો આત્મા યજ્ઞદત્ત વિગેરે પ્રવર્તશે નહીં-ઉદ્યમવંત થશે નહીં. સર્વ કોઈ પોતાના મોક્ષને માટે જ પ્રવર્તતા દેખાય છે. ૧૧૯.

હવે તે નિત્યવાદીના મતનો ઉપસંહાર કરે છે.—

**कपिलानां मते तस्मादस्मिन्नैवोचिता रतिः ।**
**यत्रानुभवसंसिद्धः कर्ता भोक्ता च लुप्यते ॥ १२० ॥**

**મૂલાર્થ**—તેથી કરીને આ કપિલના મતમાં પ્રીતિ કરવી ઉચિત નથી. કારણ કે તે મતમાં અનુભવથી સિદ્ધ થયેલા કર્તા અને ભોક્તાનો લોપ કરવામાં આવેછે. ૧૨૦.

**ટીકાર્થ**—તેથી કરીને-પૂર્વે કહેલા હેતુસમૂહે કરીને આ પૂર્વે કહેલા કપિલભક્તોના દર્શનમાં શ્રદ્ધા અથવા પ્રીતિ કરવી યોગ્ય નથી. કારણ કે તે કપિલના દર્શનને વિષે અનુભવથી—જગતપ્રસિદ્ધ ક્રિયાનું સ્વ પર આત્માને વિષે સાક્ષાત્ અવલોકન કરવાથી સિદ્ધ થયેલો શુભાશુભ ક્રિયાનો કર્તા અને પોતે કરેલા કર્મના ફળરૂપ સુખદુ:ખનો ભોક્તા આત્મા લુપ્ત કર્યો છે. માટે તેમાં શી રીતે શ્રદ્ધાદિક કરવું યોગ્ય હોય? ૧૨૦.

હવે અમોક્ષવાદ કહે છે:—

**नास्ति निर्वाणमित्याहुरात्मनः केऽप्यबन्धतः ।**
**प्राक् पश्चाद्युगपद्वापि कर्मबन्धाव्यवस्थितेः ॥ १२१ ॥**

**મૂલાર્થ**—"આત્માને બંધ ન હોવાથી મોક્ષ છે જ નહીં." એમ કેટલાક કહે છે. કારણકે પ્રથમ, પછી અથવા સાથે પણ આત્માને કર્મબંધની અવ્યવસ્થા છે. ૧૨૧.

**ટીકાર્થ**—કેટલાએક-નિર્મોક્ષવાદી 'આત્માનો મોક્ષ છેજ નહીં.' એમ કહે છે. કેમકે આત્માને કર્મબંધ જ નથી. આત્માને કર્મબંધ છે કે નથી? તે કહે છે:—આત્માને ઉત્પન્ન થયાની પૂર્વે કર્મનો બંધ

નથી સંભવતો, કેમકે કર્તાનો અભાવ છે; ઉત્પન્ન થયા પછી પણ સંભવતો નથી, કેમકે શુદ્ધ ઉત્પન્ન થયેલા આત્માને પછીથી બંધ થવામાં કાંઈ પણ હેતુ નથી. હોય તો પણ અતિપ્રસંગ દોષ આવે. તેમજ સાથે પણ બંધ સંભવતો નથી. કારણકે નિર્હેતુકની આપત્તિ આવે છે. ભાવાર્થ એ છે કે-આત્માની પૂર્વે જો કર્મબંધ કહીએ તો તે સંભવતો નથી. કારણ કે તે વખત કર્તાનો અભાવ છે, તથા જે કરાય તેનું નામ કર્મ એવી વ્યુત્પત્તિનો પણ વિરોધ આવે છે. અને બંધનો અભાવ થયે મોક્ષનો પણ અભાવ જ છે. તથા આત્માની ઉત્પત્તિ થયા પછી કર્મ બંધ માનીએ તો પ્રથમ ઉત્પન્ન થયેલો આત્મા શુદ્ધ હોવાથી અને શુદ્ધને વિષે બંધના હેતુનો અભાવ હોવાથી બંધ થઈ શકતો નથી, અને તેથી પણ મોક્ષનો અભાવ થાય છે. તેમજ એકી વખતે પણ બંધ સંભવતો નથી. કારણ કે જો આત્મા અને કર્મો એકી વખતે ઉત્પન્ન થાય તો તેમાં કર્તા કોણ? અને બંધ કોનો? સાથે ઉત્પન્ન થયેલા હોવાથી બંધક અને બંધનીય ભાવ ઘટતો નથી. માટે જો તેને બંધ જ ઘટતો નથી તો પછી અબદ્ધને મોક્ષનો અભાવ છે. એ પ્રમાણે કર્મોના બંધની એટલે આત્માની સાથે કર્મના સંબંધની અવ્યવસ્થા-અનુત્પત્તિ છે, તેથી મોક્ષ એવી વસ્તુ જ નથી. ૧૨૧.

બીજી રીતે પણ મોક્ષનો અસંભવ બતાવે છે.—

**अनादिर्यदि संबन्ध इष्यते जीव कर्मणोः ।**
**तदानन्त्यान्न मोक्षः स्यात्तदात्माकाशयोगवत् ॥ १२२ ॥**

**મૂલાર્થ**—જો તમે જીવ અને કર્મનો સંબંધ અનાદિ કહેશો, તો આત્મા અને આકાશના સંબંધની જેમ તે જીવ કર્મનો સંબંધ અનંત થશે, એટલે તેથી પણ મોક્ષ સાબીત થશે નહીં. ૧૨૨.

**ટીકાર્થ**—જો તમે જીવ એટલે શુદ્ધ ચૈતન્ય અને કર્મ એટલે તે જીવે કરેલા જ્ઞાનાવરણીયાદિક કર્મ તેનો સંબંધ એટલે પરસ્પર મળી જવું તે અનાદિ છે એટલે કદાપિ પણ તે બંધપ્રવાહની પ્રથમતા કાળથી કરાયેલી નથી; એમ કહેશો તો આત્મા અને આકાશના સંબંધની જેમ એટલે આત્મા અને આકાશનો સંબંધ જેમ અનાદિ હોવાથી અનંત પણ છે, તેમ આત્મા અને કર્મનો સંયોગ પણ અનંત-અંત રહિત થશે અને તેમ થવાથી મોક્ષ-કર્મનો અભાવ નહીં થાય. જેમ આત્મા અને આકાશનો સંબંધ સર્વ કાળમાં સ્થિર રહે છે, તેમ જીવકર્મનો સંબંધ પણ અનાદિ હોવાથી સર્વ કાળે સ્થિર રહેશે. ૧૨૨.

હવે તે અમોક્ષવાદીના મતનો નિરાસ કરે છે.—

**तदेतदत्यसंबद्धं यन्मिथो हेतुकार्ययोः।**
**संतानानादिता बीजांकुरवद्देहकर्मणोः ॥ १२३ ॥**

**મૂલાર્થ**—તે આ મત અત્યંત અસંગત છે. કારણ કે પરસ્પર કારણ અને કાર્યરૂપ દેહ અને કર્મનું, બીજ અને અંકુરાની જેમ પ્રવાહ-વડે (પરંપરા વડે) અનાદિપણું છે. ૧૨૩.

**ટીકાર્થ**—તેથી એટલે આગળ કહેવામાં આવશે એવા કારણથી આ હમણાં કહેલું વાદીનું વાક્ય અત્યંત અસંબદ્ધ-અસંગત અર્થાત્ અયોગ્ય છે. કારણ કે પરસ્પર કારણ અને કાર્યરૂપ દેહ-કર્મનું કાર્યરૂપ શરીર અને કર્મ તે શરીરનું કારણ તે બન્નેનું શાળ વિગેરે બીજ અને તેના અંકુરા-નવીન ઉત્પત્તિ એ બન્નેની જેમ અનાદિ પરંપરા છે તેમ સંતાનવડે-પ્રવાહ વડે અનાદિપણું છે. પણ આત્મા અને આકાશની જેમ નથી. કેમકે આત્મા અને આકાશનો સંયોગ તો સંસારમાં અને મોક્ષમાં સર્વત્ર છે. ભાવાર્થ એ છે કે-જેમ બીજમાં રહેલી અંકુરાને ઉત્પન્ન કરવાની શક્તિ બીજા બીજના પ્રવાહની અપેક્ષાએ અનાદિ છે, તો પણ બીજને ચિરકાળ વીત્યા પછી અથવા અગ્નિ વિગેરેના સ્પર્શવડે તે શક્તિ હણાઈ જાય છે, તેથી ફરીને અંકુરો ધારણ કરતી નથી, તેજ રીતે અપર અપર કાળના ક્રમે કરીને કરાતો જીવકર્મનો સંબંધ પ્રવાહની અપેક્ષાએ અનાદિ છતાં પણ તપ, ધ્યાન વિગેરે વડે શક્તિ રહિત થઈને ભવરૂપી અંકુરાનો અનુત્પાદક થવાથી જીવ તેનાથી મુક્ત થાય છે. ૧૨૩.

વાદીએ પ્રથમ કહ્યું કે-'પ્રથમ, પછી અથવા સાથે જીવ અને કર્મનો સંબંધ ઉત્પન્ન થતો નથી.' તે પણ અસત્ય છે, તે કહે છે.—

**कर्ता कर्मान्वितो देहे जीवः कर्मणि देहयुक् ।**
**क्रियाफलोपभुक्कुंभे दंडान्वितकुलालवत् ॥ १२४ ॥**

**મૂલાર્થ**—જીવ કર્મવડે યુક્ત છતો જ દેહને વિષે કર્તા થાય છે, અને દેહે કરીને યુક્ત છતો જ કર્મને વિષે કર્તા થાય છે, અને કુંભને વિષે દંડે કરીને યુક્ત કુંભકારની જેમ દેહ અને કર્મે કરીને યુક્ત એવો જીવ ક્રિયાના ફળનો ભોક્તા થાય છે. ૧૨૪.

**ટીકાર્થ**—જીવ એટલે આત્મા અનાદિ પરંપરાએ કરીને પૂર્વે કરેલાં કર્મોથી યુક્ત છતો જ દેહને વિષે એટલે શરીર ઉત્પન્ન કરવામાં કર્તા થાય છે. તથા દેહે કરીને એટલે અનાદિ પ્રવાહથી ઉત્પન્ન કરેલા

અપર અપર કાર્મણાદિક શરીરે કરીને યુક્ત છતો જ કર્મને વિષે એટલે કર્મનો સંયોગ ઉત્પન્ન કરવામાં કર્તા થાય છે તથા દેહ અને કર્મથી યુક્ત થયો છતો જ ક્રિયાના ફળને-શુભાશુભ કર્મના ફળરૂપ સુખદુઃખને ભોગવનારો થાય છે; જેમ દંડ, ચક્ર, ચીવર વિગેરેથી યુક્ત એવો કુંભકાર ઘટનો કર્તા તથા ભોક્તા થાય છે, તેમ જીવ પણ દેહ અને કર્મથી યુક્ત થઇને ક્રિયાના ફળનો ભોક્તા થાય છે. તેથી ઉપર વાદીએ કહેલા દોષનો અવકાશ જ ક્યાં છે? સર્વ ક્ષેત્ર કાળાદિકને વિષે સંસારી જીવ કર્મસહિત હોવાથી કર્મનો સંબંધ અનાદિ જ છે. ૧૨૪.

વળી વાદીએ કહ્યું હતું કે—'જીવ અને કર્મનો અનાદિ સંબંધ હોવાથી મોક્ષ નહીં થાય.' તે પણ અયુક્ત છે, તે બતાવે છે.—

**अनादिसंततेर्नाशः स्याद्बीजांकुरयोरिव ।**
**कुकुट्यंडकयोः स्वर्णमलयोरिव वानयोः ॥ १२५ ॥**

**મૂલાર્થ**—બીજ અને અંકુરાની જેમ, કુકડી અને તેના ઈંડાની જેમ અથવા સુવર્ણ અને તેના મેલની જેમ આ જીવ અને કર્મની અનાદિ સંતતિનો નાશ થાય છે. ૧૨૫.

**ટીકાર્થ**—બીજ એટલે શાલિ વિગેરેનો કણ અને અંકુરો એટલે તે બીજથી ઉત્પન્ન થવા લાયક નવાંકુર, તે બન્નેનો પૂર્વે કહ્યા પ્રમાણે જે સંબંધ તે અનાદિ છતાં પણ નાશ પામે છે. તેજ પ્રમાણે જીવ અને કર્મનો સંબંધ પણ નાશ પામે છે. તથા કુકડી અને તેનાથી ઉત્પન્ન થતું ઇંડું તેનો સંબંધ પણ અનાદિ છતાં કોઈ પણ પ્રયોગથી નાશ પામે છે. તથા સુવર્ણ અને મેલનો સંયોગ જેમ તીવ્ર અગ્નિ વિગેરેના પ્રયોગથી નાશ પામે છે, તેજ પ્રમાણે જીવ અને કર્મનો અનાદિ પરંપરાનો પ્રવાહની અપેક્ષાવાળો સંબંધ પણ તપ, સંયમ વિગેરેવડે નાશ પામે છે. ૧૨૫.

તે સંયોગનો નાશ કોને થાય છે? તે બતાવે છે.—

**भव्येषु च व्यवस्थेयं संबन्धो जीवकर्मणोः ।**
**अनाद्यनन्तोऽभव्यानां स्यादात्माकाशयोगवत् ॥१२६॥**

**મૂલાર્થ**—આ વ્યવસ્થા ભવ્ય જીવોને વિષે જાણવી. અભવ્ય જીવોને આશ્રીને તો જીવ કર્મનો સંબંધ આત્મા અને આકાશના સંયોગની જેમ અનાદિ અનંત છે. ૧૨૬.

**ટીકાર્થ**—આ પૂર્વે કહેલી બંધ અને મોક્ષરૂપ વ્યવસ્થા-વસ્તુ સ્વરૂપને સ્થાપન કરવાની મર્યાદા ભવ્ય જીવોને વિષે એટલે જેનામાં મુક્તિ જવાની યોગ્યતાવાળો પારિણામિક ભાવ અનાદિ કાળથી છે, એવા જીવોને વિષે બીજ અને અંકુર વિગેરેના ન્યાયથી જાણવી, અને અભવ્ય એટલે ભવ્યના લક્ષણથી વિપરીત એવા જીવોને આશ્રીને તો જીવકર્મનો સંબંધ આત્મા અને આકાશના સંબંધની જેમ એટલે કે જેમ આત્માને ભવમાં તથા મોક્ષમાં સર્વત્ર આકાશની સાથે નિરંતર અવગાહનાને લીધે સંબંધ છે, તેમ અનાદિ અનંત એટલે આદિ અને અંત વિનાનો છે. ૧૨૬.

અહીં કોઈ શંકા કરે કે-જીવપણું સમાન છતાં ભવ્ય અને અભવ્યનો ભેદ શી રીતે થઈ શકે? આ શંકાનું નિવારણ કરવા કહેછે:—

**द्रव्यभावे समानेऽपि जीवाजीवत्वभेदवत् ।**
**जीवभावे समानेऽपि भव्याभव्यत्वयोर्भिदा ॥ १२७ ॥**

**મૂલાર્થ**—જેમ દ્રવ્યપણું સમાન છતાં પણ જીવપણાનો અને અજીવપણાનો ભેદ છે, તેમ જીવપણું સમાન છતાં પણ ભવ્યપણાનો તથા અભવ્યપણાનો ભેદ છે. ૧૨૭.

**ટીકાર્થ**—હે ભદ્ર! જેમ દ્રવ્યપણું સમાન છતાં પણ એટલે સર્વ દ્રવ્યોને વિષે દ્રવ્યપણું તુલ્ય છે તોપણ તેમાં જીવ અને અજીવપણાનો ભેદ છે, જેમકે સર્વ દ્રવ્યોને વિષે દ્રવ્યપણું રહેલું છે, પણ જીવપણું તો માત્ર એક ચેતનરૂપ દ્રવ્યમાં જ રહેલું છે, અને અજીવપણું ધર્મ, અધર્મ, આકાશ, પુદ્‌ગલ અને કાળ એ પાંચ દ્રવ્યોમાં રહેલું છે. તે જ પ્રમાણે સર્વ જીવોમાં જીવપણું સમાનપણે રહેલું છે, તોપણ તેમને વિષે ભવ્યપણું અને અભવ્યપણું એવા ભેદ રહેલા છે. અર્થાત્ જેનામાં મોક્ષગમનની યોગ્યતા હોય તે ભવ્ય અને મોક્ષગમનની જેનામાં અયોગ્યતા હોય તે અભવ્ય, એ પ્રમાણે જીવોને વિષે ભેદ રહેલો છે. ૧૨૭.

અહીં કોઈ શંકા કરે કે-ભવ્યપણું એ જીવનો સ્વાભાવિક ધર્મ છે તેનો મોક્ષમાં નાશ થશે, માટે તે વિરોધ આવશે. આ શંકાને દૂર કરવા કહે છે.—

**स्वाभाविकं च भव्यत्वं कलशप्रागभाववत् ।**
**नाशकारणसाम्राज्याद्विनश्यन्न विरुध्यते ॥ १२८ ॥**

**મૂલાર્થ**—ઘટના પ્રાગભાવની જેમ સ્વાભાવિક ભવ્યત્વનો નાશના કારણની સામગ્રીને લીધે નાશ થવાથી પણ કાંઈ વિરોધ આવતો નથી. ૧૨૮.

**ટીકાર્થ**—ઘટનો પ્રાગભાવ એટલે ઘટની ઉત્પત્તિ થયા પહેલાં ઘટનો અભાવ હોવાથી ઘડાને આકારે નહીં વિદ્યમાન માટીરૂપ દ્રવ્ય એ સ્વાભાવિક છે, તોપણ પોતાના ( માટીરૂપ દ્રવ્યના ) નાશના કારણ રૂપ સામગ્રીના સામર્થ્યથી ઘટને ઉત્પન્ન કરનાર કુંભાર વિગેરેની પ્રાપ્તિ થવાને લીધે ઘટ રૂપ કાર્યને ઉત્પન્ન કરીને તે ઘટનો પ્રાગભાવ ( માટીનો આકાર ) નાશ પામે છે, તો પણ તેમાં કાંઈ વિરોધ આવતો નથી. તેમ સ્વાભાવિક એટલે સહજ–આત્માના પારિણામિક ભાવથી ઉત્પન્ન થયેલું ભવ્યત્વ એટલે મુક્તિમાં જવાની યોગ્યતા પણ નાશના કારણના સામ્રાજ્યથી એટલે પોતાના અદર્શનપણાને માટે કારણના–કાર્યને ઉત્પન્ન કરનાર સાધનના સામ્રાજ્ય–પરબ્રહ્મની પ્રાપ્તિ તથા સમ્યક્ત્વની પ્રાપ્તિ વિગેરે સામર્થ્યવાળા કારણનું સંપૂર્ણપણું થવાથી નાશ પામે છે છતાં પણ તે વિરોધ–દૂષણ પામતું નથી. કેમકે કારણપણું સંપૂર્ણ થયું, એટલે તેણે કાર્યને ઉત્પન્ન કર્યું, કાર્ય થયું એટલે પછી કારણની કાંઈ જરૂર રહેતી નથી. ૧૨૮.

શંકા—મોક્ષની યોગ્યતા ભવ્ય જીવોને છે, અને તે ભવ્ય જીવો ઘણે કાળે પણ સર્વે મોક્ષમાં જશે, તેથી કોઈ ભવ્ય બાકી રહેશે નહીં. એટલે પછી મોક્ષનો અભાવ થશે, અને કહેશો કે કેટલાક ભવ્ય જીવો મોક્ષમાં જવાના જ નથી તો પછી તેમનું ભવ્યપણું નિષ્ફળ થશે. આ શંકાના સમાધાન માટે બે શ્લોકથી કહે છે:—

**भव्योच्छेदो न चैवं स्याद्गुर्वानन्त्यान्नभोंशवत् ।**
**प्रतिमादलवत्क्वापि फलाभावेऽपि योग्यता ॥ १२९ ॥**

**મૂલાર્થ**—આકાશના પ્રદેશોની જેમ ભવ્ય જીવો મોટા અનંતાવાળા હોવાથી તે ભવ્યોનો સર્વથા અભાવ થશે નહીં. અને બીજી બાબતમાં કદાચિત્ ફળનો અભાવ હોય તો પણ પ્રતિમા થાય તેવા દળની જેમ તેમાં યોગ્યતા કહી શકાય છે. ૧૨૯.

**ટીકાર્થ**—હે ભદ્ર ! તારા કહેવા પ્રમાણે નહીં થાય. કારણ કે ગુરૂ એટલે ઉત્કૃષ્ટ અર્થાત્ આઠમું એવું અનંતુ એટલે પલ્ય અને સાગર વિગેરેના ઉપમાનથી પણ જેની સંખ્યા થઈ શકતી નથી એવું ગુરૂ અનંતપણું હોવાથી ભવ્ય જીવોનો આ સંસારમાં કોઈ કાળે પણ

અભાવ થશે નહીં. જેમ આકાશના અંશો એટલે જેનો વિભાગ ન થઈ શકે એવા ભાગો-પ્રદેશો અનંતા છે, તેથી તેનો છેડો આવવાનો જ નહીં, તેજ રીતે એટલે સર્વ આકાશના પર્યંત ભાગના અભાવની જેમ ભવ્ય જીવોના પર્યંતનો પણ અભાવ જાણવો. કારણ કે આઠમું અનંતુ સર્વ કાળના સમયો કરતાં પણ અનંતગણું મોટું છે. જેમ સર્વ આકાશના અંશો અને સર્વ કાળના સમયોની સંખ્યા આઠમા અનંતામાં હોવાથી પર્યંત રહિત છે, તેજ પ્રમાણે ભવ્ય જીવો પણ આઠમા અનંતાવડે સંખ્યા કરવા લાયક હોવાથી ઉચ્છેદ (અભાવ) ને યોગ્ય નથી. તથા કોઈ ભવ્ય જીવોને વિષે કોઈ પણ કાળે મોક્ષ રૂપ ફળનો અભાવ છતાં પણ એટલે જેઓ કદાપિ કાળે પણ મોક્ષમાં જવાના જ નથી, તેવા ભવ્યોને પણ પ્રતિમાને યોગ્ય એવા પાષાણ વિગેરેની જેમ અર્થાત્ તે પાષાણ વિગેરેની પ્રતિમા નહીં કર્યા છતાં પણ તેમાં પ્રતિમા થવાની યોગ્યતા હોય છે તે કહેવાય છે, તે જ પ્રમાણે સામગ્રીને અભાવે મોક્ષની અપ્રાપ્તિ છતાં પણ તેનામાં મુક્તિની યોગ્યતા હોય છે તેથી તે ભવ્ય કહેવાય છે. ભાવાર્થ એ છે કે જેમ નંદન વિગેરે વનમાં રહેલા કોઈક ચંદનના કાષ્ઠની પ્રતિમા થવાની યોગ્યતા હોય તોપણ સામગ્રીના અભાવને લીધે તેની પ્રતિમા થાય નહીં, તેથી કાંઈ તેની યોગ્યતા જતી રહેતી નથી, તે જ પ્રકારે કોઈ ભવ્યોનો પણ સામગ્રીને અભાવે મોક્ષ ન થાય, તોપણ સંસારપરિણતિની નિવૃત્તિ કરવાની શક્તિરૂપ યોગ્યતા તો સત્તારૂપે તેનામાં રહેલી જ છે. ૧૨૯.

**नैतद्वयं वदामो यद्भव्यः सर्वोऽपि सिध्यति ।**
**यस्तु सिध्यति सोऽवश्यं भव्य एवेति नो मतम् ॥ १३० ॥**

**મૂલાર્થ**—સર્વ ભવ્ય જીવો મોક્ષ પામે છે, એમ અમારૂં કહેવું નથી. પરંતુ જે જીવ સિદ્ધિ પામે છે, તે અવશ્યે કરીને ભવ્ય જ છે, એવો અમારો મત છે. ૧૩૦.

**ટીકાર્થ**—જૈનધર્મના જ્ઞાનવાળા અમે સર્વે એમ કહેતા નથી કે જે ભવ્ય એટલે મોક્ષ પામવા યોગ્ય હોય, તે સર્વે મોક્ષ જાય જ છે. પરંતુ જે જીવો સિદ્ધિપદને પામ્યા છે, પામે છે અને પામશે, તે તો અવશ્ય-નિશ્ચયથી અભવ્યને છોડીને ભવ્ય જીવો જ છે કે જે મોક્ષની યોગ્યતાવાળા છે તેવા ભવ્યો જ મોક્ષે ગયા છે, જાય છે અને જશે. એ પ્રમાણે અમારો મત-દર્શન છે. ૧૩૦.

તે સાંભળીને કોઇ શંકા કરે છે.—

**ननु मोक्षेऽपि जन्यत्वाद्विनाशिनि भवस्थितिः ।**
**नैवं प्रध्वंसवत्तस्यानिधनत्वव्यवस्थितेः ॥ १३१ ॥**

**મૂલાર્થ**—વિનાશના સ્વભાવવાળો આત્મા મોક્ષને વિષે ઉત્પન્ન થાય છે, તેથી તેની ફરીને સંસારમાં ઉત્પત્તિ થવી જોઇએ. તે પર સિદ્ધાન્તિ જવાબ આપે છે કે એમ નહીં થાય. કારણ કે પ્રધ્વંસની જેમ મોક્ષ અવિનાશી છે, એવી વ્યવસ્થા છે. ૧૩૧.

**ટીકાર્થ**—કોઈ અન્ય દર્શની પૂછે છે કે તમારા દર્શનમાં મોક્ષની ઉત્પત્તિ થાય છે, તેથી મોક્ષ જન્ય (ઉત્પન્ન થવા લાયક) છે પણ સ્વાભાવિક નથી. તેથી મોક્ષને વિષે પણ એટલે સિદ્ધિપદ પામ્યા છતાં પણ વિનાશના સ્વભાવવાળા આત્માને વિષે ફરીને પણ સંસારનો નિવાસ પ્રાપ્ત થશે. કારણ કે મોક્ષ જન્ય છે. જે જન્ય હોય તે અવશ્ય ઉત્પત્તિમાન હોય છે, અને જે ઉત્પત્તિધર્મવાળો હોય છે તે ઘટાદિકની જેમ અવશ્ય નાશવંત હોય છે, માટે ફરીથી તેની સંસારની સ્થિતિ સિદ્ધ થાય છે. આ પ્રમાણે બીજાની ઉક્તિ સાંભળીને સિદ્ધાન્તિ કહે છે કે–હે ભદ્ર! તું કહે છે તેમ નથી. કારણ કે તે મોક્ષની અવિનાશિની વ્યવસ્થા છે, એટલે જેનો નાશ જ નથી એવા અનિધનપણાની મર્યાદા છે. વળી મોક્ષમાં આયુષ્યનો અભાવ છે. જેમ લાકડી વિગેરે વડે ઘટાદિકનો પ્રધ્વંસ–નાશ ઉત્પન્ન થાય છે તે જન્ય છે, તોપણ તે સર્વદા ધ્વંસપણે જ–નાશપણે જ રહે છે. પણ ફરીને ઘટરૂપે ઉત્પન્ન થતો નથી, તે જ પ્રમાણે સિદ્ધને માટે પણ જાણવું. ૧૩૧.

ફરીને વાદી કહે છે કે કર્મના બંધનથી મૂકાયેલો આત્મા વૃદ્ધિને પામવો જોઇએ. તે શંકાની નિવૃત્તિ માટે કહે છે.—

**आकाशस्येव वैविक्त्या मुद्गरादेर्घटक्षये ।**
**ज्ञानादेः कर्मणो नाशे नात्मनो जायतेऽधिकम् ॥ १३२ ॥**

**મૂલાર્થ**—મુદ્ગરાદિકવડે ઘટનો નાશ થવાથી પૃથક્પણાએ કરીને જેમ આકાશની વૃદ્ધિ થતી નથી, તેમ જ્ઞાનાદિકવડે કર્મનો નાશ થવાથી પણ આત્માની વૃદ્ધિ થતી નથી. ૧૩૨.

**ટીકાર્થ**—જેમ મુદ્ગર–મોઘરી તથા ઘણ, દંડ વિગેરેવડે ઘટનો નાશ કર્યા છતાં પણ વિવિક્તપણાએ કરીને એટલે પૃથક્પણાએ કરીને આકાશના આવરણનો અભાવ થવાથી કેવળ આકાશની જ રૂપ-

ષ્ટતા થાય છે, પણ તેમાં આવરણના અભાવને લીધે હાનિ કે વૃદ્ધિ થતી નથી. તે જ પ્રમાણે જ્ઞાન, ધ્યાન વિગેરેનું સેવન કરવાથી જ્ઞાનાવરણીયાદિક કર્મનો નાશ થયે કેવળ આવરણ રહિતપણે ભિન્ન રૂપે આત્મા રહે છે. પણ તે આત્માનું અધિકપણું એટલે સર્વવ્યાપકપણાએ કરીને વિશાળપણું થતું નથી. ૧૩૨.

શંકા—કર્મના પુદ્ગલો સર્વત્ર લોકમાં વ્યાપીને રહેલા છે. માટે તેના સંબંધથી આત્મા મૂકાયો હોય તો પણ અમુક્ત થશે. આ શંકાને દૂર કરવા કહે છે.—

**न च कर्माणुसंबन्धान्मुक्तस्यापि न मुक्तता ।**
**योगानां बन्धहेतूनामपुनर्भवसंभवात् ॥ १३३ ॥**

**મૂલાર્થ**—કર્મના પરમાણુઓના સંબંધને લીધે સિદ્ધિ પામેલાને પણ મુક્તિ નથી, એવી શંકા કરવી નહીં. કારણકે બંધના હેતુ રૂપ યોગોને પુનઃ ઉત્પત્તિનો અસંભવ છે. ૧૩૩.

**ટીકાર્થ**—કર્મને યોગ્ય એવા પરમાણુઓની સાથે જે મુક્તનો સંબંધ-સ્પર્શ કરવાપણું છે તેથી સિદ્ધનો પણ મોક્ષ નથી, એવી શંકા ન કરવી. કારણ કે બંધના મૂળ કારણ રૂપ યોગોને એટલે મન, વચન અને કાયાના વ્યાપારને ફરી ઉત્પત્તિનો સંભવ નથી. તેથી મુક્તિના જીવોને સંસારની પ્રાપ્તિ થશે નહીં. ૧૩૩.

ફરીથી અનુમાન પ્રમાણવડે મોક્ષને સિદ્ધ કરે છે.—

**सुखस्य तारतम्येन प्रकर्षस्यापि संभवात् ।**
**अनन्तसुखसंवित्तिर्मोक्षः सिध्यति निर्भयः ॥ १३४ ॥**

**મૂલાર્થ**—સુખનું તરતમપણું હોવાથી પ્રકૃષ્ટ સુખનો પણ સંભવ છે, તેથી કરીને જેમાં અનંત સુખનું જ્ઞાન થાય છે એવો નિર્ભય મોક્ષ છે એમ સિદ્ધ થાય છે. ૧૩૪.

**ટીકાર્થ**—મોક્ષ છે. કારણ કે સુખનું તરતમપણું એટલે ન્યૂનાધિકપણું જોવામાં આવે છે તેથી. જે (વસ્તુ) તરતમવાળું હોય તે ઉત્કૃષ્ટ પણ હોય છે. જેમ ધનસહિત અને ધનરહિતપણું (ધનવાન અને દરિદ્ર) અને તે જ પ્રકારે તરતમતાવાળું સુખ છે. માટે તે સુખના પ્રકર્ષનો એટલે સર્વથી અધિકપણાનો પણ સંભવ છે, તેથી અનંત સુખનું જેમાં જ્ઞાન થાય છે એવો મોક્ષ નિર્ભય-ભય રહિતપણે સિદ્ધ થાય છે. ૧૩૪.

હવે મોક્ષનેવિષે નાસ્તિકવાદનો ઉપસંહાર કરે છે.—

**वचनं नास्तिकाभानां मोक्षसत्तानिषेधकम् ।**
**भ्रान्ताना तेन नादेयं परमार्थगवेषिणा ॥ १३५ ॥**

મૂલાર્થ—તેથી કરીને આ નાસ્તિકની જેવા ભ્રાંતિ પામેલાનું મોક્ષની સત્તાને નિષેધ કરનારૂં વચન પરમાર્થની ગવેષણા કરનાર પુરૂષે ગ્રહણ કરવા યોગ્ય નથી. ૧૩૫.

ટીકાર્થ—નાસ્તિક એટલે ચાર્વાક તેની જેવા દેખાતા ભ્રાંતિ પામેલા એટલે વિષયોને વિષે સુખરૂપ, મિથ્યાત્વને વિષે ધર્મરૂપ અને અજ્ઞાનને વિષે જ્ઞાનરૂપ ભ્રમ પામેલાનું મોક્ષની સત્તાને-વિદ્યમાનપણાને નિષેધ કરનારૂં એટલે નિવારણ કરનારૂં અસંગત વચન મોક્ષરૂપ ઉત્કૃષ્ટ પદાર્થની ગવેષણા કરનારે એટલે યથાર્થપણે નહીં જાણેલાનું યથાર્થપણે જ્ઞાન કરવામાટે પ્રયત્ન કરવાનો જેનો સ્વભાવ છે એવા પુરૂષે ગ્રહણ-સ્વીકાર કરવા લાયક નથી. ૧૩૫.

હવે મોક્ષના ઉપાયનો નિષેધ કરનાર કહે છે.—

**न मोक्षोपाय इत्याहुरपरे नास्तिकोपमाः ।**
**कार्यमस्ति न हेतुश्चेत्येषा तेषां कदर्थना ॥ १३६ ॥**

મૂલાર્થ—નાસ્તિકની જેવા બીજા કેટલાક કહે છે કે મોક્ષનો ઉપાય છે જ નહીં. તેઓ કાર્યને માને છે અને કારણને માનતા નથી. એ તેઓની મોટી કદર્થના છે. ૧૩૬.

ટીકાર્થ—નાસ્તિકની જેવા-ચાર્વાકની જેવા બીજા કેટલાએક નિયતિ વાદીઓ "મોક્ષનો ઉપાય એટલે મોક્ષ મેળવવાનું સાધન છે જ નહીં" એમ કહે છે. તેઓ કહે છે કે મોક્ષ માત્ર નિયતિથી જ સાધ્ય છે. જ્યારે જેનું મોક્ષ થવાનું પ્રારબ્ધ ( નિયતિ ) હશે ત્યારે જ તેનો મોક્ષ થશે, અન્યથા સેંકડો ઉપાયોથી પણ થશે નહીં. આ પ્રમાણે તેઓના મતમાં કાર્ય એટલે મોક્ષરૂપી સાધ્ય વસ્તુ છે, પણ હેતુ એટલે સાધન ( કારણ ) નથી. માટે એ તેમની-ઉપાયને નહીં માનનારાઓની કદર્થના એટલે મોહ વિટંબણા છે એમ જાણવું. ૧૩૬.

કહેલા અર્થને જ કહે છે.—

**अकस्मादेव भवतीत्यलीकं नियतावधेः ।**
**कादाचित्कस्य दृष्टत्वाद्भभाषे तार्किकोऽप्यदः ॥ १३७ ॥**

**મૂલાર્થ**—અવધિનું નિયતપણું હોવાથી અકસ્માત જ મોક્ષ થાય છે, એવું તેમનું કહેવું અસત્ય છે. કેમકે તેવા અવધિનું નિયતપણું કદાચિત જ જોવામાં આવે છે. આ વિષે નૈયાયિક પણ નીચે પ્રમાણે કહે છે. ૧૩૭.

**ટીકાર્થ**—નિશ્ચે અકસ્માત્ અચિંત્યું જ અર્થાત્ સ્વભાવથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે. શાથી કે નિશ્ચિત એવા અવધિથી એટલે મોક્ષ થવામાં નિયમિત કાળની મર્યાદા છે તેથી તે કાળની મર્યાદા પૂર્ણ થવાથી મોક્ષ થાય છે, આ પ્રમાણેનું તેમનું કહેવું અસત્ય છે. કારણ કે તે પ્રમાણે કદાચિત જ જોવામાં આવે છે, એટલે કે ઘણે કાળે કોઇએક જીવને જ તે પ્રમાણે થાય છે, એમ માનેલું છે. માટે નિયત મોક્ષનું કદાચિતપણું હોવાથી મરૂદેવા, ભરત મહારાજ વિગેરે કોઇકને જ તેવો મોક્ષ થાય છે. આ વિષે તાર્કિક એટલે નૈયાયિક પણ નીચે પ્રમાણે કહે છે. ૧૩૭.

તે નૈયાયિકનું વચન કહે છે.—

**हेतुभूतिनिषेधो न स्वानुपाख्याविधिर्न च ।**
**स्वभाववर्णना नैवमवधेर्नियतत्वतः ॥ १३८ ॥**

**મૂલાર્થ**—અવધિનો નિયમ છે તેથી હેતુરૂપ સામગ્રીનો નિષેધ નથી, તથા આત્માના નિષેધનો વિધિ નથી, અને એમ હોવાથી સ્વભાવની વર્ણના ઉત્પન્ન થતી નથી. ૧૩૮.

**ટીકાર્થ**—અવધિનો એટલે કાળના નિયમનો નિર્ધાર એટલે નિશ્ચય હોવાથી હેતુ એટલે ઉત્પત્તિના કારણરૂપ કુંભાર, ચક્ર વિગેરે ઘટની ઉત્પત્તિના સાધનભૂત સામગ્રીનો નિષેધ-નિવારણ થતું નથી. કારણ કે આત્માના નિષેધનો વિધિ એટલે 'હું નથી." એવા પ્રકારનો વિધિ છે નહીં. અને તેમ હોવાથી સ્વભાવની વર્ણના એટલે વસ્તુસ્વરૂપની વર્ણના ઉત્પન્ન થતી નથી. તેથી કરીને સાધનરૂપ સામગ્રીનો નિષેધ કરવો યુક્ત નથી. ૧૩૮.

જો કદાચ હેતુ વિના જ કેવળ નિયતિથી જ મોક્ષનો સ્વીકાર કરશો, તો સર્વત્ર-સર્વને વિષે તે મોક્ષની પ્રાપ્તિ થશે, તે કહે છે.—

**न च सार्वत्रिको मोक्षः संसारस्यापि दर्शनात् ।**
**न चेदानीं न तद्व्यक्तिर्व्यञ्जको हेतुरेव यत् ॥ १३९ ॥**

**મૂલાર્થ**—સંસારનું દર્શન થાયછે, તેથી સર્વત્ર મોક્ષ થતો નથી.

તથા હાલમાં તે મોક્ષની સ્પષ્ટતા નથી એમ પણ ન કહેવું. કારણ કે તે મોક્ષને પ્રગટ કરનાર હેતુ-સાધન જ છે. ૧૩૯.

**ટીકાર્થ**—સર્વ ક્ષેત્ર કાળને વિષે થનારો એવો મોક્ષ નથી. જો કદાચ ઉપાય વિનાનો મોક્ષ થતો હોય તો તે સર્વત્ર થવો જોઇએ, કેમકે જે વસ્તુ ઉપાય વિના જ સાધ્ય હોય તેને કાળનો નિયમ હોતો નથી. તેથી મોક્ષ ઉપાય વિનાનો નથી, એમ સિદ્ધ થાય છે. કારણ કે સંસાર એટલે ભવ પણ જોવામાં આવે છે. એટલે મોક્ષના ઉપાયનું સેવન ન કરવાથી કેટલાક જીવોનો સંસાર દેખાય છે. તે મોક્ષની હાલમાં વ્યક્તિ એટલે આવિર્ભાવ નથી એમ ન કહેવું. કારણ કે હેતુ જ એટલે મોક્ષના સાધન જ વ્યંજક એટલે નિયત મોક્ષના પ્રકાશક છે. તેથી મોક્ષ સમગ્ર સામગ્રીને આધીન છે એમ સિદ્ધ થાય છે. ૧૩૯.

અહીં વાદી બીજે પ્રકારે શંકા કરે છે.—

**मोक्षोपायोऽस्तु किं त्वस्य निश्चयो नेति चेन्मतम् ।**
**तन्न रत्नत्रयस्यैव तथाभावविनिश्चयात् ॥ १४० ॥**

**મૂલાર્થ**—મોક્ષનો ઉપાય ભલે હો. પરંતુ તે ઉપાયનો અમુક નિશ્ચય નથી એમ જો તમારો મત હોય તો તે અસત્ય છે. કારણ કે ત્રણ રત્નનું જ તે મોક્ષના ઉપાયમાં નિશ્ચયપણું છે. ૧૪૦.

**ટીકાર્થ**—મોક્ષનો ઉપાય-સાધન ભલે હો. પરંતુ તેમાં કાંઇક વિચારવાનું છે. શું વિચારવાનું છે? તે કહે છે:-આ મોક્ષના ઉપાયનો નિશ્ચય એટલે 'આ ત્રણ રત્નાદિક જ મોક્ષનો ઉપાય છે.' એવા નિ-યમનું અવધારણ નથી. પરંતુ અનિશ્ચિત નામવાળા ઘણા ઉપાયો છે. તેમાંથી કોઈની કોઇક ઉપાયવડે સિદ્ધિ થાઓ. પણ ત્રણ રત્ન જ ઉપા-યરૂપ છે એવો નિયમ ન હો આ પ્રમાણે જો તમારો મત હોય તો તે તેમ નથી, એટલે તમારૂં કહેવું સિદ્ધ થાય તેમ નથી. આગળ તેને માટે યુક્તિ કહેવામાં આવે છે તે આ પ્રમાણેઃ-બીજા ઉપાયોનો ત્યાગ કરીને સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન અને સમ્યક્ ચારિત્ર એ ત્રણ રત્નો જ (તે પણ છુટા છુટા નહીં-ત્રણે એકઠા જ) તેવા પ્રકારના મોક્ષસાધનના અવ્યભિચારી કારણ છે. આ પ્રમાણે વિશિષ્ટ નિયમ છે, માટે તે ઉપાયો સેવવા. ૧૪૦.

પ્રતિજ્ઞા કરેલા ન્યાયની જ સ્પષ્ટતા કરે છે.—

**भवकारणरागादिप्रतिपक्षमदः खलु ।**
**तद्विपक्षस्य मोक्षस्य कारणं घटतेतराम् ॥ १४१ ॥**

મૂલાર્થ—આ ત્રણ રત્ન સંસારના હેતુરૂપ રાગાદિકના પ્રતિપક્ષ એટલે શત્રુરૂપ છે. માટે તે ત્રણ રત્ન તે સંસારના વિપક્ષ-શત્રુરૂપ મોક્ષનું કારણ હોય એ વાત અત્યંત ઘટે છે-યુક્ત છે. ૧૪૧.

ટીકાર્થ—આ વાત અમારા જેવાની બુદ્ધિને પ્રત્યક્ષ તથા સર્વની જાણેલી છે કે સંસારના કારણ ભૂત રાગ એટલે પ્રીતિરૂપ અભિલાષ, દ્વેષ અને મોહ વિગેરે છે. તેના પ્રતિપક્ષરૂપ એટલે વિરોધવાળાં જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ત્રણરત્ન છે. જે ભવના કારણરૂપ રાગાદિકના પ્રતિપક્ષી-વિરોધી હોય તે તેના વિપક્ષરૂપ એટલે સંસારના વિરોધીરૂપ મોક્ષનાં કારણ-સાધન અત્યંત ઘટે છે-યુક્ત છે. અને તેવા સ્વભાવવાળા ત્રણ રત્ન જ છે, તે સિવાય બીજું કોઈ નથી. ૧૪૧.

ફરીથી વાદી કહે છે.—

**अथ रत्नत्रयप्राप्तेः प्राक्कर्मलघुता यथा ।**
**परतोऽपि तथैव स्यादिति किं तदपेक्षया ॥ १४२ ॥**

મૂલાર્થ—જેમ ત્રણ રત્નની પ્રાપ્તિ થયા પહેલાં કર્મની લઘુતા કોઈ પણ અન્ય સાધનથી થાય છે, તે જ પ્રમાણે મોક્ષનું સાધન પણ બીજું જ કાંઈક થશે. માટે તે ત્રણ રત્નની જ અપેક્ષા શામાટે જોઈએ? ૧૪૨.

ટીકાર્થ—જેમ એટલે આ દૃષ્ટાંતે કરીને મોક્ષના સાધનનો નિશ્ચય યુક્ત નથી. કે જેમ પૂર્વે કહેલા ત્રણ રત્નની પ્રાપ્તિ-લાભ થયા પહેલાં કર્મની લઘુતા-હાનિ અર્થાત્ અલ્પતા કોઈ પણ એટલે ત્રણ રત્ન સિવાય બીજા કોઈ પણ સાધનવડે થાય છે. તે જ પ્રકારે આગળ ઉપર પણ મોક્ષનું સાધન બીજું જ કાંઈક થઈ શકશે. તેથી ત્રણ રત્નની અપેક્ષાની શી જરૂર છે! કાંઈ જ નથી. ૧૪૨.

હવે તે વાદીને જવાબ આપે છે.—

**नैवं यत्पूर्वसेवैव मृद्वी नो साधनक्रिया ।**
**सम्यक्त्वादिक्रिया तस्मात् दृढैव शिवसाधने ॥ १४३ ॥**

મૂલાર્થ—પૂર્વ સેવા જ મોક્ષનું સાધન થઈ શકતી નથી. કારણ કે તે કોમળ છે, તેથી તે મોક્ષ સાધનની ક્રિયા નથી. તેથી કરીને દૃઢ એવી સમ્યક્ત્વાદિક ક્રિયા જ મોક્ષ સાધનને વિષે સમર્થ છે. ૧૪૩.

ટીકાર્થ—હે ભદ્ર! એ પ્રમાણે એટલે તારા કહેવા પ્રમાણે પૂર્વ સેવા જ એટલે ત્રણ રત્નની પ્રાપ્તિ થયા પહેલાં તે રત્નત્રયની પ્રાપ્તિમાં હેતુરૂપ પ્રથમ સેવા અર્થાત્ માર્ગાનુસારિણી અને ગુણમાં ઉન્મુખ

એવી જે ક્રિયા છે તે આગળ મોક્ષને સાધનારી નહીં થાય. કારણ કે તે મૃદુ છે. એટલે સકલ કર્મને નિર્મૂલ હણવામાં અસમર્થ હોવાથી કોમળ છે. તેથી તે મોક્ષને નિષ્પાદન કરવાની પૂર્વક્રિયા થઇ શકશે નહીં. તે ( પૂર્વ સેવા ) સ્થૂલ લક્ષ્યતાવાળી છે, તેથી તે દોષોને કાંઇક મંદ કરીને સમ્યક્ત્વાદિકને જ પ્રાપ્ત કરાવવામાં સમર્થ થાય તેમ છે, પણ બળવાન શત્રુના સૈન્ય પ્રત્યે સામાન્ય યોદ્ધાની જેમ સમગ્ર કર્મ-સમૂહનો નાશ કરવામાં તે સમર્થ નથી. તેથી કરીને એટલે ઉપર બતાવેલા કારણે કરીને દૃઢ-અત્યંત તીવ્ર સમ્યક્ત્વાદિક ક્રિયા એટલે સમ્યક્દર્શન વિગેરે ત્રણ રત્નરૂપ વ્યાપાર જ મોક્ષને સાધવામાં સમર્થ છે. તેની જ સૂક્ષ્મ કર્મોને હણવાની તીવ્ર શક્તિ છે. ૧૪૩.

ફરીથી વાદી કહે છે કે તથાભવ્યત્વ વિગેરે જ મોક્ષનું કારણ છે એમ સિદ્ધ થાય છે. તે આ પ્રમાણે.—

**गुणाः प्रादुर्भवन्त्युच्चैरथवा कर्मलाघवात् ।**
**तथाभव्यतया तेषां कुतोऽपेक्षानिवारणम् ॥ १४४ ॥**

**મૂલાર્થ**—તથાભવ્યત્વે કરીને અથવા કર્મના લાઘવે કરીને અત્યંત ગુણો પ્રગટ થાય છે. તેથી શા માટે તેની અપેક્ષાનું નિવારણ કરો છો? ૧૪૪.

**ટીકાર્થ**—તેવા પ્રકારની વિચિત્ર ભવ્યતાએ કરીને એટલે મુક્તિ-ગમનની યોગ્યતાએ કરીને અથવા કર્મની હાનિએ કરીને અત્યંત સમ્યગ્દર્શનાદિક ગુણો પ્રગટ થઇને વૃદ્ધિ પામે છે. તેથી શા માટે તે તથા-ભવ્યત્વાદિકની મોક્ષસાધનમાં અપેક્ષાનું નિવારણ એટલે હેતુપણાનો નિષેધ કરો છો? તે થઈ શકે તેમ નથી. ૧૪૪.

અહીં સિદ્ધાન્તિ ઉત્તર આપે છે.—

**तथाभव्यतयाक्षेपाद्गुणा न च न हेतवः ।**
**अन्योऽन्यसहकारित्वाद्दंडचक्रभ्रमादिवत् ॥ १४५ ॥**

**મૂલાર્થ**—તથાભવ્યતાના આક્ષેપથી વીર્યોત્સાહાદિક ગુણો મોક્ષના હેતુ નથી, એમ અમારો મત નથી. પરંતુ ઘટને વિષે દંડ, ચક્ર અને તેના ભ્રમણ વિગેરેની જેમ અન્યોઅન્ય સહકારી હોવાથી તે સર્વે હેતુ છે. ૧૪૫.

**ટીકાર્થ**—વિવક્ષિત પર્યાયવડે જે થશે તેનું નામ ભવ્ય કહેવાય છે. તે ભવ્યનો જે ભાવ એટલે ધર્મ તે ભવ્યતા. ભવ્યતા એટલે મોક્ષ-

ગમનની યોગ્યતા અર્થાત્ જીવનો અનાદિ પારિણામિક ભાવ. અને તથા એટલે તે અનિયત પ્રકારે જે ભવ્યતા તે તથા ભવ્યતા કહેવાય છે. એટલે કે ભવ્યતા પોતે જ પોતપોતાના કાળ, ક્ષેત્ર, ગુર્વાદિક દ્રવ્યના લક્ષણવાળી સામગ્રીના ભેદથી નાના પ્રકારના જીવોને વિષે વિચિત્ર પ્રકારે રહે છે, તે જ તથાભવ્યતા કહેવાય છે. જો એમ ન માનીએ અને સર્વ પ્રકારે એક સરખી જ યોગ્યતા માનીએ તો સર્વ ભવ્ય જીવોને એકી વખતે જ ધર્માદિકની પ્રાપ્તિ થાય, અને તેથી કરીને તરત જ-એકી વખતે જ સર્વ ભવ્યોનો મોક્ષ પણ થાય. માત્ર એકલી ભવ્યતાને જ હેતુપણે સ્વીકાર કરીએ તો તેમ થાય, પણ તેવું તો છે નહીં. માટે બીજાં પણ સાધનોની અપેક્ષા હોવી જોઇએ. તે સાધનો બતાવે છે:-વીર્ય, ઉત્સાહ વિગેરે ગુણો પણ મોક્ષનાં સાધન છે, એવો અમારો મત છે, પરંતુ તથા ભવ્યતા, વીર્ય, ઉત્સાહ અને સમ્યગ્દર્શન વિગેરે ગુણો પરસ્પર સહકારી એટલે એકઠા થઈને જ કાર્ય કરનાર હોવાથી મોક્ષના સાધક થાય છે. જેમ ઘટની સિદ્ધિમાં દંડ-લાકડી, ચક્ર અને તેનું ફરવું એ વિગેરે સહકારી કારણો છે, તે જ પ્રકારે મોક્ષના સાધનમાં તથાભવ્યતા વિગેરે સહકારી કારણો છે. ૧૪૫.

હવે બે શ્લોકે કરીને ઉપસંહાર કરે છે.—

**ज्ञानदर्शनचारित्राण्युपायास्तद्भवक्षये ।**
**एतन्निषेधकं वाक्यं त्याज्यं मिथ्यात्ववृद्धिकृत् ॥ १४६ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને સંસારના નાશને વિષે જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ઉપાયો છે. માટે તેને નિષેધ કરનારૂં વાક્ય મિથ્યાત્વની વૃદ્ધિ કરનાર હોવાથી તજવા લાયક છે. ૧૪૬.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વે કહેલા હેતુએ કરીને ભવના ક્ષયને વિષે એટલે સંસાર થકી તરવાને વિષે ત્રણ રત્નની સંજ્ઞાવડે પ્રસિદ્ધ એવા જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ જ ઉપાયો છે. માટે મિથ્યાત્વની એટલે કુમતની વૃદ્ધિ કરનારૂં એ મોક્ષના ઉપાયને નિષેધ કરનારૂં વાક્ય તજવા લાયક છે. ૧૪૬.

**मिथ्यात्वस्य पदान्येतान्युत्सृज्योत्तमधीधनः ।**
**भावयेत्प्रातिलोम्येन सम्यक्त्वस्य पदानि षट् ॥ १४७ ॥**

**મૂલાર્થ**—ઉત્તમ બુદ્ધિ રૂપી ધનવાળા પુરૂષે આ મિથ્યાત્વના સ્થાનોને તજીને તેથી ઉલટાપણે સમ્યક્ત્વના છ સ્થાનોની ભાવના કરવી. ૧૪૭.

**ટીકાર્થ**—ઉત્તમ એટલે નિર્દોષ બુદ્ધિરૂપી ધનવાળા પુરૂષે આ પૂર્વે કહેલા મિથ્યાત્વના-વિપરીત દર્શનના પદોને-વાક્યોને તજીને સમ્યક્ત્વના-અવિપરીત દર્શનના છ સ્થાનોની વિપરીતપણે એટલે કહેલાથી ઉલટાપણે અર્થાત્ "જીવ છે, તે નિત્ય છે, કર્મોનો કર્ત્તા છે, તેનો ભોક્તા છે, મોક્ષ છે, તેનો ઉપાય છે." ઇત્યાદિરૂપે ભાવના કરવી. ૧૪૭.

## ॥ इति मिथ्यात्वत्यागाधिकारः ॥

ઉપરના અધિકારમાં મિથ્યાત્વનો ત્યાગ કહ્યો. તે કદાગ્રહનો ત્યાગ થવાથી જ થાય છે. તેથી હવે આ અધિકારમાં કદાગ્રહનો ત્યાગ કરવા કહે છે.—

**मिथ्यात्वदावानलनीरवाहमसद्ग्रहत्यागमुदाहरन्ति ।**
**अतो रतिस्तत्र बुधैर्विधेया विशुद्धभावैः श्रुतसारवद्भिः॥१४८**

**મૂલાર્થ**—અસદ્‌ગ્રહના ત્યાગને મિથ્યાત્વરૂપી દાવાનળને વિષે મેઘ સમાન કહેલો છે. માટે શુદ્ધ આશયવાળા અને શાસ્ત્રના સારને જાણનારા પંડિતોએ તે કદાગ્રહનો ત્યાગ કરવામાં પ્રીતિ કરવી. ૧૪૮.

**ટીકાર્થ**—અસદ્‌ગ્રહનો ત્યાગ એટલે અવિદ્યમાન (અછતી) અથવા વિપરીત વસ્તુપરના આગ્રહનો એટલે અન્યથા શ્રદ્ધાની પ્રરૂપણાનો ત્યાગ. આ ત્યાગને પૂર્વે કહેલા મિથ્યાત્વરૂપી દાવાનળનું એટલે સકળ ગુણગણના આરામ (ઉદ્યાન)ને દહન કરવામાં સમર્થ એવા વનાગ્નિનું શમન કરવામાં મેઘ સમાન કહેલો છે. તેથી કરીને શુદ્ધ ભાવ-આશયવાળા અને જિનાગમાદિક શાસ્ત્રના સારને જાણનારા પંડિતોએ તે અસદ્‌ગ્રહના ત્યાગને વિષે પ્રીતિ કરવી. ૧૪૮.

અસદ્‌ગ્રહ હોવાથી શું ન હોય? તે કહે છે.—

**असद्ग्रहाग्निज्वलितं यदन्तः क्व तत्र तत्त्वव्यवसायवल्ली ।**
**प्रशान्तिपुष्पाणि हितोपदेशफलानि चान्यत्र गवेषयन्तु १४९॥**

**મૂલાર્થ**—જેનું ચિત્ત અસદ્‌ગ્રહરૂપી અગ્નિથી દગ્ધ થયેલું છે, તેને વિષે તત્ત્વના નિશ્ચયરૂપી લતા ક્યાંથી હોય? અને શાંતિરૂપી પુષ્પો તથા હિતોપદેશરૂપી ફળોની તો અન્યત્ર જ ગવેષણા-શોધ કરો. તે તો અહીં સંભવે જ નહીં. ૧૪૯.

**ટીકાર્થ**—જે કોઈ પ્રાણીનું ચિત્ત અથવા મધ્યભાગ પૂર્વે કહેલા અસદ્‌ગ્રહરૂપી અગ્નિવડે દગ્ધ થયેલ છે, તેના અંતઃકરણરૂપ આરામ (ઉદ્યાન)ને વિષે યથાર્થ સ્વરૂપવાળા વસ્તુતત્ત્વના વિવિધ પ્રકારના

નિશ્ચયરૂપ વલ્લી એટલે વાંછિત ફળને આપનારી કલ્પલતા ક્યાંથી જ હોય? એટલે તે ક્યાંથી ઉત્પત્તિને પામે? ક્યાંઈ પણ ન પામે. વળી પ્રશાંતિ એટલે વિષય, કષાય અને ઇંદ્રિયોને દમન કરવારૂપ પ્રકૃષ્ટ મનોવૃત્તિરૂપી પુષ્પો ક્યાંથી એટલે ક્યાં ઉત્પત્તિને પામે? વળી હિતોપદેશ એટલે જે પ્રકારે સ્વ અને પરનું હિત થાય તેવા પ્રકારના ઉપદેશ—વસ્તુધર્મના પ્રકાશરૂપ ફળો એટલે સદ્‌ગતિનાં સુખ આપનારાં વૃક્ષનાં ફળો પણ ત્યાં ક્યાંથી હોય? હે ભવ્ય જીવો! આ પૂર્વે કહેલી ત્રણે વસ્તુને અસદ્‌ગ્રહરૂપી અગ્નિથી દગ્ધ થયેલા સ્થાનથી બીજે સ્થાને એટલે અસદ્‌ગ્રહરહિત જનને વિષે તમે શોધો—જુઓ. અસદ્‌ગ્રહવાળામાં તે જડશે નહીં. ૧૪૯.

અસદ્‌ગ્રહવાળો પુરૂષ પંડિત હોય તો પણ તે વસ્તુના સારને પામતો નથી, એ વાત કહે છે.—

**अधीत्य किञ्चिच्च निशम्य किञ्चिदसद्ग्रहात्पंडितमानिनो ये ।**
**मुखं सुखं चुंबितमस्तु वाचो लीलारहस्यं तु न तैर्जगाहे॥१५०॥**

**મૂલાર્થ**—કાંઇક ભણીને અને કાંઇક સાંભળીને જેઓ અસદ્‌ગ્રહને લીધે પોતાના આત્માને પંડિત માને છે, તેઓ ભલે સુખેથી વાણીના મુખનું ચુંબન કરો. પરંતુ તેઓએ તે વાણીના લીલા રહસ્યનું અવગાહન કર્યું જ નથી એમ સમજવું. ૧૫૦.

**ટીકાર્થ**—કાંઇક–લેશમાત્ર એટલે ગ્રંથનો આદિભાગ ભણીને તથા કાંઇક જેવું તેવું ભાવવિના શબ્દાર્થ માત્ર સાંભળીને જે કોઈ અસદ્‌ગ્રહને લીધે પોતાના આત્માને પંડિત માનનારા છે તેઓ ભલે સુખેથી વાણીના મુખનું અથવા ગ્રંથના એક ભાગનું ચુંબન કરો એટલે મુખની લાળનો આસ્વાદ કરો. પરંતુ તે વાણીની લીલાનું રહસ્ય એટલે વાણીના સારના પરિણામરૂપ રમણવિલાસ એટલે યથાર્થ વસ્તુસ્વરૂપને ગ્રહણ કરનાર જ્ઞાનના વિનોદને તો તેઓએ પ્રાપ્ત કર્યો જ નથી. ૧૫૦.

જેઓ અસદ્‌ગ્રહવાળાનો આશ્રય કરનારા છે, તેઓને પણ વિટંબણા જ છે તે કહે છે.—

**असद्ग्रहोत्सर्पदतुच्छदर्पैर्बोधांशतान्धीकृतमुग्धलोकैः ।**
**विडंबिता हन्त जडैर्वितंडापांडित्यकंडूलतया त्रिलोकी १५१॥**

**મૂલાર્થ**—અહો! અસદ્‌ગ્રહે કરીને જેમનો અહંકાર અત્યંત ઉછળે છે, તથા જેમણે બોધના એક અંશે (લેશે) કરીને મુગ્ધ (ભોળા)

જનોને અંધ કર્યા છે, એવા જડ પુરૂષોએ વિતંડાના પાંડિત્યની ખરજ વડે કરીને ત્રણ જગતના પ્રાણીઓને વિટંબણા પમાડી છે. ૧૫૧.

**ટીકાર્થ**—અહો! મહા ખેદની વાત છે કે અસદ્ગ્રહે કરીને એટલે અસત્ દેશનાદિકના આગ્રહે કરીને જેમનો અહંકાર અત્યંત વૃદ્ધિ પામે છે, તથા શાબ્દિક (વ્યાકરણ સંબંધી) અથવા તાર્કિક (ન્યાય સંબંધી) જ્ઞાનરૂપ બોધના અંશે કરીને એટલે કેટલાક ભાગના જ્ઞાને કરીને જેમણે મુગ્ધ-તત્ત્વજ્ઞાનને નહીં જાણનારા (ભોળા) પ્રાણીઓને અંધ કર્યા છે એટલે દ્રવ્ય ચક્ષુનો સદ્ભાવ છતાં પણ નહીં આંધળાને અંધરૂપ કર્યા છે, એવા જડ પુરૂષોએ એટલે યથાર્થપણાને નહીં જાણનારા પુરૂષોએ વિતંડાને વિષે એટલે સ્વપક્ષના સ્થાપનવડે પરપક્ષમાં દૂષણ નહીં છતાં પણ તેનું નિવારણ કરવા માટે શબ્દ અને અર્થના છળકપટવાળા વાદને વિષે પંડિતાઇરૂપી જીભ્હાની ખરજ (ખુજલી) વડે કરીને ત્રણ ભુવનમાં રહેલા જનસમૂહને વિટંબણા પમાડી છે-જન્મે જન્મે તેઓને તિરસ્કારની પ્રાપ્તિને યોગ્ય કર્યા છે. ૧૫૧.

અસદ્ગ્રહવાળો પુરૂષ કૃષ્ણપક્ષી સંભવે છે, તે કહે છે.—

**विधोर्विवेकस्य न यत्र दृष्टिस्तमो घनं तत्त्वरविर्विलीनः ।**
**अशुक्लपक्षस्थितिरेष नूनमसद्ग्रहः कोऽपि कुहूविलासः॥१५२॥**

**મૂલાર્થ**—જેને વિષે વિવેકરૂપી ચંદ્રનું દર્શન નથી, ગાઢ અન્ધકાર દેખાય છે, તથા જેને વિષે તત્ત્વજ્ઞાનરૂપી સૂર્ય લીન થયો છે તે ખરેખર કૃષ્ણપક્ષની સ્થિતિવાળો અસદ્ગ્રહરૂપી કોઈક (અલૌકિક) અમાવાસ્યાનો વિલાસ છે. ૧૫૨.

**ટીકાર્થ**—હે ભવ્ય પ્રાણી! જે અસદ્ગ્રહવાળા દર્શનીને વિષે સત્ અસત્ વસ્તુના વિચારરૂપ ચંદ્રનું દર્શન નથી, તથા જ્યાં અજ્ઞાનરૂપી અન્ધકાર અને પાપ ઘણું છે, તથા જ્યાં તત્ત્વજ્ઞાનરૂપી સૂર્ય લય પામ્યો છે-અસ્ત પામ્યો છે, આવા લક્ષણવડે કરીને ખરેખર આ-સાક્ષાત્ કહેવાતો કૃષ્ણપક્ષની સ્થિતિવાળો અસદ્ગ્રહરૂપ કોઈ વિલક્ષણ-કોઈ વખત નહીં જોયેલો એવો અમાવાસ્યાની રાત્રીનો વિલાસ-મલિનતાવાળો શૃંગાર છે. માટે તેમાં તમારે રહેવું નહીં. આ શ્લોકવડે કરીને અસદ્ગ્રહવાળા પ્રાણીમાં સમ્યક્ત્વની પ્રાપ્તિની યોગ્યતાનો જ નિષેધ થાય છે, તો પછી સમ્યક્ત્વનું વિદ્યમાનપણું તો ક્યાંથી જ હોય? ૧૫૨.

હવે અસદ્ગ્રહનાં કાર્યો કહે છે.—

**कुतर्कदात्रेण लुनाति तत्त्ववल्ली रसात्सिञ्चति दोषवृक्षम् ।**
**क्षिपत्यधःस्वादुफलं समाख्यमसद्ग्रहच्छन्नमतिर्मनुष्यः॥१५३॥**

**મૂલાર્થ**—અસદ્ગ્રહથી આચ્છાદિત થયેલી બુદ્ધિવાળો મનુષ્ય કુતર્કરૂપી દાત્ર (દાતરડા) વડે તત્ત્વરૂપી લતાને છેદે છે, દોષરૂપી વૃક્ષને રસથી સિંચે છે, અને સમતા નામનું મિષ્ટ ફળ નીચે ફેંકી દે છે. ૧૫૩.

**ટીકાર્થ**—પૂર્વે કહેલા અસદ્ગ્રહવડે જેની બુદ્ધિ આચ્છાદિત-લુપ્ત થઈ ગઈ છે એવો મનુષ્ય દુષ્ટ તર્કરૂપી એટલે વિતર્કે ઉપજાવેલી બુદ્ધિના વ્યાપારવાળા ન્યાયરૂપી દાત્રવડે-તૃણ કાપવાના શસ્ત્ર (દાતરડા) વડે તત્ત્વરૂપી-અનારોપિત વસ્તુના સદ્ભાવરૂપી વલ્લીને-કલ્પલતાને છેદે છે, તથા દોષ એટલે મિથ્યાત્વ, અવિરતિ અને કષાયાદિ પાપવ્યાપારરૂપી વૃક્ષને-ધત્તૂરાદિક વૃક્ષ વિશેષને રસથી-પ્રેમરૂપી જળથી સિંચે છે-પ્રીતિરૂપી જળ પાઇને વૃદ્ધિ પમાડે છે, અર્થાત્ દોષનું આચરણ કરવામાં પ્રેમવાળો થાય છે, તથા સમતારૂપી એટલે સર્વત્ર તુલ્યદૃષ્ટિરૂપી મધુર ફળને-જ્ઞાનથી પામવા લાયક સમતાના પરિણામને શુષ્ક વાદાદિકે કરીને નીચે ફેંકી દે છે-અધોગતિમાં નાંખે છે. ૧૫૩.

અસદ્ગ્રહવાળો પુરૂષ ઉપદેશને અયોગ્ય છે, તે બતાવે છે.—

**असद्ग्रहग्रावमये हि चित्ते न क्वापि सद्भावरसप्रवेशः ।**
**इहांकुरश्चित्तविशुद्धबोधः सिद्धान्तवाचां बत कोऽपराधः१५४**

**મૂલાર્થ**—અસદ્ગ્રહરૂપી પાષાણમય ચિત્તને વિષે કદાપિ સદ્ભાવરૂપ રસનો પ્રવેશ થતો નથી. તથા તે ચિત્તને વિષે મનનો વિશુદ્ધિયુક્ત બોધરૂપી અંકુર પણ કદાપિ ઉત્પન્ન થતો નથી. તેમાં સિદ્ધાંતની વાણીનો શો દોષ? કાંઈ જ નહીં. ૧૫૪.

**ટીકાર્થ**—નિશ્ચે અસદ્ગ્રહરૂપી કાળા પત્થરમય ચિત્તને વિષે શુદ્ધ આશયરૂપ એટલે યથાસ્થિત વસ્તુ સ્વરૂપને સ્વીકાર કરનાર પરિણામરૂપ રસ-જળપ્રવાહનો પ્રવેશ કોઈ પણ કાળે થતો નથી. તથા આ અસદ્ગ્રહરૂપ પાષાણમય ચિત્તમાં મનનો વિશેષ શુદ્ધ એટલે નિર્મળ વિશુદ્ધિયુક્ત બોધરૂપ અર્થાત્ જ્ઞાનવિકાસરૂપ અંકુર-બીજની ઉત્પત્તિ પણ કદાપિ કોઈ પણ અસદ્ગ્રહવાળા મનુષ્યને વિષે થતી નથી. તો તેમાં સિદ્ધાન્તની વાણીનો એટલે વિશુદ્ધ જિનાગમની વાણીનો શો અપરાધ છે? તે વાણીનો અભ્યાસ, શ્રવણ વિગેરે કર્યા છતાં પણ પૂર્વોક્ત ગુણની પ્રાપ્તિ ન થાય તેમાં તેનો શો દોષ? કાંઈ પણ નહીં. ૧૫૪.

અસદ્ગ્રહ ક્રિયાના ફળનો નાશ કરનાર છે, તે કહે છે.—

**व्रतानि चीर्णानि तपोऽपि तप्तं कृता प्रयत्नेन च पिंडशुद्धिः ।**
**अभूत्फलं यत्तु न निह्नवानामसद्ग्रहस्यैव हि सोऽपराधः १५५**

**મૂલાર્થ**—વ્રતો કર્યાં, તપસ્યાઓ કરી, અને પ્રયત્નથી પિંડની પણ શુદ્ધિ કરી, તો પણ નિહ્નવોને તેનું કાંઈ પણ ફળ મળ્યું નહીં. તેમાં ખરેખર અસદ્ગ્રહનો જ અપરાધ છે. ૧૫૫.

**ટીકાર્થ**—હે ભવ્ય જીવો! જે નિહ્નવોએ પ્રાણાતિપાતવિરમણ વિગેરે વ્રતોનું પ્રયત્ન-યતના પૂર્વક ચિરકાળ સુધી પાલન કર્યું, તથા બાહ્ય અને આભ્યંતર તપસ્યા પણ કરી, તથા પિંડની શુદ્ધિ એટલે બેંતાળીશ દોષના વર્જવાએ કરીને આહારની શુદ્ધિ પણ પ્રયત્નવડે કરી, તેમ છતાં પણ નિહ્નવોને-જમાલિ વિગેરે જિન વચનના ઉત્થાપકોને પૂર્વોક્ત ક્રિયાવડે સાધ્ય એવું સુગતિરૂપ ફળ ન મળ્યું. તે અપરાધ કેવળ અસદ્ગ્રહનો જ છે. ૧૫૫.

કદાગ્રહ પ્રાપ્ત થયેલા લાભનો પણ હણનાર છે, તે કહે છે.—

**स्थालं स्वबुद्धिः सुगुरोश्च दातुरुपस्थिता काचन मोदकाली ।**
**असद्ग्रहः कोऽपि गले गृहीता तथापि भोक्तुं न ददाति दुष्टः ॥**

**મૂલાર્થ**—પોતાની બુદ્ધિરૂપી થાળી છે, અને તેમાં સદ્ગુરૂરૂપ દાતાર થકી કોઈક મોદકનો સમૂહ પણ પ્રાપ્ત થયો છે; તે છતાં કોઈક દુષ્ટ અસદ્ગ્રહ ગળેથી પકડે છે, જેથી તેને તે ખાવા દેતો નથી. ૧૫૬.

**ટીકાર્થ**—પોતાની બુદ્ધિરૂપી થાળ એટલે સુવર્ણનું પાત્ર છે, અને દાતાર સદ્ગુરૂ-ગુણી ગુરૂ થકી કોઇક-અપૂર્વ ચિત્તને પ્રસન્ન કરનાર મધુર ઉપદેશરૂપ મોદકની શ્રેણી-સમૂહ પ્રાપ્ત થયો છે, તો પણ એટલે આવા પ્રકારનો લાભ પ્રાપ્ત થયા છતાં પણ કોઈ-વિલક્ષણ દુષ્ટ-દ્વેષી દુરાગ્રહ ગળાને વિષે પકડી રાખે છે, જેથી તે ખાવા દેતો નથી. ૧૫૬.

દુરાગ્રહી માણસ ઉંટની જેમ અસારને જ ગ્રહણ કરે છે, તે વાત કહે છે.—

**गुरुप्रसादीक्रियमाणमर्थं गृह्णाति नासद्ग्रहवांस्ततः किम् ।**
**द्राक्षा हि साक्षादुपनीयमानाः क्रमेलकः कंटकभुङ्न भुंक्ते१५७**

**મૂલાર્થ**—ગુરૂવડે પ્રસાદરૂપ કરાતા અર્થને દુરાગ્રહી માણસ ગ્રહણ કરતો નથી. તેથી કરીને શું? કારણ કે કાંટાને ભક્ષણ કરનારો ઉંટ સાક્ષાત્ તેની પાસે જ લાવવામાં આવતી ધરાખને ખાતો નથી. ૧૫૭.

**ટીકાર્થ**—દુરાગ્રહી પુરૂષ ગુરૂવડે-ધર્મોપદેશકવડે પ્રસાદરૂપ એટલે અનુગ્રહરૂપ કરાતા અર્થને-બતાવવામાં આવતા પરમાર્થને ગ્રહણ કરતો નથી. તેવા તેના અનાદરમાં આશ્ચર્ય જેવું શું છે? કારણ કે બોરડીની

શૂળ વિગેરે કાંટાને ખાનારો ઉંટ પ્રત્યક્ષપણે પોતાની પાસે લઈ જવાતી દ્રાક્ષ—ધરાખ ખાતો નથી. કારણ કે તેનો જાતિસ્વભાવજ કાંટાદિક ખાવાનો છે, ઉત્તમ વસ્તુ ખાવાનો નથી. ૧૫૭.

અસદ્ગ્રહી પુરૂષ કાગડા જેવો નીચ હોય છે, તે કહે છે.—

**असद्ग्रहात्पामरसंगतिं ये कुर्वन्ति तेषां न रतिर्बुधेषु ।**
**विष्टासु पुष्टाः किल वायसा नो मिष्टान्ननिष्ठाः प्रसभं भवन्ति ॥**

મૂલાર્થ—જેઓ કદાગ્રહને લીધે પામર જનોની સંગતિ કરે છે, તેઓને પંડિતો ઉપર પ્રીતિ હોતી નથી. કારણ કે વિષ્ઠાવડે પુષ્ટ થયેલા કાગડાઓ મિષ્ટાન્નને વિષે (મિષ્ટાન્ન ખાવાને) બિલકુલ તત્પર થતા નથી. ૧૫૮.

*ટીકાર્થ*—જે કોઈ નિર્વિવેકી પુરૂષો દુરાગ્રહથી પામર એટલે ધર્મ-ધૂર્ત અથવા ખળ પુરૂષની સંગતિને એટલે સંબંધને અથવા પરિચયને કરે છે, તેઓને—ખળના સંસર્ગવાળા પુરૂષોને પરમાર્થને જાણનારા પંડિતોને વિષે પ્રીતિ હોતી નથી. કારણ કે તેમનો સ્વભાવ જ નીચ છે. જેમ વિષ્ઠાને વિષે પોષણ પામેલા અથવા પ્રવીણ (હુશિયાર) કાગડાઓ ક્ષીરાદિક મિષ્ટ—મધુર અન્નને વિષે નિષ્ઠાવાળા—પ્રીતિવાળા હોતા નથી. કારણ કે તેમનો સ્વભાવ જ નીચ છે. ૧૫૮.

દુરાગ્રહી માણુસ હાંસીને પામે છે, તે કહે છે.—

**नियोजयत्येव मतिं न युक्तौ युक्तिं मतौ यः प्रसभं नियुंक्ते ।**
**असद्ग्रहादेव न कस्य हास्योऽजले घटारोपणमादधानः १५९॥**

મૂલાર્થ—જે પુરૂષ અસદ્ગ્રહને લીધે શુદ્ધ યુક્તિને વિષે પોતાની બુદ્ધિનો નિયોગ કરતો નથી, પણ પોતાની બુદ્ધિને વિષે યુક્તિને બળાત્કારે લઈ જાય છે, તે માણુસ મૃગતૃષ્ણિકાના જળને વિષે ઘડાનું આરોપણ કરતો સતો કોને હાંસી કરવા લાયક ન થાય? સર્વને હાંસી કરવા લાયક થાય છે. ૧૫૯.

*ટીકાર્થ*—જે કદાગ્રહી માણુસ કદાગ્રહને લીધે જ સારા નિપુણ ન્યાયથી યુક્ત એવા શાસ્ત્રઘટિત અર્થને વિષે—ગુરૂએ કહેલી સદ્ભૂત (પરમાર્થભૂત) અર્થની ઈયત્તાનું અવધારણ (નિશ્ચય) કરવારૂપ યુક્તિને વિષે પોતાની બુદ્ધિને પ્રયત્ન પૂર્વક પ્રવેશ કરાવતો નથી, પણ પોતાની બુદ્ધિને વિષે એટલે પોતાની કલ્પિત કલ્પનાને વિષે અત્યંત બળાત્કારે યુક્તિને પ્રેરે છે. તે આવા પ્રકારનો અસદ્ગ્રહી પુરૂષ મૃગતૃષ્ણિકાને

વિષે જળ લેવા માટે ઘડાનું સ્થાપન કરે છે, માટે તે કોને હસવા લાયક ન થાય? સર્વને હસવા લાયક થાય. ૧૫૯.

કદાગ્રહી માણુસ સૂત્ર તથા અર્થ ભણુવવાને અયોગ્ય છે, તે કહે છે.—

**असद्ग्रहो यस्य गतो न नाशं न दीयमानं श्रुतमस्य शस्यम् ।**
**न नाम वैकल्यकलंकितस्य प्रौढा प्रदातुं घटते नृपश्रीः ॥१६०॥**

**મૂલાર્થ**—જે પુરૂષનો કદાગ્રહ નાશ પામ્યો ન હોય, તેને શાસ્ત્ર ભણાવવું પ્રશસ્ય નથી. કારણ કે વિકળતાએ કરીને કલંકિત થયેલા પુરૂષને મોટી રાજ્યલક્ષ્મી આપવી યોગ્ય ગણાતી નથી. ૧૬૦.

**ટીકાર્થ**—જે દુષ્ટ બુદ્ધિવાળા પુરૂષનો કદાગ્રહ નાશ પામ્યો નથી, તેવા દુરાગ્રહીને અપાતું-ભણાવાતું શાસ્ત્ર પ્રશસ્ય-વખાણવા લાયક નથી. હે ભવ્ય પ્રાણી! તું વિચાર કર કે વિકળતાએ કરીને કલંકિત થયેલા એટલે અંધપણું, બધિરપણું, કાયરપણું વિગેરે દૂષણો વડે દૂષિત થયેલા પુરૂષને મોટી રાજ્યલક્ષ્મી આપવી જેમ યોગ્ય નથી, તે જ પ્રમાણે કદાગ્રહી પુરૂષને શાસ્ત્રનું દાન કરવું તે પણ યોગ્ય નથી. ૧૬૦.

અહીં કોઈ શંકા કરે કે પરોપકારની બુદ્ધિથી કદાગ્રહીને પણ શાસ્ત્રનું દાન કરવામાં શો દોષ છે? તે ઉપર કહે છે.—

**आमे घटे वारि यथा धृतं सद्विनाशयेत्स्वं च घटं च सद्यः ।**
**असद्ग्रहग्रस्तमतेस्तथैव श्रुतात्प्रदत्तादुभयोर्विनाशः ॥ १६१ ॥**

**મૂલાર્થ**—જેમ કાચા ઘડામાં પાણી નાંખ્યું હોય તો તે પોતાનો તથા ઘડાનો તત્કાળ નાશ કરે છે, તે જ પ્રમાણે જેની બુદ્ધિ કદાગ્રહથી વ્યાપ્ત થઈ હોય એવા પુરૂષને શ્રુતજ્ઞાન આપવાથી શ્રુત અને કદાગ્રહી એ બન્નેનો નાશ થાય છે. ૧૬૧.

**ટીકાર્થ**—હે ભદ્ર! તેમાં આ પ્રમાણે દોષ થાય છે.-જેમ કાચા માટીના ઘડામાં કોઈએ પાણી ભર્યું હોય તો તે તત્કાળ પોતાનો (પાણીનો) અને ઘટનો બન્નેનો નાશ કરે છે, એટલે વિશેષે કરીને પોતાનો (પાણીનો) અને પોતાના આધારનો નાશ કરવામાં હેતુભૂત થાય છે, પણ તેથી કાંઈ પણ ઉપકાર થતો નથી. તે જ પ્રકારે દુરાગ્રહે કરીને જેની બુદ્ધિ લુપ્ત થઈ હોય તેવા પુરૂષને શાસ્ત્ર આપવાથી-ભણાવવાથી શાસ્ત્ર અને તેનો આધાર (ભણનાર કદાગ્રહી) એ બન્નેનો નાશ થાય છે. તેમાં હીલના અને સન્માર્ગના ઉત્થાપનવડે ફળના અભાવને લીધે શ્રુતનો

નાશ થાય છે, અને તે શ્રતના આધારનો એટલે તેનો અભ્યાસ કરનાર કદાગ્રહીનો પણ દુર્ગતિની વૃદ્ધિ, જન્મ, મરણ વિગેરે વડે વિનાશ થાય છે. માટે તેને શ્રુત ન આપવું, એ જ તેનાપર કરૂણાનું–દયાનું ફળ છે. ૧૬૧.

અસદ્ગ્રહી પુરૂષ હિતોપદેશને યોગ્ય નથી, તે કહે છે.—

**असद्ग्रहग्रस्तमतेः प्रदत्ते हितोपदेशं खलु यो विमूढः ।**
**शुनीशरीरे स महोपकारी कस्तूरिकालेपनमादधाति ॥१६२॥**

મૂલાર્થ—જે પુરૂષ કદાગ્રહવડે જેની મતિ ગ્રસ્ત થઈ હોય એવા પુરૂષને હિતનો ઉપદેશ આપે, તે મૂઢ પુરૂષ મહા ઉપકારની બુદ્ધિથી કૂતરીના શરીરપર કસ્તુરીનો લેપ કરે છે, એમ જાણવું. ૧૬૨.

ટીકાર્થ—જે કોઈ પાત્ર અપાત્રનો વિચાર કરવામાં અનિપુણ પુરૂષ દુરાગ્રહવડે જેની બુદ્ધિ ગ્રસ્ત-ભક્ષિત (લુપ્ત) થઈ હોય એવા મનુષ્યની પાસે સર્વને હિતકારક તથા વસ્તુના સ્વરૂપનું નિરૂપણ કરનાર ધર્મોપદેશની પ્રરૂપણા કરે છે, તે ખરેખર વિમૂઢ-વિશેષ અજ્ઞાની પુરૂષ કૂતરીના શરીરપર મહા ઉપકાર કરવાની બુદ્ધિથી દુર્ગંધની નિવૃત્તિમાટે કસ્તુરીનો લેપ કરે છે, અર્થાત્ મૂર્ખાઇવાળું કાર્ય કરે છે એમ જાણવું. ૧૬૨.

પૂર્વોક્ત અર્થનો સમુચ્ચય કહે છે.—

**कष्टेन लब्धं विशदागमार्थं ददाति योऽसद्ग्रहदूषिताय ।**
**स खिद्यते यत्नशतोपनीतं बीजं वपन्नूषरभूमिदेशे ॥ १६३ ॥**

મૂલાર્થ—જે માણસ મહાકષ્ટથી મેળવેલો નિર્મળ આગમનો અર્થ કદાગ્રહથી દૂષિત થયેલા મનુષ્યને આપે છે, તે માણસ સેંકડો પ્રયત્નોથી પ્રાપ્ત કરેલા બીજને ઉખર ભૂમિમાં વાવીને પછીથી ખેદ પામે છે. ૧૬૩.

ટીકાર્થ—જે અદીર્ઘ દૃષ્ટિવાળો પુરૂષ કષ્ટથી એટલે ભણવું, ચિંતવન કરવું, આવૃત્તિ કરવી, ગુરૂની સેવા કરવી, એ વિગેરે મહા પરિશ્રમથી પ્રાપ્ત કરેલો નિર્મળ સિદ્ધાન્તનો અર્થ એટલે પરમાર્થભાવ કદાગ્રહથી દૂષિત થયેલાને આપે છે, તે પુરૂષ સેંકડો ઉદ્યમથી પ્રાપ્ત થયેલા શાલી વિગેરેના બીજને ઉખર ભૂમિપ્રદેશમાં એટલે ખારભૂમિના પ્રદેશમાં વાવીને પછી ખેદ પામે છે એટલે ફળ ન મળવાથી પશ્ચાત્તાપને પામે છે. ૧૬૩.

આ કદાગ્રહી પુરૂષ અસારનો જ ગ્રાહી છે, તે કહે છે.—

**शृणोति शास्त्राणि गुरोस्तदाज्ञां करोति नासद्ग्रहवान् कदाचित् ।**
**विवेचकत्वं मनुते त्वसारग्राही भुवि स्वस्य च चालनीवत् ॥१६४॥**

**મૂલાર્થ**—કદાગ્રહી પુરૂષ કદાચિત્ પણ ગુરૂ સમીપે શાસ્ત્રનું શ્રવણ કરતો નથી, તથા તેની આજ્ઞા માનતો નથી, અને ચાલણીની જેમ અસારને જ ગ્રહણ કરનારો તે પૃથ્વીપર પોતાને જ વિવેચક માને છે. ૧૬૪.

**ટીકાર્થ**—દુરાગ્રહને ધારણ કરનાર પુરૂષ કોઈ પણ વખત સદ્‌ગુરૂની સમીપે અથવા તેમના મુખે શાસ્ત્રનું શ્રવણ કરતો નથી, એટલે અભિમાનને લીધે સિદ્ધાન્તના વાકયોને કર્ણગોચર કરતો નથી; તથા તે ગુરૂની આજ્ઞાને એટલે વચનના નિર્દેશને માનતો પણ નથી અને પોતાના જ્ઞાનનું વિવેચકપણું માને છે એટલે "મારૂં જ્ઞાન વસ્તુસ્વરૂપને યથાસ્થાને નિયોગ કરનારૂં છે." એમ માને છે. તથા અસારને ગ્રહણ કરે છે એટલે અન્યાય અને કુમાર્ગની પ્રવૃત્તિરૂપ ફોતરાં જેવા અસારને જ ગ્રહણ કરે છે. જેમ લોટ ચાળવાની ચાળણી પિષ્ટને (લોટને) નીચે નાંખે છે, અને ફોફાં વિગેરે અસાર પદાર્થને ધારણ કરે છે, તે જ પ્રમાણે આ કદાગ્રહીને પણ અસારગ્રાહી જાણવો. ૧૬૪.

આ કદાગ્રહીને વિષે રહેલા સર્વ ગુણો વિપર્યાસને જ પામે છે, તે કહે છે.—

**दंभाय चातुर्यमघाय शास्त्रं प्रतारणाय प्रतिभापटुत्वम् ।**
**गर्वाय धीरत्वमहो गुणानामसद्ग्रहस्थे विपरीतसृष्टिः ॥१६५॥**

**મૂલાર્થ**—અહો! કદાગ્રહને વિષે રહેલા પુરૂષમાં ગુણોની કેવી વિપરીત સૃષ્ટિ છે? કે જેથી તેની ચતુરાઈ દંભને માટે થાય છે, શાસ્ત્ર પાપને માટે થાય છે, બુદ્ધિની કુશળતા પ્રતારણને માટે થાય છે અને ધીરપણું ગર્વને માટે થાય છે. ૧૬૫.

**ટીકાર્થ**—અહો! મહા આશ્ચર્યની વાત છે કે કદાગ્રહને વિષે નિવાસ કરનારા (કદાગ્રહી) પુરૂષમાં રહેલું ચાતુર્ય-ચતુરાઈ દંભને માટે એટલે પોતાના દોષને આચ્છાદન કરવા માટે થાય છે, તથા શાસ્ત્ર એટલે ગ્રન્થનો અભ્યાસ પાપને માટે એટલે કુમાર્ગાદિક પાપપ્રવૃત્તિને માટે થાય છે, તથા બુદ્ધિનું-પ્રત્યુત્પન્નમતિનું નિપુણપણું મનુષ્યોના વંચનને માટે થાય છે, તથા ધીરપણું ગર્વને માટે-અભિમાનને માટે થાય છે. આ પ્રમાણે ઉપર કહેલા ગુણોની કદાગ્રહીને વિષે વિપરીત સૃષ્ટિ-પ્રતિકૂળ ઉત્પત્તિ જ છે. ૧૬૫.

કદાગ્રહી સાથે મૈત્રી કરવી નહીં, અને કરી હોય તો તે દુઃખને માટે જ થાય છે, તે કહે છે.—

**असद्ग्रहस्थेन समं समन्तात्सौहार्दभृद्दुःखमवैति तादृक् ।**
**उपैति यादृक्कदली कुवृक्षस्फुटत्रुटत्कंटककोटिकीर्णा ॥१६६॥**

**મૂલાર્થ**—દુષ્ટ વૃક્ષોના ફુટતા અને તુટતા કરોડો કાંટાએ કરીને વ્યાપ્ત થયેલી કદલી (કેળ) જેવું દુઃખ પામે છે, તેવું દુઃખ કદાગ્રહમાં રહેલા પુરૂષની સાથે મૈત્રી કરનાર માણુસ પણ પામે છે. ૧૬૬.

**ટીકાર્થ**—અસદ્ગ્રહમાં રહેલા પુરૂષની સાથે મિત્રભાવને ધારણ કરનાર મનુષ્ય સર્વત્ર તેવા પ્રકારનું-કહી ન શકાય તેવું દુઃખ પામે છે. કે જેવું દુઃખ બાવળ, બોરડી વિગેરે કાંટાવાળાં કુત્સિત વૃક્ષોના કરોડો કાંટા કે જેઓ પવનથી કેળ સાથે અથડાઇને કેળનાં પાંદડાંને ફાડી નાંખે છે, તથા તેના તુટેલા કાંટા કેળના થડમાં, શાખામાં અને પાંદડાં વિગેરેમાં ભરાઈ જાય છે, એવા તે કરોડો કાંટાવડે અથવા તેમના અગ્રભાગવડે વ્યાપ્ત થયેલી કદલી-કેળ પામે છે. તેવું દુઃખ કદાગ્રહીનો મિત્ર પણ પામે છે. ૧૬૬.

કદાગ્રહ એ ગુણરૂપી વનમાં અગ્નિ સમાન છે, તે કહે છે.—

**विद्या विवेको विनयो विशुद्धिः सिद्धान्तवाल्भ्यमुदारता च ।**
**असद्ग्रहाद्यान्ति विनाशमेते गुणास्तृणानीव कणाद्दवाग्नेः ॥१६७॥**

**મૂલાર્થ**—અસદ્ગ્રહથકી વિદ્યા, વિવેક, વિનય, વિશુદ્ધિ, સિદ્ધાન્ત પરની પ્રીતિ અને ઉદારતા એ સર્વે ગુણો દાવાનળના તણખાથી તૃણની જેમ નાશને પામે છે. ૧૬૭.

**ટીકાર્થ**—વિદ્યા એટલે આગમાદિકનો અભ્યાસ, વિવેક એટલે કૃત્યાકૃત્ય વિગેરેનો વિચાર, વિનય એટલે નમ્રતા, વિશુદ્ધિ એટલે આહારાદિકની શુદ્ધિ, સિદ્ધાંતનું વલ્લભપણું એટલે આગમ ઉપરનો પ્રીતિભાવ તથા ઉદારતા એટલે સુંદર સ્વભાવ અથવા દાતારપણું એ સર્વે આત્માના હિતકર ગુણો અસદ્ગ્રહથકી, દાવાનળના તણખાથી તૃણની જેમ નાશ-પ્રલય પામે છે. ૧૬૭.

કદાગ્રહીની સ્થિતિ અધમ હોય છે, તે કહે છે.—

**स्वार्थः प्रियो नो गुणवांस्तु कश्चिन्मूढेषु मैत्री न तु तत्त्ववित्सु ।**
**असद्ग्रहापादितविभ्रमाणां स्थितिः किलासावधमाधमानाम् १६८**

**મૂલાર્થ**—કદાગ્રહીને પોતાનો સ્વાર્થ જ પ્રિય લાગે છે, પણ કોઈ ગુણવાન પ્રિય લાગતો નથી. તે મૂર્ખ પુરૂષોની મૈત્રી કરે છે, પણ તત્ત્વજ્ઞાનીની મૈત્રી કરતો નથી. કદાગ્રહે જેમને વિશ્રાંતિ આપી છે એવા અધમમાં પણ અધમ પુરૂષોની આવી જ સ્થિતિ હોય છે. ૧૬૮.

ટીકાર્થ—પોતાનો સ્વાર્થ જ પ્રિય, પણ પોતાથી વ્યતિરિક્ત બીજો કોઈ ગુણવાન છે જ નહીં, એવી તેની દૃષ્ટિ-માન્યતા હોય છે. તથા મૂર્ખને વિષે જ મૈત્રી-પ્રેમની ઉત્પત્તિ થાય છે, પણ તત્ત્વજ્ઞાનીને વિષે તેની પ્રીતિ ઉત્પન્ન થતી નથી. દુરાગ્રહે જેના ચિત્તની વિશ્રાંતિ કરી છે અથવા દુરાગ્રહે જેના ચિત્તનો વિલાસ-વ્યામોહ કર્યો છે, એવા અધમને વિષે પણ અધમ પુરૂષોની આવા પ્રકારની જ સ્થિતિ-વર્તણુક હોય છે. ૧૬૮.

હવે ઉપસંહાર કરે છે.—

**इदं विदंस्तत्त्वमुदारबुद्धिरसद्ग्रहं यस्तृणवज्जहाति ।**
**जहाति नैनं कुलजेव योषिद्गुणानुरक्ता दयितं यशःश्रीः ॥१६९॥**

મૂલાર્થ—આ પ્રમાણે તત્ત્વને જાણનાર ઉદાર બુદ્ધિવાળો જે પુરૂષ તૃણની જેમ અસદ્‌ગ્રહનો ત્યાગ કરે છે, તેનો ગુણોને વિષે અનુરાગવાળી યશલક્ષ્મી, પતિને કુળવાન સ્ત્રી ન તજે તેમ કદાપિ ત્યાગ કરતી નથી. ૧૬૯.

ટીકાર્થ—જે મોક્ષની ઇચ્છાવાળો અને ઉદાર એટલે પરમાર્થની પરીક્ષા કરવામાં પ્રધાન બુદ્ધિવાળો મુનિ આ પૂર્વે કહેલા સમગ્ર તત્ત્વને જાણીને દુરાગ્રહનો તૃણની જેમ ત્યાગ કરે છે, તેનો એટલે તે મુનિને અથવા પુરૂષને ગુણોને વિષે અનુરાગવાળી એટલે અનુકૂળપણાએ કરીને પ્રસન્ન થયેલી યશરૂપી એટલે મોક્ષ અથવા કીર્તિરૂપી લક્ષ્મી, પતિને કુળવાન સ્ત્રીની જેમ એટલે કુળવાન સ્ત્રી જેમ પતિને તજતી નથી તેમ તેવા પુરૂષને મોક્ષલક્ષ્મી તજતી નથી. અર્થાત્ કદાગ્રહથી નિવૃત્તિ પામેલો મનુષ્ય અવશ્ય મોક્ષે જાય છે. આ શ્લોકમાં **યશ** એવો શબ્દ લખ્યો છે, તેથી ગ્રંથકર્તાએ પોતાનું **યશોવિજય** એવું નામ સૂચિત કર્યું છે, એમ જાણવું. ૧૬૯.

**॥ इति असद्ग्रहत्यागाधिकारः ॥**

**॥ इत्यध्यात्मसारे चतुर्थः प्रबन्धः ॥ ४ ॥**

---

# ॥ प्रबंध पांचमो. ॥

ચોથો પ્રબંધ પૂર્ણ થયો. હવે પાંચમાનો આરંભ કરે છે. તેનો સંબંધ આ પ્રમાણે છે.-ચોથા પ્રબંધને અંતે અસદ્ગ્રહનો ત્યાગ કરવાનું કહ્યું. જેણે અસદ્ગ્રહનો ત્યાગ કર્યો હોય તે પુરૂષ યોગનો અધિકારી થાય છે, તેથી અહીં યોગના સ્વરૂપનું નિરૂપણ કરે છે. આ સંબંધ વડે આવેલા આ યોગસ્વરૂપનો આ પ્રથમ શ્લોક કહે છે.—

**असद्ग्रहव्ययाद्वान्तमिथ्यात्वविषविप्रुषः ।**
**सम्यक्त्वशालिनोऽध्यात्मशुद्धेर्योगः प्रसिध्यति ॥ १ ॥**

**મૂલાર્થ**—અસદ્ગ્રહનો નાશ કરવાથી જેણે મિથ્યાત્વરૂપી વિષના બિંદુઓનું વમન કર્યું છે, અને તેથી કરીને જે સમ્યક્ત્વ વડે શોભે છે, તેને અધ્યાત્મની શુદ્ધિ કરનારો યોગ સિદ્ધ થાય છે. ૧.

**ટીકાર્થ**—દુરાગ્રહનો નાશ કરવાથી જેણે મિથ્યાત્વરૂપ એટલે પરમાર્થ વસ્તુને ગોપવનાર અને અસત્ પદાર્થને પ્રગટ કરનાર મિથ્યાદૃષ્ટિરૂપ વિષના બિંદુઓનું વમન કર્યું છે-તેનો નાશ કર્યો છે, અને તેથી કરીને જે સમ્યક્ત્વે કરીને એટલે સમ્યગ્દૃષ્ટિપણાએ કરીને શોભે છે, તેવા પુરૂષને અધ્યાત્મની શુદ્ધિ કરનારો એટલે આત્માને વિશેષ નિર્મળ કરનારો યોગ એટલે આત્માને પૂર્ણ બ્રહ્મપણાની પ્રાપ્તિનો ઉપાય સિદ્ધ થાય છે-પ્રગટ થાય છે. ૧.

યોગના ભેદો કહે છે.—

**कर्मज्ञानविभेदेन स द्विधा तत्र चादिमः ।**
**आवश्यकादिविहितक्रियारूपः प्रकीर्तितः ॥ २ ॥**

**મૂલાર્થ**—તે યોગ કર્મ અને જ્ઞાનના ભેદે કરીને બે પ્રકારનો છે. તેમાં પહેલો કર્મયોગ આવશ્યકાદિ વિધિ કરવા રૂપ કહ્યો છે. ૨.

**ટીકાર્થ**—તે યોગ અવશ્ય કરવા યોગ્ય ધર્મક્રિયા કરવા રૂપ કર્મ, તથા ધ્યાન કરવા લાયક આત્માના સદ્ભૂત અર્થનું ચિંતન કરવા રૂપ જ્ઞાનના ભેદે કરીને એટલે વિશેષવડે કરીને અર્થાત્ કર્મયોગ અને જ્ઞાનયોગ રૂપે કરીને બે પ્રકારનો છે. તે બન્નેમાં પહેલો કર્મયોગ સામાયિક વિગેરે છ પ્રકારનાં આવશ્યક તથા ગુરૂવંદન વિગેરે સિદ્ધાંતમાં કર્તવ્યપણાએ કહેલી ક્રિયા કરવા રૂપ કહ્યો છે. ૨.

હવે બે શ્લોક વડે કર્મયોગનું જ સ્વરૂપ સ્પષ્ટ કરે છે.—

**शारीरस्यन्दकर्मात्मा यदयं पुण्यलक्षणम् ।**
**कर्मातनोति सद्रागात्कर्मयोगस्ततः स्मृतः ॥ ३ ॥**

**મૂલાર્થ**—જેથી કરીને શરીરના વેગરૂપી કર્મના સ્વરૂપવાળો આ કર્મયોગ સારા પ્રેમથી પુણ્યના લક્ષણવાળી ક્રિયાને કરે છે, તેથી તેને કર્મયોગ કહેલો છે. ૩.

**ટીકાર્થ**—જેથી કરીને આ કર્મયોગ શારીરિક સ્પંદ એટલે હેય (ત્યાગ કરવા લાયક) અને ઉપાદેય (ગ્રહણ કરવા લાયક)ના વિભાગે કરીને નિવૃત્તિ અને પ્રવૃત્તિરૂપ ચેષ્ટાવાળા શરીરના વેગરૂપી વ્યાપારના સ્વરૂપવાળો છતો સારા ધર્મવિષયક પ્રેમે કરીને પુણ્યના લક્ષણવાળું એટલે સાતાવેદનીયાદિક શુભ પ્રકૃતિના બંધરૂપ જેનું મુખ્ય ફળ છે એવું કર્મ બાંધે છે એટલે પૂર્વે કહ્યા પ્રમાણે શુભ કર્મબંધ કરે છે, તેથી કરીને તેનું નામ કર્મયોગ કહ્યું છે. ૩.

**आवश्यकादिरागेण वात्सल्याद्भगवद्गिराम् ।**
**प्राप्नोति स्वर्गसौख्यानि न यान्ति परमं पदम् ॥ ४ ॥**

**મૂલાર્થ**—આવશ્યક વિગેરે ક્રિયાપરના રાગે કરીને અને જિનેશ્વરની વાણીપરના વાત્સલ્યે કરીને પ્રાણી સ્વર્ગનાં સુખો પામે છે. પણ મોક્ષ પદને પામતા નથી. ૪.

**ટીકાર્થ**—આવશ્યક વિગેરે ક્રિયા કરવામાં પ્રીતિએ કરીને અને ભગવાન શ્રી જિનેંદ્રની વાણીપરના વત્સલ ભાવે કરીને એટલે આગમને વિષે રહેલી ભક્તિ અને સ્નેહને અનુસરતી મનની પ્રીતિએ કરીને અર્થાત્ માત્ર કર્મયોગવડે પ્રાણી દેવલોકમાં રહેલાં સુખોને એટલે ઇંદ્રાદિક દેવોના ભોગોને પામે છે. પણ તેવી ક્રિયાવડે કરીને પરમપદ-મુક્તિસ્થાનમાં જતા નથી. રાગ સહિત ધર્મ કરવાથી શુભાનુબંધ થાય છે અને તેથી સ્વર્ગસુખ મળે છે. ૪.

હવે જ્ઞાનયોગ કહે છે.—

**ज्ञानयोगस्तपः शुद्धमात्मरत्येकलक्षणम् ।**
**इन्द्रियार्थोन्मनीभावात्स मोक्षसुखसाधकः ॥ ५ ॥**

**મૂલાર્થ**—આત્માને વિષે એક પ્રીતિ જ જેનું લક્ષણ છે એવી જે શુદ્ધ તપસ્યા, તે જ્ઞાનયોગ કહેવાય છે, તે જ્ઞાનયોગ ઇંદ્રિયોના વિષયોથી ઉન્મની ભાવ થવાને લીધે મોક્ષના સુખનો સાધક છે. ૫.

**ટીકાર્થ**—આત્માને વિષે જ-પોતાના સ્વભાવને વિષે જ જે રતિ એટલે પોતાના સ્વરૂપને જાણવાની પ્રીતિ (વિનોદ) અર્થાત્ તે આત્મ-સ્વરૂપ જોવા માટે ઉત્કંઠિતપણે રહેવું તે, આવી પ્રીતિ જ જેનું એક-અદ્વિતીય લક્ષણ એટલે સ્વરૂપને જણાવનારૂં ચિન્હ છે એવું શુદ્ધ-આકાંક્ષાદિ દોષ રહિત નિર્મળ ધ્યાનાદિક જે આભ્યંતર તપ તે જ્ઞાનયોગ એટલે જ્ઞાનમય બ્રહ્મપણાને શીઘ્રપણે પ્રાપ્ત કરવાનો ઉપાય કહેવાય છે. તે જ્ઞાનયોગ ઇંદ્રિયોના અર્થો થકી-શબ્દાદિક વિષયોથકી અથવા તેના સુખની ઈચ્છારૂપી સમુદ્ર થકી જે ઉન્મની ભાવ એટલે ઉન્મજ્જન-ઉપરના ભાગપર જવું તે થકી, અન્યત્ર એટલે મોક્ષમાં પોતાની ઉત્કંઠા હોવાથી મોક્ષનો સાધક એટલે સકલ કર્મના ક્ષયને સંપાદન કરનાર થાય છે. ૫.

આ જ્ઞાનયોગનું જ જાગ્રત સ્વરૂપ છે, તે દેખાડે છે.

**न परप्रतिबन्धोऽस्मिन्नल्पोऽप्येकात्मवेदनात् ।**
**शुभं कर्मापि नैवात्र व्याक्षेपायोपजायते ॥ ६ ॥**

**મૂલાર્થ**—આ જ્ઞાનયોગને વિષે કેવળ એક આત્માનું જ જ્ઞાન હોવાથી લેશ પણ બીજો પ્રતિબંધ નથી. કારણ કે આ જ્ઞાનયોગને વિષે શુભ ક્રિયા પણ વ્યાક્ષેપને માટે થતી નથી. ૬.

**ટીકાર્થ**—આ જ્ઞાનયોગને વિષે એક જ એટલે અન્ય વિષયના પરિહારે કરીને કેવળ અદ્વિતીય આત્માનું એટલે જીવસ્વરૂપનું જ વેદન-અનુભવ અથવા વિચાર હોવાથી લેશ પણ પરને વિષે એટલે આત્મધ્યાનથી વ્યતિરિક્ત બીજાને વિષે પ્રતિબંધ એટલે "આ પણ મારે અવશ્ય કરવા લાયક છે." એવો આગ્રહ થતો નથી. કારણ કે આ જ્ઞાનયોગને વિષે શુભ કર્મ પણ એટલે પ્રતિક્રમણાદિક શુભ ક્રિયા પણ વ્યાક્ષેપને માટે એટલે આત્મધ્યાનના ભંગને માટે થતી નથી. અર્થાત્ શુભ ક્રિયા કરતાં છતાં પણ તે ધ્યાનમાં જ તલ્લીન રહે છે. કેમકે ધ્યાન અને શુભ કર્મ એ બન્નેને પરસ્પર વિરોધ નથી. ૬.

અહીં કોઈ શંકા કરે કે-ત્યારે તો આવશ્યકાદિક ક્રિયા અવશ્ય કરવાપણે પ્રાપ્ત થઈ. તે શંકાનું સમાધાન કરતાં કહે છે.—

**न ह्यप्रमत्तसाधूनां क्रियाप्यावश्यकादिका ।**
**नियता ध्यानशुद्धत्वाद्यदन्यैरप्यदः स्मृतम् ॥ ७ ॥**

**મૂલાર્થ**—અપ્રમત્ત સાધુઓને આવશ્યકાદિક ક્રિયા પણ નિયમિત ( અવશ્ય કરવાની ) નથી. કારણ કે તેઓ ધ્યાનથી જ શુદ્ધ છે. આ બાબત અન્ય દર્શનીઓએ પણ નીચે પ્રમાણે કહ્યું છે. ૭.

**ટીકાર્થ**—હે શિષ્ય! તું આ પ્રમાણે જાણ. શા પ્રમાણે? તે કહે છે–જે કારણ માટે અપ્રમત્ત સાધુઓને એટલે કર્તવ્યને વિષે કર્તવ્યની બુદ્ધિથી યુક્ત એટલે સર્વદા સાવધાન ( સપ્તમ ગુણસ્થાનવર્તી ) એવા સાધુઓને આવશ્યકાદિક એટલે પ્રતિક્રમણાદિક શુભ ક્રિયા એટલે સામાચારી પણ નિયમિત એટલે અવશ્ય કરવાપણાએ કરીને નિશ્ચિત નથી. કારણ કે તેઓ ધર્મધ્યાન અથવા શુક્લધ્યાને કરીને શુદ્ધ–નિરતિચાર ચારિત્રવાળા છે. અતિચારનો અભાવ હોવાથી જ તેઓ અપ્રમત્ત કહેવાય છે. અને તેને માટે જ એટલે અતિચારને–દોષને દૂર કરવાને માટે જ પ્રતિક્રમણ કરવાનું કહ્યું છે. તેથી કરીને તેમને હમેશાં આવશ્યકાદિક ક્રિયા કરવામાં નિયતપણાનો અભાવ છે. બાકી ધ્યાનમાં વિરોધ ન આવે તે પ્રમાણે કરે પણ ખરા. કેમકે સર્વથા નિષેધ પણ નથી. આ બાબત નીચેના શ્લોકમાં કહ્યા પ્રમાણે અન્ય દર્શનીઓએ પણ કહેલું છે. ૭.

તેમણે જે કહ્યું છે, તે જ કહે છે.—

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ ८ ॥**

**મૂલાર્થ**—જે મનુષ્ય આત્માને વિષે જ પ્રીતિવાળો હોય, આત્માવડે જ તૃપ્ત હોય, અને આત્માને વિષે જ સંતુષ્ટ હોય, તે મનુષ્યને કાંઈ પણ કરવાનું હોતું નથી. ૮.

**ટીકાર્થ**—જે મુમુક્ષુ માણસ આત્માને વિષે જ એટલે આત્મસ્વરૂપને વિષે જ આનંદવાળો હોય, તથા આત્માવડે જ તૃપ્ત એટલે પરિપૂર્ણ સકળ ઈચ્છાવાળો હોય, તથા આત્મસ્વરૂપને વિષે જ સંતુષ્ટ એટલે અત્યંત કૃતાર્થ થયો હોય, તેને કાંઈ પણ કાર્ય–કર્તવ્ય હોતું નથી. કારણ કે તેણે સમગ્ર કાર્ય પૂર્ણ કર્યું છે. ૮.

કહેલા અર્થની જ ભાવના કરે છે.—

**नैवं तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ ९ ॥**

મૂલાર્થ—આ પ્રમાણે તે જ્ઞાનયોગીને ક્રિયા કરવાનું કાંઈ પ્રયોજન નથી, તથા ન કરવાનું પણ કાંઈ પ્રયોજન નથી, અને તેને સર્વ ભૂતોને વિષે કાંઈ પણ અર્થનો આશ્રય-આલંબન નથી. ૯

ટીકાર્થ—આ પ્રમાણે એટલે પૂર્વે કહ્યા પ્રમાણે સિદ્ધ હોવાથી તે જ્ઞાનયોગીને ક્રિયા કરવાએ કરીને કાંઈ પણ અર્થ-પ્રયોજન નથી. કારણ કે ક્રિયા કરીને જે સાધવું છે, તે તેને સિદ્ધ થયું છે. તથા આ જ્ઞાનયોગને વિષે પૂર્વોક્ત ક્રિયા ન કરવાથી પણ કાંઈ પ્રયોજન નથી. કારણ કે તે સર્વ વ્યાક્ષેપોથી રહિત છે. તથા આ જ્ઞાનયોગીને સર્વ ભૂતો એટલે સદ્ભૂતભાવો અર્થાત્ સર્વને ઉચિત આલંબનરૂપ જિનપ્રતિમાદિકને વિષે કોઈ પણ જાતના અર્થનો વ્યપાશ્રય-અવલંબન (આશ્રય) નથી. કારણ કે તે નિરાલંબન છે. ૯.

ફરીથી પૂર્વે કહેલા ભાવને જ સ્પષ્ટ કરે છે.—

**अवकाशो निषिद्धोऽस्मिन्नरत्यानन्दयोरपि ।**
**ध्यानावष्टंभतः क्वास्तु तत्क्रियाणां विकल्पनम् ॥ १० ॥**

મૂલાર્થ—આ જ્ઞાનયોગને વિષે અરતિ અને આનંદના અવકાશનો પણ નિષેધ કર્યો છે. તેથી ધ્યાનના આશ્રયને લીધે તેને ક્રિયા કરવાની કલ્પના ક્યાંથી જ હોય? ન જ હોય. ૧૦.

ટીકાર્થ—આ જ્ઞાનયોગને વિષે અરતિ એટલે ધર્મને વિષે ચિત્તનો ઉદ્વેગ અને આનંદ એટલે વિષયાદિકમાં પ્રીતિ એ બન્નેના અવકાશનો એટલે પ્રગટ કરવાના અવસરની પ્રાપ્તિનો નિષેધ કર્યો છે. કેમકે તેમાં (જ્ઞાનયોગમાં) ઇષ્ટ અને અનિષ્ટનો વિભાગ જ નથી. તેથી કરીને ધ્યાનને વિષે કરેલા અવષ્ટંભ-આશ્રયને લીધે તેને શુભાશુભ ક્રિયાઓની કલ્પના-સેવા ક્યાંથી હોય? ન જ હોય. ૧૦

શંકા—જો એમ છે તો તે (જ્ઞાનયોગી) ભિક્ષાટનાદિક કેમ કરે છે? તે શંકાને દૂર કરવા કહે છે.—

**देहनिर्वाहमात्रार्था याऽपि भिक्षाटनादिका ।**
**क्रिया सा ज्ञानिनोऽसंगान्नैव ध्यानविघातिनी ॥ ११ ॥**

મૂલાર્થ—કેવળ દેહના નિર્વાહને જ માટે જે ભિક્ષાટનાદિક ક્રિયાને તે કરે છે, તે પણ અસંગપણાને લીધે જ્ઞાનીના ધ્યાનનો વિઘાત કરનારી થતી નથી. ૧૧.

**ટીકાર્થ**—દેહ એ ધર્મ કરવાનું સાધન છે, માટે ફક્ત તેના નિર્વાહને જ માટે ભિક્ષાટન એટલે આહારને માટે અટન-ભ્રમણ તથા બહિર્ભૂમિએ જવું વિગેરે જે ક્રિયા-ગમનાદિક વ્યાપાર દેખાય છે, તે પણ જ્ઞાનીને-જ્ઞાનયોગવાળાને અસંગને લીધે એટલે અનાદિ કાળના અભ્યાસવાળા સ્વભાવને લીધે તે ક્રિયા દેહવડે જ થાય છે. પણ તેને માટે આત્માને પ્રયત્ન કરવો પડતો નથી. અને તેથી તે ક્રિયા ધ્યાનનો વિઘાત કરનારી એટલે ધ્યાનની સાથે વિરોધ કરનારી થતી નથી. ૧૧.

તે ઉપર દૃષ્ટાન્ત કહે છે.—

**रत्नशिक्षादृगन्या हि तन्नियोजनदृग्यथा ।**
**फलभेदात्तथाचारक्रियाप्यस्य विभिद्यते ॥ १२ ॥**

**મૂલાર્થ**—જેમ રત્ન પરીક્ષાના અભ્યાસ વખતની દૃષ્ટિ જૂદી હોય છે, અને તે રત્નની પરીક્ષા કરતી વખતની દૃષ્ટિ પણ ફળના ભેદને લીધે જૂદી હોય છે, તેમ આ જ્ઞાનીની આચાર ક્રિયા પણ ભેદવાળી છે. ૧૨.

**ટીકાર્થ**—જેમ કર્કેતનાદિક રત્નોની પરીક્ષાને માટે શિક્ષા એટલે રત્નોના ગુણદોષને પ્રતિપાદન કરનાર ગ્રંથના અભ્યાસને વિષે-તે વખતે જે દૃષ્ટિ હોય છે એટલે રત્નના જ્ઞાનને માટે જે દૃષ્ટિ સ્થાપન કરેલી હોય છે, તે જૂદા પ્રકારની હોય છે; અને તે રત્નની પરીક્ષા કરવા માટે નિયોગ કરેલી એટલે તેમાં રહેલા ગુણદોષ જોવાને માટે પ્રેરેલી દૃષ્ટિ પણ જૂદી જ હોય છે. અર્થાત્ અભ્યાસ વખતે માત્ર અભ્યાસ પૂરતી જ દૃષ્ટિ હોય છે, અને તેમાં રહેલા ગુણદોષ જોતી વખતે અત્યંત પ્રયત્નવાળી દૃષ્ટિ હોય છે. કેમકે બંનેમાં ફળનો ભેદ છે. એટલે પ્રથમની અને પછીની દૃષ્ટિના ફળમાં વિશેષ છે. તેજ પ્રમાણે આ જ્ઞાનયોગવાળાના આચારની ક્રિયા પણ એટલે પૂર્વાપર અવસ્થાના ભેદે કરીને આચારનો વ્યવહાર પણ ભેદ પામે છે એટલે અધિક ફળની ઇચ્છાએ કરીને જૂદા જ પ્રકારને પામે છે. ૧૨.

હવે અસંગ ક્રિયાનું ફળ કહે છે.—

**ध्यानार्था हि क्रिया सेयं प्रत्याहृत्य निजं मनः ।**
**प्रारब्धजन्मसंकल्पादात्मज्ञानाय कल्पते ॥ १३ ॥**

**મૂલાર્થ**—તે આ ધ્યાનના પ્રયોજનવાળી ક્રિયા પ્રારબ્ધ જન્મના સંકલ્પથકી પોતાના મનને પાછું વાળીને આત્મજ્ઞાનને માટે સમર્થ થાય છે. ૧૩.

**ટીકાર્થ**—પૂર્વે કહેલી આ અસંગ ક્રિયા જેનું ફળ અથવા વાક્યાર્થે ધ્યાન જ છે એવી ક્રિયા પ્રારબ્ધ જન્મના સંકલ્પથકી એટલે દરેક જન્મને વિષે સંચિત કરેલા દેહાદિ નિમિત્ત કર્મના અને તેથી પ્રાપ્ત થયેલા જન્મના એટલે અનાદિ પ્રવાહે કરીને પ્રાપ્ત થયેલા વર્તમાન ભવના સંકલ્પથી–ચિંતનથી અથવા જાણવાથી પોતાના ચિત્તને પાછું વાળીને એટલે બીજા વિષયોથકી ખેંચી લઇને આત્મજ્ઞાનને માટે–આત્મસ્વરૂપને જાણવામાટે સમર્થ થાય છે. ધ્યાન પણ આત્મજ્ઞાનને માટે થાય છે, તેથી ધ્યાનીને અસંગ ક્રિયાજ હોય છે. ૧૩.

કહેલા અર્થનો જ વિશેષ કહે છે—

**स्थिरीभूतमपि स्वान्तं रजसा चलतां व्रजेत् ।**
**प्रत्याहृत्य निगृह्णाति ज्ञानी यदिदमुच्यते ॥ १४ ॥**

**મૂલાર્થ**—મન સ્થિર થયું હોય તો પણ રાગાદિકે કરીને તે ચંચળપણાને પામે છે. તેથી જ્ઞાની તેને પાછું ખેંચીને તેનો નિગ્રહ કરે છે. તે વિષે નીચે પ્રમાણે કહ્યું છે. ૧૪.

**ટીકાર્થ**—મન સ્થિર થયું હોય તો પણ તે રાગાદિક સમૂહના ઉદયથી પાછું ચપળતાને પામે છે. માટે તેવા મનને ધ્યાનના વ્યાપારવડે પાછું ખેંચીને જ્ઞાની પુરૂષ તેનો નિગ્રહ કરે છે, એટલે પોતાને વશ કરે છે, તે વિષે નીચે પ્રમાણે કહ્યું છે. ૧૪.

તે જ બતાવે છે:—

**शनैः शनैरुपशमेद्बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत् ॥ १५ ॥**

**મૂલાર્થ**—ધૃતિવડે ગ્રહણ કરેલી બુદ્ધિએ કરીને ધીમે ધીમે ઉપશમ પામવો, પછી મનને આત્માને વિષે સ્થિર કરીને કાંઈ પણ વિચાર કરવો નહીં. ૧૫.

**ટીકાર્થ**—ધૃતિવડે એટલે સ્થિરતા અથવા સંતોષવડે પ્રાપ્ત થયેલી બુદ્ધિએ કરીને ધીમે ધીમે વિરતિ પામવી. ચિત્તને પાછું વાળવું. ત્યારપછી ચિત્તને આત્માને વિષે સ્થિર કરીને પછી સર્વથી નિવૃત્ત થયેલ હોવાથી કાંઈ પણ ચિંતવવું નહીં. અર્થાત્ કોઈ પણ વિષયમાં મનને રાખવું નહીં; મનનો નિરોધ કરવો. ૧૫.

કહેલા અર્થની સિદ્ધિને માટે અનુક્રમ કહે છે:—

**यतो यतो निःसरति मनश्चञ्चलमस्थिरम् ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ १६ ॥**

**મૂલાર્થ**—ચંચલ અને અસ્થિર મન જે જે સંકલ્પાદિકથી બહાર નીકળે છે, ત્યાંથી તેને નિયમમાં રાખીને (પાછું વાળીને) આત્માને વિષે જ વશ (સ્થિર) કરવું. ૧૬.

**ટીકાર્થ**—યોગી અસ્થિર એટલે એક વિષયમાંથી બીજા વિષયમાં જતું તથા ચપળ એટલે બીજા બીજા ચિંતવનને ગ્રહણ કરવાના સ્વભાવવાળું મન જે જે સંકલ્પરૂપ વ્યાક્ષેપથી બહાર નીકળે છે, તે તે વ્યાક્ષેપથી નિયમમાં રાખીને એટલે જ્ઞાનરૂપી દોરડાવડે બાંધીને તે મનને આત્માને વિષે જ વશ કરે છે-તલ્લીન કરે છે. ૧૬.

ઉપર કહેલા અર્થને સાધવા માટે ક્રિયા કરવા લાયક છે, તે કહે છે.—

**अत एवादृढस्वान्तः कुर्याच्छास्त्रोदितां क्रियाम् ।**
**सकलां विषयप्रत्याहरणाय महामतिः ॥ १७ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને જ જેનું ચિત્ત બરાબર દૃઢ નથી એવા મહા બુદ્ધિમાને મનને વિષયોથકી પાછું ખેંચવા માટે શાસ્ત્રમાં કહેલી સમગ્ર ક્રિયા કરવી જોઇએ. ૧૭.

**ટીકાર્થ**—તેથી કરીને જ એટલે ઉક્ત ક્રિયા કરવાથી પણ મનનો નિરોધ થાય છે માટે મહા બુદ્ધિમાન-મોક્ષને ઇચ્છનાર અદૃઢ અંત:કરણવાળાએ-આત્માને વિષે જેનું મન ગાઢ નિશ્ચળ થયું નથી તેણે અર્થાત્ મનની થોડી સ્થિરતાવાળાએ વિષયોની પ્રવૃત્તિથકી મનને પાછું ખેંચવા માટે શાસ્ત્રમાં કહેલી પ્રતિક્રમણાદિક સર્વ ક્રિયાઓ કરવી. ૧૭.

અદૃઢ મનવાળાની ક્રિયા ગુણનો હેતુ થાય છે, તે વાત દૃષ્ટાંતવડે બતાવે છે.-

**श्रुत्वा पैशाचिकीं वार्तां कुलवध्वाश्च रक्षणम् ।**
**नित्यं संयमयोगेषु व्यापृतात्मा भवेद्यतिः ॥ १८ ॥**

**મૂલાર્થ**—પિશાચની વાર્તાને તથા કુળસ્ત્રીના રક્ષણની વાર્તાને સાંભળીને મુનિએ હમેશાં ચારિત્રના વ્યાપારને વિષે ઉદ્યમી થવું. ૧૮.

**ટીકાર્થ**—મુનિએ પિશાચની એટલે વ્યંતરની કથાને તથા કુળવધૂના એટલે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી પોતાના પુત્રની સ્ત્રીના શીળ રક્ષણનો ઉપાય સાંભળીને નિરંતર સંયમના-ચારિત્રના યોગને વિષે-વ્યાપારને વિષે જેનો આત્મા ઉદ્યમી છે એવા થવું.

પિશાચ અને કુળવધૂના રક્ષણની કથાઓ નીચે પ્રમાણે-કોઈ એક વણિક્ દરરોજ શરીર ચિંતા માટે એક વૃક્ષની નીચે જતો હતો. ત્યાં

જઇને તે "આ પૃથ્વી જેની હોય તે મને અનુજ્ઞા આપો." એમ બોલીને શરીર ચિંતા કરી શૌચ કરી ઘેર આવતો હતો. તે જોઇને વૃક્ષનો અધિષ્ઠાયક વ્યંતર તેનાપર દ્વેષથી ચિંતવવા લાગ્યો કે-"મારી અનુજ્ઞા લઇને આ વણિક્ હમેશાં અશુચિ કરે છે, માટે હું તેને યુક્તિવડે ઠગીને શિક્ષા કરૂં." એમ વિચારીને તેણે એકદા વણિક્‌ને કહ્યું કે-"હે વણિક્ ! વરદાન માગ. હું તારે આધીન છું. પરંતુ મને તારે નિરંતર કાર્ય કરવાની આજ્ઞા આપવી. જ્યારે તું મને કાંઈ પણ કામ બતાવીશ નહીં, ત્યારે હું તને હણીશ." વણિકે તે વાત અંગીકાર કરી. પછી વણિકે તેને કામ બતાવ્યું, તે તેણે દૈવી શક્તિથી તત્કાળ કર્યું. અને ફરીથી કામ માગ્યું. વણિકે વિચાર્યું કે-'જો હું આને કામ નહીં બતાવું, તો તે મને હણશે.' એમ વિચારીને તેણે કહ્યું કે-'હે દેવ ! વનમાંથી એક મોટો વાંસ લાવ.' એટલે તરતજ તે વાંસ લાવ્યો. તેને વણિકે પોતાના આંગણામાં ઉભો કરાવ્યો. પછી તેણે વ્યંતરને કહ્યું કે-"જ્યાં સુધી હું તને બીજું કાર્ય ન સોંપું, ત્યાં સુધી તારે આ વાંસપર ચડવું અને ઉતરવું-ચડઉતર કર્યા કરવું." આ પ્રમાણે કહેવાથી પરાજય પામેલો વ્યંતર બોલ્યો કે-"હું તારાથી જીતાયો. માટે તારી જે ઇચ્છા હોય તે માગ." આ પ્રમાણે તે વણિકે સૂક્ષ્મ વિચારવડે તે વ્યંતરને વશ કર્યો, તે જ પ્રમાણે યોગીએ સૂક્ષ્મ અર્થોનો વિચાર કરીને મનને વશ કરવું.

કોઈ એક શ્રેષ્ઠીનો પુત્ર દેશાંતરે ગયો. તે પુત્રની ભાર્યા પતિના ચિરકાળના વિયોગથી કામાતુર થઈ, તેથી તેણીએ પોતાની સખીને કહ્યું કે-"હે સખી ! કોઇક ચતુર પુરૂષને લાવી આપ. હવે હું ભોગ-વિલાસ વિના રહી શકું તેમ નથી." સખીએ વિચાર્યું કે-'જ્યારે આ મારીજ સહાયથી દુર્ગતિમાં જાય, ત્યારે તો મારા સખીપણાને ધિક્કાર છે.' એમ વિચારીને તેણીએ તેણીના સસરાને કહ્યું કે-'તમારી પુત્રવધૂ કામથી વ્યાકુળ થઈ છે, તેણીનું તમે ઉપાયથી રક્ષણ કરો.' શ્રેષ્ઠીએ કહ્યું-'નિશ્ચિંત થા, હું ઉપાય કરીશ. તને પણ અવસરે ખબર પડશે.' એમ કહીને શ્રેષ્ઠી પોતાને ઘેર ગયો. તેણે ક્રોધથી પોતાની ભાર્યાને કહ્યું કે-'હે રાંડ ! આ સર્વ તેં બગાડી નાંખ્યું. તને ઘર સાચવતાં જ આવડતું નથી.' તે સાંભળીને તે પણ ક્રોધથી બોલી કે-'જેને આવડતું હોય, તેને સોંપો. મારૂં શું કામ છે?' ત્યારે શ્રેષ્ઠીએ પુત્રવધૂને કહ્યું કે-"હે પુત્રી ! આનું હવે મોત આવ્યું છે. પણ આ ઘર તો તમારૂં છે. માટે તમારે જ કુશળ બુદ્ધિથી ઘર સાચવવું." એમ કહીને ઘરનો સઘળો કાર્યભાર તેણીનાપર નાંખ્યો. તેથી તે પુત્રવધૂ નિરંતર ઘરના કામકા-જમાં ગુંથાયેલી રહેવાથી વખતસર શયન, ભોજન વિગેરે પણ પામતી

નહીં. એટલે વિકારરહિત થઇ ગઈ. શ્રેષ્ઠીએ લક્ષણોવડે તેણીને વિકાર-રહિત જાણીને તેણીની સખીને કહ્યું કે–"હવે તું વહુને કહે કે મારો ભાઈ જુવાન અને ચતુર છે, તારી ઇચ્છા હોય તો તેને લાવું." તે સાંભળીને સખીએ તે પ્રમાણે તે વધૂને કહ્યું, ત્યારે તે બોલી કે-'હે સખી! એવા દુષ્ટ કર્મે કરીને સર્યું, હું એવું અકાર્ય નહીં કરૂં.' (મને એવો અવકાશજ ક્યાં છે?) આ પ્રમાણે તે વધૂ કામવિકાર રહિત થઈ અને ગૃહના વ્યાપારમાં ઉદ્યમવંત થઈ. તે જ પ્રમાણે મુનિ પણ ધર્મવ્યાપારના ઉદ્યમવડે મનને વશ કરે છે. ૧૮.

કહેલા ઉપદેશને વિષે શિક્ષા આપે છે.

**या निश्चयैकलीनानां क्रिया नातिप्रयोजनाः ।**
**व्यवहारदशास्थानां ता एवातिगुणावहाः ॥ १९ ॥**

**મૂલાર્થ**—જે ક્રિયાઓ કેવળ નિશ્ચયને વિષેજ તન્મય થયેલા મુનિ-ઓને અતિ પ્રયોજનવાળી નથી, તેજ ક્રિયાઓ વ્યવહારદશામાં રહેલા પ્રાણીઓને અત્યંત ગુણકારક છે. ૧૯.

**ટીકાર્થ**—જે પૂર્વે કહેલી આવશ્યકાદિક ક્રિયાઓ નિશ્ચયને વિષે જ એટલે નિર્વિકલ્પ આત્મસ્વભાવને વિષે જ એકાગ્રપણે-તન્મયપણે લીન થયેલાને-મગ્ન થયેલાને અતિ પ્રયોજનવાળી-અવશ્ય કરવા લાયક નથી, એટલે કે નિશ્ચયમાં તન્મય થવાના પ્રભાવથી થતી જે વિશેષ પ્રકારની નિર્જરા તે તેવી ક્રિયાઓથી સંભવતી નથી માટે અતિ પ્રયો-જનવાળી નથી; તેજ ક્રિયાઓ વ્યવહાર એટલે લોકપ્રસિદ્ધ ધર્મકાર્યની પ્રવૃત્તિ રૂપ અવસ્થામાં રહેલા પ્રાણીઓને અત્યંત ગુણોને વહન કર-નારી-પ્રાપ્ત કરાવનારી છે. અર્થાત્ વ્યવહારવાળાને અત્યંત મોટા અશુભ કર્મનો ક્ષય કરનારી થાય છે. ૧૯.

જ્ઞાનથી યુક્ત એવી ક્રિયા પણ મુક્તિનો હેતુ થાય છે, તે કહે છેઃ—

**कर्मणोऽपि हि शुद्धस्य श्रद्धामेधादियोगतः ।**
**अक्षतं मुक्तिहेतुत्वं ज्ञानयोगानतिक्रमात् ॥ २० ॥**

**મૂલાર્થ**—શ્રદ્ધા, મેધા વિગેરે યોગથી શુદ્ધ ક્રિયા કરી હોય, તો તે પણ જ્ઞાનયોગના અતિક્રમરૂપ નહીં હોવાથી અક્ષત મુક્તિનો હેતુ થાય છે. ૨૦.

**ટીકાર્થ**—શુદ્ધ એટલે સર્વજ્ઞે કહેલી અને વિધિપૂર્વક કરેલી ક્રિયા પણ શ્રદ્ધા એટલે જિનવચનને વિષે ઉત્કૃષ્ટ આસ્થા, મેધા એટલે

સૂક્ષ્મ અર્થને ગ્રહણ કરવામાં સમર્થ એવી પુસ્તકના જ્ઞાનવાળી બુદ્ધિ, તથા આદિ શબ્દને લીધે સ્મૃતિ, ધારણા, અનુપ્રેક્ષા વિગેરેના યોગથી એટલે કાયોત્સર્ગાદિક ક્રિયામાં ઉપયોગથી ઉપર કહેલા જ્ઞાનયોગનું ઉલ્લંઘન નહીં થવાને લીધે એટલે આ રીતે કરેલો કર્મયોગ પણ જ્ઞાનયોગપણાને જ પામે છે અને તેથી અક્ષત એટલે પરિપૂર્ણ એવા મોક્ષના હેતુભૂત થાય છે. કારણ કે તેથી મનનો નિરોધ થાય છે, તથા કર્મની નિર્જરા પણ થાય છે. ૨૦.

કર્મયોગ અને જ્ઞાનયોગનો કારણ અને કાળથી કરેલો વિભાગ કહે છે.–

**अभ्यासे सत्क्रियापेक्षा योगिनां चित्तशुद्धये ।**
**ज्ञानपाके शमस्यैव यत्परैरप्यदः स्मृतम् ॥ २१ ॥**

**મૂલાર્થ**—યોગીઓને અભ્યાસકાળે ચિત્તની શુદ્ધિ માટે સત્ક્રિયાની અપેક્ષા છે, અને જ્ઞાનના પરિપાકને વિષે કેવળ શમની જ અપેક્ષા છે. તે વિષે અન્યદર્શનીઓએ પણ કહ્યું છે. ૨૧.

**ટીકાર્થ**—મુનિઓને અભ્યાસકાળે એટલે ધ્યાનયોગની સમીપ જવા માટે જે અનુષ્ઠાન વિશેષ કરવામાં આવે તે વખતે ચિત્તની શુદ્ધિને માટે એટલે મનને સ્થિર અને નિર્મળ કરવા માટે સર્વજ્ઞે કહેલી અને વિધિથી શુદ્ધ એવી આવશ્યકાદિક ક્રિયાની અપેક્ષા છે–ક્રિયા કરવી યોગ્ય છે. અને જ્ઞાનનો પરિપાક થાય ત્યારે એટલે સૂક્ષ્મ સૂક્ષ્મતર અર્થને ગ્રહણ કરવાની નિપુણતા, જ્ઞાનાવરણના ક્ષયોપશમનું આધિક્ય અને ક્રિયાવડે સાધ્ય એવા આત્માને વિષે ઉપયોગસહિત કરવાની શક્તિથી યુક્ત એવા જ્ઞાનની પ્રાપ્તિ સિદ્ધ થાય ત્યારે કેવળ–અન્ય વ્યતિરિક્ત એક શમની જ–મનરૂપ ઇન્દ્રિયના દમનની જ અપેક્ષા છે. આ વિષે બીજાએ એટલે વ્યાસાદિકે પણ નીચે પ્રમાણે કહ્યું છે. ૨૧.

તે જ કહે છેઃ—

**आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।**
**योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ २२ ॥**

**મૂલાર્થ**—યોગને આરોહણ કરવા ઇચ્છતા મુનિને તે તે યોગનું કારણ કર્મ કહેવાય છે, અને યોગને આરૂઢ થએલા (થયા પછી) તે જ મુનિને સમતારૂપ કારણ કહેવાય છે. ૨૨.

**ટીકાર્થ**—ધ્યાનાદિક યોગમાં તથા મન શુદ્ધિમાં આરોહણ કરવાને ઇચ્છતા મુનિને કર્મરૂપ કારણ એટલે શુભ ક્રિયારૂપ હેતુ હોય છે, એમ

યોગીશ્વરો કહે છે. અને યોગને વિષે આરૂઢ થયેલા એટલે ધ્યાનાદિક યોગને પામેલા મુનિને શમ એટલે મનનું દમન કરવા રૂપ કારણ કહેલું છે. ૨૨

યોગને વિષે આરૂઢ થયેલો ક્યારે કહેવાય ? એ આશંકાપર કહે છે.—

**यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्यते ।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ २३ ॥**

**મૂલાર્થ**—જ્યારે ઇંદ્રિયોના વિષયોમાં આસક્તિ ન કરે, તથા કર્મને વિષે આસક્તિ ન રાખે, ત્યારે સર્વ સંકલ્પોનો ત્યાગ કરનાર તે મુનિ યોગારૂઢ કહેવાય છે. ૨૩.

**ટીકાર્થ**—જ્યારે એટલે જે જ્ઞાનપરિપાકને વિષે ઇંદ્રિયોના અર્થોમાં એટલે શબ્દાદિક પાંચે વિષયોમાં મન આસક્તિવાળું ન થાય, તથા આત્મારામ હોવાથી આરંભાદિક ક્રિયામાં પ્રવૃત્ત ન થાય, ત્યારે એટલે તેવા જ્ઞાનમાં વર્તતો સર્વે-શુભ તથા અશુભ સંકલ્પોનો ત્યાગ કરનાર મુનિ યોગારૂઢ થયેલો છે, એમ જાણવું. ૨૩.

જ્ઞાનયોગ પણ સર્વથા ક્રિયારહિત હોતો જ નથી, તે કહે છે.—

**ज्ञानं क्रियाविहीनं न क्रिया वा ज्ञानवर्जिता ।**
**गुणप्रधानभावेन दशाभेदः किलैतयोः ॥ २४ ॥**

**મૂલાર્થ**—ક્રિયાએ કરીને રહિત જ્ઞાન હોતું નથી, અને જ્ઞાને કરીને રહિત ક્રિયા હોતી નથી. પરંતુ તે બન્નેના ગૌણ અને પ્રધાનપણાએ કરીને દશાનો-અવસ્થાનો ભેદ છે. ૨૪.

**ટીકાર્થ**—પૂર્વે કહેલી ક્રિયાએ કરીને વિશેષ હીન એટલે સર્વથા રહિત જ્ઞાન એટલે છદ્મસ્થોનો વિશેષને ગ્રહણ કરનાર બોધ હોતો નથી. અર્થાત્ જ્ઞાન ક્રિયાએ કરીને યુક્ત જ હોય છે. અથવા સર્વથા જ્ઞાને કરીને રહિત ક્રિયા હોતી નથી. પરંતુ ખરેખર એ જ્ઞાન અને ક્રિયાનો ગૌણ-અપ્રાધાન્ય ( અમુખ્યતા ) અને પ્રધાન-મુખ્યતાએ કરીને અવસ્થાનો ભેદ હોય છે. અર્થાત્ કર્મયોગને વિષે ક્રિયાનું પ્રાધાન્ય અને જ્ઞાનની ગૌણતા હોય છે. તથા જ્ઞાનયોગને વિષે જ્ઞાનની મુખ્યતા અને કર્મની ગૌણતા હોય છે. ૨૪.

તે જ બાબત સ્પષ્ટ રીતે કહે છે.—

**ज्ञानिनां कर्मयोगेन चित्तशुद्धिमुपेयुषाम् ।**
**निरवद्यप्रवृत्तीनां ज्ञानयोगोचिती ततः ॥ २५ ॥**

મૂલાર્થ—તેથી કરીને નિરવદ્ય પ્રવૃત્તિવાળા તથા કર્મયોગે કરીને ચિત્તની શુદ્ધિને પામનારા જ્ઞાનીઓને જ્ઞાનયોગની યોગ્યતા થાય છે. ૨૫.

ટીકાર્થ—તેથી કરીને એટલે પૂર્વે કહેલા હેતુએ કરીને નિરવદ્ય એટલે નિર્દોષ પ્રવૃત્તિવાળા તથા કર્મયોગે કરીને એટલે ક્રિયાની પ્રવૃત્તિએ કરીને ચિત્તશુદ્ધિને-મનની નિર્મળતાને પામેલા જ્ઞાનીઓને જ્ઞાનયોગની યોગ્યતા થાય છે. તેથી સર્વથા ક્રિયારહિત જ્ઞાનયોગ હોતો જ નથી. ૨૫.

કર્મયોગ સિદ્ધ થયા પછી જ્ઞાનયોગ થવા યોગ્ય છે, તે વાત બીજાના વ્યપદેશથી કહે છે.—

**अत एव हि सुश्राद्धचरणस्पर्शनोत्तरम् ।**
**दुःपालश्रमणाचारग्रहणं विहितं जिनैः ॥ २६ ॥**

મૂલાર્થ—તેથી કરીને જ પ્રથમ સુશ્રાદ્ધના આચરણનો સ્પર્શ કર્યા પછી દુઃખે કરીને પાળી શકાય તેવા સાધુના આચારને ગ્રહણ કરવાનું જિનેશ્વરોએ કહેલું છે. ૨૬.

ટીકાર્થ—તેથી કરીને જ એટલે પ્રાપ્તિને વિષે અનુક્રમ હોવાથી જ સારા શ્રાવકના-ગૃહીધર્મના આચરણનો-દેશવિરતિ ચારિત્રનો સ્પર્શ એટલે પાલન કર્યા પછી દુઃખે કરીને પાળી શકાય તેવા સાધુના આચારને-દીક્ષાને-સર્વવિરતિપણાને ગ્રહણ-સ્વીકાર કરવાનું તીર્થંકરોએ કહેલું છે-આગમને વિષે પ્રતિપાદન કરેલું છે. આ ઉત્સર્ગ માર્ગે જાણવો. ૨૬.

કહેલી રીતે પ્રાપ્તિને વિષે અનુક્રમનો ઉપદેશ કરવાનું શું પ્રયોજન છે? એ આકાંક્ષાપર કહે છે.—

**एकोद्देशेन संवृत्तं कर्म यत्पौर्वभूमिकम् ।**
**दोषोच्छेदकरं तत्स्याज्ज्ञानयोगप्रवृद्धये ॥ २७ ॥**

મૂલાર્થ—પૂર્વ ભૂમિકારૂપ જે કર્મ એકના ઉદ્દેશે કરીને કર્યું હોય, તે કર્મ દોષનો નાશ કરીને જ્ઞાનયોગની વૃદ્ધિને માટે થાય છે. ૨૭.

ટીકાર્થ—જે કારણ માટે પ્રથમ ભૂમિકા-યોગાવસ્થાને વિષે થયેલું કર્મ-ક્રિયાયોગ એકના ઉદ્દેશે કરીને એટલે સ્થૂલારંભની નિવૃત્તિના અન્વેષણે કરીને અર્થાત્ દેશવિરતિએ કરીને આચરણ કરેલું હોય તો તે કર્મ કામ, ક્રોધ, મોહ વિગેરે દોષો કે જેઓ સર્વવિરતિના પ્રતિબંધક છે, તેનો નાશ કરીને જ્ઞાનયોગની વૃદ્ધિને માટે થાય છે. ૨૭.

જો કર્મયોગ અશુદ્ધ હોય તો પૂર્વે કહેલા ફળની પ્રાપ્તિ થતી નથી, તે કહે છે.—

**अज्ञानिनां तु यत्कर्म न ततश्चित्तशोधनम् ।**
**यागादेरतथाभावान्म्लेच्छादिकृतकर्मवत् ॥ २८ ॥**

**મૂલાર્થ**—અજ્ઞાની જનોનું જે કર્મ છે, તેથી ચિત્તની શુદ્ધિ થતી નથી. કારણકે મ્લેચ્છ વિગેરેએ કરેલા કર્મની જેમ યજ્ઞાદિક ક્રિયાઓ કરવાથી તથાપ્રકારનો ભાવ થતો નથી. ૨૮.

**ટીકાર્થ**—અજ્ઞાનીને એટલે મિથ્યાજ્ઞાનવાળાને જે કર્મ એટલે યજ્ઞ કરવો તથા કરાવવો વિગેરે ક્રિયાયોગ છે, તે (કર્મ)થી ચિત્તની શુદ્ધિ એટલે નિર્મળતા થતી નથી. કારણ કે યાગ એટલે મંત્રાહુતિપૂર્વક પશુ વિગેરેના વધથી બ્રહ્માદિક દેવોનું પૂજન તથા આદિ શબ્દને લીધે સ્નાન, શૌચ વિગેરેનું તથાપ્રકારપણું નહીં હોવાથી એટલે મહા નિર્જરા વિગેરે ઉત્પન્ન કરીને સમતાદિક પરિણામને ઉત્પન્ન કરનારો અહિંસાદિકનો ભાવ નહીં હોવાથી ચિત્તની શુદ્ધિ થઈ શકતી નથી, કેમકે તેથી તો ઉલટો પાપરૂપ મેલનો જ લેપ થાય છે. મ્લેચ્છ એટલે યવન તથા આદિ પદેકરીને શક જાતિના તથા પુલિંદજાતિ વિગેરેના લોકોએ કરેલા પશુ-વધાદિકે કરીને પોતાના દેવતાની પૂજારૂપ કર્મની જેમ તે નિષ્ફળ છે. એટલે કે જો કદાચ ગોહિંસાદિકવડે મ્લેચ્છાદિકને મનની શુદ્ધિ થતી હોય, તો વેદમાં કહેલા પશુ યાગાદિકે કરીને પણ શુદ્ધિ થાય. કારણ કે તે બન્નેમાં કાંઈ પણ વિશેષ નથી. બન્નેમાં ન્યાયની તુલ્યતા છે. ૨૮.

શંકા—યાગ એટલે કર્મયોગ. તેના ફળની ઇચ્છા રાખી ન હોય તો તે જ્ઞાનને માટે થાય છે. તે ઉપર કહે છે.—

**न च तत्कर्मयोगेऽपि फलसंकल्पवर्जनात् ।**
**संन्यासो ब्रह्मबोधाद्वा सावद्यत्वात्स्वरूपतः ॥ २९ ॥**

**મૂલાર્થ**—તે યાગાદિક કર્મયોગ છતાં પણ ફળના સંકલ્પનો ત્યાગ કરવાથી અથવા તો બ્રહ્મના બોધથી સંન્યાસ થઈ શકતો નથી. કારણ કે (યાગ અથવા બ્રહ્મનો બોધ) સ્વરૂપથીજ સાવદ્ય છે. ૨૯

**ટીકાર્થ**—યાગાદિક ક્રિયા યોગને વિષે આ લોક સંબંધી પુત્ર અને રાજ્યાદિકની પ્રાપ્તિ રૂપ ફળનો સંકલ્પ કર્યા વિના પણ સંન્યાસ એટલે મનની શુદ્ધિ થતી નથી. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના હેતુ રૂપ બ્રહ્મના માત્ર જ્ઞાનથી જ સંન્યાસ થઈ શકતો નથી કારણ કે સ્વરૂ-

પથી જ એટલે ક્રિયાનો આકાર જોવાથી જ તે સાવદ્ય-પાપસંહિત હોવાથી અન્ય હિંસાની જેમ બ્રહ્મજ્ઞાન અને મનશુદ્ધિનું કારણ તે થતી નથી. ૨૯.

કહેલા અર્થને વિષે જ સમુચ્ચયાર્થ કહે છે.—

**नो चेदित्थं भवेच्छुद्धिर्गोहिंसादेरपि स्फुटा ।**
**श्येनाद्वा वेदविहिताद्विशेषानुपलक्षणात् ॥ ३० ॥**

**મૂલાર્થ**—જો એમ ન હોય તો ગોહિંસાદિકથકી પણ પ્રગટ રીતે મનશુદ્ધિ થશે. અથવા વેદમાં કહેલા શ્યેનયાગથકી પણ મનશુદ્ધિ થશે. કારણ કે તે બન્નેમાં કાંઈ વિશેષ દેખાતો નથી. ૩૦.

**ટીકાર્થ**—જો એમ ન હોય તો એટલે અમે કહેલું તમને યુક્તિયુક્ત ભાસતું ન હોય અને આ પ્રમાણે એટલે યાગાદિક સાવદ્ય કર્મવડે વેદમાં કહેલી શુદ્ધિ માનતા હો તો ગાય વિગેરેની હિંસાથકી પણ પ્રગટ રીતે ચિત્તશુદ્ધિ થવી જોઇએ. અથવા વેદમાં કહેલા એટલે વેદમાં જેનો નિષેધ કર્યો નથી એવા શ્યેનયાગથી પણ શુદ્ધિ થવી જોઇએ, અને તે તો તમારે અપ્રમાણ છે. કારણ કે ગાયનો વધ નિંદ્ય છે અને શ્યેનયાગ અભિચાર એટલે મારણ, મોહન વિગેરેના વિષયવાળો છે. માટે આનાથી પણ શુદ્ધિ થવી જોઇએ. કેમકે વેદવિહિત હિંસામાં તથા અન્ય હિંસામાં કાંઈ પણ વિશેષ એટલે પાપનું ન્યૂનાધિકપણું દેખાતું નથી. ૩૦.

**सावद्यं कर्म नो तस्मादादेयं बुद्धिविप्लवात् ।**
**कर्मोदयागते त्वस्मिन्नसंकल्पादबन्धनम् ॥ ३१ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને બુદ્ધિનો વિપર્યાસ થાય છે માટે સાવદ્ય કર્મ ગ્રહણ કરવા લાયક નથી. કદાચ કર્મના ઉદયથી આવું સાવદ્ય કર્મ પ્રાપ્ત થયું હોય તો તેમાં સંકલ્પ ન હોવાને લીધે તે પાપબંધક નથી. ૩૧.

**ટીકાર્થ**—તેથી કરીને–પૂર્વે કહેલા કારણે કરીને બુદ્ધિનો વિપર્યાસ થાય છે માટે સાવદ્ય-પાપસહિત કર્મ પંડિત પુરૂષે ગ્રહણ કરવા લાયક નથી. કદાચ આ સાવદ્ય યોગ (કર્મ) કર્મના-જ્ઞાનાવરણીયાદિકના ઉદયને લીધે અનુપયોગ, રોગ, પરાભવ વિગેરેવડે પ્રાપ્ત થયો હોય તો તેમાં સંકલ્પ ન હોવાને લીધે એટલે હિંસા કરવાના પરિણામ ન હોવાથી અશુભ કર્મનો બંધ થતો નથી. આ પ્રમાણે અંગીકાર કરવું યોગ્ય છે. પણ હણવાની બુદ્ધિથી કરેલું કર્મ અબંધક છે, એમ તો કહી શકાય જ નહીં. ૩૧.

શંકા—કર્મના ઉદયથી પ્રાપ્ત થયેલું સાવદ્ય કર્મ કર્યા છતાં પણ સંકલ્પ ન હોવા માત્રથી જ નિષેધ કેમ થઈ શકે? તે શંકાને દૂર કરવા કહે છે.—

**कर्माण्याचरतो ज्ञातुर्मुक्तिभावो न हीयते ।**
**तत्र संकल्पजो बन्धो गीयते यत्परैरपि ॥ ३२ ॥**

**મૂલાર્થ**—જ્ઞાનીને કર્મનું આચરણ કરવાથી પણ મુક્તિનો ભાવ હીન થતો નથી. કારણ કે તેમાં સંકલ્પથી જ બંધ ઉત્પન્ન થાય છે. તે વિષે બીજાએ પણ કહ્યું છે. ૩૨.

**ટીકાર્થ**—જ્ઞાનવાળા પુરૂષને શુભાશુભ કર્મનું આચરણ કર્યા છતાં પણ મુક્તિનો ભાવ એટલે મોક્ષનો અભિલાષ હીન થતો નથી-નાશ પામતો નથી. કારણ કે તે ક્રિયાની પ્રવૃત્તિમાં સંકલ્પથી ઉત્પન્ન થયેલો એટલે હિંસાદિકના અધ્યવસાયથી ઉત્પન્ન થનારો કર્મ બંધ હોતો નથી. તેથી શુભ પરિણામવાળાને અશુભ બંધ થતો નથી. તે વિષે અન્યદર્શનીઓ પણ નીચે પ્રમાણે કહે છે. ૩૨.

જે કહે છે, તે જ જણાવે છે.—

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ ३३ ॥**

**મૂલાર્થ**—જે માણસ કર્મને વિષે અકર્મને જુએ, તથા જે અકર્મને વિષે કર્મને જુએ, તે માણસ મનુષ્યોમાં બુદ્ધિમાન્ છે, અને તે જ સર્વ કર્મ કરનારો છે, એ યુક્ત છે. ૩૩.

**ટીકાર્થ**—જે વિદ્વાન્ કર્મને વિષે એટલે ક્રિયાની પ્રવૃત્તિને વિષે અકર્મને જુએ એટલે જીવ અક્રિયપણાની પ્રાપ્તિનું કારણ છે તેથી તેને ક્રિયારહિત જુએ અથવા અશુભ સંકલ્પનો અભાવ હોવાથી અશુભ કર્મના નિમિત્તવાળા બંધથી રહિતપણું જુએ, તથા જે પુરૂષ અકર્મને વિષે એટલે શુભ ક્રિયા વર્જિતને વિષે કર્મને એટલે સંકલ્પથી ઉત્પન્ન થયેલા બંધને જુએ, તે પુરૂષ મનુષ્યોમાં બુદ્ધિમાન છે, અને તે જ યુક્ત એટલે યોગવાળો છે-સંપૂર્ણ ક્રિયા કરનારો છે. ૩૩.

હવે પાંચ શ્લોકે કરીને કર્મમાર્ગ અને નિષ્કર્મ માર્ગની વિચિત્રતા દેખાડે છે.—

**कर्मण्यकर्म वाकर्म कर्मण्यस्मिन्नुभे अपि ।**
**नोभे वा भंगवैचित्र्यादकर्मण्यपि नो मते ॥ ३४ ॥**

**મૂલાર્થ**—કર્મને વિષે અકર્મ માનેલું છે, અથવા અકર્મને કર્મને વિષે માનેલું છે, અને તે બન્ને આ કર્મયોગને વિષે માનેલા છે, અથવા તે બન્ને નથી માનેલા. કારણ કે ભંગનું વિચિત્રપણું છે, તેથી અકર્મને વિષે પણ માનેલા નથી. ૩૪.

**ટીકાર્થ**—કર્મને વિષે એટલે વર્ણનો ઉચ્ચાર અને શરીરની મુદ્રાના વિન્યાસરૂપ ક્રિયાયોગને વિષે અકર્મ એટલે સદ્ભૂત અર્થ (પરમાર્થ)નું ચિંતન અને શુદ્ધ સ્વરૂપના આલંબનરૂપ ચિત્તના નિરોધરૂપી જ્ઞાનયોગને માનેલો છે, અથવા અકર્મ એટલે એકલો જ્ઞાનયોગ જ કર્મને વિષે ક્રિયાયોગને વિષે માનેલો છે, કેમકે મનના વ્યાપાર વિગેરેની પ્રવૃત્તિ છે માટે તથા તે બન્ને એટલે કર્મયોગ અને જ્ઞાનયોગ પણ કર્મયોગને વિષે માનેલા છે. કેમકે આવશ્યકાદિ કરતા છતાં પણ શ્રદ્ધા, મેધા વિગેરે વડે યુક્ત હોય છે તેથી. અથવા તે બન્ને માનેલા નથી. કારણ કે ભંગનું વિચિત્રપણું છે. તીવ્ર, મંદ વિગેરે પરિણામથી ઉત્પન્ન થયેલા વિકલ્પોની વિચિત્રતા છે તેથી. અકર્મને વિષે એટલે જ્ઞાનયોગને વિષે પણ માનેલા નથી. આ છેલ્લા ભાંગાના સૂચવનથી પૂર્વના ત્રણ વિકલ્પો ગ્રહણ કરવા લાયક છે, અને ચોથો ભાંગો શૂન્ય હોવાથી ત્યાગ કરવા લાયક છે. અકર્મને વિષે કર્મનું માનવું, કર્મને અકર્મને વિષે માનવું, તે બન્નેને અકર્મને વિષે માનવા, અથવા ન માનવા. એ ચાર ભાંગા પણ જાણવા. આ શ્લોકનો ભાવાર્થ બહુશ્રુત પાસેથી જાણવા લાયક છે. ૩૪.

**कर्मनैष्कर्म्यवैषम्यमुदासीनो विभावयन् ।**
**ज्ञानी न लिप्यते भोगैः पद्मपत्रमिवांभसा ॥ ३५ ॥**

**મૂલાર્થ**—ઉદાસી જ્ઞાની કર્મયોગ અને જ્ઞાનયોગની વિષમતા ( અસદૃશપણું ) જાણીને જળથી કમળના પત્રની જેમ ભોગથી લેપાતો નથી. ૩૫.

**ટીકાર્થ**—જ્ઞાનવાળો યોગી ઉદાસી એટલે રાગાદિકની વચ્ચે રહેલો અર્થાત્ મધ્યસ્થ પરિણામવાળો થઇને કર્મ એટલે કર્મયોગ અને નૈષ્કર્મ્ય એટલે જ્ઞાનયોગનું વિષમપણું એટલે અસદૃશપણું ચિંતવતો છતો શબ્દાદિક ભોગોવડે લેપાતો—બંધાતો નથી. કારણ કે તે સર્વત્ર નિવૃત્ત થયેલા પરિણામવડે યુક્ત હોય છે, દૃષ્ટાંત કહે છે—જેમ જળવડે કમળનું પાંદડું લેપાતું નથી તેમ. ૩૫.

**पापाकरणमात्राद्धि न मौनं विचिकित्सया ।**
**अनन्यपरमात्साम्याज्ज्ञानयोगी भवेन्मुनिः ॥ ३६ ॥**

**મૂલાર્થ**—કેવળ પાપકર્મ ન કરવાથી જ વિચિકિત્સાને લીધે મુનિપણું કહેવાતું નથી. પરંતુ અત્યંત ઉત્કૃષ્ટ સમતાથકી જ્ઞાનયોગી મુનિ કહેવાય છે. ૩૬.

**ટીકાર્થ**—માત્ર પાપ એટલે અશુભ ક્રિયા ન કરવાથી જ અર્થાત્ પાપ ન કરવારૂપ જ યત્ન કરવાથી મુનિપણું કહેવાતું નથી. અર્થાત્ વિચિકિત્સા એટલે ધર્મને વિષે તથા સ્વરૂપનો વિવેક કરવામાં સંશય, તેની નિવૃત્તિ ન થવાથી-ફળને વિષે સંદેહ થાય છે તેથી મુનિપણું કહેવાતું નથી. ત્યારે શાથી મુનિપણું કહેવાય છે? તે કહે છે-અસદૃશ એટલે અત્યંત ઉત્કૃષ્ટ સમતાથકી જ જ્ઞાનયોગી મુનિ કહેવાય છે. ૩૬.

**विषयेषु न रागी वा द्वेषी वा मौनमश्नुते ।**
**समं रूपं विदंस्तेषु ज्ञानयोगी न लिप्यते ॥ ३७ ॥**

**મૂલાર્થ**—જ્ઞાનયોગી વિષયોને વિષે રાગી કે દ્વેષી હોતા નથી, તેથી તે મુનિપણું પામે છે. તથા તે વિષયોને વિષે સમાન રૂપને જાણીને લેપાતા નથી. ૩૭.

**ટીકાર્થ**—જ્ઞાનયોગી એટલે જે આત્મરમણરૂપ જ્ઞાને કરીને યોગી એટલે મુક્તિના વ્યાપારવાળા છે તે શબ્દાદિક વિષયોને વિષે રાગવાળા એટલે પ્રીતિવાળા અથવા દ્વેષવાળા હોતા નથી. તેથી એવા પ્રકારના સાધુ મુનિપણું પામે છે. પરંતુ પૂર્વે કહેલા માત્ર પાપ કર્મને ન કરનારા મુનિપણું પામતા નથી. જ્ઞાનયોગી મુનિ શબ્દાદિક વિષયોને વિષે સમાનપણું એટલે ઇષ્ટ તથા અનિષ્ટના પરિહારે કરીને તેને એક પુદ્ગલ સ્વરૂપે જ જાણતા છતા લેપાતા નથી-પાપકર્મવડે બંધાતા નથી. ૩૭.

**सतत्त्वचिन्तया यस्याभिसमन्वागता इमे ।**
**आत्मवान् ज्ञानवान् वेदधर्मब्रह्ममयो हि सः ॥ ३८ ॥**

**મૂલાર્થ**—જે પુરૂષને આ શબ્દાદિક વિષયો યથાર્થ સ્વરૂપની ચિંતાએ કરીને પોતાના ઉપભોગમાં આવેલા છે, તે આત્મવાન, જ્ઞાનવાન, વેદમય, ધર્મમય અને બ્રહ્મમય છે. ૩૮.

**ટીકાર્થ**—જે પ્રધાન પુરૂષને આ શબ્દાદિક વિષયો સતત્ત્વ એટલે પરમાર્થથી દુ:ખકારી વિગેરે સ્વરૂપ સહિત યથાર્થ સ્વરૂપના વિષયવાળી ચિંતાવડે-વિચારવડે પોતાના ઉપભોગને વિષે પ્રાપ્ત થયા છે એટલે પોતાને વશ થયા છે, તે જ યોગી આત્મવાન-જેને આત્મા આધીન છે

તે, જ્ઞાનવાન-જ્ઞાની, વેદમય-સમગ્ર શાસ્ત્રના જ્ઞાનમય, ધર્મમય-ક્ષાંતિ વિગેરે આત્માના ધર્મમય અને બ્રહ્મમય-આત્મસ્વરૂપમય હોય છે. ૩૮.

આવા પ્રકારના શી રીતે થાય? તે શંકાપર કહે છે.—

**वैषम्यबीजमज्ञानं निघ्नन्ति ज्ञानयोगिनः ।**
**विषयांस्ते परिज्ञाय लोकं जानन्ति तत्त्वतः ॥ ३९ ॥**

**મૂલાર્થ**—જ્ઞાનયોગીઓ વિષમતાના બીજ રૂપ અજ્ઞાનને હણે છે. તે યોગીઓ વિષયોને જાણીને સમગ્ર લોકને તત્ત્વથી જાણે છે. ૩૯.

**ટીકાર્થ**—જ્ઞાનયોગીઓ એટલે આત્માને વિષે પ્રીતિવાળા મુનિઓ વિષમતાના બીજરૂપ એટલે ઇષ્ટઅનિષ્ટ ભેદને ગ્રહણ કરવારૂપ વિષમ પણાના બીજની જેવું બીજ એટલે ઉત્પત્તિ કારણરૂપ અજ્ઞાનને એટલે વિપરીત બોધને અત્યંત હણે છે—નાશ કરે છે. તે જ્ઞાનયોગીઓ શબ્દાદિક વિષયોને યથાર્થરૂપે જાણીને લોકને એટલે સમગ્ર ચરાચર વસ્તુ સ્વરૂપને તત્ત્વથકી એટલે પ્રિયપણું અને અપ્રિયપણું એવા સ્વભાવથી રહિત પરમાર્થ રૂપે જાણે છે. તેથી તેઓ તેવા પ્રકારના થાય છે. ૩૯.

**इतश्चापूर्वविज्ञानाच्चिदानन्दविनोदिनः ।**
**ज्योतिष्मन्तो भवन्त्येते ज्ञाननिर्धूतकल्मषाः ॥ ४० ॥**

**મૂલાર્થ**—ત્યારપછી અપૂર્વવિજ્ઞાનથી ચિદાનંદના વિનોદવાળા તે યોગીઓ જ્ઞાનવડે પાપનો નાશ કરીને જ્યોતિવાળા (કેવળજ્ઞાનવાળા) થાય છે. ૪૦.

**ટીકાર્થ**—ત્યારપછી એટલે તત્ત્વથી લોકસ્વરૂપના જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી અપૂર્વ વિજ્ઞાનથી એટલે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા વિશિષ્ટ જ્ઞાનથી-અનુભવરૂપ અભ્યંતર ક્રિયાથી ચિતરૂપ-જ્ઞાનરૂપ આનંદને વિષે ક્રીડા-રમણ કરનારા તે જ્ઞાનયોગીઓ જ્ઞાનવડે એટલે શુદ્ધ શુદ્ધતર બોધવડે પાપનો નાશ કરીને કર્મરૂપી રજરહિત કેવળજ્ઞાન રૂપ જ્યોતિવાળા થાય છે અર્થાત્ આત્મસ્વરૂપના ભોગી થાય છે. ૪૦.

એનું જ વિશેષ વ્યંજન દેખાડે છે.—

**तेजोलेश्याविवृद्धिर्या पर्यायक्रमवृद्धितः ।**
**भाषिता भगवत्यादौ सेत्थंभूतस्य युज्यते ॥ ४१ ॥**

**મૂલાર્થ**—જે તેજોલેશ્યાની વૃદ્ધિ પર્યાયના ક્રમની વૃદ્ધિથી ભગવતી વિગેરે સૂત્રોને વિષે કહેલી છે, તે આવા પ્રકારના યોગીને જ ઘટે છે-યુક્ત છે. ૪૧.

**ટીકાર્થ**—જે આગળ કહેવામાં આવશે એવી તેજોલેશ્યાની વૃદ્ધિ એટલે તેજની જેમ આત્મધર્મને પ્રકાશ કરનારી જ્ઞાન અને કરૂણાદિક રૂપ પરિણામની સમૃદ્ધિ પર્યાયક્રમની વૃદ્ધિથકી એટલે ચારિત્ર ગ્રહણ કર્યાના દિવસથી આરંભીને માસ, બેમાસ વિગેરે ચારિત્ર સમયના અનુક્રમની વૃદ્ધિથકી ભગવતી વિગેરે સૂત્રોમાં કહેલી છે, તે શુભ લેશ્યાની વૃદ્ધિ આવા પ્રકારના જ્ઞાનયોગીને જ ઘટે છે-તેમનામાં જ દેખાય છે. ૪૧.

કહેલી લેશ્યાવાળા પણાને (લેશ્યાને) ક્રિયાના ઉપદેશવડે દેખાડે છે.

**विषमेऽपि समेक्षी यः स ज्ञानी स च पंडितः ।**
**जीवन्मुक्तः स्थिरं ब्रह्म तथा चोक्तं परैरपि ॥ ४२ ॥**

**મૂલાર્થ**—જે વિષમને વિષે પણ સમદૃષ્ટિવાળા હોય છે, તે જ જ્ઞાની, તે જ પંડિત અને તે જ જીવન્મુક્ત કહેવાય છે. તે જ સ્થિર બ્રહ્મને પામે છે. તે વિષે બીજાઓએ પણ કહ્યું છે. ૪૨.

**ટીકાર્થ**—જે જ્ઞાનયોગી વિષમને વિષે પણ એટલે જાતિ, કુળ, રૂપ, વિનય, વિદ્યા, પ્રેમ અને બુદ્ધિ વિગેરેવડે હીન અથવા અધિક પ્રાણીઓને વિષે પણ સમદૃષ્ટિવાળા એટલે પોતાના આત્માની તુલ્ય દૃષ્ટિવાળા હોય છે, તે જ પુરૂષ જ્ઞાની એટલે સર્વ જ્ઞેય (જાણવાલાયક) પદાર્થને જાણનારા, તે જ પંડિત એટલે વિદ્વત્તાના ફળરૂપ ક્રિયાને પામનારા તથા તે જ જીવન્મુક્ત એટલે આ ભવને વિષે જ કર્મબંધ રહિત હોય છે, અને તે જ સ્થિર-નિશ્ચળ પરમાત્મરૂપ બ્રહ્મને પામે છે. તે વિષે સાંખ્ય વિગેરે અન્ય દર્શનીઓએ પણ કહ્યું છે. ૪૨.

તે જ કહે છે.—

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ ४३ ॥**

**મૂલાર્થ**—પંડિત પુરૂષો વિદ્યા અને વિનયથી યુક્ત એવા બ્રાહ્મણ ઉપર, ગાય ઉપર, હાથી ઉપર, કૂતરા ઉપર અને ચંડાળ ઉપર સર્વત્ર સમદૃષ્ટિવાળા હોય છે. ૪૩.

**ટીકાર્થ**—જ્ઞાની પુરૂષો વિદ્યા એટલે શાસ્ત્રને વિષે વિદ્વત્તા અને વિનય એટલે નિવૃત્તિના પરિણામપૂર્વક પૂજ્યની પૂજા કરવાનો સ્વભાવ એ બન્નેથી યુક્ત એવા બ્રાહ્મણ ઉપર, ગાય ઉપર, હાથી ઉપર, કૂતરા

ઉપર અને ચાંડાળ ઉપર સર્વત્ર તુલ્ય દૃષ્ટિવાળા હોય છે. પરંતુ ઐશ્વર્ય આદિ ભેદને ગ્રહણ કરનારા હોતા નથી. ૪૩.

કહેલા અર્થનો હેતુપણે કરીને ઉપદેશ કરે છે.—

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥ ४४ ॥**

**મૂલાર્થ**—જેઓનું મન સમતાને વિષે રહેલું છે, તેઓએ આ જન્મને વિષે જ સંસારને જીત્યો છે. કારણ કે બ્રહ્મ એ નિર્દોષ અને સમરૂપ છે, તેથી તેઓ બ્રહ્મને વિષેજ રહેલા છે એમ જાણવું. ૪૪.

**ટીકાર્થ**—જે યોગીઓનું મન સમતાને વિષે રહેલું છે, તે મુનીશ્વરોએ આ ભવને વિષે જ સમગ્ર સંસાર જીત્યો છે-વશ કર્યો છે અર્થાત્ સંસારસમુદ્રને તરી ગયા છે. કારણ કે બ્રહ્મ એટલે સકલ ઉપાધિરહિત આત્મસ્વરૂપ તે નિર્દોષ એટલે રાગાદિક દોષના વિકારોથી વર્જિત-નિર્વિકાર છે અને સમ એટલે સર્વદા એકજ રૂપ છે. તેથી તે યોગીઓ પૂર્ણબ્રહ્મ સ્વરૂપને વિષે રહેલા છે. માટે મુમુક્ષુએ સમતાને વિષે જ સ્થિતિ કરવી એ અર્થ ફળીભૂત થયો એમ જાણવું. ૪૪.

ફરીથી પણ હેતુપણે જ ઉપદેશ આપે છે.—

**न प्रहृष्येत् प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ ४५ ॥**

**મૂલાર્થ**—બ્રહ્મને વિષે રહેલા, સ્થિર બુદ્ધિવાળા અને સંમોહરહિત બ્રહ્મજ્ઞાની પ્રિય વસ્તુને પામીને હર્ષ પામતા નથી અને અનિષ્ટ વસ્તુ પામીને ઉદ્વેગ પામતા નથી. ૪૫.

**ટીકાર્થ**—સમ સ્વભાવ રૂપ બ્રહ્મને વિષે રહેલા, બ્રહ્મજ્ઞાની એટલે પૂર્વોક્ત લક્ષણવાળા શુદ્ધ આત્મરૂપ બ્રહ્મને જાણનારા, સ્થિર બુદ્ધિવાળા અને સર્વત્ર વ્યામોહથી વર્જિત એવા પુરૂષ પ્રિય-અભીષ્ટ વસ્તુને પામીને હર્ષ પામતા નથી, તથા અપ્રિય-અનિષ્ટ વસ્તુ પામીને ઉદ્વિગ્ન ચિત્તવાળા થતા નથી. ૪૫.

હવે વ્યતિરેક સહિત હેતુવડે ઉપદેશ આપે છે.—

**अर्वाग्दशायां दोषाय वैषम्ये साम्यदर्शनम् ।**
**निरपेक्षमुनीनां तु रागद्वेषक्षयाय तत् ॥ ४६ ॥**

**મૂલાર્થ**—અર્વાગ્દશાને વિષે વિષમતામાં સમદૃષ્ટિ તે દોષને માટે

થાય છે, પરંતુ નિરપેક્ષ મુનિજનોને તો તે (સમદૃષ્ટિ) રાગ અને દ્વેષના નાશને માટે થાય છે. ૪૬.

**ટીકાર્થ**—વ્યવહાર રૂપ અર્વાગ્ દશામાં એટલે સરાગ અવસ્થામાં વિષમપણા ઉપરની એટલે ઇષ્ટ અને અનિષ્ટમાં તેમ જ ઉંચ અને નીચપણામાં જે સમદૃષ્ટિ એટલે સર્વત્ર તુલ્ય વર્તનવડે જોવું તે અર્થાત્ સમગ્ર પ્રાણીવર્ગને એક રૂપે જ જોવા અને તે જ પ્રમાણે વર્તવું તે દોષને માટે એટલે ધર્મધ્વંસાદિક અનેક અનર્થની પ્રાપ્તિને માટે થાય છે. પરંતુ અપેક્ષારહિત એટલે વ્યવહારના નિર્વાહની ઇચ્છારહિત મુનિઓને તો તે પૂર્વોક્ત વિષમતા ઉપરની સમદૃષ્ટિ રાગદ્વેષના ક્ષયને માટે—નાશને માટે થાય છે. ૪૬.

ફરીને નિરપેક્ષપણાનો વિશેષ કહે છે.—

**रागद्वेषक्षयादेति ज्ञानी विषयशून्यताम् ।**
**छिद्यते भिद्यते चायं हन्यते वा न जातुचित् ॥ ४७ ॥**

**મૂલાર્થ**—જ્ઞાની રાગદ્વેષના ક્ષયથકી વિષયની શૂન્યતા (અભાવ)ને પામે છે, અને તે કદાચિત્ પણ છેદાતો, ભેદાતો કે હણાતો નથી. ૪૭.

**ટીકાર્થ**—જ્ઞાનયોગવાળા મુનિ રાગદ્વેષના ક્ષયથકી શબ્દાદિક વિષયોની શૂન્યતાને—અભાવને પામે છે. તેવા વિષય શૂન્યતાવાળા જ્ઞાનયોગી કદાચિત્ પણ અતિ તીક્ષ્ણ શસ્ત્રાદિકવડે છેદાતા નથી એટલે આત્મધ્યાનના છેદને પામતા નથી. અર્થાત્ કોઈ તેને છેદે તોપણ તેના ધ્યાનની ધારા અખંડ રીતે જ પ્રવર્તે છે તથા તે ભેદાતા નથી; એટલે શસ્ત્રવડે કોઈ તેને ભેદે તોપણ રાગાદિકના પરિણામવડે પરિણતિના ભેદને પામતા નથી. અથવા તે હણાતા નથી એટલે ધર્મના ધ્વંસને પામતા નથી. ૪૭.

હવે આઠ શ્લોકે કરીને જ્ઞાનયોગીનું સ્વરૂપ દેખાડે છે.—

**अनुस्मरति नातीतं नैव कांक्षत्यनागतम् ।**
**शीतोष्णसुखदुःखेषु समो मानापमानयोः ॥ ४८ ॥**

**મૂલાર્થ**—જ્ઞાનયોગી અતીત વૃત્તાંતનું સ્મરણ કરતા નથી, અનાગતની ઈચ્છા કરતા નથી, તથા શીત ઉષ્ણ, સુખ દુઃખ અને માન અપમાનને વિષે તુલ્ય હોય છે. ૪૮.

**ટીકાર્થ**—આત્માને વિષે રમણ કરનાર જ્ઞાનયોગી અતીત એટલે પૂર્વે અનુભવેલા સુખ, દુઃખ, ઇષ્ટ, અને અનિષ્ટ ભોગાદિકનું સ્મરણ કરતા નથી. તથા અનાગત એટલે પ્રાપ્ત નહીં થયેલા દેવેંદ્રના ભોગા-

દિકની ઇચ્છા કરતા નથી. તથા શીત એટલે હિમ અથવા શિશિર કાળથી ઉત્પન્ન થયેલી શીતવેદના, ઉષ્ણ એટલે સંતાપને ઉત્પન્ન કરનાર સૂર્યનો તાપ વિગેરે, સુખ-પૂજા તથા ઇષ્ટ ભોજનાદિકથી ઉત્પન્ન થયેલ સાતા, દુઃખ-પરીસહ, ઉપસર્ગ વિગેરે સહન કરવાથી ઉત્પન્ન થયેલું કષ્ટ, એટલાને વિષે સમ એટલે તુલ્ય દૃષ્ટિવાળા હોય છે. તથા માન એટલે રાજાદિકે કરેલો ભક્તિસત્કાર અને અપમાન એટલે દુષ્ટ પામર જનોએ કરેલી તર્જના-તિરસ્કાર, તેને વિષે પણ સમાન એટલે રાગાદિક રહિત તુલ્ય વૃત્તિવાળા હોય છે. આવા મુનિ અધ્યાત્મરૂપી સામ્રાજ્યને ભોગવતા છતા બીજું કાંઈ પણ જોતા નથી. એ રીતે અહીંથી આઠમા શ્લોકની સાથે સંબંધ જાણવો. એ પ્રમાણે ઉત્તરોત્તર દરેક શ્લોકને વિષે જાણવું. ૪૮.

**जितेन्द्रियो जितक्रोधो मानमायानुपद्रुतः ।**
**लोभसंस्पर्शरहितो वेदखेदविवर्जितः ॥ ४९ ॥**

**મૂલાર્થ**—ઇંદ્રિયોને જીતનાર, ક્રોધને જીતનાર, માન અને માયાવડે ઉપદ્રવ નહીં પામેલો, લોભના સ્પર્શ રહિત તથા વેદના ખેદથી રહીત, ૪૯.

**ટીકાર્થ**—જ્ઞાનયોગી શ્રોત્રાદિક ઇંદ્રિયોને જીતનાર એટલે વશ કરનાર, ક્રોધને જીતનાર, માન-જાતિ વિગેરેનો ગર્વ તથા માયા-શઠતા, તેનાવડે પરાભવ નહીં પામેલો, લોભ-તૃષ્ણાના સંબંધ રહિત, તથા વેદ એટલે પુરૂષવેદ વિગેરેના ઉદયથી ઉત્પન્ન થયેલા કામનો અભિલાષ અને તેથી ઉત્પન્ન થયેલો ખેદ તેનાવડે-તજ્જન્ય સંતાપવડે રહિત એટલે અભિલાષા રહિત હોય છે. ૪૯.

**संनिरुध्यात्मनात्मानं स्थितः स्वकृतकर्मभित् ।**
**हठप्रयत्नोपरतः सहजाचारसेवनात् ॥ ५० ॥**

**મૂલાર્થ**—તથા આત્માને આત્માવડે રૂંધીને રહેલો, પોતે કરેલા કર્મને ભેદનારો અને સહજ આચારને સેવવાવડે બળાત્કારના પ્રયત્નથી નિવૃત્તિ પામેલો, ૫૦.

**ટીકાર્થ**—તથા જ્ઞાનયોગી આત્માવડે એટલે શુદ્ધ ઉપયોગવડે મનરૂપી આત્માને રૂંધીને એટલે પોતાના આત્માને વિષે લય કરીને રહેલો-આત્મસ્વરૂપે અવસ્થિત થયેલો, પોતે રાગાદિકના પરિણામથી કરેલા-આત્માને વિષે બંધના સંબંધે કરીને પ્રાપ્ત કરેલા શુભાશુભ જ્ઞાના-

વરણીયાદિક કર્મને ભેદનાર તથા હઠને વિષે એટલે ઇંદ્રિય અને મનને રોકવામાં બળાત્કાર તેને વિષે અથવા કદાગ્રહને વિષે ઉદ્યમથી નિવૃત્તિ પામેલો થાય છે. શાથી થાય છે? સહજ એટલે સ્વાભાવિક આચારનું એટલે આત્માએ આચરવા યોગ્ય વ્યવહારનું સેવન કરવાથી-એવા પ્રકારનો થાય છે. ૫૦.

**लोकसंज्ञाविनिर्मुक्तो मिथ्याचारप्रपञ्चहृत् ।**
**उल्लसत्कंडकस्थानः परेण परमाश्रितः ॥ ५१ ॥**

**મૂલાર્થ**—તથા લોકસંજ્ઞાથી મુક્ત થયેલો, મિથ્યા આચારના વિસ્તારને હરણ ( નાશ ) કરનારો, કંડકના સ્થાનોને ઉલ્લાસ પમાડનારો અને ઉત્કૃષ્ટ યોગવડે ઉત્કૃષ્ટ દશાને પામેલો, ૫૧.

**ટીકાર્થ**—તથા જ્ઞાનયોગી લોક સંજ્ઞાથી મુક્ત થયેલો-સામાન્ય જનોની દેખાદેખીએ કરેલી બુદ્ધિવડે અત્યંત રહિત થયેલો અર્થાત્ પરમાર્થને જોનાર, મિથ્યા-વિપરીત આચારના-ક્રિયાના પ્રપંચને-વિસ્તારને હરણ કરનાર અર્થાત્ સમગ્ર વિપર્યાસનો ત્યાગ કરનાર, કંડક એટલે અંગુલથી માન કરેલા આકાશ ખંડમાં રહેલા પ્રદેશરાશિના પ્રમાણવાળા સ્થાનોને એટલે સંયમના અધ્યવસાયના તરતમપણાથી ઉત્પન્ન થયેલી પરિણતિને ઉલ્લાસ કરનાર-વૃદ્ધિ પમાડનાર તથા પ્રકૃષ્ટ યોગે કરીને મહા ઉજ્વળ દશાને પામેલો હોય છે. ૫૧.

**श्रद्धावानाज्ञया युक्तः शस्त्रातीतो ह्यशस्त्रवान् ।**
**गतो दृष्टेषु निर्वेदमनिह्नुतपराक्रमः ॥ ५२ ॥**

**મૂલાર્થ**—તથા શ્રદ્ધાવાન, જિનેશ્વરની આજ્ઞાથી યુક્ત, શસ્ત્રને ઉલ્લંઘન કરનારો, શસ્ત્ર રહિત, પુદ્ગલિક પદાર્થોને વિષે નિર્વેદને પામેલો અને આત્માના વીર્યને નહીં ગોપવનારો, ૫૨.

**ટીકાર્થ**—તથા જ્ઞાનયોગી શ્રદ્ધાવાન એટલે મોક્ષની અભિલાષાવાળો, આજ્ઞાએ કરીને યુક્ત એટલે જિનેશ્વરની આજ્ઞાનું આરાધન કરવામાં તત્પર, શસ્ત્રથી અતીત એટલે ભાવધર્મને વિદારણ (નાશ) કરવામાં સમર્થ એવાં અશુભ અધ્યવસાયરૂપ ભાવશસ્ત્રનું અતિક્રમણ કરનાર, અશસ્ત્રવાળો એટલે બાહ્ય અધિકરણનો ત્યાગ કરનાર, દૃષ્ટ એટલે પુદ્ગલિક પદાર્થોને વિષે નિર્વેદને-ઉદાસીનતાને પામેલો અને આત્મવીર્યને નહીં ગોપવનારો હોય છે. ૫૨.

**निक्षिप्तदंडो ध्यानाग्निदग्धपापेन्धनव्रजः ।**
**प्रतिश्रोतोऽनुगत्वेन लोकोत्तरचरित्रभृत् ॥ ५३ ॥**

**મૂલાર્થ**—તથા દંડને દૂર કરનાર, ધ્યાનરૂપી અગ્નિવડે પાપરૂપી કાષ્ઠસમૂહને દગ્ધ કરનાર અને લોકપ્રવાહથી ઉલટા પ્રવાહને અનુસરવાવડે લોકોત્તર ચરિત્રને ધારણ કરનાર, ૫૩.

**ટીકાર્થ**—તથા જ્ઞાનયોગી અન્યના પ્રાણુને હરણુ કરનાર અને આત્માના ધર્મરૂપ જીવનને હરણુ કરનાર એવા માનવચન અને કાયાથી ઉત્પન્ન થયેલા આરંભરૂપ દંડને દૂર કરનાર, ધર્મધ્યાન અથવા શુક્લધ્યાનરૂપી અગ્નિવડે પાપરૂપી-અશુભ કર્મરૂપી કાષ્ઠના સમૂહને બાળી નાખનાર અને લોકપ્રવાહની અપેક્ષાએ તેનાથી પ્રતિકૂળ (ઉલટા) ગમન કરનારા પ્રવાહને અનુસરવાવડે કરીને લોકોત્તર એટલે અલૌકિક ચરિત્રને-સારા ધ્યાન આદિ લીલાના અનુષ્ઠાનને ધારણુ કરનાર હોય છે. ૫૩.

**लब्धान् कामान् बहिःकुर्वन्नकुर्वन् बहुरूपताम् ।**
**स्फारीकुर्वन् परं चक्षुरपरं च निमीलयन् ॥ ५४ ॥**

**મૂલાર્થ**—પ્રાપ્ત થયેલા કામોને-ભોગોને દૂર કરતો, બહુરૂપીપણુાને નહીં કરતો, ઉત્કૃષ્ટ ચક્ષુને વિકસ્વર કરતો અને અન્ય નેત્રને બંધ કરતો, ૫૪.

**ટીકાર્થ**—જ્ઞાનયોગી પ્રાપ્ત થયેલા કામોને એટલે ઇષ્ટભોગોને મનરૂપી ગૃહમાંથી દૂર કરતો, ઘણું રૂપોને એટલે આકારને નહીં કરનાર અર્થાત્ ક્ષણુમાં મૌનવાળો, ક્ષણુમાં ધ્યાનવાળો, ક્ષણુમાં રાગવાળો, ક્ષણુમાં રાગવિનાનો ઇત્યાદિક વિચિત્ર વેષને નહીં કરતો એટલે તજતો, પર એટલે જ્ઞાનરૂપી પ્રધાન એવા ચક્ષુને નિર્મળપણાએ કરીને વિકસ્વર કરતો અને બીજાં ચર્મનેત્રને અથવા અજ્ઞાનને બંધ કરતો એટલે ધ્યાનમાં લીન થવા માટે તેનો સંકોચ કરતો અર્થાત્ અજ્ઞાનનો નાશ કરનારો હોય છે. ૫૪.

**पश्यन्नन्तर्गतान् भावान् पूर्णभावमुपागतः ।**
**भुञ्जानोऽध्यात्मसाम्राज्यमवशिष्टं न पश्यति ॥ ५५ ॥**

**મૂલાર્થ**—આત્માની અંદર રહેલા પદાર્થોને જોતો, પૂર્ણ ભાવને પ્રાપ્ત થયેલો અને અધ્યાત્મરૂપી સામ્રાજ્યને ભોગવતો જ્ઞાની બીજું કાંઈ પણુ જોતો નથી. ૫૫.

**ટીકાર્થ**—આત્માને વિષે રહેલા ભાવોને એટલે ઉત્પાદ વિગેરે વિવિધ પર્યાયોને અથવા જ્ઞાનાદિક ગુણુની વૃદ્ધિના અંશોને જોતો, પૂર્ણુભાવને એટલે સમગ્ર ઇચ્છાના સમાપ્તપણુાને પ્રાપ્ત થયેલો તથા

અધ્યાત્મરૂપી એટલે આત્માની સંપત્તિરૂપી સામ્રાજ્યને એટલે ઉત્કૃષ્ટ ઐશ્વર્યને ભોગવતો-આવા પ્રકારનો જ્ઞાની પુરૂષ અવશેષ રહેલું એટલે ઉપર કહ્યાથી બાકી રહેલું બીજું કાંઈ પણ કાર્ય જોતો નથી. કારણકે પોતાના કાર્યમાં અપ્રયોજક હોવાથી બાકીનું સર્વ પ્રયોજન રહિત છે. આ આઠ શ્લોકમાં કહેલા લક્ષણવાળો પુરૂષ જ્ઞાનયોગી કહેવાય છે. ૫૫.

જ્ઞાનયોગની સ્તુતિ-પ્રશંસા કરે છે.—

**श्रेष्ठो हि ज्ञानयोगोऽयमध्यात्मन्येव यज्जगौ ।**
**बन्धप्रमोक्षं भगवान् लोकसारे सुनिश्चितम् ॥ ५६ ॥**

**મૂલાર્થ**—અધ્યાત્મને વિષે આ જ્ઞાનયોગ સૌથી શ્રેષ્ઠ છે. કારણ કે ભગવાને લોકસારને વિષે અત્યંત નિશ્ચિત એવા બંધના મોક્ષને કહેલો છે. ૫૬.

**ટીકાર્થ**—અધ્યાત્મ માર્ગની સિદ્ધિને વિષે આ પૂર્વે કહેલો જ્ઞાનયોગ એટલે જ્ઞાનરૂપ મોક્ષનો ઉપાય અત્યંત ( સૌથી ) શ્રેષ્ઠ-પ્રશસ્ય છે. કારણ કે ભગવાન શ્રીવર્ધમાન સ્વામીએ લોકસાર નામના પહેલા અંગના પાંચમા અધ્યયનને વિષે અત્યંત નિર્ધાર કરેલા બંધમોક્ષને એટલે કર્મના બંધનથકી મુક્ત થવાને કહેલું છે. ૫૬.

લોકસારને વિષે જે કહ્યું છે, તેજ અત્રે દેખાડે છે.—

**उपयोगैकसारत्वादाश्वसंमोहबोधतः ।**
**मोक्षाप्तेर्युज्यते चैतत्तथा चोक्तं परैरपि ॥ ५७ ॥**

**મૂલાર્થ**—ઉપયોગરૂપી અદ્વિતીય પ્રધાન હોવાથી, મોહ રહિત શીઘ્ર બોધકારક હોવાથી અને મોક્ષની પ્રાપ્તિ કરાવનાર હોવાથી આ અધ્યાત્મ યુક્ત છે. તે વિષે અન્યદર્શનીઓએ પણ કહ્યું છે. ૫૭.

ટીકાર્થ—અધ્યાત્મરૂપ સાધન ઉપયોગરૂપી એટલે ઈષ્ટ સાધ્યને વિષે મનની એકાગ્રતારૂપી અદ્વિતીય પ્રધાન-મુખ્ય હોવાથી, શીઘ્રપણે ભ્રાંતિ રહિત બોધકારક હોવાથી, તથા તેનાવડે મોક્ષપદની પ્રાપ્તિ થતી હોવાથી આ પૂર્વે કહેલું અધ્યાત્મ ઘટે છે એટલે યુક્તિ યુક્ત છે-યોગ્ય છે. અર્થાત્ મોક્ષના સાધનોને વિષે જ્ઞાનયોગની જ મુખ્યતા છે. આ વિષે વ્યાસ વિગેરે અન્ય દર્શનીઓએ પણ કહ્યું છે. ૫૭.

જે કહ્યું છે તેજ કહે છે.—

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽप्यधिको मतः ।**
**कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ५८ ॥**

**મૂલાર્થ**—યોગી તપસ્વીથકી અધિક છે, પંડિતોથકી પણ અધિક

માનેલો છે, તથા ક્રિયાકાંડ કરનારાઓ થકી પણ યોગી અધિક છે, તેથી કરીને હે અર્જુન ! તું યોગી થા. ૫૮.

**ટીકાર્થ**—હે અર્જુન ! યોગી એટલે જ્ઞાનયોગવાળો પુરૂષ માસોપવાસાદિક તપસ્યા કરનારાઓથકી અધિક-શ્રેષ્ઠ છે, તથા જ્ઞાની એટલે વેદ વિગેરે શાસ્ત્રોને જાણનારથકી પણ અધિક માનેલો-અત્યંત પ્રધાનપણે કહેલો છે, તથા કર્મઠ એટલે વેદમાં કહેલી ક્રિયાઓને કરનારા થકી પણ યોગી શ્રેષ્ઠ છે કારણકે નિવૃત્તિમાં જ તત્પર છે. તેથી કરીને એટલે પૂર્વોક્ત ગુણોને પ્રાપ્ત કરનાર હોવાથી હે પાંડવોને વિષે શ્રેષ્ઠ અર્જુન ! તું યોગી એટલે જ્ઞાનયોગ વાળો થા. ૫૮

આ જ્ઞાનયોગની જ શ્રેષ્ઠતા કહે છે.—

**समापत्तिरिह व्यक्तमात्मनः परमात्मनि ।**
**अभेदोपासनारूपस्ततः श्रेष्ठतरो ह्ययम् ॥ ५९.॥**

**મૂલાર્થ**—આ જ્ઞાનયોગમાં વર્તતા આત્માને પરમાત્માને વિષે સ્પષ્ટ રીતે એકતાની પ્રાપ્તિ થશે, તેથી આ અભેદ ઉપાસનારૂપ જ્ઞાનયોગ સૌથી શ્રેષ્ઠ છે. ૫૯.

**ટીકાર્થ**—આ જ્ઞાનયોગને વિષે વર્તતા પ્રાણીને પરમાત્માને વિષે એટલે પરિપૂર્ણ બ્રહ્મને વિષે સમાપત્તિ એટલે અત્યંત ધ્યાતા અને ધ્યેયના અભેદે કરીને એકપણાની પ્રાપ્તિ થશે. તેથી કરીને આ અભેદ ઉપાસનારૂપ એટલે જેને વિષે પોતાના આત્મા તથા પરમાત્મા કાંઈ પણ વિશેષ નથી એવી દેવની આરાધનારૂપ જ્ઞાનયોગ બીજા સર્વ યોગ કરતાં શ્રેષ્ઠ છે. ૫૯.

એ જ વિષયની પુષ્ટિ કરે છે:—

**उपासना भागवती सर्वेभ्योऽपि गरीयसी ।**
**महापापक्षयंकरी तथा चोक्तं परैरपि ॥ ६० ॥**

**મૂલાર્થ**—ભગવાનની ઉપાસના સર્વ થકી પણ મોટી છે, તથા મહા પાપનો ક્ષય કરનારી છે. તે વિષે બીજાઓએ પણ કહ્યું છે. ૬૦.

**ટીકાર્થ**—ભગવાનની એટલે પરમાત્માની ઉપાસના-સેવા સર્વ તપસ્યાદિક યોગો કરતાં પણ અત્યંત મોટી છે. તો પછી ક્રિયાયોગ કરતાં મોટી હોય તેમાં તો શું કહેવું ? કારણ કે તે સેવા સર્વ યોગોથી સાધ્ય એવા મોક્ષનું સાધન છે. તથા તે ભગવાનની સેવા મોટાં પાપોનો નાશ કરનારી છે. તે વિષે બીજા-સાંખ્ય વિગેરેએ પણ કહ્યું છે. ૬૦.

તેઓએ જે કહ્યું છે, તે કહે છે.-

**योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।**
**श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥ ६१ ॥**

**મૂલાર્થ**—સર્વે યોગીઓમાં જે શ્રદ્ધાવાન મારામાં રહેલા અંતરાત્માએ કરીને મને ભજે છે, તેને મેં અત્યંત યોગ્ય માન્યો છે. ૬૧.

**ટીકાર્થ**—સમગ્ર યોગીઓના મધ્યમાં એટલે પરબ્રહ્મના ઉપાયને સેવનારાઓમાં જે શ્રદ્ધાવાન એટલે મોક્ષેચ્છુ મને પામેલા અંતરાત્માએ કરીને મને આત્મરૂપ ભજે છે-સેવે છે, તેને મેં અત્યંત યોગ્ય માન્યો છે-કહ્યો છે. ૬૧.

હવે છ શ્લોકવડે ઉપાસનાનું વર્ણન કરે છે.-

**उपास्ते ज्ञानवान् देवं यो निरञ्जनमव्ययम् ।**
**स तु तन्मयतां याति ध्याननिर्धूत कल्मषः ॥ ६२ ॥**

**મૂલાર્થ**—જે જ્ઞાની પુરૂષ નિરંજન અને અવ્યય (નાશરહિત) દેવની ઉપાસના કરે છે, તે ધ્યાનવડે પાપનો નાશ કરીને તે દેવમય-દેવસ્વરૂપ થાય છે. ૬૨.

**ટીકાર્થ**—જે મુમુક્ષુ જ્ઞાની એટલે શુદ્ધ જ્ઞાનયોગવડે યુક્ત છતો નિરંજન એટલે સમગ્ર કર્મલેપ રહિત અને અવ્યય એટલે વિનાશ રહિત એવા દેવને એટલે પરમ જ્ઞાનના વિલાસે કરીને વિલાસ કરનાર પરમાત્માની ઉપાસના-આરાધના કરે છે, તે ઉત્તમ પુરૂષ ધર્મધ્યાનાદિકે કરીને કલ્મષનો એટલે પાપકર્મના અણુસમૂહનો અત્યંત નાશ કરીને એટલે જીવ પ્રદેશથકી તેને જૂદા કરીને તન્મયપણાને પામે છે એટલે નિરંજન અવ્યય દેવરૂપ થાય છે. ૬૨.

**विशेषमप्यजानानो यः कुग्रहविवर्जितः ।**
**सर्वज्ञं सेवते सोऽपि सामान्ययोगमास्थितः ॥ ६३ ॥**

**મૂલાર્થ**—વિશેષને નહીં જાણતા છતાં પણ કદાગ્રહે કરીને રહિત એવો જે પુરૂષ સર્વજ્ઞની સેવા કરે છે, તે પણ સામાન્ય યોગને આશ્રય કરેલો છે. ૬૩.

**ટીકાર્થ**—જે મુમુક્ષુ તથાપ્રકારના ક્ષયોપશમ અને બુદ્ધિની પટુતાના અભાવને લીધે સર્વજ્ઞના વિશેષને એટલે અમુક વ્યક્તિ સર્વજ્ઞ છે એવો નિશ્ચય કરવારૂપ ભેદને સારી રીતે જાણતો ન હોય તોપણ તે કદાગ્રહથી રહિત થઇને સામાન્ય સર્વજ્ઞને એટલે સમગ્ર સૂક્ષ્મ,

બાદર, રૂપી, અરૂપી, દૂર રહેલા તથા નજીક રહેલા પદાર્થ સમૂહને જાણનાર સર્વદર્શી પરમાત્માને સેવે છે એટલે ભેદે કરીને નહીં જાણતા છતાં પણ "જે સર્વજ્ઞ અને નિરંજન છે, તેજ મારે પૂજ્ય અને ધ્યેય હો." એમ ધારીને ભજે છે, તે પણ એટલે આ પ્રકારે વિશેષને ન જાણનારો પણ સામાન્ય યોગને એટલે પરબ્રહ્મની આરાધનાના સામાન્ય ઉપાયને આશ્રિત થયેલો છે એમ જાણવું. ૬૩.

સામાન્ય યોગનેજ બતાવે છે.—

**सर्वज्ञो मुख्य एकस्तत्प्रतिपत्तिश्च यावताम् ।**
**सर्वेऽपि ते तमापन्ना मुख्यं सामान्यतो बुधाः ॥ ६४ ॥**

**મૂલાર્થ**—સર્વજ્ઞ મુખ્ય છે, એકજ છે અને જેટલા ભવ્યોને તેના પર ભક્તિભાવ છે, તે સર્વે પંડિતો સામાન્યથી મુખ્યપણે તે સર્વજ્ઞનેજ પામેલા છે. ૬૪.

**ટીકાર્થ**—પૂર્વે કહેલા સર્વજ્ઞ મુખ્ય છે એટલે મારે આરાધન કરવામાં તે પ્રધાન છે, તે એકજ છે એટલે મહાદેવરૂપ, વિષ્ણુરૂપ અથવા જિનરૂપ હો પણ પરમાર્થ રીતે સર્વજ્ઞ એકજ છે કારણ કે આવરણ રહિત જે હોય તેને આશ્રયનો ભેદ (ભિન્નતા) કારણ નથી. વળી જેટલા ભવ્યોને તે સર્વજ્ઞને વિષે ભક્તિભાવ છે, તે સર્વે સર્વજ્ઞના ભક્તોરૂપ પંડિતો સામાન્ય થકી એટલે વિશેષ વ્યક્તિની પ્રાપ્તિ (જ્ઞાન) ના અભાવથકી મુખ્ય-સૌથી શ્રેષ્ઠ એવા તે સર્વજ્ઞને પામેલા છે. ૬૪.

હવે જેઓ વિશેષના આગ્રહવાળા છે, તેઓને જે પ્રાપ્ત થાય છે, તે કહે છે.—

**न ज्ञायते विशेषस्तु सर्वथाऽसर्वदर्शिभिः ।**
**अतो न ते तमापन्ना विशिष्य भुवि केचन ॥ ६५ ॥**

**મૂલાર્થ**—અસર્વજ્ઞો સર્વથા વિશેષને જાણતા નથી, તેથી કેટલાએક આચાર્યો પૃથ્વીપરના કોઈ પણ દેવને વિશેષે કરીને સર્વજ્ઞ તરીકે માને છે, પરંતુ તેઓ ખરા સર્વજ્ઞને પામેલા નથી. ૬૫.

**ટીકાર્થ**—જેઓ સર્વ નિઃશેષ પદાર્થને જોનારા-જાણનારા નથી તેવા અસર્વજ્ઞોવડે વિશેષ એટલે વસ્તુનો વ્યક્તિ વ્યક્તિ પ્રત્યે રહેલો નિશ્ચયરૂપ ભેદ જણાતો નથી. (તેઓ ખરા સર્વજ્ઞને ઓળખી શકતા નથી.) તેથી કરીને તેવા કેટલાએક વાદીઓ પૃથ્વીપરના કોઈ પણ દેવનો અથવા પુરૂષનો વિશેષ એટલે ભેદ કરીને તેમને સર્વજ્ઞ અને સર્વદર્શીપણે જૂદા પાડીને તેને વિષે સર્વજ્ઞપણાના આગ્રહવાળા થાય

છે. તેઓ ખરા સર્વજ્ઞને પામનારા એટલે તેનો સ્વીકાર કરનારા થતા નથી. અર્થાત્ કદાગ્રહમાં તત્પર એવા તેઓ યોગરહિત થાય છે. ૬૫.

સર્વજ્ઞની સેવાએ કરીને સર્વે યોગીઓ કહેવાય છે, તે બતાવે છે.—

**सर्वज्ञप्रतिपत्त्यंशात्तुल्यता सर्वयोगिनाम् ।**
**दूरासन्नादिभेदस्तु तद्भृत्यत्वं निहन्ति न ॥ ६६ ॥**

**મૂલાર્થ**—સર્વે યોગીઓની સર્વજ્ઞની સેવારૂપ અંશથી તુલ્યતા છે. પરંતુ દૂર અને આસન્ન ( સમીપ ) ઇત્યાદિક ભેદ તેના સેવકપણાને હણતો નથી. ૬૬.

**ટીકાર્થ**—સર્વે એટલે જઘન્ય, મધ્યમ અને ઉત્તમ ભેદવાળા યોગીઓને એટલે પરબ્રહ્મના ઉપાયને સેવનારા જનોની સર્વજ્ઞની સેવાના અંશથી એટલે પરિપૂર્ણ બ્રહ્મરૂપ કેવળીની ભક્તિ-આરાધનારૂપ અંશથી-તે વિભાગથી અર્થાત્ મોક્ષની આરાધનાના પ્રકારથી તુલ્યતા-સમાનતા એટલે એકરૂપતા છે. પરંતુ દૂર એટલે પુદ્ગલ પરાવર્ત આદિ ચિરકાળે કરીને મહાકષ્ટથી પામવાપણું તથા આસન્ન એટલે થોડા કાળમાંજ સિદ્ધિ પામવાપણું તથા આદિ શબ્દને લીધે સમકિતીપણું, માર્ગાનુસારીપણું, એ વિગેરે રૂપ જે ભેદ એટલે મોક્ષના સાધનની ભિન્નતા છે, તે સર્વજ્ઞના સેવકપણાને હણતી નથી; અથવા તો "દૂર આસન્ન" એ શબ્દનો આ રીતે અર્થ કરવો—જિન સંબંધી ધ્યાન અને ક્રિયાદિકના પ્રયત્નમાં પ્રવર્તેલા અને સંક્ષિપ્ત રૂચિવાળા સર્વજ્ઞના સેવકને મોક્ષપ્રાપ્તિ સમીપેજ સંભવે છે, અને વૃત્તિના નિરોધનો કલેશ, ઇંદ્રિયજય, અષ્ટાંગ યોગ ઇત્યાદિ-અનુષ્ઠાનના પ્રયત્નમાં પ્રવર્તેલા, અન્ય દર્શનમાં રહેલા સંક્ષિપ્ત રૂચિવાળા સર્વજ્ઞના સેવકને મોક્ષની પ્રાપ્તિ ચિરકાળે સંભવે છે, આ પ્રકારનો જે ભેદ છે તે સર્વજ્ઞના સેવકપણાને હણતો નથી-તેનું નિવારણ કરતો નથી. અર્થાત્ તે પણ સર્વજ્ઞના સેવકજ કહેવાય છે. ૬૬.

માટે સર્વજ્ઞજ સેવ્ય છે, તે કહે છે.—

**माध्यस्थ्यमवलंब्यैव देवतातिशयस्य हि ।**
**सेवा सर्वैर्बुधैरिष्टा कालातीतोऽपि यज्जगौ ॥ ६७ ॥**

**મૂલાર્થ**—મધ્યસ્થપણાનો આશ્રય કરીનેજ દેવના અતિશયની સેવા સર્વે પંડિતોએ ઇચ્છેલી છે. તે વિષે કાલાતીત નામના આચાર્યે પણ કહ્યું છે. ૬૭.

ટીકાર્થ—કારણ કે એટલે પૂર્વે કહેલા હેતુથકી દેવતાના અતિશયનું એટલે સકલ દોષથી રહિત હોવાને લીધે સર્વે કરતાં અધિકપણાનું માધ્યસ્થપણું-અપક્ષપાતીપણું અર્થાત્ તત્ત્વગ્રાહીપણું તેનું અવલંબન કરીનેજ સર્વે તત્ત્વદૃષ્ટિવાળા પંડિતોએ સર્વજ્ઞની સેવા-આરાધના ઇચ્છેલી-માનેલી છે. તેને માટે કાલાતીત નામના કોઈ પ્રસિદ્ધ ગ્રંથકારે પણ કહ્યું છે. ૬૭.

જે કહ્યું છે, તેજ કહે છે.—

**अन्येषामप्ययं मार्गो मुक्ताविद्यादिवादिनाम् ।**
**अभिधानादिभेदेन तत्त्वनीत्या व्यवस्थितः ॥ ६८ ॥**

મૂલાર્થ—બીજાપણ મુક્તવાદી, અવિદ્યાવાદી વિગેરેનો પણ આ માર્ગ નામ વિગેરેના ભેદથી તત્ત્વનીતિવડે રહેલો છે. ૬૮.

ટીકાર્થ—મુક્ત એટલે કર્મબંધથી રહિત એવા આત્માને સર્વજ્ઞ માનનાર તથા અવિદ્યાવડે-માયાવડે નહીં લેપાયેલા આત્માને સર્વજ્ઞ માનનાર તથા બીજા પણ કેટલાક વાદીઓનો આ દેખાડેલો માર્ગ નામ, સંજ્ઞા વિગેરેના ભેદથી પણ પરમાર્થે રીતે વ્યવસ્થા પામેલો છે એટલે સર્વજ્ઞને વિષે સ્થાપન કરેલો છે. ૬૮.

તેજ કહે છે.—

**मुक्तो बुद्धोऽर्हन् वापि यदैश्वर्येण समन्वितः ।**
**तदीश्वरः स एव स्यात्संज्ञाभेदोऽत्र केवलम् ॥ ६९ ॥**

મૂલાર્થ—મુક્ત, બુદ્ધ કે અર્હન્ જે કોઈ ઐશ્વર્યવડે યુક્ત હોય, તે જ ઈશ્વર કહેવાય છે. તેમાં માત્ર સંજ્ઞાનો જ ભેદ છે. ૬૯.

ટીકાર્થ—ઈશ્વર એ શબ્દનો સર્વત્ર સંબંધ કરવો. મુક્ત એટલે કર્મબંધ રહિત, બૌદ્ધ એટલે તત્ત્વજ્ઞાની, અથવા અર્હન્ એટલે દેવેંદ્રાદિકે કરેલી પૂજાને તથા જ્ઞાનાદિક સકલ ઐશ્વર્યને યોગ્ય એવા જિનેશ્વર-તેમાં જે કોઈ ઐશ્વર્યે કરીને એટલે જ્ઞાન, વૈરાગ્ય, યશ, વીર્ય વિગેરે સમગ્ર સામ્રાજ્યે કરીને યુક્ત હોય તે ઈશ્વર મુમુક્ષુ જનોને ધ્યાન કરવા યોગ્ય બ્રહ્મસ્વરૂપ છે. અર્થાત્ તે જ સર્વજ્ઞ છે. તેમાં એટલે ઉક્તરૂપ જ્ઞાનની બુદ્ધિમાં તથા દેવના સ્વીકારમાં ભિન્ન ભિન્ન દર્શનને લીધે કેવળ સંજ્ઞાનો જ-નામ માત્રનો જ ભેદ છે. ૬૯.

તેનો જ વિશેષ દેખાડે છે.—

**अनादिशुद्ध इत्यादिर्यो भेदो यस्य कल्प्यते ।**
**तत्तत्तंत्रानुसारेण मन्ये सोऽपि निरर्थकः ॥ ७० ॥**

મૂલાર્થ—જે અનાદિ શુદ્ધ વિગેરે શબ્દોવડે જેનો ભેદ તે તે દર્શનને અનુસારે કલ્પેલો છે, તે પણ નિરર્થક છે, એમ હું માનું છું. ૭૦.

ટીકાર્થ—જે એટલે જૂદા જૂદા દર્શનમાં પ્રસિદ્ધ એવો અનાદિશુદ્ધ એટલે જેનો આદિ-પ્રથમપણું અથવા આરંભકાળ કારણરૂપે નથી તેવો સહજ શુદ્ધ એ વિગેરે શબ્દોથી જે સર્વજ્ઞનો ભેદ પોતપોતાના દર્શનને અનુસારે કલ્પાયેલો છે, તે પણ નિરર્થક-નિષ્ફળ છે, એમ હું માનું છું, એટલે મારા મનમાં તર્ક કરૂં છું. અર્થાત્ જે અનાદિ શુદ્ધપણાએ કરીને, અકર્તાપણે કરીને, પ્રયત્નવડે કર્મના ક્ષય કરનારપણે કરીને અથવા કર્મના ફળને નહીં ભોગવવાપણે કરીને-ગમે તે રીતે સ્વીકાર કર્યા છતાં પણ જો તે શુદ્ધ સર્વજ્ઞ હોય, તો તે સેવવા લાયક છે. ૭૦.

ત્યારે દર્શનભેદ શી રીતે પ્રવર્ત્યો? આ શંકાને દૂર કરવા કહે છે.—

**विशेषस्यापरिज्ञानाद्युक्तीनां जातिवादिनः ।**
**प्रायो विरोधतश्चैव फलाभेदाच्च भावतः ॥ ७१ ॥**

મૂલાર્થ—જાતિવાદીની યુક્તિઓના વિશેષને નહીં જાણવાથી પ્રાયે વિરોધ આવવાને લીધે તથા ભાવથી ફળનો અભેદ હોવાને લીધે દર્શનોનો ભેદ થયેલો છે. ૭૧.

ટીકાર્થ—જાતિવાદીની એટલે સામાન્ય વસ્તુવાદીની યુક્તિઓના એટલે અર્થનો નિર્ધાર કરનારા અનુમાનાદિક પ્રકારોના વિશેષને નહીં જાણવાથી પ્રાયે વિરોધ આવે છે એટલે સ્વમતના સદશપણાએ કરીને તથા વસ્તુધર્મના બાહુલ્યે કરીને વિપર્યાસ આવે છે, આ એક કારણને લીધે દર્શનનો ભેદ થયો છે. તથા ભાવથકી એટલે માધ્યસ્થપણાના પરિણામે કરીને સર્વજ્ઞપરના ભક્તિભાવથી ફળનો અભેદ થાય છે એટલે યોગી જનોને એક સાધ્યની સિદ્ધિ થવાથી અભિન્ન ફળ પ્રાપ્ત થાય છે, તેથી કરીને માર્ગની એકતા થાય છે. ૭૧.

આપ્રમાણે શાથી કહો છો? તેપર કહે છે.—

**अविद्याक्लेशकर्मादि यतश्च भवकारणम् ।**
**ततः प्रधानमेवैतत्संज्ञाभेदमुपागतम् ॥ ७२ ॥**

મૂલાર્થ—જેથી કરીને અવિદ્યા, કલેશ અને કર્મ વિગેરે ભવના કારણ છે, તેથી કરીને સંજ્ઞાના ભેદને પામેલું આ ભક્તિતત્ત્વ જ પ્રધાન છે. ૭૨.

ટીકાર્થ—જેથી કરીને અવિદ્યા એટલે અજ્ઞાનના ફળવાળી માયા, કલેશ એટલે મોહના ફળવાળો રાગાદિકનો સમૂહ, કર્મ એટલે સંસારના

ફળવાળું જ્ઞાનાવરણાદિક કર્મ, આદિ શબ્દ છે તેથી વેદના, સ્કંધ, એ વિગેરે ભવનાં કારણો એટલે સર્વ દર્શનીઓએ સંસારના કારણરૂપે માનેલા છે, તે સર્વે કારણો વાસ્તવિક રીતે એક કર્મરૂપ જ છે. તેથી કરીને એવું સિદ્ધ થાય છે કે સંજ્ઞાના ભેદને પામેલું પોતપોતાના દર્શનમાં કહેલું છે, માટે આ સર્વજ્ઞની ભક્તિનું તત્ત્વ જ ભેદનો ત્યાગ કરીને એક જ પ્રધાન-શ્રેષ્ઠ છે. ૭૨.

કહેલા અર્થનો જ વિશેષ કહે છે.—

**अस्यापि योऽपरो भेदश्चित्रोपाधिस्तथा तथा ।**
**गीयतेऽतीतहेतुभ्यो धीमतां सोऽप्यपार्थकः ॥ ७३ ॥**

**મૂલાર્થ**—આ કર્મનો પણ જે બીજો વિચિત્ર ઉપાધિવાળો ભેદ પૂર્વે કહેલા હેતુઓથકી તે તે પ્રકારે કહેવામાં આવે છે, તે પણ બુદ્ધિમાન પુરૂષોને વ્યર્થ છે. ૭૩.

**ટીકાર્થ**—આ પૂર્વે કહેલ અવિદ્યા, ક્લેશ, કર્મ, વેદના અને સ્કંધ વિગેરે નામથી કહેવાતા કર્મનો જે આગળ કહેવામાં આવશે એવો બીજો એટલે પૂર્વે કહેલાથી જૂદો ઘણા પ્રકારથી ઉપાધિવાળો એટલે સ્વધર્મનો અન્ય ધર્મમાં રહેવાપણાએ કરીને અવભાસ અથવા વિશેષણ રૂપ ભેદ-પ્રકાર પૂર્વે કહેલા હેતુઓથકી પ્રગટ કરેલો તે તે પ્રકારે સાંખ્યાદિકોએ કહેલો છે, તે પણ એટલે કહેલા ઉપાધિના ભેદવાળો પણ બુદ્ધિમાનને એટલે સારા વિચારવાળા યોગીઓને વ્યર્થ છે. કારણ કે તે કોઈ એક વસ્તુના ધર્મને ગ્રહણ કરનાર છે તેથી તથા તેનો નિર્ધાર-નિશ્ચય થતો નથી તેથી વ્યર્થ છે. ૭૩.

કહેલા અર્થને વિષે શિક્ષા આપે છે.—

**ततोऽस्थानप्रयासोऽयं यत्तद्भेदनिरूपणम् ।**
**सामान्यमनुमानस्य यतश्च विषयो मतः ॥ ७४ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને જે તેના ભેદનું નિરૂપણ કરવું, તે અયોગ્ય પ્રયાસ છે. કારણ કે અનુમાનનો વિષય સામાન્ય કહેલો છે. ૭૪

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વોક્ત કારણે કરીને જે એટલે આ પ્રમાણે પોતાની બુદ્ધિના બોધનો અવિષય છતાં પણ તે અનિર્ધારિત સ્વરૂપવાળા બ્રહ્મતત્ત્વના ભેદનું એટલે જગતનું કર્તાપણું અને પોતાનું અકર્તાપણું તેરૂપ ભેદનું નિરૂપણ કરવું, તે ધૃષ્ટ પુરૂષોને આ હમણાં જ જેનો નિષેધ કરાયેલો છે એવો પ્રયાસ અસ્થાને છે-અયોગ્ય છે એટલે

વિવાદનો પરિશ્રમ માત્ર જ છે. કારણ કે અનુમાન એટલે લિંગિજ્ઞાનરૂપ પ્રમાણનો વિષય સામાન્ય જ છે. એટલે અનુમાન પ્રમાણ સામાન્યનો જ બોધ કરી શકે છે, પણ તેથી વિશેષ પ્રકારનો બોધ થઈ શકતો નથી. માટે વિશેષનો નિર્ધાર કરવો એ અયોગ્ય છે. ૭૪.

આ પૂર્વે કહેલો ઉપદેશ સંક્ષિપ્ત રૂચિવાળાને લાયક છે, તે કહે છે.—

**संक्षिप्तरुचिजिज्ञासोर्विशेषानवलंबनम् ।**
**चारिसंजीवनीचारज्ञातादत्रोपयुज्यते ॥ ७५ ॥**

**મૂલાર્થ**—સંક્ષિપ્ત રૂચિવાળા જિજ્ઞાસુને જે વિશેષનું અવલંબન ન કરવું તે અહીં ચારાને વિષે સંજીવની ઔષધિને ચરવારૂપ ઉદાહરણે કરીને યોગ્ય છે. ૭૫.

**ટીકાર્થ**—ઘણા અર્થને થોડા વાકયથી કહેવો તે સંક્ષિપ્ત કહેવાય છે, એવા સંક્ષિપ્તને વિષે જેને પ્રીતિ છે એવા જિજ્ઞાસુને એટલે જાણવાની ઇચ્છાવાળાને જે વિશેષનું એટલે ભેદાભેદ પ્રકારનું અનવલંબન એટલે અનાશ્રય તે અહીં એટલે સામાન્ય યોગીને વિષે ચારિસંજીવનીચાર દૃષ્ટાંતથી એટલે ભક્ષણમાં સંજીવનીચાર નામની ઔષધિના ઉદાહરણથી યોગ્ય છે.

તે દૃષ્ટાંત આ પ્રમાણે જાણવું-કોઈ કુળવાન સ્ત્રીના પતિને તેણીની સપત્નીએ (શોકે) મંત્ર તથા ઔષધના પ્રયોગથી વૃષભ બનાવ્યો. પતિ ઉપર ભક્તિવાળી કુળસ્ત્રી તે સ્થિતિમાં પણ તે પતિનું પાલન કરવા લાગી. તે વનને વિષે તેને ચારવા લઈ જતી. એકદા વનને વિષે મધ્યાન્હ સમયે એક વટવૃક્ષની નીચે વૃષભની પાસે બેઠેલી તે સ્ત્રી પતિના દુ:ખથી દુ:ખી થઇને રોવા લાગી. તે વખતે આકાશ માર્ગે વિમાનમાં બેસીને જતા કોઇ વિદ્યાધરે તેણીના દુ:ખથી દુ:ખી થઇને તેણીને કહ્યું કે-"હે કલ્યાણી! આ વટવૃક્ષની સમીપે સંજીવની નામની ઔષધિ છે, તેનું ભક્ષણ કરવાથી તારો પતિ ફરીથી પુરૂષ થશે." તે સાંભળીને તેણી સ્પષ્ટ રીતે સંજીવની ઔષધિને ઓળખતી નહોતી, તેથી તેણીએ વટવૃક્ષની સમીપે રહેલી સમગ્ર લતાઓની ડાંખળી, પાંદડાં, ઘાસ વિગેરે સર્વ એકઠા કરી અનુક્રમે વૃષભના મુખમાં આપ્યાં, તેથી તે પોતાના સ્વરૂપને પામ્યો. આ દૃષ્ટાંત પ્રમાણે વિશેષ વ્યક્તિને નહીં જાણનાર સામાન્ય યોગીઓ પણ સર્વજ્ઞને ભક્તિરાગવડે સેવવાથી આત્મસ્વરૂપને પામે છે. ૭૫.

શંકા—જો એમ હોય તો જાણવાની ઇચ્છા કરવાની શી જરૂર છે? એ શંકાને દૂર કરતા કહે છે.—

**जिज्ञासापि सतां न्याय्या यत्परेऽपि वदन्त्यदः ।**
**जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ७६ ॥**

**મૂલાર્થ**—સત્પુરૂષોને જિજ્ઞાસા પણ યોગ્ય છે, કેમકે બીજાઓ પણ આ પ્રમાણે કહે છે કે-યોગનો જિજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મનું ઉલ્લંઘન કરે છે. ૭૬.

**ટીકાર્થ**—સામાન્ય યોગને સેવનારા સત્પુરૂષોને જિજ્ઞાસા પણ એટલે વિશેષ નિર્ધારવાળી વસ્તુના સ્વરૂપને જાણવાની ઇચ્છા પણ યુક્તિયુક્ત-ઉચિત છે. કારણ કે બીજાઓ પણ એટલે સામાન્ય જ્ઞાનવાળા વ્યાસાદિક પણ એ પ્રમાણે કહે છે, તો પછી સર્વ વિશેષને જાણનારા જિનેશ્વરો તો અત્યંત યોગ્ય કહે તેમાં શું આશ્ચર્ય? બીજાઓ શું કહે છે? તે બતાવે છે.-યોગનો એટલે મોક્ષના ઉપાયનો જિજ્ઞાસુ પણ એટલે વિશેષ વ્યક્તિએ કરીને જાણવાની ઇચ્છાવાળો પણ શબ્દવડે એટલે સમગ્ર શાસ્ત્રના પારગામીવડે જ્ઞાનસ્વરૂપ બ્રહ્મને ઉલ્લંઘન કરે છે, એટલે તેથી અધિક થાય છે. માટે બુદ્ધિમાનને વિશેષ જાણવાની ઇચ્છા યોગ્ય છે. ૭૬.

હવે ઉપાસકો ( સેવનાર )નું વિવરણ કરે છે.—

**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी चेति चतुर्विधाः ।**
**उपासकास्त्रयस्तत्र धन्या वस्तुविशेषतः ॥ ७७ ॥**

**મૂલાર્થ**—આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એ ચાર પ્રકારના ઉપાસકો છે. તેમાં વસ્તુના વિશેષને લીધે પહેલા ત્રણ ઉપાસકો ધન્ય-પ્રધાન છે. ૭૭.

**ટીકાર્થ**—આર્ત એટલે વસ્તુતત્ત્વને જાણવાની આતુરતાવાળો, જિજ્ઞાસુ એટલે વસ્તુતત્ત્વને જાણવાની ઉત્કટ ઇચ્છાવાળો, અર્થાર્થી એટલે તત્ત્વના પરમાર્થના અંતને જાણવાની ઈચ્છાવાળો અને જ્ઞાની એટલે તત્ત્વને જાણનાર તથા સારી રીતે તત્ત્વાર્થનો નિર્ણય કરનાર-આ રીતે ચાર પ્રકારના ઉપાસકો એટલે તત્ત્વાદિક આરાધનાનું સેવન કરનારા છે. તેમના મધ્યમાં પહેલા ત્રણ વસ્તુના વિશેષથકી એટલે જ્ઞાનયોગમાં નિયોગ કરનારા હોવાથી ધન્ય-પ્રધાન છે. અહીં ભાવાર્થ એ છે કે.-આર્ત વિગેરે પહેલા ત્રણ કામનાવાળા હોવાથી તત્ત્વવિષયના આરાધક છે, અને જ્ઞાનયોગને વિષે તો આત્માના આરાધક છે. માટે

જ્ઞાનયોગને વિષે યુક્ત થયેલાને ધન્ય છે. તથા ચોથા પ્રકારવાળો જ્ઞાની તો જ્ઞાનયોગને વિષે અત્યંત તલ્લીન હોય છે.” ૭૭.

હવે પાંચ શ્લોકવડે જ્ઞાનીનું વિશેષ વર્ણન કરે છે.—

**ज्ञानी तु शान्तविक्षेपो नित्यभक्तिर्विशिष्यते ।**
**अत्यासन्नो ह्यसौ भर्तुरन्तरात्मा सदाशयः ॥ ७८ ॥**

**મૂલાર્થ**—જ્ઞાની શાંત વિક્ષેપવાળો અને નિત્ય ભક્તિવાળો એવા વિશેષણવાળો હોય છે. કારણ કે તે અન્તરાત્મા રૂપ, રૂડા આશયવાળો અને તેથી કરીને બ્રહ્મની અત્યંત સમીપે રહેલો હોય છે. ૭૮.

**ટીકાર્થ**—જ્ઞાની એટલે ચોથા પ્રકારનો ઉપાસક, શાંત વિક્ષેપવાળો એટલે જેના રાગાદિક સંસ્કારની પ્રેરણા અથવા વ્યામોહ શાંતિ પામ્યા હોય તેવો, તથા નિત્ય ભક્તિવાળો એટલે સર્વજ્ઞની નિરંતર આરાધના કરનારો હોય છે. આવા પ્રકારનો જ્ઞાની વિશેષ પ્રકારનો છે, એટલે ફળે કરીને જૂદો પડે છે. અર્થાત્ અપૂર્વ ગુણોએ કરીને તથા ધૈર્યે કરીને આત્માને વિશેષ પ્રકારનો કરે છે. કારણકે તે ત્રણ પ્રકારના આત્માને વિષે અંતરાત્મા રૂપ હોય છે એટલે માત્ર દેહાદિકનો સાક્ષીજ છે, તથા સારા આશયવાળો એટલે મોક્ષની પ્રાપ્તિના પરિણામવાળો-શુદ્ધ પરિણામને ધારણ કરનારો હોય છે. એવો જ્ઞાની ઉપાસક ભર્તાની-પૂર્ણ બ્રહ્મની અત્યંત સમીપે રહેલો છે. ૭૮.

**कर्मयोगविशुद्धस्तज्ज्ञाने युञ्जीत मानसम् ।**
**अज्ञश्चाश्रद्दधानश्च संशयानो विनश्यति ॥ ७९ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને કર્મયોગવડે વિશુદ્ધ થયેલો યોગી જ્ઞાનને વિષે મનને જોડે છે-લય કરે છે. પરંતુ અજ્ઞાની અશ્રદ્ધાવાન્ અને સંદેહશીળ હોય છે તેથી તે નાશ પામે છે-યોગથી ભ્રષ્ઠ થાય છે. ૭૯.

**ટીકાર્થ**—તે કારણથી કર્મયોગે કરીને શુદ્ધ થયેલો યોગી જ્ઞાનયોગને વિષે મનને-પોતાના ચિત્તને જોડે છે-સંલગ્ન કરે છે. તેમાં વિશેષ શું છે તે કહે છે. જો તે અજ્ઞ એટલે જ્ઞાનયોગથી રહિત, શુદ્ધ શ્રદ્ધા રહિત તથા સંશયવાળો એટલે “આ ક્રિયાનો સમૂહ કરવાથી મને મોક્ષરૂપી ઇચ્છિત ફળ મળશે કે નહીં?” એવી શંકાવાળો હોય તો તે નાશ પામે છે-યોગમાર્ગથી ભ્રષ્ટ થાય છે. ૭૯.

હવે ત્રણ શ્લોકે કરીને ધ્યાનક્રિયાવડે વિશેષ કહે છે.—

**निर्भयः स्थिरनासाग्रदत्तदृष्टिर्व्रतस्थितः ।**
**सुखासनः प्रसन्नास्यो दिशश्चानवलोकयन् ॥ ८० ॥**

**देहमध्यशिरोग्रीवमवक्रं धारयन् बुधः ।**
**दन्तैरसंस्पृशन् दन्तान् सुश्लिष्टाधरपल्लवः ॥ ८१ ॥**
**आर्तरौद्रे परित्यज्य धर्म्मे शुक्ले च दत्तधीः ।**
**अप्रमत्तो रतो ध्याने ज्ञानयोगी भवेन्मुनिः ॥ ८२ ॥**

**મૂલાર્થ**—ભયરહિત, સ્થિર, નાસિકાના અગ્રભાગ પર જેણે દૃષ્ટિ રાખી છે તેવો, વ્રતને વિષે રહેલો, સુખકારક આસનવાળો, પ્રસન્ન મુખવાળો તથા દિશાઓ તરફ નહીં જોનારો. દેહનો મધ્યભાગ, મસ્તક અને ગ્રીવાને અવક્ર-સરલપણે ધારણ કરતો, બુધ, દાંતવડે દાંતને નહીં સ્પર્શ કરતો, જેના બન્ને ઓષ્ઠરૂપી પલ્લવ સારી રીતે મળેલા હોય તેવો, આર્ત તથા રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરીને ધર્મ તથા શુકલ-ધ્યાનને વિષે બુદ્ધિને (સ્થિર) રાખનારો, અપ્રમાદી તથા ધ્યાનને વિષે તલ્લીન એવો મુનિ જ્ઞાનયોગી કહેવાય છે. ૮૦-૮૧-૮૨.

**ટીકાર્થ**—નિર્ભય એટલે મરણાદિક સકળ ભયરહિત, સ્થિર એટલે જેના દેહના અવયવ નિશ્ચળ છે તેવો, જેણે નાસિકાના અગ્રભાગપર દૃષ્ટિ રાખી છે તેવો, વ્રતને વિષે એટલે નિવૃત્તિના પરિણામને વિષે રહેલો, સુખાસનવાળો એટલે ધ્યાનને વિરોધ ન આવે તેમ પદ્માસનાદિક આસને રહેલો, પ્રસન્ન મુખવાળો એટલે જેનું મુખકમળ પરમાત્માને વિષે તલ્લીન થવાથી હર્ષિત થયું છે તેવો, તથા દિશાઓને એટલે આસ-પાસના પ્રદેશોને નહીં જોતો, દેહનો મધ્યભાગ-કટિપ્રદેશ, મસ્તક અને ગ્રીવાને વક્રતા રહિત-સરળ રીતે ધારણ કરતો, દાંતવડે દાંતને નહીં સ્પર્શ કરતો એટલે ઉપલા દાંતને નીચલા દાંત સાથે નહીં અડકાવતો, જેના બન્ને (ઉપરના તથા નીચેના) ઓષ્ઠરૂપી પલ્લવ અત્યંત મળેલા-અડેલા હોય તેવો તથા બુધ એટલે સ્વ અને પરના ભાવનું વિવેચન કરવામાં પંડિત અર્થાત્ તત્ત્વને જાણનારો, આર્તધ્યાન અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરીને ધર્મધ્યાન તથા શુકલધ્યાનને વિષે જેણે બુદ્ધિ સ્થાપન કરી છે તેવો, અપ્રમાદી એટલે રાગાદિક સર્વ પ્રમાદને જેણે તજ્યા છે તેવો, તથા કહેલા શુભ ધ્યાનનેવિષે તલ્લીન થયેલો એવો મુનિ-સાધુ જ્ઞાનયોગી કહેવાય છે. ૮૦-૮૧-૮૨.

હવે યોગના અધિકારનો ઉપસંહાર કરતા કહે છે.—

**कर्मयोगं समभ्यस्य ज्ञानयोगसमाहितः ।**
**ध्यानयोगं समारुह्य मुक्तियोगं प्रपद्यते ॥ ८३ ॥**

મૂલાર્થ—કર્મયોગનો અભ્યાસ કરીને, જ્ઞાનયોગમાં સાવધાન થઇને, અને પછી ધ્યાનયોગપર આરૂઢ થઇને મુક્તિયોગ પ્રત્યે પામે છે. ૮૩

ટીકાર્થ—કર્મયોગનો એટલે તપ સંયમ વિગેરે ક્રિયારૂપ ઉપાયનો અભ્યાસ કરીને એટલે સારી રીતે આગમમાં કહ્યા પ્રમાણે વારંવાર તેનું આવર્તન કરીને, જ્ઞાનયોગને વિષે એટલે જ્ઞાનરૂપી ઉપાયને વિષે સાવધાન થઇને-આત્માને સારી રીતે ચોંટાડીને અને ત્યારપછી ધ્યાનરૂપ યોગ ઉપર એટલે મોક્ષના ઉપાયપર આરૂઢ થઇને એટલે ધર્મધ્યાનાદિક કરવામાં અતિ નિપુણ થઇને, (આમ કહેવાથી યોગની પ્રાપ્તિનો અનુક્રમ તથા આગળ હમણાં જ કહેવાશે એવા ધ્યાનના અધિકારનો ઉપક્રમ દેખાડ્યો છે) પછી મુક્તિયોગને મેળવે છે. એટલે યોગના નિરોધવડે શૈલેશી અવસ્થામાં જઇને છેલ્લા અસંગયોગને પામે છે. ૮૩.

## ॥ इति योगाधिकारः ॥

## ॥ अथ ध्यानाधिकारः ॥

હવે ધ્યાનનો અધિકાર કહે છે. તેમાં પ્રથમ ધ્યાનનું સ્વરૂપ કહે છે.—

**स्थिरमध्यवसानं यत्तद्ध्यानं चित्तमस्थिरम् ।**
**भावना चाप्यनुप्रेक्षा चिन्ता वा तत्रिधा मतम् ॥ ८४ ॥**

મૂલાર્થ—જે સ્થિર ચિત્ત છે, તેને ધ્યાન સમજવું. અને જે અસ્થિર ચિત્ત છે, તેને ભાવના અથવા અનુપ્રેક્ષા અથવા ચિંતા સમજવી. આ પ્રમાણે અસ્થિર ચિત્તના ત્રણ પ્રકાર કહ્યા છે. ૮૪.

ટીકાર્થ—જે બુદ્ધિવિશેષના વિષયમાં રહેલું સ્થિર-નિશ્ચળ કંપરહિત એક આલંબનરૂપ અધ્યવસાન એટલે અત્યંત નિશ્ચિત ધ્યેય સ્વરૂપમાં રહેલો જ્ઞાનાદિરૂપ જીવનો પરિણામ છે તેને-તે અધ્યવસાનરૂપ ચિત્તને ધ્યાન કહેલું છે. અને જે અસ્થિર અનેક આલંબનવાળું ચપળ ચિત્ત છે, તે ભાવના એટલે જ્ઞાન-ભાવનાદિરૂપ ભાવનાનો પ્રકાર જાણવો, પણ તેને ધ્યાન જાણવું નહીં. અહીં च અને अपि શબ્દનો અર્થ અથવા જેવો છે. તેથી અથવા તો તે અસ્થિર ચિત્તને અનુપ્રેક્ષા એટલે અનિત્યાદિકના વિચારરૂપ ધ્યાનથી ઉત્તર કાળમાં થનારી ભાવના જાણવી. અથવા ચિંતા એટલે શરીર, ધન અને વિષયાદિકમાં આર્તધ્યાનને અને રૈદ્રધ્યાનને અનુસરતો વિચાર જાણવો. આ પ્રકારે તે અસ્થિર ચિત્તને સર્વજ્ઞે ત્રણ પ્રકારનું કહેલું છે. ૮૪.

હવે એક આલંબનવાળા ધ્યાનનું કાળપ્રમાણ કહે છે.—

**मुहूर्तान्तर्भवेद्ध्यानमेकार्थे मनसः स्थितिः ।**
**बह्वर्थसंक्रमे दीर्घाप्यच्छिन्ना ध्यानसंततिः ॥ ८५ ॥**

મૂલાર્થ—મનની એક આલંબનને વિષે અંતર્મુહૂર્ત સુધી જે સ્થિતિ, તે ધ્યાન કહેવાય છે, અને ઘણા આલંબનના સંક્રમને વિષે લાંબી અને અવિચ્છિન્ન એવી જે સ્થિતિ તે ધ્યાનશ્રેણી કહેવાય છે. ૮૫.

ટીકાર્થ—ચિત્તની એક-અદ્વિતીય આલંબનને વિષે અંતર્મુહૂર્ત સુધીની જે સ્થિતિ થાય છે, તે ધ્યાન કહેવાય છે. પરંતુ મુહૂર્ત ઉપરાંતની સ્થિતિને ધ્યાન કહેવાતું નથી. કેમકે એક આલંબનના ઉપયોગની સ્થિતિ અંતર્મુહૂર્તથી વધારે વખત રહી શકતીજ નથી. ત્યારે અંતર્મુહૂર્તથી ઉપશાંત જે ધ્યાનની સ્થિતિ હોય તે શું કહેવાય? તે કહે છે.—ઘણા આલંબનની સંક્રમને વિષે એટલે પરિપાટીએ કરીને ધ્યાન સંબંધી ઉપયોગના પ્રવેશને વિષે દીર્ઘ એટલે અનેક મુહૂર્તની સ્થિતિવાળી અને અવિચ્છિન્ન એટલે નિરંતર અન્યઅન્ય ધ્યાનના રૂપવાળી જે સ્થિતિ તે ધ્યાનસંતતિ એટલે ધ્યાનની પરંપરારૂપ શ્રેણી કહેવાય છે. ૮૫.

હવે ધ્યાનના પ્રકારો કહે છે.—

**आर्तं रौद्रं च धर्म्यं च शुक्लं चेति चतुर्विधम् ।**
**तस्याद्भेदाविह द्वौ द्वौ कारणं भवमोक्षयोः ॥ ८६ ॥**

મૂલાર્થ—આર્ત, રૌદ્ર, ધર્મ્ય, અને શુક્લ એ ચાર પ્રકારનું ધ્યાન કહેવાય છે. તેને વિષે બબે ભેદ અનુક્રમે ભવ અને મોક્ષના કારણરૂપ છે. ૮૬.

ટીકાર્થ—આર્ત અને રૌદ્ર એટલે આર્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બે, અને ધર્મ એટલે ધર્મમય અથવા ધર્મ સંબંધી ધ્યાન તથા શુક્લ એટલે અત્યંત ઉજ્જ્વલ-શુદ્ધ ધ્યાન-એ રીતે ધ્યાન ચાર પ્રકારનું છે. શ્લોકમાં च શબ્દ ફરીથી લખ્યો છે એટલે તે પ્રત્યેક ધ્યાન પણ ચાર ચાર પ્રકારનાં છે એમ જાણવું. આ ચાર પ્રકારના ધ્યાનને વિષે બબે ધ્યાન અનુક્રમે સંસાર અને મોક્ષના કારણ છે. તેમાં પ્રથમના બે ધ્યાન સંસારના કારણ છે અને છેલ્લા બે ધ્યાન મોક્ષના કારણ છે. ૮૬.

"જે પ્રમાણે ઉદ્દેશ કર્યો હોય તેજ પ્રમાણે નિર્દેશ કરવો." એ ન્યાયને અનુસરીને પ્રથમ આર્તધ્યાનના ચાર પ્રકાર બતાવે છે.—

शब्दादीनामनिष्टानां वियोगासंप्रयोगयोः ।
चिन्तनं वेदनायाश्च व्याकुलत्वमुपेयुषः ॥ ८७ ॥
इष्टानां प्रणिधानं च संप्रयोगावियोगयोः ।
निदानचिन्तनं पापमार्तमित्थं चतुर्विधम् ॥ ८८ ॥

**મૂલાર્થ**—અનિષ્ટ એવા શબ્દાદિક વિષયોનો વિયોગ અને અસંપ્રયોગ (અપ્રાપ્તિ)નું ચિંતવન (૧), તથા વેદનાથી વ્યાકુળપણું પામેલાનું જે ચિંતવન (૨), ઇષ્ટ પદાર્થના સંપ્રયોગ (અપ્રાપ્તની પ્રાપ્તિ) અને અવિયોગ (પ્રાપ્ત થયેલાના અવિયોગ)ને માટે જે પ્રણિધાન-ચિંતવન (૩) અને નિયાણાનું ચિંતવન (૪) આ પ્રમાણે દુષ્ટ આર્તધ્યાન ચાર પ્રકારનું છે. ૮૭-૮૮.

**ટીકાર્થ**—અનિષ્ટ એટલે પોતાને પ્રતિકૂળ એવા શબ્દાદિક એટલે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શવાળા સચેતન પદાર્થોનો વિયોગ એટલે તે પ્રાપ્ત થયેલા હોય તો 'મારે આ વિષયોનો વિયોગ ક્યારે થશે?' એ પ્રમાણે તથા અસંપ્રયોગ એટલે અનિષ્ટ વિષયોનો કોઈ પણ પ્રકારે વિયોગ થયો હોય તો 'મારે ફરીથી આ વિષયોનો સંયોગ ન થાઓ' એ પ્રમાણે જે ચિંતવવું તે. એટલે અનિષ્ટના વિયોગ અને અસંપ્રયોગનું ચિંતવન-એકાગ્રપણે તેવો વિચાર કરવો તે **અનિષ્ટ વિયોગ** નામનું પહેલું આર્તધ્યાન કહેવાય છે. તથા જ્વરાદિક રોગથી ઉત્પન્ન થયેલી પીડાવડે વ્યાકુળપણું એટલે તે રોગનો પ્રતીકાર કરવા માટે ઔષધાદિક કરવામાં અત્યંત આતુરતાએ કરીને વિહ્વળપણું પામેલા પુરૂષનું જે ચિંતવન તે **રોગાર્ત** નામનું બીજું આર્તધ્યાન કહેવાય છે. ઇષ્ટ એટલે પોતાને અનુકૂળ એવા શબ્દાદિક વિષયોનો સંપ્રયોગ એટલે રાગની આતુરતાએ કરીને અપ્રાપ્ત પદાર્થોની પ્રાપ્તિ માટે પ્રૌઢ ઉદ્યમમાં તત્પર થવું તે તથા અવિયોગ એટલે પ્રાપ્ત થયેલા શુભ વિષયોનો વિરહ ન થવાનું ચિંતવવું તે, આપ્રમાણે ઇષ્ટના સંપ્રયોગ અને અવિયોગને નિમિત્તે એકાગ્ર મનપણે ચિંતવન કરવું તે **ઇષ્ટનાશાર્ત** નામનું ત્રીજું આર્તધ્યાન કહેવાય છે. તથા નિદાનનું ચિંતવવું એટલે તપ અને સંયમ વિગેરેના ફળે કરીને જે દેવેંદ્રાદિકના સ્થાનની પ્રાર્થના કરવી-ઇચ્છા કરવી તે **નિદાનાર્ત** નામનું ચોથું આર્તધ્યાન કહેવાય છે. આ રીતે ચાર પ્રકારનું આર્તધ્યાન અતિ દુષ્ટ છે. માટે તે **વર્જવા** લાયક છે, એવો ઉપદેશ છે. ૮૭-૮૮.

આર્તધ્યાન ધ્યાનારને કઈ લેશ્યા હોય છે? તે બતાવે છે.—

**कापोतनीलकृष्णानां लेश्यानामत्र संभवः ।**
**अनतिक्लिष्टभावानां कर्मणां परिणामतः ॥ ८९ ॥**

**મૂલાર્થ**—આ આર્તધ્યાનીને વિષે જેનો ભાવ અતિ ક્લિષ્ટ નથી એવા કર્મના પરિણામને લીધે કાપોત, નીલ અને કૃષ્ણ એ ત્રણ લેશ્યાનો સંભવ છે. ૮૯.

**ટીકાર્થ**—આ આર્તધ્યાનવાળા જીવને વિષે કાપોત-થોડા ક્લિષ્ટ પરિણામવાળી લેશ્યા, નીલ-કાપોત કરતાં વધારે ક્લિષ્ટ પરિણામવાળી લેશ્યા અને કૃષ્ણ એટલે નીલ કરતાં વધારે ક્લિષ્ટ પરિણામવાળી લેશ્યા-એ ત્રણ લેશ્યાનો એટલે અશુભ અધ્યવસાયનો સંભવ છે. શાથી કે જેમનો ભાવ એટલે ઉદયથી ઉત્પન્ન થયેલો રસસ્વભાવ અતિ ક્લિષ્ટ નથી અર્થાત્ મધ્યમ છે એવા જ્ઞાનાવરણાદિક ઉદય પામેલા કર્મોના પરિણામથી તે ત્રણ લેશ્યાનો સંભવ છે. રૌદ્રધ્યાનમાં રહેલી લેશ્યાની અપેક્ષાએ આ લેશ્યાઓ મંદ પરિણામવાળી હોય છે એમ જાણવું. ૮૯.

હવે બે શ્લોકવડે આર્તધ્યાનીના ચિન્હો કહે છે.—

**क्रन्दनं रुदनं प्रोच्चैः शोचनं परिदेवनम् ।**
**ताडनं लुञ्चनं चेति लिंगान्यस्य विदुर्बुधाः ॥ ९० ॥**

**મૂલાર્થ**—કંદન, રૂદન, મોટેથી શોક, પરિદેવન, તાડન અને લુંચન એ આ આર્તધ્યાનીના ચિન્હો છે, એમ પંડિતો કહે છે. ૯૦.

**ટીકાર્થ**—કંદન એટલે શોકાતુરપણે અશ્રુપાત કરવો, રૂદન એટલે વિરસ કંઠવડે મોટા શબ્દે કરીને નિરંતર વિલાપ કરવો, અતિશય શોક એટલે ઇષ્ટ વસ્તુના વિયોગાદિકને લીધે અત્યંત ચિંતાતુર રહેવું, પરિદેવન એટલે દીનતા ભરેલાં વચનો બોલવાં, તાડન એટલે દુઃખથી આકુળ થઇને હૃદય મસ્તક વિગેરે કુટવાં, તથા લુંચન એટલે મસ્તકના કેશ વિગેરેને તોડવા. આ પ્રમાણે જ્ઞાનીઓએ આ આર્તધ્યાનીના લિંગો એટલે જેનાવડે હૃદયમાં રહેલું આર્તધ્યાન જણાય એવાં ચિહ્નો કહેલાં છે. ૯૦.

**मोघं निन्दन्निजं कृत्यं प्रशंसन् परसंपदः ।**
**विस्मितः प्रार्थयन्नेताः प्रसक्तश्चैतदर्जने ॥ ९१ ॥**

**મૂલાર્થ**—પોતાના નિષ્ફળ થયેલા કૃત્યની નિંદા કરે, બીજાની સંપત્તિની પ્રશંસા કરે, વિસ્મય પામીને તે સંપત્તિઓની પ્રાર્થના કરે તથા તેને મેળવવા માટે આસક્ત થાય. ૯૧.

**ટીકાર્થ**—પોતાના નિષ્ફળ એટલે પ્રયત્ન કર્યા છતાં પણ ફળરહિત

એવા કાર્યની નિંદા કરે, બીજાની સંપત્તિઓના વખાણ કરે, તે સંપત્તિઓને વિષે ચમત્કાર પામીને તેની પ્રાર્થના-અભિલાષા કરે, તથા તે સંપત્તિઓને મેળવવા માટે અત્યંત આસક્તિ રાખે. આવા લક્ષણવાળાને આર્તધ્યાની જાણવો. ૯૧.

હવે આર્તધ્યાનના સ્વામી કહે છે.—

**प्रमत्तश्चेन्द्रियार्थेषु गृद्धो धर्मपराङ्मुखः ।**
**जिनोक्तमपुरस्कुर्वन्नार्तध्याने प्रवर्तते ॥ ९२ ॥**

*મૂલાર્થ*—પ્રમત્ત, ઇંદ્રિયોના વિષયોમાં લોલુપ, ધર્મને વિષે પરાઙ્મુખ તથા જિનાજ્ઞાનો અંગીકાર નહીં કરનારો પુરૂષ આર્તધ્યાનમાં પ્રવર્તે છે. ૯૨.

*ટીકાર્થ*—પ્રમત્ત એટલે હિતને વિષે આળસુ, શબ્દાદિક ઇંદ્રિયોના વિષયોમાં અત્યંત આસક્ત, ધર્મને વિષે પરાઙ્મુખ એટલે ધર્મના પરિણામરહિત તથા જિનેશ્વરની આજ્ઞાને નહીં સ્વીકારતો અર્થાત્ જિન વચનની અપેક્ષારહિત એવો પુરૂષ આર્તધ્યાનને વિષે પ્રવર્તે છે એમ જાણવું. માટે આર્તધ્યાનની ઉત્પત્તિના કારણરૂપ પ્રમત્તપણું વિગેરે તજવા લાયક છે. ૯૨.

હવે જેઓ આ આર્તધ્યાનના ધ્યાનારા છે, તેઓને બતાવે છે.—

**प्रमत्तान्तगुणस्थानानुगमेतन्महात्मना ।**
**सर्वप्रमादमूलत्वात्त्याज्यं तिर्यग्गतिप्रदम् ॥ ९३ ॥**

*મૂલાર્થ*—પ્રમત્ત ગુણસ્થાનના અંત સુધી રહેનારૂં અને તિર્યંચની ગતિને આપનારૂં આ આર્તધ્યાન સર્વ પ્રમાદનું મૂળ હોવાથી મહાત્માએ તજવા લાયક છે. ૯૩.

*ટીકાર્થ*—આ આર્તધ્યાન પ્રમત્ત એટલે પ્રમાદી સંયમવાન્ જેનો સ્વામી છે એવા છઠ્ઠા ગુણસ્થાનના અંતસુધી પ્રવર્તવાવાળું એટલે પહેલા ગુણસ્થાનકથી આરંભીને છઠ્ઠા ગુણસ્થાનક સુધી રહેનારૂં છે. તે (આર્તધ્યાન)નું ફળ કહે છે–આ ધ્યાન તિર્યંચની ગતિને આપનારૂં છે એટલે આ આર્તધ્યાન જીવોને પૃથ્વીકાયથી આરંભીને પંચેંદ્રિય પશુજાતિ સુધીની ગતિને આપનારૂં છે. કારણ કે મિથ્યાત્વ, અવિરતિ, વિષય, કષાય અને યોગરૂપ સર્વે પ્રમાદોનાં મૂળ કારણરૂપ તે છે, તેથી મહાત્માઓએ એટલે ઉત્તમ મુમુક્ષુઓએ તેનો ત્યાગ કરવો યોગ્ય છે. ૯૩.

હવે રૌદ્રધ્યાન કહે છે.

निर्दयं वधबन्धादिचिन्तनं निबिडक्रुधा ।
पिशुनासभ्यमिथ्यावाक्प्रणिधानं च मायया ॥ ९४ ॥
चौर्यधीर्निरपेक्षस्य तीव्रक्रोधाकुलस्य च ।
सर्वाभिशंकाकलुषं चित्तं च धनरक्षणे ॥ ९५ ॥

**મૂલાર્થ**—અત્યંત ક્રોધવડે કરીને નિર્દય રીતે બીજા પ્રત્યે વધ, બંધન વિગેરેનું જે ચિંતવન કરવું તે પહેલું રૌદ્રધ્યાન તથા માયાવડે કરીને પિશુન, અસભ્ય અને મિથ્યા-વાણીનું જે પ્રણિધાન તે બીજું રૌદ્રધ્યાન કહેવાય છે. અપેક્ષા રહિત અને તીવ્ર ક્રોધે-કરીને આકુળવ્યાકુળ એવા પુરૂષને જે ચોરીની બુદ્ધિ તે ત્રીજું રૌદ્રધ્યાન અને ધનના રક્ષણને વિષે સર્વની શંકાએ કરીને મલીન એવું જે ચિત્ત તે ચોથું રૌદ્રધ્યાન કહેવાય છે. ૯૪. ૯૫.

**ટીકાર્થ**—નિવિડ એટલે અત્યંત કઠણ ક્રોધવડે દયા રહિતપણે બીજા પ્રત્યે વધ એટલે લાકડી વિગેરેથી મારવું, બંધ એટલે દોરડા વિગેરેથી બાંધવું. તથા આદિ શબ્દે અગ્નિવડે સળગાવવું, અને ખડ્ગાદિકવડે છેદવું વિગેરેનું જે ચિંતવન એટલે એકાગ્ર મનવડે વિચારવું તે **હિંસાનુબંધિ** નામનું પહેલું રૌદ્રધ્યાન કહેવાય છે. તથા માયાવડે એટલે કપટ વૃત્તિવડે પિશુન એટલે અછતા દોષનું કહેવું, અસભ્ય એટલે સત્પુરૂષની સભામાં ન બોલવા લાયક અને મિથ્યા એટલે વસ્તુની અન્યથા પ્રરૂપણારૂપ અથવા અસત્ય એવી વાણીનું જે પ્રણિધાન એટલે ચિંતવન-તેવું બોલવાનો એકાગ્ર ચિત્તનો અધ્યવસાય તે **મૃષાનુબંધિ** નામનું બીજું રૌદ્રધ્યાન કહેવાય છે. પાપના ફળરૂપ દુર્ગતિની અપેક્ષા રહિત તથા તીવ્ર-અતિઉગ્ર ક્રોધવડે વ્યાકુળ-વ્યાપ્ત એવા પુરૂષને જે ચોરીની બુદ્ધિ એટલે પરના ધનને હરણ કરવાની મતિ તે **સ્તેયાનુબંધિ** નામનું ત્રીજું રૌદ્રધ્યાન કહેવાય છે. તથા સર્વ વિષયોના સાધનરૂપ દ્રવ્યનું રક્ષણ કરવામાં એટલે તેને વિનાશથી બચાવવામાં સર્વની એટલે તે ધનને વિષે જેટલાની અભિલાષા રહેતી હોય તે સર્વની શંકા એટલે "આ લોકો મારૂં ધનાદિક લઈ જશે, તેથી કોઈ પણ પ્રકારે તેઓનો વિનાશ થાઓ" એવા પ્રકારની શંકાએ કરીને કલુષ એટલે તેમના ઘાતાદિકનું ચિંતવન કરવાથી મલીન એવું જે ચિત્ત એટલે મનનો અધ્યવસાય તે **વિષયસંરક્ષણ** નામનું ચોથું રૌદ્રધ્યાન કહેવાય છે. ૯૪. ૯૫.

હવે તે રૌદ્રધ્યાનના ધ્યાનારાઓને દેખાડે છે.—

**एतत्सदोषकरणकारणानुमतिस्थिति ।**
**देशविरतिपर्यन्तं रौद्रध्यानं चतुर्विधम् ॥ ९६ ॥**

**મૂલાર્થ**—આ દોષવાળા કાર્યને કરવા, કરાવવા અને અનુમોદવારૂપ જેની સ્થિતિ છે એવું ચાર પ્રકારનું રૌદ્રધ્યાન દેશવિરતિ ગુણસ્થાના સુધીના જીવોને હોય છે. ૯૬.

**ટીકાર્થ**—આ પૂર્વે કહેલું દોષવાળા હિંસાદિક કાર્યનું કરવું એટલે પોતે જાતે કરવું, કરાવવું એટલે બીજાને કરવાની પ્રેરણા કરવી, તથા અનુમતિ એટલે બીજા જેઓ પોતાની જાતે કરતા હોય તેને અનુમોદન આપવું-અર્થાત્ તેમાં હર્ષિત થવું, તેરૂપ જેની સ્થિતિ એટલે પરિણામ છે-સ્વરૂપે અવસ્થાન છે એવું હિંસાનુબંધિ આદિ ચાર પ્રકારનું રૌદ્રધ્યાન દેશવિરતિપર્યંત એટલે દેશવિરતિ નામના પાંચમા ગુણસ્થાનક સુધીના જીવોને હોય છે. ૯૬.

હવે તેની લેશ્યા કહે છે.—

**कापोतनीलकृष्णानां लेश्यानामत्र संभवः ।**
**अतिसंक्लिष्टरूपाणां कर्मणां परिणामतः ॥ ९७ ॥**

**મૂલાર્થ**—આ રૌદ્રધ્યાનને વિષે અતિસંકલેશવાળા કર્મોના પરિણામને લીધે કાપોત, નીલ અને કૃષ્ણ એ ત્રણ લેશ્યાનો સંભવ છે. ૯૭.

**ટીકાર્થ**-આ રૌદ્રધ્યાનને વિષે કાપોત નીલ અને કૃષ્ણ કે જે પૂર્વે કહી ગયા, તે ત્રણ લેશ્યાની એટલે જેનાવડે આત્મા બંધાય એવી પરિણતિની અતિ મલિન સ્વરૂપવાળાં-ઉદયના સ્વભાવવાળાં જ્ઞાનાવરણાદિક કર્મોના પરિણામને લીધે-પરિપાકને લીધે ઉત્પત્તિ થાય છે. ૯૭.

હવે બે શ્લોકોવડે આ રૌદ્રધ્યાનનાં ચિન્હો તથા ફળને કહે છે.—

**उत्सन्नबहुदोषत्वं नानामारणदोषता ।**
**हिंसादिषु प्रवृत्तिश्च कृत्वाऽघं स्मयमानता ॥ ९८ ॥**
**निर्दयत्वाननुशयौ बहुमानः परापदि ।**
**लिंगान्यत्रेत्यदो धीरैस्त्याज्यं नरकदुःखदम् ॥ ९९ ॥**

**મૂલાર્થ**—ઉત્સન્ન દોષપણું, બહુ દોષપણું, નાના પ્રકારના દોષપણું, મારણ દોષપણું, હિંસાદિકને વિષે પ્રવૃત્તિ તથા પાપ કરીને હર્ષ પામવાપણું, નિર્દયપણું, પશ્ચાત્તાપનો અભાવ અને બીજાની આપત્તિમાં બહુમાન (હર્ષ) એ આ રૌદ્રધ્યાનનાં ચિન્હો છે. નરકના

દુઃખને આપનારૂં આ ધ્યાન ધીર પુરૂષોએ તજવા યોગ્ય છે. ૯૮. ૯૯.

ટીકાર્થ—આ રૌદ્રધ્યાનને વિષે ઉત્સન્ન એટલે ઉપશમ નહીં પામેલું અર્થાત્ અનિવાર્ય હિંસાદિકમાં પ્રવૃત્તિરૂપ દોષપણું, તથા ઘણા દોષપણું એટલે બહુતતાએ કરીને ફરી ફરીથી તે અકાર્યમાં પ્રવૃત્તિ રૂપ દોષપણું, તથા નાના પ્રકારના-એટલે ચામડી ઉતરડવી, આંખ ફોડવી વિગેરે હિંસાદિક ઉપાયોને વિષે વારંવાર પ્રવૃત્તિ કરવારૂપ દોષપણું, તથા મારણ સુધી પ્રવૃત્તિ કર્યા છતાં પણ પશ્ચાત્તાપ નહીં થવા રૂપ દોષપણું એટલે પ્રાણનો નાશ કરીને પણ પશ્ચાત્તાપ ન પામવો તે, તથા હિંસાદિકને વિષે એટલે જીવઘાત, ચોરી, પરદારા સેવન વિગેરેને વિષે પ્રવૃત્તિ એટલે બાહ્ય ઉપકરણે કરીને યુક્ત એવા તે પુરૂષને વાણી અને કાયાવડે અત્યંત આસક્તિ, તથા પાપ કરીને પણ તેના હૃદય, નેત્ર અને મુખની પ્રસન્નતા, નિર્દયપણું, પશ્ચાત્તાપનો અભાવ તથા બીજાની આપત્તિ-દુઃખને વિષે બહુમાન એટલે હૃદયમાં હર્ષિત થવું તે, આ પૂર્વે કહેલાં સમગ્ર ચિન્હો રૌદ્રધ્યાનનાં છે. આ ધ્યાનનું ફળ નરકના દુઃખને આપે તે છે, એટલે આ ધ્યાન નરકગતિના કષ્ટસમૂહને આપનારૂં છે. તેથી ધીર એટલે બુદ્ધિમાન પુરૂષોએ તેનો ત્યાગ કરવા લાયક છે. ૯૮. ૯૯.

હવે આ બે ધ્યાનનો ઉપસંહાર કરવાપૂર્વક ધર્મધ્યાનનો ઉપક્રમ કરે છે.—

**अप्रशस्ते इमे ध्याने दुरन्ते चिरसंस्तुते ।**
**प्रशस्तं तु कृताभ्यासो ध्यानमारोढुमर्हति ॥ १०० ॥**

મૂલાર્થ—આ બે ધ્યાન દુરંત અને ચિરકાળના પરિચિત છે, અને અપ્રશસ્ત છે તેથી અભ્યાસ કરીને પ્રશસ્ત ધ્યાનમાં આરૂઢ થવું યોગ્ય છે. ૧૦૦.

ટીકાર્થ—આ પૂર્વે કહેલા આર્ત અને રૌદ્ર એ બે ધ્યાન દુરંત એટલે જેનો મહાદુઃખથી અંત-નાશ થાય તેવાં છે, તથા તેની સાથે જીવોને ચિરકાળનો એટલે અનાદિ પરિચય છે, અને તે બન્ને અપ્રશસ્ત એટલે મલીન છે. માટે પ્રયત્નવડે તેમનો ત્યાગ કરી ભાવનાદિકવડે શુભ ધ્યાનનો અભ્યાસ કરીને ઉત્તમ એવા ધર્મધ્યાનમાં એટલે ચિત્તની એકાગ્રતામાં આરૂઢ થવું યોગ્ય છે. ૧૦૦.

હવે બે શ્લોકવડે પ્રશસ્ત ધ્યાનનુંજ પ્રકરણ કહે છે.—

**भावना देशकालौ च स्वासनालंबनक्रमान् ।**
**ध्यातव्यध्यात्रनुप्रेक्षालेश्यालिंगफलानि च ॥ १०१ ॥**

**ज्ञात्वा धर्म्यं ततो ध्यायेच्चतस्रस्तत्र भावनाः ।**
**ज्ञानदर्शनचारित्रवैराग्याख्याः प्रकीर्तिताः ॥ १०२ ॥**

**મૂલાર્થ**—ભાવના, દેશ, કાળ, સારૂં આસન, આલંબન, અનુક્રમ ધ્યાન કરવા યોગ્ય, ધ્યાન કરનાર, અનુપ્રેક્ષા, લેશ્યા, લિંગ અને ફળ, તે સર્વેને જાણીને પછી ધર્મધ્યાન ધ્યાવું. તેને વિષે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વૈરાગ્ય નામની ચાર ભાવનાઓ કહી છે. ૧૦૧-૧૦૨

**ટીકાર્થ**—જ્ઞાનાદિક ભાવનાઓ, દેશ એટલે ધ્યાન કરવા યોગ્ય નિર્જન પ્રદેશ, કાળ એટલે ધ્યાન કરવા યોગ્ય અવસર, સારૂં-ધ્યાનયોગ્ય આસન-પદ્માસન વિગેરે, આલંબન એટલે જેને આશ્રીને ધ્યાનમાં આરૂઢ થવાય તે-વાચના પૃચ્છના વિગેરે, ક્રમ એટલે મનનો નિરોધ વિગેરે અનુક્રમ, ધ્યાતવ્ય એટલે ધ્યાન કરવા યોગ્ય જિનાજ્ઞા વિગેરે, ધ્યાતા એટલે અપ્રમત્ત સાધુ વિગેરે ધ્યાન કરનાર, અનુપ્રેક્ષા એટલે ધ્યાનની પછીને કાળે પ્રાપ્ત થયેલ અનિત્યાદિક ચિંતા ( ભાવના ), લેશ્યા એટલે ધ્યાતાના શુભ આશયરૂપ તેજો, પદ્મ વિગેરે, લિંગ એટલે જિનવચન પરની શ્રદ્ધા વિગેરે, તથા ફળ એટલે સ્વર્ગ, મોક્ષ વિગેરેની પ્રાપ્તિ-એ પ્રમાણે ભાવનાને આરંભીને ફળપર્યંત પદાર્થોને આગળ કહેવાશે તે પ્રમાણે જાણીને ત્યારપછી ધર્મધ્યાનનું ધ્યાન કરવું. એટલે ધ્યેય પદાર્થ પ્રત્યે એકતાન-તલ્લીન મનવાળા થઇને રહેવું. તેમાં એટલે તે ધ્યાનના સાધનને વિષે ભાવના એટલે આત્માને ધ્યાન કરવા યોગ્ય કરનારી વાસના ચાર પ્રકારની જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વૈરાગ્ય નામની કહેલી છે. તેમાં જ્ઞાન છતે મનનું ધૈર્ય અને વિશુદ્ધિવાળો જીવ-પુરૂષ સૂત્રના અર્થનો તથા જગતનો પણ સાર-તત્ત્વ જાણે છે, માટે નિરંતર શ્રુતના અભ્યાસમાં તત્પર રહેવાથી તે પુરૂષ જ્ઞાન ભાવનાવડે ભાવિત-વાસિત થાય છે. તથા દર્શનને વિષે ઉદ્યમવંત એવા જીવને જિનશાસનને વિષે પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્તિક્યપણું, એ રૂપ સ્થિરતા થાય તે દર્શન ભાવના કહેવાય છે. તથા જીવને નવા કર્મનું અગ્રહણ, પૂર્વે કરેલા કર્મની નિર્જરા અને શુભ કર્મનું ગ્રહણ ચારિત્રથકીજ થાય છે, માટે તે ચારિત્ર ભાવના કહેવાય છે. તથા વૈરાગ્ય થકી પ્રાણી વિષયના સંગરહિત, સપ્ત ભય વર્જિત તથા આ લોક અને પરલોકની આકાંક્ષારહિત અને જગતના સ્વભાવને જાણનાર થાય છે, માટે તે વૈરાગ્ય ભાવના કહેવાય છે. ૧૦૧-૧૦૨,

ભાવનાનું ફળ કહે છે.—

**निश्चलत्वमसंमोहो निर्जरा पूर्वकर्मणाम् ।**
**संगाशंसा भयोच्छेदः फलान्यासां यथाक्रमम् ॥ १०३ ॥**

**મૂલાર્થ**—નિશ્ચળપણું ૧, અસંમોહ ૨, પૂર્વ કર્મની નિર્જરા ૩ તથા સંગની આશંસાનો અને ભયનો નાશ ૪ એ આ ભાવનાઓનાં અનુક્રમે ફળ જાણવાં. ૧૦૩.

**ટીકાર્થ**—આ ઉપર કહેલી ભાવનાઓનાં આ અનુક્રમે કહેવાતાં ફળ જાણવાં. તેજ કહે છે.—નિશ્ચળપણું એટલે ધ્યાનને વિષે ઉપસર્ગો થાય તોપણ જ્ઞાનની ભાવનાવડે નિશ્ચળપણું થાય છે. અસંમોહ એટલે દર્શનની ભાવનાવડે સૂક્ષ્મતાથી જણાતી દેવની માયાને વિષે પણ મન મોહ પામતું નથી. ચારિત્રની ભાવનાએ કરીને પૂર્વે કરેલા કર્મની નિર્જરા-ક્ષય થાય છે. તથા વૈરાગ્યભાવનાએ કરીને રાગાદિક સંગની બન્ને લોક-સંબંધી આશંસાનો તથા સાત પ્રકારના ભયનો દેહાદિક પરના મમત્વના ત્યાગને લીધે ઉચ્છેદ-નાશ થાય છે. ૧૦૩.

ઉદય પામેલી ભાવનાનું વિશેષ ફળ કહે છે.—

**स्थिरचित्तः किलैताभिर्याति ध्यानस्य योग्यताम् ।**
**योग्यतैव हि नान्यस्य तथा चोक्तं परैरपि ॥ १०४ ॥**

**મૂલાર્થ**—આ ભાવનાઓ વડે સ્થિર ચિત્તવાળો પુરૂષજ ધ્યાનની યોગ્યતાને પામે છે; બીજાની યોગ્યતાજ હોતી નથી. તે વિષે બીજાઓએ પણ કહ્યું છે. ૧૦૪.

**ટીકાર્થ**—ખરેખર આ પૂર્વે કહેલી ભાવનાઓવડે સ્થિર ચિત્તવાળો એટલે નિશ્ચળ મનની ધારણાવાળો ધ્યાતા ધ્યાનની યોગ્યતાને-સમર્થ-પણાને પામે છે. બીજાની એટલે એવી ભાવનારહિત મનુષ્યની યોગ્ય-તાજ તેમાં હોતી નથી. તે વિષે વ્યાસાદિકે પણ કહ્યું છે. ૧૦૪.

તેમણે જે કહ્યું છે, તે કહે છે.—

**चञ्चलं हि मनः कृष्ण प्रमाथिबलवद्दृढम् ।**
**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ १०५ ॥**

**મૂલાર્થ**—હે કૃષ્ણ! મન મથન કરનારા સૈન્યની જેમ અત્યંત ચંચળ છે. તેનો નિગ્રહ કરવો એ વાયુના નિગ્રહ કરતાં પણ દુષ્કર છે, એમ હું માનું છું. ૧૦૫.

ટીકાર્થ—હે કૃષ્ણ! મન એટલે અંતઃકરણ મથન કરનારા એટલે સ્વભાવ રૂચિ અને ધર્મનું વિલોડન કરનારા સૈન્યની પેઠે અત્યંત ગાઢ અનુબંધવાળું અને અનિવાર્ય વેગવાળું ચંચળ છે. તે મનનો નિરોધ વાયુની જેમ હું દુષ્કર માનું છું. ૧૦૫.

શ્રીકૃષ્ણ કહે છે.—

**असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।**
**अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ १०६ ॥**

મૂલાર્થ—હે મહાબાહુવાળા અર્જુન! ખરેખર ચંચળ એવું મન નિગ્રહ થઈ શકે એવું નથી. પરંતુ અભ્યાસે કરીને તથા વૈરાગ્યે કરીને તે મન ગ્રહણ (વશ) કરી શકાય છે. ૧૦૬.

ટીકાર્થ—હે મહાબાહુવાળા અર્જુન! સંદેહરહિત એટલે ખરેખર ચપળ એવું મન મહાકષ્ટે કરીને વશ થાય તેવું છે. તોપણ હે કુંતાના પુત્ર અર્જુન! વારંવાર ભણવું, ભણાવવું, શ્રવણ કરવું, મનન કરવું વિગેરે મનનો નિરોધ કરવાના ઉપાયરૂપ અભ્યાસે કરીને તથા વૈરાગ્યે કરીને એટલે સંસારપરની ઉદાસીનતાએ કરીને તેને યોગીજનો વશ કરી શકે છે. ૧૦૬.

**असंयतात्मनो योगो दुःप्राप इति मे मतिः ।**
**वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ १०७ ॥**

મૂલાર્થ—હે અર્જુન! જેનું મન વશ થયેલું નથી તેને યોગ દુષ્પ્રાપ છે, એવી મારી બુદ્ધિ છે; અને જેનું મન વશ થયેલું છે એવો પુરૂષ યત્નવડે ઉપાયથી યોગને પામી શકે છે. ૧૦૭.

ટીકાર્થ—હે અર્જુન! યોગ એટલે ધ્યાનરૂપ મોક્ષનો ઉપાય અથવા મનની સ્થિરતા શાસ્ત્રોક્ત નિયમથી રહિત મનવાળા અનભ્યાસી મનુષ્યથી પામી શકાય તેવો નથી, એવી મારી બુદ્ધિ–માન્યતા છે. પણ જેનું મન વશ છે એવા પુરૂષને તો યત્નવડે ભાવનાદિક ઉપાયથી તે ધ્યાનયોગ પ્રાપ્ત થઈ શકે છે. ૧૦૭.

કહેલા અર્થનો સંવાદ[1] કહે છે.—

**सदृशप्रत्ययावृत्त्या वैतृष्ण्याद्बहिरर्थतः ।**
**एतच्च युज्यते सर्वं भावनाभावितात्मनि ॥ १०८ ॥**

મૂલાર્થ—બાહ્ય અર્થથી સમાન બોધની આવૃત્તિએ કરીને તૃષ્ણા

---

૧ અનુસરતું વચન.

રહિત થવાથી આ ઉપર કહેલું સર્વ ભાવનાએ કરીને ભાવિત આત્માને વિષે ઘટે છે-યુક્ત છે. ૧૦૮.

ટીકાર્થ—બાહ્ય અર્થથી એટલે વિષયાંતરથી સદૃશ એટલે પોતાના આત્માની અથવા સાધ્યની સમાન, બોધવડે અથવા નિર્મળ મતિના ઉપયોગવડે આવૃત્તિથી એટલે વારંવાર અભ્યાસ કરવાથી ભોગાદિક તૃષ્ણારહિતપણાને લીધે આ પૂર્વે કહેલું કૃષ્ણ અને અર્જુનના સંવાદ રૂપ સર્વે, ભાવનાએ કરીને જેનું મન વાસિત છે એવા પુરૂષને વિષે ઘટે છે-યુક્ત છે. ૧૦૮.

હવે ધ્યાનને યોગ્ય એવો પ્રદેશ કહે છે.—

**स्त्रीपशुक्लीबदुःशीलवर्जितं स्थानमागमे ।**
**सदा यतीनामाज्ञप्तं ध्यानकाले विशेषतः ॥ १०९ ॥**

મૂલાર્થ—સ્ત્રી, પશુ, નપુંસક અને કુશીળથી રહિત એવું સ્થાન નિરંતર યતિઓને માટે આગમમાં કહ્યું છે. અને ધ્યાન વખતે તો વિશેષે કરીને તેવું સ્થાન કહ્યું છે. ૧૦૯.

ટીકાર્થ—સ્ત્રી, ગાય વિગેરે પશુ, નપુંસક અને કુશીલ એટલે પરદારા પ્રત્યે ગમન કરનાર વિગેરે પુરૂષોથી રહિત એવું ગૃહાદિક સ્થાન મુનિઓને માટે જિન સિદ્ધાંતને વિષે નિરંતર કહેલું છે. અર્થાત્ તેવા સ્થાનમાં રહેવું યોગ્ય છે. અને ધ્યાન વખતે તો વિશેષે કરીને તેવા સ્થાનમાં રહેવાનું કહ્યું છે. ૧૦૯.

પ્રદેશનોજ વિશેષ કહે છે.—

**स्थिरयोगस्य तु ग्रामेऽविशेषः कानने वने ।**
**तेन यत्र समाधानं स देशो ध्यायतो मतः ॥ ११० ॥**

મૂલાર્થ—સ્થિર યોગવાળા યોગીને તો ગ્રામને વિષે, અરણ્યને વિષે તેમજ ઉપવનને વિષે કાંઈ પણ વિશેષ નથી. તેથી કરીને જ્યાં તેના મનનું સમાધાન રહે, તેજ પ્રદેશ ધ્યાનીને માટે યોગ્ય માનેલો છે. ૧૧૦.

ટીકાર્થ—જેના મન વચન અને કાયાના યોગો એટલે વ્યાપારો સ્થિર નિશ્ચળ અર્થાત્ નિર્વિકાર છે એવા યોગીને તો ગ્રામને વિષે એટલે ઘણા મનુષ્યોથી વ્યાપ્ત એવા નગરાદિકમાં, નિર્જન અરણ્યમાં તથા પુષ્પ ફળાદિકથી શોભિત ઉપવનમાં કાંઈ પણ વિશેષ નથી એટલે તેમની સર્વત્ર સમાન વૃત્તિ હોવાથી ન્યૂનાધિકપણું નથી. તેથી કરીને સ્થિર યોગ-

વાળા યોગીને તો જે પ્રદેશમાં સમાધાન એટલે ધ્યાન કરવા લાયક વસ્તુને વિષે ચિત્તની એકાગ્રતા થાય તે પ્રદેશ પ્રશસ્ત કહેલો છે. તેને માટે ચિત્તની સમાધિ વિના બીજો કોઈ જાતનો નિયમ નથી. ૧૧૦.

હવે કાળનું દ્વાર કહે છે.—

**यत्र योगसमाधानं कालोऽपीष्टः स एव हि ।**
**दिनरात्रिक्षणादीनां ध्यानिनो नियमस्तु न ॥ १११ ॥**

મૂલાર્થ—જે સમયે યોગનું સમાધાન થાય તે જ કાળ પણ ઇષ્ટ છે. ધ્યાનીને દિવસ, રાત્રિ કે ક્ષણાદિકનો કાંઇપણ નિયમ નથી ૧૧૧.

ટીકાર્થ—જે રાત્રિદિવસરૂપ સમયે યોગનું સમાધાન એટલે ધ્યાન-યોગનું અથવા મન, વચન અને કાયાના યોગનું સમાધાન એટલે ધ્યાન કરવા યોગ્ય વસ્તુને વિષે તન્મયપણું થાય, તે જ કાળ પણ ધ્યાનીને યોગ્ય છે. પરંતુ દિવસ, રાત્રિ, ક્ષણ અને મુહૂર્ત વિગેરેનો નિયમ એટલે આવશ્યકતારૂપે કરીને ધ્યાનને માટે નિર્ધારિનો નિયમ નથી. ૧૧૧.

હવે બે શ્લોકવડે આસનદ્વાર કહે છે.—

**यैवावस्था जिता जातु न स्याद्ध्यानोपघातिनी ।**
**तया ध्यायेन्निषण्णो वा स्थितो वा शयितोऽथ वा ॥११२॥**

મૂલાર્થ—જે જીતેલી અવસ્થા (આસન) ધ્યાનનો ઉપઘાત કરનારી કદાચિત્ પણ ન થાય, તેજ અવસ્થાએ કરીને બેઠેલા, ઉભેલા અથવા સુતેલા યોગીએ ધ્યાન કરવું. ૧૧૨.

ટીકાર્થ—જે કોઈ અવસ્થા એટલે શરીરના અવયવોની સ્થિરતા જીતેલી એટલે ઘણા અભ્યાસથી પરિચય કરેલી અર્થાત્ ધ્યાનની અનુકૂળતાએ કરીને અનુભવેલી છતી ધ્યાનનો એટલે આરંભેલા ધર્મધ્યાનનો ઉપઘાત કરનારી એટલે વિનાશ કરનારી કદાપિ ન થાય, તે અવસ્થાએ કરીને પદ્માસનાદિકવડે બેઠેલા અથવા કાર્યોત્સર્ગાદિકવડે ઉભેલા અથવા દર્ભાદિકની શય્યાને વિષે સુતેલા યોગીએ ધ્યાન કરવું-ધ્યાનમાં તલ્લીન થવું. ૧૧૨.

શંકા—ધ્યાનમાં દેશ, કાળ અને આસનનો નિયમ કેમ કર્યો નહીં? એ શંકાપર કહે છે.—

**सर्वासु मुनयो देशकालावस्थासु केवलम् ।**
**प्राप्तास्तन्नियमो नासां नियता योगसुस्थता ॥ ११३ ॥**

મૂલાર્થ—સર્વ દેશ, કાળ અને અવસ્થાને વિષે મુનિઓ કેવળ-

જ્ઞાન પામેલા છે, માટે તેના દેશ કાળ ને આસનનો નિયમ નથી. પરંતુ યોગની સ્થિરતાનો જ માત્ર નિયમ છે. ૧૧૩.

**ટીકાર્થ**—સર્વ દેશ, કાળ અને અવસ્થાને વિષે એટલે ગ્રામ, વન વિગેરે પ્રદેશને વિષે, રાત્રી દિવસરૂપ કાળને વિષે અને પદ્માસન વિગેરે અવસ્થા( આસન )ને વિષે મુનિઓ-યોગીઓ કેવળજ્ઞાનને પામેલા છે, પામે છે અને પામશે; તેથી કરીને તેમાં દેશ, કાળ અને અવસ્થાનો નિયમ એટલે અમુકનીજ આવશ્યકતા જિનમતમાં કહેલી નથી. પરંતુ યોગની સ્થિરતાનો જ જિનેશ્વરોએ નિયમ કરેલો છે. ૧૧૩.

હવે બે શ્લોકવડે આલંબન દ્વાર કહે છે.—

**वाचना चैव पृच्छा च परावृत्त्यनुचिन्तने ।**
**क्रिया चालंबनानीह सद्धर्मावश्यकानि च ॥ ११४ ॥**

**મૂલાર્થ**—આ ધ્યાનના આરોહણને વિષે વાચના, પૃચ્છા, આવૃત્તિ, ચિંતના, ક્રિયા, સદ્ધર્મ અને આવશ્યક એ આલંબનરૂપ છે. ૧૧૪

**ટીકાર્થ**—આ ધ્યાનના આરોહણને વિષે વાચના એટલે સૂત્ર તથા અર્થને ભણવું અને ભણાવવું તે, પૃચ્છા એટલે સંશયની નિવૃત્તિ માટે અને નિશ્ચયને માટે સૂત્ર તથા અર્થના શંકિત સ્થાનને ગુરૂ પાસે પૂછવું તે, પરાવૃત્તિ એટલે પ્રથમ ભણેલાની વારંવાર આવૃત્તિ કરવી તે, અનુચિંતન એટલે સૂક્ષ્મ અર્થનો મનમાં વિચાર કરવો તે, પ્રત્યુપેક્ષણાદિક ક્રિયા, સારો ક્ષમાદિ પરિણામરૂપ ધર્મ તથા સામાયિકાદિક આવશ્યક ક્રિયા, આ સર્વે ધ્યાનરૂપી મહેલપર આરોહણ કરવામાં આલંબનરૂપ છે. એટલે એ આલંબનોનો આશ્રય કરીને યોગી ધ્યાનશિખરને પામે છે. ૧૧૪

**आरोहति दृढद्रव्यालंबनो विषमं पदम् ।**
**तथारोहति सद्ध्यानं सूत्राद्यालंबनाश्रितः ॥ ११५ ॥**

**મૂલાર્થ**—જેમ દૃઢ વસ્તુના આલંબનવાળો પુરૂષ વિષમ સ્થાનપર આરોહણ કરે છે, તેજ પ્રમાણે સૂત્રાદિક આલંબનને આશ્રય કરનાર યોગી સદ્ધ્યાનપર આરૂઢ થાય છે. ૧૧૫.

**ટીકાર્થ**—જેમ દૃઢ એટલે મજબુત દોરડા વિગેરેના આલંબનવાળો એટલે મોટા ખાડામાંથી નીકળવા માટે આધારવાળો પુરૂષ વિષમ એટલે અત્યંત દુસ્તર એવા ગર્ત, કૂપ વિગેરે સ્થાનને આરોહણ કરે છે-તેનાપર ચડે છે, ઉપર આવે છે, તે જ પ્રકારે સૂત્રની વાચના,

પૃચ્છના વિગેરે આલંબનને આશ્રય કરનારો યોગી સત્-પ્રધાન ફળ-દાયક શ્રેષ્ઠ ધર્મધ્યાનને વિષે આરોહણ કરે છે. અર્થાત્ ધ્યાનરૂપી પ્રાસાદના શિખરપર ચડી જાય છે. ૧૧૫

આલંબનની જ સ્તુતિ કરે છે.—

**आलंबनादरोद्भूतप्रत्यूहक्षययोगतः ।**
**ध्यानाद्यारोहणभ्रंशो योगिनां नोपजायते ॥ ११६ ॥**

મૂલાર્થ—આલંબનને વિષે આદર કરવાથી ઉત્પન્ન થયેલા વિઘ્નોના નાશના યોગને લીધે યોગીઓને ધ્યાનરૂપી પર્વતપર આરોહણ કરતાં ભ્રંશ-પાત થતો નથી. ૧૧૬.

ટીકાર્થ—પૂર્વે કહેલા આલંબનને વિષે આદર-બહુમાન અર્થાત્ આભ્યંતર પ્રીતિ કરવાથી ઉત્પન્ન થયેલા પ્રત્યૂહના એટલે ધ્યાન સંબંધી વિઘ્નોના વિનાશના યોગથી એટલે વિઘ્નના અભાવની પ્રાપ્તિથી યોગીઓને-ધ્યાનીને ધ્યાનરૂપી પર્વત ઉપર ચડતાં એટલે આલંબનરૂપ પગથી-યાના માર્ગવડે શિખર પર જતાં ભ્રંશ એટલે અધઃપતન કદાપિ થતું નથી. ૧૧૬.

હવે ક્રમનું દ્વાર કહે છે.—

**मनोरोधादिको ध्यानप्रतिपत्तिक्रमो जिने ।**
**शेषेषु तु यथायोगं समाधानं प्रकीर्तितम् ॥ ११७ ॥**

મૂલાર્થ—કેવળીને વિષે મનના રોધને આદિ લઇને ધ્યાનની પ્રાપ્તિનો ક્રમ છે. અને બીજાઓને વિષે તો યથાયોગ્ય સમાધાન કહેલું છે. ૧૧૭.

ટીકાર્થ—કેવળીને વિષે મોક્ષમાં જતી વખતે મનના રોધને આદિ લઇને એટલે પ્રથમ બાદર મનોયોગને, પછી સૂક્ષ્મ મનોયોગને રૂંધે, પછી બાદર વાગ્યોગને, પછી સૂક્ષ્મ વાગ્યોગને, પછી બાદર કાયયોગને અને પછી સૂક્ષ્મ કાયયોગને રૂંધે, એ ક્રમ પ્રમાણે મન, વચન અને કાયાના વ્યાપારનો મૂળથીજ અભાવ કરે છે. એ રીતે ધ્યાનની પ્રાપ્તિનો ક્રમ-પરિપાટી હોય છે. અને બીજાને વિષે એટલે જેઓ કેવળી ન હોય એવા અપ્રમત્તાદિક છદ્મસ્થ ધ્યાનીઓને વિષે તો યથાયોગ્ય એટલે પોતપોતાની યોગ્યતા પ્રમાણે સમાધાન એટલે મનોયોગ વિગેરેની સ્થિરતા જ કરવાની છે એમ કહ્યું છે, પણ ક્રમે કરીને તેનો નિરોધ કરવાનું કહ્યું નથી. ૧૧૭.

હવે છવીશ શ્લોકોવડે ધ્યાન કરવાલાયક ધર્મધ્યાનનું દ્વાર કહે છે; તેમાં પ્રથમ ધર્મધ્યાનના ચાર પ્રકાર બતાવે છે.

**आज्ञापायविपाकानां संस्थानस्य च चिन्तनात् ।**
**धर्मध्यानोपयुक्तानां ध्यातव्यं स्याच्चतुर्विधम् ॥ ११८ ॥**

**મૂલાર્થ**—આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાનનું ચિંતવન કરવાથી ધર્મધ્યાનમાં ઉપયુક્ત થયેલા યોગીઓને ચાર પ્રકારે ધ્યાતવ્ય થાય છે. ૧૧૮.

**ટીકાર્થ**—ધર્મમય ધ્યાનને વિષે જેમણે ઉપયોગ કર્યો છે એવા યોગીઓને-આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાન અહીં દરેક પદની સાથે વિચય પદનો અધ્યાહાર જાણવો. તેથી આજ્ઞાવિચય એટલે જે (આજ્ઞા)નો ભંગ થવાથી રાજાની આજ્ઞાના ભંગની જેમ સંસાર ભ્રમણાદિક મોટું ભય પ્રાપ્ત થાય તે. આજ્ઞા એટલે જિનેશ્વરની આગમરૂપ વાણી, તેનો વિશિષ્ટ અથવા વિવિધ પ્રકારનો ચય એટલે નિર્ણય કરવારૂપ ઉપચય-વૃદ્ધિ જેને વિષે હોય તે આજ્ઞાવિચય ૧. અપાય એટલે જ્ઞાનાદિકનો નાશ કરવામાં હેતુરૂપ રાગાદિકનો જે કષ્ટના હેતુપણે નિર્ધાર કરવો તે અપાયવિચય ૨. વિપાક એટલે કર્મના ઉદયનો વિચય ગત્યાદિ રૂપે અવશ્ય દુષ્ટ ફળ આપવાએ કરીને જે નિર્ધાર કરવો તે વિપાકવિચય ૩. તથા સંસ્થાનનું એટલે લોકના આકારનું ચિંતવન કરવાથી એટલે તેમાં અનાદિ કાળથી પરિભ્રમણ કરવાનો નિશ્ચય કરવાથી સંસ્થાનવિચય ૪. આ પ્રમાણે ધ્યાતવ્ય એટલે ધ્યાન કરવા યોગ્ય વસ્તુ ચાર પ્રકારની છે. ૧૧૮.

તેમાં પ્રથમ આજ્ઞાવિચય કહે છે.—

**नयभंगप्रमाणाढ्यां हेतूदाहरणान्विताम् ।**
**आज्ञां ध्यायेज्जिनेन्द्राणामप्रामाण्याकलंकिताम् ॥ ११९ ॥**

**મૂલાર્થ**—નય, ભંગ અને પ્રમાણે કરીને વ્યાપ્ત, હેતુ તથા ઉદાહરણવડે યુક્ત અને અપ્રમાણે કરીને કલંકિત થયેલી નહીં એવી જિનેશ્વરની આજ્ઞાનું ધ્યાન કરવું. ૧૧૯.

**ટીકાર્થ**—પ્રથમ ધ્યાન કરનારે આ પ્રમાણે જિનેશ્વરની આજ્ઞાનું ધ્યાન કરવું કે-હે પ્રાણી! આ જિનેશ્વરની આજ્ઞા નૈગમ વિગેરે નયો, ભંગ એટલે અર્થના વિકલ્પો અર્થાત્ स्यात् अस्ति વિગેરે સાત ભંગીઓ તથા પ્રમાણ એટલે યથાર્થપણે સમગ્ર જાણવા લાયક પદાર્થના સમૂહને વિષે વ્યાપવું તે પ્રમાણ, તેથીકરીને જ બીજાઓ તેનું ખંડન કરી શકે નહીં એવા પ્રમાણે કરીને વ્યાપ્ત એવી તે જિના-

જ્ઞાનું ધ્યાન કરવું. જેમ કે-અહો! સકલ દોષથી રહિત જિનેશ્વરની આજ્ઞા છે, વળી તે અસર્વજ્ઞની કહેલી નથી, તેવા પ્રકારની આજ્ઞા જગતમાં હરિ, હર વિગેરે કોઈ પણ દેવની નથી. તેથી તે જિનેશ્વરનીજ આજ્ઞાને હું ભજું છું. આ રીતે સર્વત્ર યોજના જાણી લેવી. તથા હેતુ-જીવનું અનાદિપણું જણાવનારા હેતુઓ તથા સંસારની અસારતા વિગેરે દેખાડનારા ઉદાહરણો એટલે અન્વય અને વ્યતિરેક દૃષ્ટાંતોએ કરીને યુક્ત, તથા અપ્રમાણ એટલે પ્રમાણનો અભાવ-અયથાર્થ અનુભવ અર્થાત્ ભ્રાંતિજ્ઞાન, તેણે કરીને અકલંકિત એટલે તેવા દોષરહિત એવી જિનેશ્વરની આજ્ઞાનું-દ્વાદશાંગીરૂપ વાણીનું ધ્યાન કરવું-એટલે અહો! નયવડે નિપુણ અને કલંક વિનાની જિનવાણી છે એમ એકાગ્ર ચિત્તે કરીને ચિંતવન કરવું, તે આજ્ઞાવિચય નામનો પહેલો ભેદ સમજવો. ૧૧૯.

હવે બીજો ભેદ કહે છે.—

**रागद्वेषकषायादिपीडितानां जनुष्मताम् ।**
**ऐहिकामुष्मिकांस्तांस्तान्नानापायान् विचिन्तयेत् ॥ १२० ॥**

**મૂલાર્થ**—રાગ, દ્વેષ અને કષાય વિગેરેથી પીડા પામેલા જીવોના આ લોક તથા પરલોક સંબંધી તે તે પ્રકારના વિવિધ કષ્ટોનો વિચાર કરવો. ૧૨૦.

**ટીકાર્થ**—રાગ એટલે ખુશી થવું, અભિલાષા કરવી વિગેરે પ્રેમની ક્રિયા, દ્વેષ એટલે અપ્રીતિ અરૂચિ વિગેરેના પરિણામથી ઉત્પન્ન થયેલી દ્વેષ ક્રિયા, અને કષાય એટલે ક્રોધ, અભિમાન, કપટ અને તૃષ્ણાના આવેશથી ઉત્પન્ન થયેલી ક્રિયા, એનાથી અને વિગેરે શબ્દથી વિષય, અજ્ઞાન વિગેરેથી પીડા પામેલા એટલે જેના અભિમાનનો નાશ કર્યો છે, એવા જન્મ ધારણ કરનારા પ્રાણીઓના આલોક એટલે વર્તમાન ભવ અને પરલોક એટલે પરભવ સંબંધી તે તે એટલે ઘણા હોવાથી કહી ન શકાય તેટલા નાના પ્રકારના અપાયોનો એટલે શારીરિક અને માનસિક છેદન, ભેદન, અપમાન, દુર્લભ આજીવિકા તથા દુર્ગતિ વિગેરે ઉત્પન્ન થયેલાં વિવિધ પ્રકારનાં કષ્ટોનો વિચાર કરવો. એટલે અહો! રાગાદિકથી કેવા પ્રકારનો ભયાનક કષ્ટસમૂહ પ્રાણીઓને પ્રાપ્ત થાય છે? એ પ્રમાણે કરૂણારસને વિષે તન્મય થવું તે અપાયવિચય નામનો બીજો ભેદ સમજવો. ૧૨૦.

હવે ત્રીજો ભેદ કહે છે.—

**ध्यायेत्कर्मविपाकं च तं तं योगानुभावजम् ।**
**प्रकृत्यादिचतुर्भेदं शुभाशुभविभागतः ॥ १२१ ॥**

**મૂલાર્થ**—તે તે યોગના પ્રભાવથી ઉત્પન્ન થયેલા અને પ્રકૃતિબંધ વિગેરે ચાર પ્રકારના બંધવાળા કર્મોના વિપાકનું શુભ અને અશુભના વિભાગથી ધ્યાન કરવું. ૧૨૧.

**ટીકાર્થ**—જે જે કર્મવિપાકને એટલે કર્મના ફળના ઉદયને નરકાદિકને વિષે પ્રસિદ્ધપણે જીવો વેદે છે, તે તે મન, વચન અને કાયાના વ્યાપારરૂપ યોગના સામર્થ્યથી ઉત્પન્ન થયેલા અને પ્રકૃતિને આદિ લઇને ચાર ભેદવાળા, અહીં પ્રકૃતિ શબ્દે કરીને પ્રકૃતિબંધ જાણવો. પ્રકૃતિબંધ એટલે કર્મનો જ્ઞાનાવરણાદિક સ્વભાવ, એ વિગેરે એટલે સ્થિતિબંધ, રસબંધ અને પ્રદેશબંધ-એમ ચાર પ્રકારે, પુણ્યપ્રકૃતિ રૂપ બેંતાળીશ પ્રકારનાં શુભ તથા પાપપ્રકૃતિ રૂપ બ્યાશી પ્રકારનાં અશુભ રૂપ વિભાગ થકી કર્મવિપાકનું એટલે કર્મના ફળના ઉદયનું ધ્યાન કરવું એટલે તે તે કર્મના ઉદયને વશ થયેલા જીવોનું ચિંતવન કરતાં વૈરાગ્યને વિષે તલ્લીન થવું તે વિપાકવિચય નામનો ત્રીજો ભેદ જાણવો. ૧૨૧.

હવે બાવીશ શ્લોકે કરીને સંસ્થાન વિચય નામનો ચોથો ભેદ કહે છે.-

**उत्पादस्थितिभंगादिपर्यायैर्लक्षणैः पृथक् ।**
**भेदैर्नामादिभिर्लोकसंस्थानं चिन्तयेद्भृतम् ॥ १२२ ॥**

**મૂલાર્થ**—દ્રવ્યોની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ વિગેરે પર્યાયોવડે ભરેલા, લક્ષણોવડે ભિન્ન ભિન્ન સત્તાવાળા, તથા ભેદ અને નામાદિકે કરીને ભરેલા લોકસંસ્થાનનું-લોકના આકારનું ચિંતવન કરવું. ૧૨૨.

**ટીકાર્થ**—ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ વિગેરે પર્યાયોવડે ભરેલા લોકના આકારનું ચિંતવન કરવું. એ પ્રમાણે સંબંધ જાણવો. અહીં દ્રવ્ય શબ્દનો અધ્યાહાર કરવો. તેથી દ્રવ્યોની એટલે પદાર્થોની ઉત્પત્તિ એટલે સર્વ વસ્તુના વર્તમાન પર્યાય નાશ થઇને અનાગત (નવા) પર્યાયની ઉત્પત્તિ. જીવો જેમ વર્તમાન શુભાશુભ પરિણામે ઉત્પન્ન થાય છે અને વિનાશ પામે છે; તથા ધર્માસ્તિકાય ગતિના સહાયરૂપ સંબંધે કરીને, અધર્માસ્તિકાય સ્થિતિરૂપ સંબંધે કરીને, આકાશ અવગાહનાવડે કરીને, અને પરમાણુ દ્વ્યણુકાદિ (બે અણુ વિગેરે) સંયોગે કરીને તથા એક ગુણ કૃષ્ણપણું વિગેરે પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ, આઠ સ્પર્શ અને પાંચ સંસ્થાને કરીને ઉત્પન્ન થાય છે; સ્થિતિ એટલે પોતપોતાના દ્રવ્યપણે કરીને

સર્વેની ધ્રુવતા એટલે નિત્યપણું છે. અહીં ઉત્પત્તિ અને સ્થિતિ રૂપ આદિ અને અંતનું ગ્રહણ કરવાથી મધ્યમનું પણ ગ્રહણ થાય, એ ન્યાયવડે વ્યય એટલે ઉત્પત્તિની જેમ અતીતના સંબંધે કરીને સર્વેનું વિનાશપણું જાણી લેવું. તથા ભંગ એટલે સર્વેના અર્થવિકલ્પો અથવા અર્થાંતરગમન પ્રકારો વિગેરે. ત્યાં આદિ શબ્દે કરીને પરિણામ વિગેરે ગ્રહણ કરવા. તેવા સર્વે પર્યાયોવડે એટલે વિશેષ ધર્મવડે નાશ સમજવો. તથા લક્ષણ એટલે ધર્માસ્તિકાય વિગેરે ગતિ સહાયાદિક લક્ષણવડે ભિન્ન ભિન્ન સત્તાવાળા જાણવા. તથા સ્કંધ, દેશ, પ્રદેશ, ચેતન, અચેતન, નર, નારી વિગેરે ભેદોવડે તથા નામાદિકવડે એટલે નામ, સ્થાપના, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ, ભાવ ઇત્યાદિ નિક્ષેપવડે ભરેલાં-પરિપૂર્ણ લોકસંસ્થાનનું એટલે ચૌદ રજ્જુ પ્રમાણ લોકના આકારનું ચિંતવન કરવું-વસ્તુ ધર્મનો વિચાર કરવો. ૧૨૨.

**चिन्तयेत्तत्र कर्तारं भोक्तारं निजकर्मणाम् ।**
**अरूपमव्ययं जीवमुपयोगस्वलक्षणम् ॥ १२३ ॥**

**મૂલાર્થ**—તે લોકસંસ્થાનને વિષે પોતાના કર્મનો કર્તા, ભોક્તા, અરૂપી, અવિનાશી અને ઉપયોગરૂપી પોતાના લક્ષણવાળા જીવદ્રવ્યનું ચિંતવન કરવું. ૧૨૩.

**ટીકાર્થ**—તે લોકસંસ્થાનના નિર્ધારને વિષે અથવા તેની મધ્યે પોતપોતાના કર્મનો કરનાર, તેને ભોગવનાર, અરૂપી એટલે નિરંજનસત્તાની અપેક્ષાએ નિરાકાર, અવ્યય એટલે અસંખ્ય પ્રદેશોમાં રહેલો હોવાથી અવિનાશી તથા ઉપયોગ એટલે જ્ઞાનદર્શનરૂપ અથવા સામાન્ય વિશેષ બોધરૂપ ચેતનાનો વ્યાપાર, તે રૂપી પોતાનું લક્ષણ એટલે સ્વતત્ત્વને જણાવનારૂં સ્વરૂપ જેનું છે એવા જીવનું ધ્યાન કરવું. ૧૨૩.

તે જીવને આગળ કહેવાશે એવો સંસારરૂપી સાગર દુસ્તર છે તેનું ચિંતવન કરવું, એ પાંચ શ્લોકે કરીને કહે છે.—

**तत्कर्मजनितं जन्मजरामरणवारिणा ।**
**पूर्णं मोहमहावर्तं कामौर्वानलभीषणम् ॥ १२४ ॥**
**आशामहानिलापूर्णकषायकलशोच्छलत् ।**
**असद्विकल्पकल्लोलचक्रं दधतमुद्धतम् ॥ १२५ ॥**
**हृदि श्रोतसिकावेलासंपातदुरितक्रमम् ।**
**प्रार्थनावल्लिसंतानं दुष्पूरविषयोदरम् ॥ १२६ ॥**

**अज्ञानदुर्दिनं व्यापद्विद्युत्पातोद्भवद्भयम् ।**
**कदाग्रहकुवातेन हृदयोत्कंपकारिणम् ॥ १२७ ॥**
**विविधव्याधिसंबन्धमत्स्यकच्छपसंकुलम् ।**
**चिन्तयेच्च भवांभोधिं चलद्दोषाद्रिदुर्गमम् ॥ १२८ ॥**

**મૂલાર્થ**—તે (જીવ)ના કર્મોથી ઉત્પન્ન થયેલો, જન્મ, જરા અને મરણરૂપ જળથી ભરેલો, મોહરૂપી મહા આવર્તવાળો, કામરૂપી વડવાનળે કરીને ભયંકર, ઇચ્છાઓરૂપી મહાવાયુએ કરીને પૂર્ણ એવા કષાયરૂપી કલશોમાંથી ઉછળતા અસત્ વિકલ્પોરૂપી ઉદ્ધત તરંગોના સમૂહને ધારણ કરતો, હૃદયને વિષે શ્રોતસિકારૂપી વેળાની વૃદ્ધિથી દુઃખે કરીને ઓળંગી શકાય તેવો, પ્રાર્થનારૂપી લતાઓના સંતાનવાળો, દુઃખે કરીને પૂર્ણ થાય એવા વિષયરૂપી મધ્યભાગવાળો, અજ્ઞાનરૂપી દુર્દિનવાળો, આપત્તિરૂપી વીજળીના પડવાથી ભયને ઉત્પન્ન કરનારો, કદાગ્રહરૂપી દુષ્ટ વાયુવડે હૃદયને કંપ કરનારો, વિવિધ પ્રકારના વ્યાધિઓના સંબંધરૂપી મત્સ્યો અને કાચબાઓવડે સંકુલ–વ્યાપ્ત તથા દોષોરૂપી ચલાયમાન પર્વતોથી દુર્ગમ એવા આ સંસારરૂપી સમુદ્રનું ચિંતવન કરવું. ૧૨૪–૧૨૫–૧૨૬–૧૨૭–૧૨૮.

**ટીકાર્થ**—તે જીવના કર્મોથી એટલે તેણે પોતે કરેલા કર્મોથી ઉત્પન્ન થયેલો, જન્મ એટલે ભવાંતરની પ્રાપ્તિ, જરા એટલે વયની હાનિ અને મરણ એટલે પ્રાણત્યાગ. તેરૂપી જળે કરીને પરિપૂર્ણ ભરેલો, મોહરૂપી એટલે મિથ્યાત્વ મોહની વિગેરે રૂપ મોટા આવર્ત જળભ્રમણ વાળો, તથા કામવિકારરૂપી વડવાનળવડે મહાભય ઉત્પન્ન કરનારો આશારૂપી એટલે ભોગાદિકની તૃષ્ણારૂપી મહા–અતિ પ્રચંડ વાયુવડે ભરેલા ક્રોધાદિક કષાયોરૂપી કલશોમાંથી એટલે પાતાળકલશાઓમાંથી ઉછળતા પાપરૂપ વિકલ્પો–હિંસાદિક મનોરથો તેરૂપ ઉદ્ધત તરંગોના સમૂહને ધારણ કરતો, હૃદયને વિષે શ્રોતસિકારૂપી એટલે ઇંદ્રિયોએ ઉત્પન્ન કરેલા વિકાર પ્રવાહના વેગવાળી ધારારૂપી વેળાના સંપાતે કરીને એટલે ચારે કાંઠે જળના પૂરની વૃદ્ધિના સમૂહે કરીને દુઃખે ઓળંગી–તરી શકાય તેવો, પ્રાર્થનારૂપી–વિષય સુખાદિકની ઇચ્છારૂપી લતાના વિસ્તારવાળો, કોટી ઉપાયોવડે પણ પૂર્ણ કરવાને અશક્ય એવા શબ્દાદિક વિષયોના આસ્વાદરૂપ જેનું ઉદર એટલે મધ્યભાગ છે એવો, સંસારને વિષે સુખની ભ્રાંતિરૂપ અજ્ઞાન કે અબોધરૂપી દુર્દિનવાળો એટલે સર્વ દિશાઓ વાદળાંવડે આચ્છાદિત થઈ હોય તેવો, વિવિધ પ્રકારની

આપત્તિઓરૂપી વીજળીના પડવાએ કરીને મહાભયને ઉત્પન્ન કરનારો, દુરાગ્રહરૂપી દુષ્ટ વાયુવડે હૃદયના કંપને કરનારો, વિવિધ એટલે અનેક પ્રકારના વ્યાધિઓના સંબંધરૂપ માછલાંઓ તથા કાચબાઓવડે વ્યાપ્ત અને આત્માને ચંચળતા ઉત્પન્ન કરનારા દોષો એટલે રાગ, દ્વેષ અને મોહાદિકે ઉત્પન્ન કરેલા અસ્થિર સ્વભાવરૂપી પર્વતોએ કરીને દુર્ગમ એટલે દુઃખે કરીને અવગાહન કરી શકાય તેવો, આવા પ્રકારના વિશેષણવાળા સંસારરૂપી સમુદ્રનું ચિંતવન કરવું—એકાગ્ર ચિત્તવડે તેના સ્વરૂપનું ધ્યાન કરવું. અહીં પાંચ શ્લોકવડે કહેલા સમુદ્રનો તથા હવે પછી કહેવામાં આવશે એવા પ્રવહણનો ઉપનય પોતાની બુદ્ધિથી જાણી લેવો. ૧૨૪-૧૨૫-૧૨૬-૧૨૭-૧૨૮.

હવે એ સમુદ્રને તરવાના ઉપાયનું ચિંતવન કરવું, એ પાંચ શ્લોકવડે કહે છે.—

**तस्य संतरणोपायं सम्यक्त्वदृढबन्धनम् ।**
**बहुशीलाङ्गफलकं ज्ञाननिर्यामिकान्वितम् ॥ १२९ ॥**
**संवरास्ताश्रवच्छिद्रं गुप्तिगुप्तं समन्ततः ।**
**आचारमंडपोद्दीप्तापवादोत्सर्गभूद्वयम् ॥ १३० ॥**
**असंख्यैर्दुर्धरैर्योधैर्दुःप्रधृष्यं सदाशयैः ।**
**सद्योगकूपस्तंभाग्रन्यस्ताध्यात्मसितांशुकम् ॥ १३१ ॥**
**तपोऽनुकूलपवनोद्भूतसंवेगवेगतः ।**
**वैराग्यमार्गपतितं चारित्रवहनं श्रिताः ॥ १३२ ॥**
**सद्भावनाख्यमञ्जूषान्यस्तसच्चित्तरत्नतः ।**
**यथाऽविघ्नेन गच्छन्ति निर्वाणनगरं बुधाः ॥ १३३ ॥**

મૂલાર્થ—તે ( સંસારરૂપી સાગર )ને તરવાનાં સાધનરૂપ, સમ્યક્ત્વરૂપી દૃઢ બંધનવાળું, ઘણા શીલાંગરૂપી પાટીયાવાળું, જ્ઞાનરૂપી નિર્યામકે કરીને યુક્ત, સંવરવડે કરીને આશ્રવરૂપી છિદ્રોનો નાશ કરનારૂં, ચોતરફ ગુપ્તિથી રક્ષણ કરાયેલું, આચારરૂપી મંડપે કરીને સુશોભિત, અપવાદ અને ઉત્સર્ગરૂપી બે ભૂમિકાવાળું, અસંખ્ય અને દુર્ધર એવા સદાશયરૂપી યોદ્ધાઓને લીધે પરાભવ પમાડવાને અશક્ય, સદ્યોગરૂપી કૂપસ્તંભના અગ્રભાગને વિષે અધ્યાત્મરૂપી શ્વેત વસ્ત્ર ( સઢ ) જેમાં ચઢાવેલ છે એવું અને તપરૂપી અનુકૂળ વાયુવડે ઉત્પન્ન થયેલા સંવેગરૂપી વેગથી

વૈરાગ્યરૂપી માર્ગ પડેલું એવું જે ચારિત્ર રૂપી વહાણ—તેને વિષે બેઠેલા પંડિતો સદ્‌ભાવના નામની પેટીને વિષે શુભ ચિત્તરૂપી રત્નને નાંખીને નિર્વિઘ્નપણે મોક્ષનગરે પહોંચે છે. આ પ્રમાણે ધ્યાન કરવું ૧૨૯–૧૩૦–૧૩૧–૧૩૨–૧૩૩.

ટીકાર્થ—આવા પ્રકારના ચારિત્રરૂપી વહાણનો આશ્રય કરનારા પંડિતો મોક્ષ નગરીએ પહોંચે છે, એ પ્રમાણે પાંચમા શ્લોક સાથે સંબંધ જાણવો. તે ચારિત્રરૂપી વહાણ કેવું છે? તે કહે છે.–તે સંસારરૂપી સમુદ્રને તરવાના ઉપાયરૂપ એટલે સમ્યક્ પ્રકારે–ફરીથી આવૃત્તિ (પુનર્જન્મ) ન થાય તેવી રીતે સંસારસમુદ્રથી પાર પામવાના સાધનરૂપ, તથા સમકિત એટલે સુદેવ, સુગુરૂ અને સદ્ધર્મને વિષે શુદ્ધ શ્રદ્ધારૂપ દઢ એટલે અતિ બળવાન્ બંધનવાળું એટલે વહાણ ભાંગી ન જાય તેટલામાટે લોઢાની પાટી તથા દોરડા વીંટવા વિગેરેથી કરેલી મજબુતીવાળું, તથા ઘણા એટલે અઢાર હજાર શીલાંગ–આચારના પ્રકારોરૂપી પાટીયાવાળું, તથા જ્ઞાન-સદ્‌બોધરૂપી નિર્યામક એટલે સમુદ્રમાર્ગને જાણનાર વિચિત્ર પુસ્તકને ધારણ કરનાર પુરૂષે કરીને યુક્ત, તથા સંવરવડે એટલે પાંચ પ્રકારના ચારિત્ર વિગેરે સત્તાવન પ્રકારના નવીન કર્મના પ્રવેશનો નિરોધ કરનારા કારણોવડે આશ્રવરૂપી છિદ્રોને એટલે નવીન કર્મરૂપી આવતા જળપ્રવાહને પ્રવેશ કરનારા માર્ગરૂપી રંધ્રોને નાશ પમાડેલા છે જેમાં એવું, તથા ચોતરફ એટલે સર્વ દિશા અને વિદિશાને વિષે મનોગુપ્તિ વિગેરે ત્રણ પ્રકારની ગુપ્તિવડે રક્ષણ કરાયેલું, તથા જ્ઞાનાચાર વિગેરે પાંચ આચારરૂપી મંડપવડે–વિશ્રામ સ્થાનવડે શોભતું, તથા અપવાદ એટલે કારણને લીધે આચરવા લાયક માર્ગ અને ઉત્સર્ગ એટલે નિરંતર આચરવા યોગ્ય માર્ગ તે બે માર્ગરૂપ બે ભૂમિકાવાળું તથા અસંખ્ય એટલે જેની સંખ્યા ન થઈ શકે તેટલા અને દુર્ધર એટલે મોહાદિક શત્રુઓવડે પણ રોકી ન શકાય તેવા સત્ આશયોરૂપી એટલે સંયમ (ચારિત્રના)ના પરિણામે કરીને થયેલા શુભ અધ્યવસાયોરૂપી સુભટોએ કરીને (તેની અંદર સુભટો રહેલા છે માટે) દુઃપ્રધૃષ્ય એટલે રાગાદિક શત્રુઓ પરાભવ ન પમાડી શકે તેવું, તથા સુંદર યોગ એટલે મોક્ષના ઉપાય તેના સેવનરૂપ કૂપસ્તંભના અગ્રભાગ ઉપર એટલે વહાણની મધ્યે રહેલા ઉંચા સ્તંભની ટોચ ઉપર જ્ઞાનક્રિયાની શુદ્ધિરૂપ ઉજ્જવળ મનના પરિણામમય અધ્યાત્મરૂપી શ્વેત પટ (ધોળો સઢ) જેમાં ચડાવેલો છે એવું તથા અનશનાદિક બાર પ્રકારના તપરૂપી અનુકૂળ પવનથી એટલે કર્મરૂપી રજનું હરણ કરવામાં નિપુણ હોવાથી સાનુકૂળ એવો પાછળનો વાયુ વાવાથી

ઉત્પન્ન થયેલા સંવેગ—મોક્ષની અભિલાષારૂપી વેગથી એટલે ઉપાયને વિષે પ્રવર્તવામાં એકાગ્રતાવાળી શીઘ્ર ગતિથી વૈરાગ્યરૂપી-સંસારપરની ઉદાસીનતારૂપી માર્ગે પડેલું એવું ચારિત્રરૂપી વહાણ, તેને એટલે સંયમરૂપ-વિરતિરૂપ નૌકાને આશ્રિત થયેલા-તેની અંદર બેઠેલા પંડિત પુરૂષો સત્ય એટલે જગતના જીવોને હિતકારક હોવાથી સારી એવી અનિત્યાદિક ભાવનાઓ નામની મોટી પેટીઓને વિષે રક્ષણ થવાને માટે પ્રયત્નથી શુભ મનરૂપી રત્નોને નાંખીને જે પ્રકારે નિર્વિઘ્નપણે નિર્વાણ નગરને-મુક્તિરૂપી નગરીને પામે છે, તે પ્રકારે ધ્યાન કરવું. ૧૨૯-૧૩૦-૧૩૧-૧૩૨-૧૩૩.

હવે પંડિત સમુદાયના મોક્ષ નગર તરફ ગમન કરવાના વૃત્તાંતને જાણીને સામે આવતા મોહરાજાનો પરાભવ કરી ધર્મરાજા જય પામે છે, તે વાત અગીયાર શ્લોકવડે કહે છે.—

**यथा च मोहपल्लीशे लब्धव्यतिकरे सति ।**
**संसारनाटकोच्छेदाशंकापंकाविले मुहुः ॥ १३४ ॥**
**सज्जीकृतस्वीयभटे नावं दुर्बुद्धिनामिकाम् ।**
**श्रिते दुर्नीतिनौवृन्दारूढशेषभटान्विते ॥ १३५ ॥**

**મૂલાર્થ**— જે પ્રકારે મોહરૂપી પલ્લીપતિ આ વૃત્તાંત સાંભળીને વારંવાર સંસારરૂપી નાટકના ઉચ્છેદની શંકારૂપ પંકવડે મલીન થયો ત્યારે તેણે (મોહરાજાએ) પોતાના સુભટોને સજ્જ કરીને દુર્બુદ્ધિ નામની નૌકાનો આશ્રય કર્યો, અને બાકીના યોદ્ધાઓ દુર્નીતિ નામની નૌકામાં આરૂઢ થયા. ૧૩૪-૧૩૫.

**ટીકાર્થ**—જે પ્રકારે સંસાર-વારંવાર ભવને વિષે ભ્રમણરૂપ નાટકના-વિચિત્ર વેષને ધારણ કરનારા પાત્રોના નૃત્યના વિનાશની શંકારૂપ-ત્રાસરૂપ પંકવડે મલીન એવો, અને વારંવાર જેણે એ વૃત્તાંત સાંભળ્યો છે એટલે ધર્મરાજા વારંવાર સંસારી જીવોને મોક્ષરૂપી નગરમાં લઈ જાય છે એ વાત જેના સાંભળવામાં આવી છે એવો, મોહ એટલે મોહનીય કર્મ અથવા અજ્ઞાનદશારૂપ પલ્લીશ એટલે ભિલ્લોનો મોટો રાજા થયો ત્યારે તેણે પોતાના સુભટોને સજ્જ-તૈયાર એટલે જેણે બખ્તર ધારણ કર્યા છે એવા કરીને દુર્બુદ્ધિ એટલે પાપબુદ્ધિ નામની નૌકાનો આશ્રય કર્યો-તે પર ચઢ્યો, અને બાકીના રાગાદિક યોદ્ધાઓ દુર્નીતિ એટલે પરનો દ્રોહ કરનારી નીતિઓ-વિપર્યાસ ભાવવડે એકાંત વાદને કહેનારા વ્યવહાર માર્ગોરૂપી નૌકાઓમાં આરૂઢ થયા. અર્થાત્ એ રીતે તૈયાર થઈને મોહરાજા સામો આવ્યો. ૧૩૪-૧૩૫.

**आगच्छत्यथ धर्मेशभटौघे रणमंडपम् ।**
**तत्त्वचिन्तादिनाराचसज्जीभूते समाश्रिते ॥ १३६ ॥**

**મૂલાર્થ**—ત્યાર પછી તત્ત્વચિંતાદિક બાણોથી સજ્જ થઇ ધર્મરાજાનો આશ્રય કરી ધર્મરાજાના સુભટોનો સમૂહ સમરાંગણમાં આવ્યો. ૧૩૬.

**ટીકાર્થ**—ત્યાર પછી એટલે મોહ નામના પલ્લીપતિને યુદ્ધ ( રણભુમિ ) માં સજ્જ થઇને આવેલો જોયા પછી ( જોઇને ) ધર્મરાજાના એટલે ચારિત્રધર્મ રાજાના સમગ્ર શત્રુઓનો જય કરનાર તેના વિમલમતિ વિગેરે યોદ્ધાઓનો સમૂહ સહજસ્વરૂપાદિક વસ્તુતત્ત્વના ચિંતનરૂપી નારાચોવડે-દુર્ભેદ્યને પણ ભેદનાર અતિ તીક્ષ્ણ બાણોવડે સજ્જ થઇને ધર્મરાજાનો આશ્રય કરી રણમંડપમાં-યુદ્ધના આશ્રયરૂપ પૃથ્વીતળમાં આવ્યા. ૧૩૬.

**मिथो लग्ने रणावेशे सम्यग्दर्शनमंत्रिणा ।**
**मिथ्यात्वमंत्री विषमां प्राप्यते चरमां दशाम् ॥ १३७ ॥**

**મૂલાર્થ**—પછી પરસ્પર યુદ્ધનો આરંભ થયો, તેમાં સમ્યગ્દર્શન નામના મંત્રીએ મિથ્યાદષ્ટિ નામના મંત્રીને મહા વિષમ એવી છેલ્લી દશાને પમાડ્યો. ૧૩૭.

**ટીકાર્થ**—પછી પરસ્પર એટલે ધર્મરાજા અને મોહરાજા એ બન્નેના સૈન્યોનો યુદ્ધનો સંરંભ પ્રવર્ત્યો. તેમાં યથાર્થ વસ્તુ સ્વરૂપને વિષે શ્રદ્ધાવાન્ સમ્યગ્દૃષ્ટિ નામના અત્યંત વિચારશીલ દીર્ઘદર્શી અને સમગ્ર રાજકાર્યમાં નિપુણ એવા ધર્મરાજાના મંત્રીએ મોહરાજાના મિથ્યાત્વ નામના મંત્રીને એટલે સર્વ અન્યાયમાં પ્રવર્તેલા, વિશ્વાસુનો દ્રોહ કરનારા મોહરાજાના અમાત્યને વિષમ એટલે સર્વથા અસત્તાવાળી ચરમ દશાને એટલે મૂળસહિત નાશ કરવાથી પ્રાણાંતરૂપ અવસ્થાને પમાડ્યો. ૧૩૭.

**लीलयैव निरुध्यन्ते कषायचरटा अपि ।**
**प्रशमादिमहायोधैः शीलेन स्मरतस्करः ॥ १३८ ॥**

**મૂલાર્થ**—પ્રશમ વિગેરે મોટા યોદ્ધાઓએ કષાયરૂપી ચરટો ( લુંટારૂઓ ) ને લીલામાત્રવડે જ રૂંધી લીધા, અને શીલરૂપી યોદ્ધાએ કામરૂપી તસ્કરને રૂંધ્યો. ૧૩૮.

**ટીકાર્થ**—પ્રશમ એટલે ક્ષમા એ વિગેરે એટલે માર્દવ, આર્જવ, સંતોષ વિગેરે મોટા વીરોએ અનંતાનુબંધી વિગેરે ક્રોધાદિક સોળ ક-

ષાયોરૂપી ચરટોને એટલે ધર્મરાજાની પ્રજાને ઉપદ્રવ કરનારા માર્ગમાં રહેલા ધાડા પાડનારાઓને ક્રીડા માત્રે કરીને જ રૂંધી લીધા એટલે સત્તામાંથી જ નાશ પમાડ્યા. તથા શીળ એટલે બ્રહ્મચર્યરૂપી યોદ્ધાએ કામરૂપી તસ્કરને રૂંધ્યો. ૧૩૮

**हास्यादिषट्कलुंटाकवृन्दं वैराग्यसेनया ।**
**निद्रादयश्च ताड्यन्ते श्रुतोद्योगादिभिर्भटैः ॥ १३९ ॥**

**મૂલાર્થ**—વૈરાગ્યરૂપી સેનાએ હાસ્ય વિગેરે છ લુંટારાઓને હણ્યા તથા શ્રુતોદ્યોગ વિગેરે સુભટોએ નિદ્રાદિકને તીવ્ર તાડના કરી. ૧૩૯.

**ટીકાર્થ**—વૈરાગ્ય-વિરક્તતારૂપી સેનાએ હાસ્ય વિગેરે એટલે હાસ્ય, રતિ, અરતિ વિગેરે છ સુકૃતરૂપી ધનનું હરણ કરનારા નોકષાયરૂપી લુંટારાઓના સમૂહને હણ્યા. તથા શ્રુતોદ્યોગ એટલે શાસ્ત્રનો ઉદ્યોગ-ભણવું ચિંતવવું વિગેરે યત્ન અથવા ઉદ્યમ કરનારા અને ઉપયોગસહિત ક્રિયાસમૂહને કરનારા-એ વિગેરે યોદ્ધાઓએ નિદ્રા વિગેરેને એટલે નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા અને સ્ત્યાનર્દ્ધિ રૂપ યોદ્ધાઓને હણ્યા. ૧૩૯.

**भटाभ्यां धर्मशुक्लाभ्यामार्तरौद्राभिधौ भटौ ।**
**निग्रहेणेन्द्रियाणां च जीयते द्रागसंयमः ॥ १४० ॥**

**મૂલાર્થ**—ધર્મ અને શુક્લ નામના શુભ ધ્યાનરૂપ વીરોએ આર્ત્ત અને રૌદ્ર નામના દુર્ધ્યાનરૂપ યોદ્ધાઓનો પરાજય કર્યો. તથા ઇંદ્રિયોના નિગ્રહવડે તત્કાળ અસંયમને જીતી લીધો. ૧૪૦

**ટીકાર્થ**—ધર્મધ્યાન અને શુક્લધ્યાનરૂપી યોદ્ધાઓએ આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન નામના યોદ્ધાઓને પરાજિત કર્યા, તથા શ્રોત્રાદિક ઇંદ્રિયોના નિગ્રહવડે એટલે પોતપોતાના વિષયોથી ઇંદ્રિયોને પરાઙ્મુખ કરીને અસંયમ એટલે અવિરતિ નામના યોદ્ધાને તત્કાળ જીતી લીધો. ૧૪૦

**क्षयोपशमतश्चक्षुर्दर्शनावरणादयः ।**
**नश्यत्यसातसैन्यं च पुण्योदयपराक्रमात् ॥ १४१ ॥**

**મૂલાર્થ**—ક્ષયોપશમરૂપી યોદ્ધાથી ચક્ષુર્દર્શનાવરણ વિગેરે નાશી ગયા, અને પુણ્યોદયરૂપી યોદ્ધાના પરાક્રમથી અસાતારૂપી સૈન્ય નાશ પામ્યું. ૧૪૧.

**ટીકાર્થ**—ક્ષયોપશમથકી એટલે ક્ષયોપશમ ભાવના પ્રહારથી ચક્ષુર્દર્શનાવરણ એટલે નેત્રાદિ ઇંદ્રિયોની પ્રાપ્તિને આવરણ કરનાર

વિગેરે એટલે ચક્ષુઅચક્ષુદર્શનાવરણ, અવધિ દર્શનાવરણ અને કેવળ દર્શનાવરણ એ સર્વે નાશ પામ્યા-લય પામ્યા. તથા પુણ્ય એટલે સુકૃત કર્મના ઉદયથી અસાત વેદનીનું સૈન્ય નાશ પામ્યું. ૧૪૧.

**सह द्वेषगजेन्द्रेण रागकेशरिणा तथा ।**
**सुतेन मोहभूपोऽपि धर्मभूपेन हन्यते ॥ १४२ ॥**

**મૂલાર્થ**—છેવટે દ્વેષગજેંદ્ર તથા રાગકેશરી નામના બે પુત્ર સહિત મોહરાજા પણ ધર્મરાજાવડે હણાયો. ૧૪૨.

**ટીકાર્થ**—છેવટે દ્વેષગજેંદ્ર નામના લઘુપુત્રસહિત તથા રાગકેશરી નામના જ્યેષ્ઠ પુત્રસહિત મોહરાજાને પણ સહકુટુંબ ધર્મરાજાએ હણ્યો. ૧૪૨.

**ततः प्राप्तमहानन्दा धर्मभूपप्रसादतः ।**
**यथा कृतार्था जायन्ते साधवो व्यवहारिणः ॥ १४३ ॥**

**મૂલાર્થ**—ત્યારપછી ધર્મરાજાના પ્રાસાદથી મહા આનંદને પામેલા સાધુરૂપી વ્યવહારીઓ જે પ્રકારે કૃતાર્થ થાય છે, તે પ્રકારે ધ્યાન કરવું. ૧૪૩.

**ટીકાર્થ**—ત્યારપછી સાધુઓ મુનીઓરૂપી વ્યવહારીઓ એટલે પરદેશના વહાણવટી વેપારીઓ ધર્મરાજાના પ્રસાદથી એટલે ધર્મરૂપ ચક્રવર્તી રાજાએ કરેલી દયાથી મહા આનંદ પામીને કૃતાર્થ એટલે સમગ્ર મનોરથવડે પરિપૂર્ણ થયા. ૧૪૩.

**विचिन्तयेत्तथा सर्वं धर्मध्याननिविष्टधीः ।**
**ईदृगन्यदपि न्यस्तमर्थजातं यदागमे ॥ १४४ ॥**

**મૂલાર્થ**—ધર્મધ્યાનને વિષે જેની બુદ્ધિ લય પામી છે એવા મુનિએ આ પ્રકારે સર્વ ધ્યાન કરવું, અને તેવો બીજો પણ પદાર્થસમૂહ કે જે આગમને વિષે કહ્યો હોય, તેનું પણ ધ્યાન કરવું. ૧૪૪.

**ટીકાર્થ**—ધર્મધ્યાનને વિષે જેની બુદ્ધિ લય પામી છે, એવા મુનિએ આ પ્રકારે એટલે પૂર્વે કહેલા ઉત્પાદાદિક પર્યાય, જીવને કર્મથી ઉત્પન્ન થયેલ ભવસાગર, તેને તરવાના ઉપાયરૂપ ચારિત્ર વહાણ, મોહરાજાનો પરાજય, ધર્મરાજાનો જય તથા મુનિરૂપી વ્યાપારીઓનું કૃતાર્થપણું વિગેરે પ્રકારે કરીને સર્વ ધ્યાન કરવું. અને તેથી અતિરિક્ત અર્થસમૂહ કે જે આગમને વિષે કહ્યો હોય એટલે અપ્રમત્ત ભાવાદિકનું પ્રતિપાદન જે જિનસિદ્ધાંતને વિષે કર્યું હોય, તેનું પણ ધ્યાન કરવું. ૧૪૪.

હવે છ શ્લોકવડે ધ્યાતા ( ધ્યાન કરનાર ) સંબંધી દ્વાર કહે છે.—

**मनसश्चेन्द्रियाणां च जयाद्यो निर्विकारधीः ।**
**धर्मध्यानस्य स ध्याता शान्तो दान्तः प्रकीर्तितः ॥१४५॥**

મૂલાર્થ—જે યોગી મન અને ઇંદ્રિયોના જયથી નિર્વિકાર બુદ્ધિવાળા થયા હોય તેવા શાંત અને દાંત મુનિને ધર્મધ્યાનના ધ્યાતા ( ધ્યાન કરનાર ) કહેલા છે. ૧૪૫.

ટીકાર્થ—જે યોગી મન અને શ્રોત્રાદિક ઇંદ્રિયોના જયથી એટલે તેમને વશ કરવાથી નિર્મળ બુદ્ધિવાળા થયા હોય તેવા તેમજ શાંત–કષાયને જીતનાર અને દાંત એટલે ઇંદ્રિયોનું દમન કરનાર મુનિને જિનેશ્વરે ધર્મધ્યાનના ધ્યાતા ( ધ્યાન કરનાર ) કહેલા છે. ૧૪૫.

કહેલા અર્થને અન્ય મતની સંમતિ આપે છે. અન્ય શાસ્ત્રના પાંચ શ્લોકવડે તેમની આ વિષયમાં સંમતિ દર્શાવે છે.

**परैरपि यदिष्टं च स्थितप्रज्ञस्य लक्षणम् ।**
**घटते ह्यत्र तत्सर्वं तथा चेदं व्यवस्थितम् ॥ १४६ ॥**

મૂલાર્થ—બીજાઓએ પણ જે સ્થિતપ્રજ્ઞનું લક્ષણ ઇચ્છેલું છે, તે સર્વ અહીં ઘટે છે, તેજ પ્રમાણે આની પણ વ્યવસ્થા છે. ૧૪૬.

ટીકાર્થ—બીજાઓએ એટલે વ્યાસાદિકે પણ જે સ્થિતપ્રજ્ઞનું એટલે જેની પ્રજ્ઞા ( બુદ્ધિ ) પોતાના આત્માને વિષે સ્થિત થયેલી છે એટલે સ્થિતિ કરવાના સ્વભાવવાળી–સ્થિતિને સ્થાપન કરનારી થયેલી છે એવા તે સ્થિતપ્રજ્ઞનું લક્ષણ ઇચ્છેલું છે; તે સર્વ–પરિપૂર્ણ લક્ષણ અહીં એટલે મન અને ઇંદ્રિયોના જયાદિકથી યુક્ત એવા ધર્મધ્યાનના ધ્યાતાને વિષે ઘટે છે. અને તેજ પ્રકારે આ ધ્યાતાનું લક્ષણ આગમને વિષે પણ કહેલું છે. તેજ અમે પણ અહીં કહ્યું છે. ૧૪૬.

તે લક્ષણ બીજાઓએ જે પ્રકારે ઇચ્છયું છે તે કહે છે.

**प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान् ।**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ १४७ ॥**

મૂલાર્થ—હે અર્જુન ! જ્યારે મનમાં રહેલા સર્વ મનોરથોને જીવ તજી દે છે, અને આત્માએ કરીને આત્માને વિષે જ સંતુષ્ટ રહે છે, ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૧૪૭.

ટીકાર્થ—હે પૃથાના એટલે કુંતીના પુત્ર અર્જુન ! જ્યારે એટલે જે યોગદશાને વિષે હૃદયમાં રહેલા સર્વે કામોને એટલે શુભ અને અશુભ

કામનાની ઉત્પત્તિના પ્રકારોને જીવ છોડી દે છે, અને આત્માએ કરીને-જ્ઞાનવડે કરીને આત્માને વિષેજ પોતાના સ્વરૂપને વિષેજ સંતુષ્ટ-સકળ ઇચ્છાથી પરિપૂર્ણ થાય છે ત્યારે તેને યોગીઓ સ્થિતપ્રજ્ઞ કહે છે. ૧૪૭.

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ १४८ ॥**

**મૂલાર્થ**—જેનું મન દુઃખને વિષે ઉદ્વેગ પામતું નથી, જે સુખને વિષે સ્પૃહારહિત છે, તથા જેના રાગ, ભય અને ક્રોધ નષ્ટ થયા છે, તેવા મુનિ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૧૪૮.

**ટીકાર્થ**—જે દુઃખને વિષે એટલે પ્રતિકૂળ વિષયોને વિષે તથા કષ્ટને વિષે અક્ષુભિત-અવ્યગ્ર મનવાળા હોય, તથા સુખને વિષે એટલે અનુકૂળ વિષયોને વિષે તથા સાતા વેદનીને વિષે સ્પૃહારહિત હોય, તથા જેના રાગ, ભય અને ક્રોધ નષ્ટ થયા હોય એવા મુનિઓને યોગીઓ સ્થિતપ્રજ્ઞ કહે છે. ૧૪૮.

**यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।**
**नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ १४९ ॥**

**મૂલાર્થ**—જે યોગી સર્વત્ર સ્નેહરહિત છે, અને તે તે શુભાશુભ વસ્તુને પામીને આનંદ પામતા નથી, તથા દ્વેષ કરતા નથી તેમની બુદ્ધિ પ્રતિષ્ઠિત છે એમ જાણવું. ૧૪૯.

**ટીકાર્થ**-જે યોગી સર્વત્ર એટલે સર્વ વસ્તુસમૂહને વિષે સ્નેહરહિત એટલે રૂક્ષ પરિણામવાળા હોય, તથા તે તે પ્રકારની શુભાશુભ એટલે મનોજ્ઞ અથવા અમનોજ્ઞ વસ્તુઓને પામીને જે તેની સ્તુતિ ન કરે અથવા નિંદા પણ ન કરે-રાગીદ્વેષી ન થાય તે યોગીની બુદ્ધિ આત્માને વિષે પ્રતિષ્ઠિત છે એમ જાણવું. ૧૪૯.

**यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ १५० ॥**

**મૂલાર્થ**—જેમ કાચબો સર્વ પ્રકારે અંગોને સંકોચે છે, તેમ યોગી જ્યારે ઇંદ્રિયોના વિષયોથકી ઇંદ્રિયોનો સંહાર કરે છે—સંકોચે છે, ત્યારે તે મુનિની બુદ્ધિ પ્રતિષ્ઠિત છે એમ જાણવું. ૧૫૦

**ટીકાર્થ**—આવા યોગી જ્યારે-જે અવસ્થાને વિષે જેમ કાચબો પોતાના અવયવોને સંહરે છે-સંકોચે છે, તેમ સર્વ પ્રકારે શબ્દાદિક ઇંદ્રિયોના વિષયોથકી શ્રોત્રાદિક ઇંદ્રિયોને સંહરે છે-પાછી વાળે છે-

કબજે કરે છે ત્યારે તે મુનિની બુદ્ધિ આત્માને વિષે પ્રતિષ્ઠિત છે, એમ જાણવું. ૧૫૦.

ફરીને પોતાનો મત કહે છે.—

**शान्तो दान्तो भवेदीदृगात्मारामतया स्थितः ।**
**सिद्धस्य हि स्वभावो यः सैव साधकयोग्यता ॥ १५१ ॥**

**મૂલાર્થ**—આ પ્રમાણે આત્માને વિષે રમણ કરનારપણે રહેલો યોગી શાંત અને દાંત હોય છે, કારણકે સિદ્ધનો જે સ્વભાવ છે તેજ સાધકની યોગ્યતા છે. ૧૫૧.

**ટીકાર્થ**—જે સાધુ શાંત એટલે કષાયરહિતપણાએ કરીને ક્ષમાના સમુદ્ર તથા દાંત એટલે અંદર અને બહારના વિષય વિકારથી રહિત હોય, અને આત્માને વિષે વિલાસ કરવાના સ્વભાવે કરીને યુક્ત રહેલા હોય, તેજ ધ્યાતા થઈ શકે છે. કારણકે સાધકની યોગ્યતા અર્થાત્ ધ્યાન કરવાનું અધિકારીપણું તે જ છે કે જે મુક્તનો સ્વભાવ—પરિણામ છે. ૧૫૧.

હવે લાઘવને માટે શુકલધ્યાનના ધ્યાતાને પણ બતાવે છે.—

**ध्यातायमेव शुक्लस्याप्रमत्तः पादयोर्द्वयोः ।**
**पूर्वविद्योग्ययोगी च केवली परयोस्तयोः ॥ १५२ ॥**

**મૂલાર્થ**—આ જ અપ્રમત્ત સાધુ શુકલધ્યાનના પહેલા બે પાદના ધ્યાતા છે, પણ જો તે પૂર્વવિદ્ હોય તો. બીજા બે પાદના ધ્યાતા અનુક્રમે સયોગી કેવળી અને અયોગી કેવળી છે. ૧૫૨.

**ટીકાર્થ**—આજ એટલે ધર્મધ્યાનના ધ્યાતાપણે પૂર્વે કહેલા લક્ષણોવડે યુક્ત જે યોગી તે જ અપ્રમત્ત—સર્વ પ્રમાદથી વર્જિત સાધુ શુકલધ્યાનના પહેલા બે પાદના ધ્યાતા—ધ્યાન કરનાર છે. પરંતુ તેમાં વિશેષ એટલો છે કે—જો તે પૂર્વવિદ્ એટલે ચૌદ પૂર્વને જાણનાર હોય અર્થાત્ પૂર્વમાં રહેલા શ્રુતને ધારણ કરનાર હોય તોજ તે શુકલધ્યાનના ધ્યાતા હોય છે, તે સિવાય હોતા નથી. તથા તે શુકલધ્યાનના બીજા બે પાદના ધ્યાતા અનુક્રમે યોગી એટલે ત્રણ યોગવાળા સયોગી કેવળી હોય છે. તે પણ તેરમા ગુણસ્થાનને અંતે ત્રીજા પાદના ધ્યાતા હોય છે, અને ચોથા પાદના ધ્યાતા તો શૈલેશી અવસ્થાને પામેલા અયોગી કેવળી જ હોય છે. ૧૫૨.

હવે અનુપ્રેક્ષાદ્વાર કહે છે.—

**अनित्यत्वाद्यनुप्रेक्षा ध्यानस्योपरमेऽपि हि ।**
**भावयेन्नित्यमभ्रान्तः प्राणा ध्यानस्य ताः खलु ॥ १५३ ॥**

**મૂલાર્થ**—ભ્રાંતિરહિત એવા સાધુએ ધ્યાનના ઉપરમને વિષે પણ નિરંતર અનિત્યત્વાદિ અનુપ્રેક્ષા (ભાવના) નું ધ્યાન કરવું. કારણ કે તે (અનુપ્રેક્ષા) ધ્યાનના પ્રાણરૂપ છે. ૧૫૩.

**ટીકાર્થ**—પૂર્વે કહેલા ધ્યાનનો ઉપરમ-નિવૃત્તિ થાય તે વખતે પણ અનિત્યત્વાદિક એટલે "સંસારમાં સર્વે અનિત્ય છે, કોઇ પણ વસ્તુ સર્વદા સ્થાયી ભાવે (સ્થિરપણે) કરીને રહેનારી દેખાતી નથી." એ પ્રમાણે ચિંતવન કરવું તે અનિત્ય ભાવના કહેવાય છે. તથા આદિ શબ્દે કરીને અશરણ ભાવના, અન્યત્વ ભાવના વિગેરે જાણવી. તે ભાવનારૂપ અનુપ્રેક્ષા એટલે ધ્યાનની પછી પ્રેક્ષણ એટલે અતીત અને આસન્ન (વર્તમાન) પરિણામની આલોચના તેને ભ્રાંતિરહિત એવા યોગીએ સર્વદા ભાવવી-ચિંતવવી. કારણ કે તે અનુપ્રેક્ષા ધર્મધ્યાનના પ્રાણભૂત-જીવનભૂત છે. શરીરાદિકની અનિત્યતાદિનું ચિંતવન કરવાથી મુનિ ફરીથી ધ્યાનપર આરૂઢ થઈ શકે છે, તેથી તે તેના પ્રાણભૂત કહેવાય છે. ૧૫૩.

હવે લેશ્યા દ્વાર કહે છે.—

**तीव्रादिभेदभाजः स्युर्लेश्यास्तिस्र इहोत्तराः ।**
**लिंगान्यत्रागमश्रद्धा विनयः सद्गुणस्तुतिः ॥ १५४ ॥**

**મૂલાર્થ**—અહીં તીવ્રાદિક ભેદવાળી છેલ્લી ત્રણ લેશ્યાઓ હોય છે. તેના ચિન્હો આગમપરની શ્રદ્ધા, વિનય અને સદ્‌ગુણની સ્તુતિ છે. ૧૫૪.

**ટીકાર્થ**—અહીં એટલે આ ધર્મધ્યાનવાળા મુનિને વિષે તીવ્રાદિક ભેદને ભજનાર એટલે તીવ્ર, તીવ્રતર અને તીવ્રતમ પરિણામવાળી એટલે આર્તધ્યાનવાળાને કહેલી લેશ્યાની અપેક્ષાએ ત્યારપછીની શુભ એવી તેજ, પદ્મ અને શુકલ નામની ત્રણ લેશ્યાઓ-શુભ અધ્યવસાયરૂપ હોય છે. આ ધ્યાતાને વિષે આગમપરની શ્રદ્ધા એટલે જિનાગમને વિષે દૃઢ પ્રીતિ, વિનય એટલે દેવ, ગુરૂ, ધર્મને વિષે પ્રણામાદિક અત્યંત ભક્તિ અને સદ્‌ગુણની સ્તુતિ એટલે જ્ઞાન, શીળ, તપ, ક્ષાંતિ વિગેરે શુભ ગુણોની અથવા તેવા ગુણવાળાની પ્રસંશા-એ લિંગો હોય છે, એટલે 'આ ધર્મધ્યાની છે.' એમ જણાવનારાં તે ચિન્હો હોય છે. ૧૫૪.

હવે તેના ફળનું દ્વાર કહે છે.—

**शीलसंयमयुक्तस्य ध्यायतो धर्म्यमुत्तमम् ।**
**स्वर्गप्राप्तिं फलं प्राहुः प्रौढपुण्यानुबन्धिनीम् ॥ १५५ ॥**

**મૂલાર્થ**—શીળ અને સંયમે કરીને યુક્ત એવા ઉત્તમ ધર્મધ્યાનને ધ્યાનારા યોગીને પ્રૌઢ પુણ્યના અનુબંધવાળી સ્વર્ગપ્રાપ્તિરૂપ ફળ કહેલું છે. ૧૫૫.

**ટીકાર્થ**—શીળ એટલે બ્રહ્મચર્ય અથવા સર્વ શુદ્ધ આચાર અને સંયમ એટલે સત્તર પ્રકારનું ચારિત્ર અથવા છ કાય જીવરક્ષારૂપ સંયમ તેણે કરીને યુક્ત તથા ઉત્તમ ધર્મમય ધ્યાનને કરતા યોગીને પ્રૌઢ પુણ્યના અનુબંધવાળી એટલે મહા સુકૃતસમૂહને અનુસરનારી તથા ઉત્તરોત્તર જન્મને વિષે મહા સુકૃતનો બંધ કરનારી સ્વર્ગપ્રાપ્તિરૂપ એટલે મહર્દ્ધિક દેવપણાની પ્રાપ્તિરૂપ ફળ તીર્થંકરાદિકે કહેલું છે. ધર્મધ્યાનથી મુક્તિની પ્રાપ્તિ થતી નથી, તેથી સ્વર્ગપ્રાપ્તિરૂપ તેનું ફળ કહેલું છે. ૧૫૫.

ધર્મધ્યાન કહ્યું. હવે શુકલધ્યાનના અવલંબનોને કહે છે.—

**ध्यायेच्छुक्लमथ क्षान्तिमृदुत्वार्जवमुक्तिभिः ।**
**छद्मस्थोऽणौ मनो धृत्वा व्यपनीय मनो जिनः ॥ १५६ ॥**

**મૂલાર્થ**—ત્યારપછી ક્ષમા, માર્દવ, આર્જવ અને મુક્તિ (નિઃસ્પૃહપણું) એ કરીને યુક્ત એવા છદ્મસ્થ મુનિઓએ પરમાણુને વિષે મનને લગાડીને શુકલધ્યાન ધ્યાવું અને કેવળીએ મનનો રોધ કરીને શુકલધ્યાન ધ્યાવું. ૧૫૬.

**ટીકાર્થ**—ત્યારપછી એટલે ધર્મધ્યાન પૂર્ણ થયા પછી ક્ષમા, માર્દવ એટલે માનરહિતપણું, આર્જવ એટલે માયારહિતપણું અને મુક્તિ એટલે લોભના અભાવને લીધે પ્રાપ્ત થયેલ નિઃસ્પૃહપણું–એ રૂપ આલંબનવડે કરીને પરમાણુને વિષે મનને રોકીને છદ્મસ્થે–અસર્વજ્ઞે શુકલધ્યાન ધ્યાવું–શુકલધ્યાનને વિષે લીન થવું. આ ધ્યાનની ભાવના, દેશ, કાળ અને આસન ધર્મધ્યાનની માફક જાણવાં. તેમાં કાંઇ પણ વિશેષ ન હોવાથી અહીં કહ્યાં નથી, અને જિને એટલે સર્વજ્ઞે તો મનનો મૂળથીજ સંહાર કરીને એટલે મનના વિષયપણાથી રહિત હોવાને લીધે મનરહિત થઇને શુક્લધ્યાન ધ્યાવું. ૧૫૬.

શુકલધ્યાનનો પહેલો પ્રકાર કહે છે.—

**सवितर्कं सविचारं सपृथक्त्वं तदादिमम् ।**
**नानानयाश्रितं तत्र वितर्कः पूर्वगं श्रुतम् ॥ १५७ ॥**

**મૂલાર્થ**—વિતર્કસહિત, વિચારસહિત અને પૃથકત્વસહિત એમ શુકલધ્યાનનો પહેલો પાદ ત્રણ પ્રકારે યુક્ત હોય છે. તેમાં વિવિધ નયનો આશ્રય કરીને રહેલું અને પૂર્વગત જે શ્રુત તે વિતર્ક કહેવાય છે. ૧૫૭.

**ટીકાર્થ**—તે શુકલધ્યાનના પ્રથમ પાદનું ધ્યાન આ પ્રમાણે કરવું. તે પ્રથમ પાદ કેવો છે? તે કહે છે. હમણાં કહેવાશે એવા વિતર્ક સહિત, કહેવાશે એવા વિચારસહિત અને કહેવાશે એવા પૃથકત્વ એટલે વિભિન્નપણાએ કરીને સહિત અર્થાત્ સવિતર્ક સવિચાર સપૃથકત્વ નામનું પહેલું શુકલધ્યાન કહેવાય છે. તે ત્રણ પ્રકારમાં વિતર્ક આ પ્રમાણે છે.—નૈગમ વિગેરે વિવિધ પ્રકારના નયોનો આશ્રય કરીને રહેલું તથા ઉત્પાદ વિગેરે ચૌદ પૂર્વની અંદર સમાયેલું જે શ્રુતજ્ઞાન–શાસ્ત્રબોધ તેને વિતર્ક જાણવો. ૧૫૭.

હવે સવિચાર અને સપૃથકત્વ દેખાડે છે.—

**अर्थव्यञ्जनयोगानां विचारोऽन्योऽन्यसंक्रमः ।**
**पृथक्त्वं द्रव्यपर्यायगुणान्तरगतिः पुनः ॥ १५८ ॥**

**મૂલાર્થ**—અર્થ, વ્યંજન અને યોગોનો જે પરસ્પર સંક્રમ તે વિચાર કહેવાય છે. અને દ્રવ્ય, પર્યાય તથા ગુણનો જે સંક્રમ તે પૃથકત્વ કહેવાય છે. ૧૫૮.

**ટીકાર્થ**—અર્થ એટલે દ્રવ્ય અને પર્યાય, વ્યંજન એટલે તે અર્થને કહેનારો શબ્દ, તથા યોગ એટલે મન, વચન અને કાયાના વ્યાપાર, તેમનો જે અન્યોઅન્ય સંક્રમ એટલે અર્થાદિકનું જે પરસ્પર સંક્રમણ અર્થાત અર્થમાં રહેલા લયનો વ્યંજનમાં–શબ્દમાં સંક્રમ, વ્યંજનમાં રહેલા લયનો યોગમાં સંક્રમ, એ રીતે જે સંક્રમણ છે તેજ વિચાર કહેવાય છે. તથા દ્રવ્યથકી એટલે એક પરમાણુ વિગેરે પદાર્થથકી બીજા દ્રવ્યમાં–બીજા પરમાણુમાં ધ્યાનનો સંક્રમ, ઉત્પાદરૂપ, વ્યયરૂપ અથવા ધ્રૌવ્યરૂપ પર્યાયથકી બીજા પર્યાયમાં સંક્રમ, તથા વર્ણાદિરૂપ અથવા જ્ઞાનાદિરૂપ ગુણથકી બીજા ગુણને વિષે સંક્રમ થવો તે પૃથકત્વ–ભિન્નપણું કહેવાય છે. આ પ્રમાણે વિતર્કસહિત, વિચારસહિત અને પૃથકત્વસહિત શુકલધ્યાનના પહેલા પાદનું ધ્યાન કરવું. ૧૫૮.

તેનું જ સ્વરૂપ કહે છે.—

**त्रियोगयोगिनः साधोर्वितर्काद्यन्वितं ह्यदः ।**
**ईषच्चलतरंगाब्धेः क्षोभाभावदशानिभम् ॥ १५९ ॥**

**મૂલાર્થ**—ત્રણ યોગવડે યોગવાળા સાધુને આ વિતર્કાદિવડે યુક્ત એવું પ્રથમ શુક્લધ્યાન કાંઇક ચપળ તરંગવાળા સમુદ્રની ક્ષોભરહિત દશાના જેવું છે. ૧૫૯.

**ટીકાર્થ**—આ વિતર્કાદિકે કરીને યુક્ત એવું શુક્લધ્યાન થોડા ચપળ તરંગવાળા સમુદ્રની ક્ષોભરહિત અવસ્થાના જેવું ત્રણ પ્રકારના યોગવડે યોગવાળા-મન, વચન અને કાયાના વ્યાપારવાળા મુનિને હોય છે, ગૃહસ્થને હોતું નથી. ૧૫૯.

શુક્લધ્યાનનો બીજો પ્રકાર કહે છે.—

**एकत्वेन वितर्केण विचारेण च संयुतम् ।**
**निर्वातस्थप्रदीपाभं द्वितीयं त्वेकपर्ययम् ॥ १६० ॥**

**મૂલાર્થ**—એકપણાએ કરીને, વિતર્કે કરીને અને વિચારે કરીને યુક્ત એવું એક પર્યાયવાળું બીજું શુક્લધ્યાન વાયુરહિત પ્રદેશમાં રહેલા દીવાની જેવું નિશ્ચળ હોય છે. ૧૬૦.

**ટીકાર્થ**—એકજ દ્રવ્ય, પર્યાય અથવા ગુણનું જેમાં આલંબન હોય તે એક કહેવાય છે; તેવા એકપણાએ કરીને યુક્ત. અહિં કંપરહિત ઉપયોગ હોવાથી પૃથક્ત્વનો સંભવ નથી, તેથી એકપણાએ કરીને યુક્ત એમ કહ્યું છે. તથા પૂર્વે કહેલા વિતર્ક અને વિચારે કરીને યુક્ત એવું એક પર્યાયવાળું એટલે જેને વિષે એકપણારૂપ વિશેષ ધર્મ રહેલો છે એવું બીજું શુક્લધ્યાન વાયુરહિત સ્થાનમાં રહેલા દીવાના જેવું નિષ્કંપ હોય છે. આ બે ધ્યાન છદ્મસ્થ સાધુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પહેલાં હોય છે. ૧૬૦.

હવે ત્રીજો ભેદ કહે છે.—

**सूक्ष्मक्रियानिवृत्त्याख्यं तृतीयं तु जिनस्य तत् ।**
**अर्धरुद्धाङ्गयोगस्य रुद्धयोगद्वयस्य च ॥ १६१ ॥**

**મૂલાર્થ**—સૂક્ષ્મ ક્રિયાની નિવૃત્તિ નામનું ત્રીજું શુક્લધ્યાન બે યોગને રૂંધનાર અને ત્રીજા યોગને જેણે અર્ધો રૂંધ્યો છે, એવા જિનેશ્વરને હોય છે. ૧૬૧.

**ટીકાર્થ**—ત્રીજું એટલે ત્રણની સંખ્યાને પૂર્ણ કરનારૂં સૂક્ષ્મક્રિયા

નિવૃત્તિ નામનું એટલે ઉચ્છ્વાસ નિઃશ્વાસરૂપ માત્ર કાયાના વ્યાપારનો પણ જેમાં નિરોધ છે એવા નામનું શુકલધ્યાન જેણે મનના અને વચનના વ્યાપારવાળા બે યોગ તદન રૂંધ્યા છે, તથા ત્રીજા કાયયોગમાં જેણે અર્ધો રૂંધ્યો છે એટલે બાદર ભાગ ( બાદર કાયયોગ ) રૂંધ્યો છે એવા જિનને એટલે કેવળીને તેરમા ગુણસ્થાનને અંતે હોય છે. પણ તે વિહાર અવસ્થામાં હોતું નથી. કેમકે વિહાર અવસ્થામાં આ ધ્યાન કરવા લાયક સ્થિતિનો અભાવ હોવાથી કેવળી ધ્યાનરહિતજ હોય છે. અહીં તેમને યોગોનો જે નિરોધ કરવો તેરૂપજ ધ્યાન હોય છે. ૧૬૧.

હવે ચોથો ભેદ કહે છે.—

**तुरीयं च समुच्छिन्नक्रियमप्रतिपाति तत् ।**
**शैलवन्निष्प्रकंपस्य शैलेश्यं विश्ववेदिनः ॥ १६२ ॥**

**મૂલાર્થ**—સર્વથા ઉચ્છિન્ન વ્યાપારવાળું, ફરીથી કદાપી ન પડે તેવું અને શૈલેશી અવસ્થામાં ઉત્પન્ન થનારૂં ચોથું શુકલધ્યાન સમુચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતિ નામનું છે. તે ધ્યાન પર્વતની જેવા કંપરહિત સર્વજ્ઞને હોય છે. ૧૬૨.

**ટીકાર્થ**—જેને વિષે ક્રિયાનો એટલે ત્રણે યોગના વ્યાપારનો સર્વથા ઉચ્છેદ થયો છે, તથા જેનો એટલે આત્મપ્રદેશની નિશ્ચળતારૂપ જે ધ્યાનનો સિદ્ધિ પ્રાપ્ત થતાં સુધી પ્રતિપાત થતો નથી, તથા જે શૈલેશી અવસ્થામાંજ ઉત્પન્ન થાય છે, તે ચોથું શુકલધ્યાન છે. તે ધ્યાન મેરૂ પર્વતની જેમ જેના સર્વ આત્મપ્રદેશો નિશ્ચળ છે એટલે આત્મપ્રદેશનું પણ સ્પંદન થતું નથી એવા વિશ્વને જાણનાર સર્વજ્ઞ કેવળીને હોય છે. ૧૬૨.

હવે તે ધ્યાનનું ફળ કહે છે.—

**एतच्चतुर्विधं शुक्लध्यानमत्र द्वयोः फलम् ।**
**आद्ययोः सुरलोकाप्तिरन्ययोस्तु महोदयः ॥ १६३ ॥**

**મૂલાર્થ**—ઉપર કહ્યા પ્રમાણે શુકલધ્યાન ચાર પ્રકારનું છે. તેમાં પહેલા બે ધ્યાનનું ફળ દેવલોકની પ્રાપ્તિરૂપ છે. તથા છેલ્લા બે ધ્યાનનું ફળ મહોદય—મોક્ષ છે. ૧૬૩.

**ટીકાર્થ**—આ પૂર્વે કહેલું ચાર પ્રકારનું શુકલધ્યાન—ઉજ્વળ ધ્યાન હોય છે. આ શુકલધ્યાનને વિષે પહેલા બે પાદનું ફળ સુરલોકની એટલે મહર્દ્ધિક દેવપણાની પ્રાપ્તિરૂપ છે. અને છેલ્લા બે પાદનું ફળ માત્ર એક મહોદય—મોક્ષ જ છે. ૧૬૩.

હવે તે શુકલધ્યાનની અનુપ્રેક્ષા કહે છે.

**आश्रवापायसंसारानुभावभवसन्ततीः ।**
**अर्थे विपरिणामं वाऽनुपश्येच्छुक्लविश्रमे ॥ १६४ ॥**

**મૂલાર્થ**—શુકલધ્યાનના વિરામને વિષે આશ્રવવડે પ્રાપ્ત થતા દુઃખને, સંસારના અનુભવને, જન્મની પરંપરાને તથા પદાર્થને વિષે થતા પરિણામને પછીથી જોવા-તેનું ધ્યાન કરવું. ૧૬૪.

**ટીકાર્થ**—મિથ્યાત્વાદિક આશ્રવોથકી પ્રાપ્ત થતા કષ્ટોને, ચાર ગતિરૂપ સંસારના અનુભાવને—દુઃખસ્વભાવને ભવસંતતિ એટલે જન્માદિકની અનંતી શ્રેણીને તથા સ્ત્રી પુત્રાદિક સચેતન અને ધનાદિક અચેતન પદાર્થોને વિષે થતા વિપરિણામને—વિપરિતપણાની પ્રાપ્તિને શુકલધ્યાનના વિરામને વિષે પશ્ચાત્ ભાવનાવડે જોવા. આ ચાર અનુપ્રેક્ષા શુકલધ્યાનના પહેલા બે પાદમાં જાણવી, કારણકે છેલ્લા બે પાદમાં તો ધ્યાન કરનારને તરતજ મોક્ષપ્રાપ્તિ થતી હોવાથી અનુપ્રેક્ષા હોતી નથી. ૧૬૪.

હવે લેશ્યાદ્વાર કહે છે.—

**द्वयोः शुक्ला तृतीये च लेश्या सा परमा मता ।**
**चतुर्थः शुक्लभेदस्तु लेश्यातीतः प्रकीर्तितः ॥ १६५ ॥**

**મૂલાર્થ**—પહેલા બે પાદમાં શુકલલેશ્યા અને ત્રીજા પાદમાં તેજ શુકલલેશ્યા ઉત્કૃષ્ટ માનેલી છે. અને શુકલધ્યાનનો ચોથો ભેદ તો લેશ્યારહિત કહ્યો છે. ૧૬૫.

**ટીકાર્થ**—શુકલધ્યાનના પહેલા બે પાદને વિષે શુકલલેશ્યા હોય છે, અને ત્રીજા સૂક્ષ્મક્રિયાનિવૃત્તિ નામના પાદને વિષે તે શુકલલેશ્યા ઉત્કૃષ્ટ એટલે અત્યંત ઉજ્જવળ માનેલી છે-જિનેશ્વરાદિકે કહેલી છે. અને શુકલધ્યાનનો ચોથો પાદ તો લેશ્યારહિત કહ્યો છે. ૧૬૫.

હવે લિંગદ્વાર કહે છે.—

**लिङ्गं निर्मलयोगस्य शुक्लध्यानवतोऽवधः ।**
**असंमोहो विवेकश्च व्युत्सर्गश्चाभिधीयते ॥ १६६ ॥**

**મૂલાર્થ**—નિર્મળ યોગવાળા શુકલધ્યાની યોગીનાં અવધ, અસંમોહ, વિવેક અને વ્યુત્સર્ગ એ ચાર લિંગ કહ્યાં છે. ૧૬૬.

**ટીકાર્થ**—નિર્મળ યોગવાળા એટલે અત્યંત વિશુદ્ધ વ્યાપારવાળા

શુક્લધ્યાની યોગીનાં અવધ–પરિસહ તથા ઉપસર્ગથકી અચળપણું, અસંમોહ–સૂક્ષ્મ અને ગહન ભાવવાળી દેવમાયા વિગેરેમાં પણ મોહ નહિ તે, વિવેક–દેહ વિગેરે સર્વના સંયોગરહિત કેવળ આત્માને જૂદો કરીને જોવો તે, અને વ્યુત્સર્ગ–દેહાદિકના સુખનો ત્યાગ, આ ચાર પ્રકારનાં ચિન્હ જિનાદિકે કહેલા છે. ૧૬૬.

હવે બે શ્લોકવડે કહેલા લિંગનું વિવરણ (વિસ્તાર) કરે છે.—

**अवधादुपसर्गेभ्यः कंपते न बिभेति च ।**
**असंमोहान्न सूक्ष्मार्थे मायास्वपि च मुह्यति ॥ १६७ ॥**
**विवेकात्सर्वसंयोगाद्भिन्नमात्मानमीक्षते ।**
**देहोपकरणासंगो व्युत्सर्गाज्जायते मुनिः ॥ १६८ ॥**

**મૂલાર્થ**—અવધ હોવાથી ઉપસર્ગોથી કંપતા નથી, તથા ભય પામતા નથી. અસંમોહ હોવાથી સૂક્ષ્મ અર્થને વિષે તથા દેવમાયા વિગેરેને વિષે મોહ પામતા નથી. શુક્લધ્યાની મુનિનું ત્રીજું વિવેકરૂપી લિંગ હોવાથી સર્વ સંયોગોથી જૂદો પોતાના આત્માને જુએ છે, તથા વ્યુત્સર્ગરૂપ લિંગ હોવાથી શરીર અને ઉપકરણને વિષે અસંગ હોય છે. ૧૬૭–૧૬૮.

**ટીકાર્થ**—શુક્લધ્યાની મુનિનું અવધરૂપ લિંગ હોવાથી તે દેવાદિકે કરેલા ઉપસર્ગોથકી કંપતા નથી તથા કિંચિત્ પણ ભય પામતા નથી. અને અસંમોહરૂપી લિંગ હોવાથી તે સૂક્ષ્મ અર્થને વિષે એટલે અત્યંત નિપુણતાવડે જેનો અર્થ સમજી શકાય તેવા પદાર્થને વિષે તથા દેવ માયાદિકને વિષે કિંચિત્ પણ મોહ પામતા નથી. ત્રીજું વિવેકરૂપ લિંગ હોવાથી તે સર્વ સંબંધોથી આત્માને–જીવની સત્તાને ભિન્ન–પૃથક્ જુએ છે, તથા વ્યુત્સર્ગરૂપ ચોથું ચિન્હ હોવાથી તે મુનિ શરીર અને ઉપકરણને વિષે અસંગ–મૂર્છારહિત હોય છે. ૧૬૭–૧૬૮.

હવે આ ધ્યાનના અધિકારનો ઉપસંહાર કરે છે.—

**एवं ध्यानक्रमं शुद्धं मत्वा भगवदाज्ञया ।**
**यः कुर्यादेतदभ्यासं संपूर्णाध्यात्मविद्भवेत् ॥ १६९ ॥**

**મૂલાર્થ**—આ પ્રમાણે જે યોગી ભગવાનની આજ્ઞાવડે શુદ્ધ ધ્યાનના ક્રમને જાણીને તે ધ્યાનનો અભ્યાસ કરે, તે સંપૂર્ણ અધ્યાત્મને જાણનારો થાય છે. ૧૬૯.

**ટીકાર્થ**—આ પૂર્વે કહ્યા પ્રમાણે જે યોગી ભગવાનની આજ્ઞાવડે

એટલે જિનેશ્વરના આગમને અનુસારે શુદ્ધ-નિર્દોષ ધ્યાનના ક્રમને-વિધિને જાણીને હમેશાં તેનો અભ્યાસ-ફરી ફરીને ધ્યાનનું સેવન કરે, તે સંપૂર્ણ અધ્યાત્મને જાણનાર-પરિપૂર્ણ અધ્યાત્મસ્વરૂપનો જાણનાર થાય છે. ૧૬૯.

॥ इति ध्यानाधिकारः ॥

---

## ॥ अथ ध्यानस्तुत्यधिकारः ॥

હવે ધ્યાનની સ્તુતિ-પ્રશંસા કરે છે.—

**यत्र गच्छति परं परिपाकं पाकशासनपदं तृणकल्पम् ।**
**स्वप्रकाशसुखबोधमयं तद्ध्यानमेव भवनाशि भजध्वम्॥१७०॥**

મૂલાર્થ—જે ધ્યાન પ્રકૃષ્ટ પરિપાકને પામે છતે ઇંદ્રનું પદ તૃણ સમાન લાગે છે, તે આત્મપ્રકાશરૂપ સુખના બોધમય અને ભવભ્રમણને નાશ કરનારા ધ્યાનને જ ભજો. ૧૭૦.

ટીકાર્થ—હે યોગીઓ! જે ધ્યાન ઉત્કૃષ્ટ પરિપાક-ફળના પરિણામને પામે છે ત્યારે ઇંદ્રની પદવી પણ તૃણ અને તુષ (ફોતરા) સમાન ભાસે છે, તે આત્મસ્વરૂપના પ્રકાશરૂપ એટલે ઉદ્યોત અથવા આવિર્ભાવરૂપ સહજાનંદ વિલાસના જ્ઞાનમય તથા જન્માદિક ભવનો નાશ કરનારા એક ધ્યાનને જ ભજો-સેવો. ૧૭૦.

ધ્યાન અત્યંત દુઃખે કરીને તજી શકાય તેવા ગુણવાળું છે. એમ તેની સ્તુતિ કરે છે.

**आतुरैरपि जडैरपि साक्षात्सुत्यजा हि विषया न तु रागः ।**
**ध्यानवांस्तु परमद्युतिदर्शी तृप्तिमाप्य न तमृच्छति भूयः ॥१७१॥**

મૂલાર્થ—આતુર તથા જડ પુરૂષોએ વિષયો સાક્ષાત્ સુખે તજી શકાય તેવા છે, પરંતુ રાગ તજી શકાય તેવો નથી. અને પરમ દ્યુતિને જોનાર ધ્યાની તો તૃપ્તિ પામીને પછી તે રાગનો ફરીથી સ્વીકારજ કરતા નથી. ૧૭૧.

ટીકાર્થ—ખરેખર આતુર એટલે વિષયોનું સેવન કરવામાં અતૃપ્ત હોવાથી સેવનમાં તત્પર-આસક્ત થયેલા અથવા આતુર એટલે રોગી પુરૂષોએ પણ તથા જડ એટલે બોધરહિત મૂર્ખ પુરૂષોએ પણ શબ્દાદિક વિષયો પ્રત્યક્ષ રીતે સુખેથી તજી શકાય તેવા છે; તો પછી અનાતુર અને પંડિતોવડે અત્યંત સુખે તજી શકાય તેવા હોય, તેમાં

તો શું કહેવું? પરંતુ રાગ એટલે વિષયપરનો પ્રેમ પંડિતોને પણ સુ-ત્યાજ્ય નથી. પણ પરમ દ્યુતિને એટલે આત્મસ્વરૂપની કાંતિના સમૂહને જોનાર ધ્યાની તો તૃપ્તિ એટલે સંતોષને પામીને પછી ફરીથી તે રાગ પ્રત્યે ગમનજ કરતા નથી—તે રાગનો સ્વીકારજ કરતા નથી. ૧૭૧.

ધ્યાન નિદ્રાને હરણ કરવાના ગુણવાળું છે, એમ કહીને તેની સ્તુતિ કરે છે.—

**या निशा सकलभूतगणानां ध्यानिनो दिनमहोत्सव एषः।**
**यत्र जाग्रति च तेऽभिनिविष्टा ध्यानिनो भवति तत्र सुषुप्तिः१७२**

મૂલાર્થ—સમગ્ર પ્રાણીસમૂહની જે રાત્રી છે, તે ધ્યાનીને દિવસ સંબંધી મહા ઉત્સવ છે. તથા જેને વિષે અભિનિવેશવાળા તેઓ જાગૃત રહે છે, તેમાં ધ્યાની પુરૂષો સુઈ રહે છે. ૧૭૨.

ટીકાર્થ—સર્વે મનુષ્યાદિક પ્રાણીઓની જે જગપ્રસિદ્ધ રાત્રી છે, તે એટલે મનુષ્યની રાત્રીનો સમય ધ્યાનવાળાને ધ્યાનના વ્યાઘાતને હણવાથી નિદ્રાનો અભાવ થવાને લીધે દિવસના મહોત્સવ જેવો છે. તથા જે વિષયોમાં અને દિવસમાં તે સર્વે પ્રાણીઓ અભિનિવેશવાળા એટલે રાગાદિકમાં વ્યાપ્ત થાય છે–તલ્લીન થઇને જાગૃત રહે છે એટલે સાવધાન રહે છે, તે અવસરે તથા તે વિષયોને વિષે ધ્યાનવાળા યોગીની સુષુપ્તિ એટલે આત્માના લયરૂપ અથવા બાહ્ય વિષયથી વિરામ પામવારૂપ સુખનિદ્રા હોય છે. ૧૭૨.

સમગ્ર ક્રિયાની સિદ્ધિ થવી તે ગુણ ધ્યાનનો છે, એમ સ્તુતિ કરે છે.—

**संप्लुतोदक इवान्धुजलानां सर्वतः सकलकर्मफलानाम्।**
**सिद्धिरस्ति खलु यत्र तदुच्चैर्ध्यानमेव परमार्थनिदानम्॥१७३॥**

મૂલાર્થ—જેમ કૂપના જળની સિદ્ધિ સરવણીના જળવડે છે, તેમ ચોતરફથી સકલ સત્ કર્મના ફળની સિદ્ધિ જેને વિષે રહેલી છે, તે અત્યંત પરમાર્થનાં કારણરૂપ એક ધ્યાનજ છે. ૧૭૩.

ટીકાર્થ—ધ્યાનને વિષે ચોતરફથી સર્વ ક્રિયાવડે સાધવા લાયક ફળની સિદ્ધિ છે. કોની જેમ? તે કહે છે.–જેમ કુવાના જળની સિદ્ધિ સરવણીના જળમાં છે, એટલે કે જેમ કૂવાને વિષે જળની સિદ્ધિ નિરંતર ઝરતા પાણીના પ્રવાહવડે છે, તેમ નિરંતર શુભ પરિણામવડે સર્વે કર્મના ફળની સિદ્ધિ ધ્યાનના પ્રવાહને વિષે છે. તેથી કરીને કેવળ

એક ધ્યાનજ પરમાર્થનું એટલે પરમપદ( મોક્ષ )ની પ્રાપ્તિનું નિદાન-આદિ કારણ છે. ૧૭૩.

નિર્ગ્રંથાના ગુણવડે કરીને ધ્યાનની સ્તુતિ કરે છે.—

**बाध्यते न हि कषायसमुत्थैर्मानसैर्न नतनूपनमद्भिः ।**
**अत्यनिष्टविषयैरपि दुःखैर्ध्यानवान्निभृतमात्मनि लीनः१७४॥**

**મૂલાર્થ**—આત્માને વિષે અત્યંત લીન થયેલો ધ્યાની કષાયથી ઉત્પન્ન થયેલા મનના વિકારોવડે, નમન કરતા ઇંદ્રાદિકના નમસ્કારથી ઉત્પન્ન થયેલા મનના વિકારવડે, અત્યંત અનિષ્ટ વિષયોવડે તથા દુઃખો-વડે પણ બાધા પામતો નથી. ૧૭૪.

**ટીકાર્થ**—નિશ્ચળ રીતે આત્માને વિષે લીન થયેલો ધ્યાની ક્રોધાદિક કષાયોથી ઉત્પન્ન થયેલા મનના વિકારોવડે વ્યથા પામતો નથી, કારણકે ધ્યાની નિઃસંગ હોવાથી તેને ક્રોધાદિક કષાયનો અભાવ છે. તથા નમવાના સ્વભાવવાળા એટલે ભક્તિવાળા ઇંદ્રાદિકથી આશ્ચર્યના અધિકપણાથી કરતા નમસ્કારવડે અથવા (પાઠાન્તરે) વિસ્તીર્ણ સમૃદ્ધિ-વાળા રાજાઓના નમસ્કારવડે હર્ષ અને ગર્વથી ઉત્પન્ન થયેલા મનના વિકારવડે વ્યથા પામતો નથી તથા અત્યંત અનિષ્ટ વિષયોવડે બાધા પામતો નથી તેમજ દુઃખોવડે એટલે શીત, આતપ અને રોગાદિક કષ્ટોવડે પણ બાધા પામતો નથી; કારણકે ધ્યાની ધ્યાનસુખમાંજ મગ્ન હોય છે, તેથી તેને બાહ્ય દૃષ્ટિનોજ અભાવ છે. ૧૭૪.

ધ્યાનના સુખની સ્તુતિ કરતાં નાસ્તિક મતનો નિરાસ કરે છે.—

**स्पष्टदृष्टसुखसंभृतमिष्टं ध्यानमस्तु शिवशर्मगरिष्ठम् ।**
**नास्तिकस्तु निहतो यदि न स्यादेवमादिनयवाङ्मयदंडात् १७५**

**મૂલાર્થ**—સ્પષ્ટ રીતે જોયેલા સુખથી ભરેલું, ઇષ્ટ અને મોક્ષ સુખથી ગરિષ્ઠ એવું ધ્યાન મારે હો. જો આ વિગેરે નયની વાણીમય દંડ-લાકડીથી નાસ્તિક હણાયેલો ન થાય, તો તેથી કરીને શું? ૧૭૫.

**ટીકાર્થ**—સ્પષ્ટ રીતે જોયેલા સુખથી-આનંદથી પરિપૂર્ણ તથા ઇષ્ટ એટલે પ્રિય તથા મોક્ષના સુખે કરીને-પૂર્ણ આનંદના વિલાસે કરીને ગરિષ્ઠ-અત્યંત મોટું એવું ધ્યાન મારે હો. જો આ પ્રમાણે કહેલા ધ્યાન-વડે આત્માની સિદ્ધિ થયા છતાં આ પ્રકારના એટલે આત્મસ્વરૂપનો નિશ્ચય કરવામાં તત્પર તથા નાસ્તિકના મતનો નિગ્રહ કરનારા ન્યાય-રૂપ વાઙ્મય એટલે વચનાત્મક શાસ્ત્રરૂપી દંડના પ્રહારથી નાસ્તિક

એટલે આત્મા નથી એમ માનનારો વાદી હણાયેલો-પરાજય પામેલો ન થાય, તો પછી કદાગ્રહવાળા તેનાથી શું ? કાંઈ પણ નહીં. ભાવાર્થ એ છે કે-ધ્યાનમાં લીન થયેલો યોગી પ્રત્યક્ષ રીતે સુખથી પૂર્ણ એવા આત્મસ્વરૂપનું દર્શન કરે છે, તેથી કરીને આત્માનંદમય આત્માનું અસ્તિત્વ-હોવાપણું વિવાદરહિત સિદ્ધ થાય છે. તેમ છતાં પણ જો નાસ્તિક આત્મા નથી એમ બોલતો હોય તો તેની ઉપેક્ષા કરવીજ યોગ્ય છે. કારણકે આપણું પોતાનું કાર્ય (આત્મદર્શન) સિદ્ધ થયું છે. ૧૭૫.

પ્રકાશ કરવાના ગુણપણે કરીને ધ્યાનની સ્તુતિ કરે છે.—

**यत्र नार्कविधुतारकदीपज्योतिषां प्रसरतामवकाशः ।**
**ध्यानभिन्नतमसामुदितात्मज्योतिषां तदपि भाति रहस्यम् १७६**

**મૂલાર્થ**—જે રહસ્યને વિષે પ્રસાર પામતા એવા સૂર્ય, ચંદ્ર, તારા અને દીપકની જ્યોતિનો અવકાશ નથી, તેવું પણ રહસ્ય જેનું આત્મરૂપ જ્યોતિ ઉદય પામ્યું છે, તથા જેઓએ અજ્ઞાનરૂપી અંધકારને ધ્યાનવડે ભેદી નાંખ્યું છે એવા મુનિઓનું શોભે છે. ૧૭૬.

**ટીકાર્થ**—જે રહસ્યને વિષે એટલે અત્યંત સૂક્ષ્મ પદાર્થના પ્રકાશને વિષે પ્રસાર પામતા એટલે પ્રકાશ કરવા લાયક વસ્તુને પોતાની પ્રભાવડે પ્રકાશ કરતા સૂર્ય, ચંદ્ર, તારાઓ તથા દીપશિખાના તેજનો અવકાશ નથી અર્થાત્ તેઓ પ્રકાશ કરી શકતા નથી, તે રહસ્ય જેમનું આત્મરૂપ જ્યોતિ-આત્મપ્રભા ઉદય પામ્યું છે, તથા જેઓએ અજ્ઞાનરૂપી અંધકારનું ધ્યાનવડે વિદારણ કર્યું છે, તેવા મુનિઓને (અત્યંત ગહન અને નિપુણ જ્ઞાનવડે પ્રકાશ કરવા યોગ્ય આત્મસ્વરૂપાદિક સારભૂત રહસ્ય) દેખાય છે-સ્વપ્રકાશપણે શોભે છે. ૧૭૬.

મૈત્રીપણે ધ્યાનની સ્તુતિ કરે છે.—

**योजयत्यमितकालवियुक्तां प्रेयसीं शमरतिं त्वरितं यत् ।**
**ध्यानमित्रमिदमेव मतं नः किं परैर्जगति कृत्रिममित्रैः ॥१७७॥**

**મૂલાર્થ**—જે મિત્ર ચિરકાળથી વિયોગ પામેલી શમરતિ નામની પ્રિયાને તત્કાળ મેળવી આપે છે, તે ધ્યાનરૂપી મિત્રનેજ અમે મિત્ર માનેલો છે. તેથી જગતને વિષે રહેલા બીજા કૃત્રિમ મિત્રોએ કરીને અમારે શું ? કાંઈ જરૂર નથી. ૧૭૭.

**ટીકાર્થ**—જે ધ્યાનરૂપી મિત્ર ચિરકાળથી એટલે અનાદિ કાળથી વિયોગ પામેલી શમરતિરૂપ એટલે શાંત પરિણામને વિષે વિલાસ કરવારૂપ પ્રેયસીને એટલે કર્મકલેશરૂપી શત્રુઓએ ઘણા કાળથી હરણ કરેલી

વહાલી પ્રિયાને તત્કાળ મેળવી આપે છે, તે જ હૃદયમાં વર્તનાર ધ્યાનરૂપી મિત્ર અમારે ઇષ્ટ છે—અમને પ્રમાણભૂત છે. જગતમાં તેથી બીજા–ધ્યાનથી વ્યતિરિક્ત એવા કૃત્રિમ મિત્રોએ કરીને અમારે શું ? કાંઈજ નહીં. ૧૭૭.

ધ્યાનની મહેલરૂપે સ્તુતિ કરે છે.—

**वारितस्मरबलातपचारे शीलशीतलसुगन्धिनिवेशे ।**
**उच्छ्रिते प्रशमतल्पनिविष्टो ध्यानधाम्नि लभते सुखमात्मा १७८**

મૂલાર્થ—જેને વિષે કામદેવના સામર્થ્યરૂપી આતપના પ્રચારનો નિષેધ કરાયેલો છે, જેની રચના શીળવડે શીતળ અને સુગંધી છે, તથા જે અત્યંત ઉન્નત છે, એવા ધ્યાનરૂપી પ્રાસાદને વિષે પ્રશમરૂપી પર્યંક ઉપર બેઠેલો આત્મા સુખ પામે છે. ૧૭૮.

ટીકાર્થ—કામદેવના સામર્થ્યરૂપી એટલે કામવિકારના ઉદયરૂપી આતપ-ધર્મનો પ્રવેશ જેમાં નથી, શીળવડે એટલે બ્રહ્મચર્યવડે અથવા ઉત્તમ આચારવડે શીતળ એટલે શીતસ્પર્શવાળી અને સુગંધી જેની રચના છે, તથા જેનું શિખર અત્યંત ઉન્નત–ઉંચું છે, એવા ધ્યાનરૂપી પ્રાસાદને વિષે પ્રશમરૂપી એટલે શાંત સ્વભાવરૂપી અથવા ક્ષમારૂપી પર્યંકમાં બેઠેલો આત્મા–ચૈતન્યરૂપી રાજા સુખ–આનંદને પામે છે. ૧૭૮.

અતિથિની પૂજાના ઉપચારે ( સાહિત્યે ) કરીને ધ્યાનની સ્તુતિ કરે છે.–

**शीलविष्टरदमोदकपाद्यप्रातिभार्घ्यसमतामधुपर्कैः ।**
**ध्यानधाम्नि भवति स्फुटमात्माहूतपूतपरमातिथिपूजा ॥१७९॥**

મૂલાર્થ—શીળરૂપી આસન, દમરૂપી પાદોદક, પ્રાતિભરૂપી અર્ઘ્ય અને સમતારૂપી મધુપર્કે કરીને ધ્યાનરૂપી પ્રાસાદને વિષે પ્રગટ રીતે પોતેજ બોલાવેલા, પવિત્ર અને ઉત્તમ અતિથિરૂપ આત્માની પૂજા થાય છે. ૧૭૯.

ટીકાર્થ—બ્રહ્મચર્યરૂપી સિંહાસન, ઇંદ્રિયદમનના પરિણામરૂપ પાદપ્રક્ષાલનનું જળ, પ્રાતિભ એટલે કેવળજ્ઞાનની નીચે વર્તતું સહજ અને શુદ્ધિના પ્રકર્ષની પ્રાપ્તિરૂપ મતિજ્ઞાન–તદ્રૂપ અર્ઘ્ય—માંગલિક વસ્તુનો ઉપચાર તથા સમતા–સર્વત્ર તુલ્ય પરિણતિરૂપ મધુપર્કવડે તેના એટલે દહીં, દૂધ, સાકર વિગેરે પાંચ પ્રકારની વસ્તુથી મિશ્રિત કરેલા પૂજોપચારવડે ધ્યાનરૂપી પ્રાસાદને વિષે પોતેજ આમંત્રણ આપીને બોલાવેલા, વ્રતાદિકવડે પવિત્ર અથવા સત્યરૂપ તથા ઉત્કૃષ્ટ—અતિ ઉત્તમ એવા આત્મા ( ચેતન ) રૂપી અતિથિની પૂજા પ્રગટ રીતે થાય છે. ૧૭૯

જીવાત્મા અને પરમાત્માની ઐક્યતા કરનારા ગુણવડે ધ્યાનની સ્તુતિ કરે છે.—

**आत्मनो हि परमात्मनि योऽभूद्भेदबुद्धिकृत एव विवादः ।**
**ध्यानसन्धिकृदमुं व्यपनीय द्रागभेदमनयोर्वितनोति ॥१८०॥**

મૂલાર્થ—જીવાત્માનો પરમાત્માને વિષે જે પ્રથમ માત્ર ભેદબુદ્ધિથીજ કરેલો વિવાદ હતો, તે વિવાદને ધ્યાનરૂપી સંધિકાર દૂર કરીને તત્કાળ તે બન્નેનો અભેદ (ઐક્યતા) વિસ્તારે છે. ૧૮૦.

ટીકાર્થ—આત્માનો એટલે સંસારી જીવનો પરમાત્માને વિષે એટલે સિદ્ધ-બ્રહ્મને વિષે જે વિદ્વાન્ પુરૂષમાં પ્રસિદ્ધ એવો ભેદબુદ્ધિથી કરેલો એટલે સિદ્ધપણું અને સંસારીપણું એ પ્રમાણે ભિન્નતારૂપ જે વિવાદ એટલે બન્નેનો અત્યંત પૃથક્ વ્યવહાર પ્રથમ હતો, તે વિવાદને પણ ધ્યાનરૂપી સંધિકાર—લડાઈની શાંતિ કરનાર તત્કાળ દૂર કરીને તે આત્મા અને પરમાત્માના અભેદને—સિદ્ધપણાની પ્રાપ્તિએ કરીને ઐક્યતાને વિસ્તારે છે—સાદિ અનંત ભાંગે પ્રતિપાદન કરે છે. ૧૮૦

ધ્યાનની અમૃતપણે કરીને સ્તુતિ કરે છે.—

**क्वामृतं विषभृते फणिलोके क्व क्षयिण्यपि विधौ त्रिदिवे वा ।**
**क्वाप्सरोरतिमतां त्रिदशानां ध्यान एव तदिदं बुधपेयम् १८१**

મૂલાર્થ—વિષથી ભરેલા નાગલોકને વિષે અમૃત ક્યાંથી હોય? ક્ષય પામનારા ચંદ્રને વિષે પણ અમૃત ક્યાંથી હોય? અથવા સ્વર્ગમાં અપ્સરાઓની પ્રીતિવાળા દેવતાઓને પણ અમૃત ક્યાંથી હોય? પરંતુ પંડિતોને પાન કરવા લાયક એ અમૃત ધ્યાનને વિષેજ રહેલું છે. ૧૮૧.

ટીકાર્થ—વિષથી ભરેલા એટલે વિષથી પૂર્ણ એવા નાગલોક-પાતાળને વિષે અમૃત ક્યાં છે? વિષવડે પૂર્ણ હોવાથી ત્યાં અમૃત છે જ નહીં. તથા ક્ષયવાળા એટલે કૃષ્ણપક્ષમાં પ્રતિદિન હાનિ પામતા ચંદ્રને વિષે પણ તે અમૃત ક્યાં છે? ચંદ્રનો ક્ષય થાય છે, તેથી ત્યાં અમૃતનું હોવાપણું જ નથી. અથવા દેવલોકને વિષે દેવાંગનાઓના વિલાસવાળા ત્રિદશોને એટલે જેમને હમેશાં ત્રીજી દશા-યૌવનાવસ્થાજ હોય છે એવા દેવતાઓને પણ અમૃત ક્યાં છે? કારણ કે સ્વર્ગના જીવોને પણ પ્રાણત્યાગ જોવામાં આવે છે. તેથીકરીને તત્ત્વજ્ઞાની પંડિતોએ પીવાલાયક એ અમૃત તો ધ્યાનને વિષે જ રહેલું છે એમ કહ્યું છે. કારણ કે ધ્યાનવાળાનેજ અજરામરપણાની પ્રાપ્તિ થતી હોવાથી ત્યાં અમૃતનું ફળ પ્રસિદ્ધપણે છે. ૧૮૧.

ધ્યાન જ ઉત્કૃષ્ટ રસ છે, એ પ્રમાણે સ્તુતિ કરે છે.—

**गोस्तनीषु न सितासु सुधायां नापि नापि वनिताधरबिंबे ।**
**तं रसं कमपि वेत्ति मनस्वी ध्यानसंभवधृतौ प्रथते यः ॥१८२॥**

**મૂલાર્થ**—જે રસ ધ્યાનથી ઉત્પન્ન થયેલી ધૃતિને વિષે પ્રસિદ્ધ છે, તે કોઈ અલૌકિક રસને મનસ્વી પુરૂષો જ જાણે છે. તેવો રસ દ્રાક્ષને વિષે, સાકરને વિષે, અમૃતને વિષે કે સ્ત્રીના ઓષ્ઠવિષે ક્યાંઈ પણ નથી. ૧૮૨.

**ટીકાર્થ**—જે રસ ધ્યાનને વિષે ઉત્પન્ન થયેલી ધૃતિ એટલે નિશ્ચળપણું અથવા સંતોષ, તેને વિષે પ્રખ્યાત અથવા વિસ્તારવાળો છે, તે કોઇક અવાચ્ય-અલૌકિક રસ કે જેની મધુરતાને પ્રશસ્ત મનવાળો જ્ઞાની પુરૂષજ જાણે છે-પામે છે. તેવા પ્રકારના રસનો ભોગી પુરૂષ તેવો રસ દ્રાક્ષને વિષે પામતો નથી, સાકરને વિષે પામતો નથી, અમૃતને વિષે પામતો નથી, તેમજ સ્ત્રીના ઓષ્ઠપુટને વિષે પણ પામતો નથી. અર્થાત્ તે તે સ્થાનકે તેવા રસનો અંશ પણ નથી. ૧૮૨.

હવે ઉપસંહાર કરતાં કહે છે.—

**इत्यवेत्य मनसा परिपक्वध्यानसंभवफले गरिमाणम् ।**
**तत्र यस्य रतिरेनमुपैति प्रौढधामभृतमाशु यशःश्रीः ॥१८३॥**

**મૂલાર્થ**—આ પ્રમાણે પરિપક્વ ધ્યાનથી ઉત્પન્ન થયેલા ફળને વિષે ગરિષ્ઠપણાને મનવડે જાણીને (વિચારીને) જે મુનિની તે ધ્યાનને વિષે પ્રીતિ થાય છે, તે પ્રૌઢ તેજયુક્ત મુનિને તત્કાળ યશલક્ષ્મીભજે છે. ૧૮૩.

**ટીકાર્થ**—આ ઉપર કહ્યા પ્રમાણે પરિપક્વ એટલે પૂર્ણ અવસ્થામાં આવેલ હોવાથી ઉત્તમપણાને પામેલા ધ્યાનથી ઉત્પન્ન થયેલ ફળને વિષે-કાર્યસિદ્ધિને વિષે ગરિષ્ટપણાને-ગૌરવતાને મનવડે-હૃદયના વિવેકવડે જાણીને જે મુનિની તે ધ્યાનમાં પ્રીતિ થાય છે, તેવા ધ્યાનમાં પ્રસન્ન ચિત્તવાળા અને મોટા તેજયુક્ત મુનિને યશરૂપી અથવા મોક્ષરૂપી લક્ષ્મી તત્કાળ પ્રાપ્ત થાય છે. ૧૮૩.

**योऽज्ञातसिद्धान्तविशेषभावः, साहित्यतर्काविहितप्रवेशः ।**
**दुर्गे प्रबन्धे शरसंमितेऽहं, चक्रे विवृत्तिं सुगुरोः प्रसादात्॥१॥**

અર્થ—જેણે સિદ્ધાન્તના વિશેષ પદાર્થો જાણ્યા નથી તથા જેણે સાહિત્ય અને તર્કશાસ્ત્રમાં પ્રવેશ કર્યો નથી એવા મેં, માત્ર ગુરૂના પ્રસાદથી આ દુર્ગમ પાંચમા પ્રબંધનું વિવરણ કર્યું છે. ૧.

**॥ इति ध्यानस्तुति अधिकारः ॥**

---

## ॥ इति पंचमः प्रबन्धः ॥

---

# ॥ अथ षष्ठः प्रबन्धः ॥

## ॥ आत्मज्ञानाधिकार ॥



પાંચમો પ્રબંધ કહ્યો. હવે છઠ્ઠો પ્રબંધ કહે છે. તેનો સંબંધ આ પ્રમાણે છે-પાંચમા પ્રબંધમાં ધ્યાનનું સ્વરૂપ કહ્યું, તે ધ્યાનવડે આત્માનું જ્ઞાન થાય છે, આત્મજ્ઞાન થવાથી આત્માનો નિશ્ચય થાય છે, તેથી અહીં આત્મનિશ્ચય કહીએ છીએ. આ સંબંધે કરીને આવેલા આ છઠ્ઠા પ્રબંધનો પ્રથમ શ્લોક કહે છે.—

**आत्मज्ञानफलं ध्यानमात्मज्ञानं च मुक्तिदम् ।**
**आत्मज्ञानाय तन्नित्यं यत्नः कार्यो महात्मना ॥ १ ॥**

**મૂલાર્થ**—ધ્યાનનું ફળ આત્મજ્ઞાન છે, અને તે આત્મજ્ઞાન મુક્તિને આપનારૂં છે, તેથી કરીને આત્મજ્ઞાનને માટે મહાત્માએ નિરંતર યત્ન કરવો. ૧.

**ટીકાર્થ**—પૂર્વે કહેલું ધ્યાન આત્મજ્ઞાનરૂપી એટલે નિર્ધાર કરેલા જીવસ્વરૂપના બોધરૂપી ફળવાળું છે, તથા આત્મજ્ઞાન એટલે આત્માના સ્વરૂપનો બોધ જીવને મુક્તિ આપનાર છે એટલે મોક્ષ પમાડનાર છે. તેથી કરીને મહાત્માએ-ઉત્તમ પુરૂષે આત્મજ્ઞાનને માટે એટલે જીવ-સ્વરૂપના બોધને માટે સર્વદા યત્ન કરવો. ૧.

આત્માનું જ્ઞાન થયે સર્વનું જ્ઞાન થાય છે, તે કહે છે.—

**ज्ञाते ह्यात्मनि नो भूयो ज्ञातव्यमवशिष्यते ।**
**अज्ञाते पुनरेतस्मिन् ज्ञानमन्यन्निरर्थकम् ॥ २ ॥**

**મૂલાર્થ**—આત્માને જાણ્યો તો પછી બીજું કાંઈ જાણવા યોગ્ય

રહેતું નથી, અને જો આત્માને જાણ્યો નથી તો પછી બીજું સર્વ જ્ઞાન નિરર્થક છે. ૨.

ટીકાર્થ—ખરેખર જીવનું નિશ્ચિત સ્વરૂપ જાણવાથી ફરીને કાંઈ પણ જાણવા યોગ્ય અવશિષ્ટ રહેતું નથી. કારણ કે સર્વનું જ્ઞાન થવાથી સમગ્ર જ્ઞેય ( જાણવા લાયક ) પદાર્થ જ્ઞાત ( જાણેલા ) પણેજ રહે છે. અને તેનો જ્ઞાતા જે આત્મા તેને જો જાણ્યો નથી, તો તે ( આત્મજ્ઞાન ) વિના બીજું સર્વ જ્ઞાન-પંડિતાઈ નિષ્ફળ છે. કારણ કે અવશ્ય જાણવા યોગ્ય પદાર્થનેજ જાણ્યો નથી. ૨.

બીજા જ્ઞેય પદાર્થનું જ્ઞાન આત્મજ્ઞાનની પ્રસિદ્ધિ માટેજ હોય છે, તે કહે છે.—

**नवानामपि तत्त्वानां ज्ञानमात्मप्रसिद्धये ।**
**येनाजीवादयो भावाः स्वभेदप्रतियोगिनः ॥ ३ ॥**

મૂલાર્થ—નવે તત્ત્વોનું જ્ઞાન આત્માની સિદ્ધિ માટેજ છે. કારણ કે અજીવાદિક પદાર્થો આત્મભેદના પ્રતિયોગી છે. ૩.

ટીકાર્થ—જીવાદિક નવ તત્ત્વોનું એટલે ભેદ અને પ્રભેદ ( તેના પણ ભેદ )વડે નિર્ધારિત સ્વરૂપવાળા તે તત્ત્વોનું જ્ઞાન-સ્વરૂપનો નિશ્ચિત બોધ આત્માની-ચૈતન્યની પ્રસિદ્ધિને માટે એટલે આત્માને એ સર્વથકી જૂદો કરવાવડે કરીને તેનો નિર્ધાર કરવો અર્થાત્ પોતાના અને પરના પર્યાયોવડે આત્માને સંપૂર્ણપણે જાણવો તેને માટેજ છે. કારણ કે અજીવાદિક એટલે અજીવ-ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય વિગેરે તેમજ પુણ્ય પાપ વિગેરે પદાર્થો પોતાના- જીવના ભેદના પ્રતિયોગી છે અર્થાત્ અભાવ સંબંધે કરીને સંબંધવાળા છે. આત્માના અભાવરૂપ છે. માટે જે આત્માના અભાવરૂપ હોય, તેને પણ અવશ્ય જાણવા જોઇએ. ૩.

**श्रुतो ह्यात्मपराभेदोऽनुभूतः संस्तुतोऽपि वा ।**
**निसर्गादुपदेशाद्वा वेत्ति भेदं तु कश्चन ॥ ४ ॥**

મૂલાર્થ—આત્મા તથા અનાત્માનો અભેદ સાંભળ્યો છે, અનુભવ્યો છે, અથવા પરિચયમાં પણ આવ્યો છે; પરંતુ કોઇકજ પુરૂષ નિસર્ગથી અથવા ઉપદેશથી તેના ભેદને જાણે છે. ૪.

ટીકાર્થ—જીવ અને અજીવાદિકનો અભેદ- ઐક્યતા સાંભળી છે, અથવા અનુભવી છે એટલે 'આ જીવ આ અજીવ(દેહ)થી અભિન્ન છે' એ પ્રમાણે બુદ્ધિવડે પ્રત્યક્ષ પણ થયેલ છે, અથવા અનાદિ કાળથી તેનો અત્યંત પરિચય પણ થયો છે, કેમકે સર્વે પદાર્થો આત્માના વિષયમાં

આવેલા છે. પરંતુ તેમનો ભેદ એટલે ભિન્નતા તો નિસર્ગથી એટલે સ્વાભાવિક સહજ બોધથી અથવા ઉપદેશથી એટલે ગુરૂના મુખે આગમનું શ્રવણ કરવાથી કોઇક પુરૂષ જ જાણે છે. ૪.

એજ કારણ માટે કહે છે.—

**तदेकत्वपृथक्त्वाभ्यामात्मज्ञानं हितावहम् ।**
**वृथैवाभिनिविष्टानामन्यथा धीर्विडंबना ॥ ५ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને એકત્વ અને પૃથક્ત્વે કરીને આત્મજ્ઞાન હિતકારક થાય છે, અને કદાગ્રહવાળાની તેથી ઉલટી બુદ્ધિ મિથ્યા અને વિડંબનારૂપ છે. ૫.

**ટીકાર્થ**—તેથી કરીને એકત્વ એટલે સર્વ પદાર્થો સાથે એકપણું અને પૃથક્ત્વ એટલે બીજા પદાર્થો સાથે ભિન્નતા, એ બે વડે કરીને જે આત્મજ્ઞાન એટલે જીવને આત્માના સ્વરૂપનો બોધ તે હિતાવહ છે એટલે ઉભય લોકમાં કલ્યાણકારી છે. અને અભિનિવેશવાળા એટલે એકાંતે કરીને ભેદને વિષે અથવા અભેદને વિષે કદાગ્રહવાળા પુરૂષોની જે વિપરીત બુદ્ધિ છે, તે આત્મસ્વરૂપની પ્રાપ્તિના અભાવને લીધે મિથ્યા તેમજ કદર્થનારૂપ છે. ૫.

પ્રથમ આત્માનું એકત્વજ્ઞાન બતાવે છે.—

**एक एव हि तत्रात्मा स्वभावे समवस्थितः ।**
**ज्ञानदर्शनचारित्रलक्षणः प्रतिपादितः ॥ ६ ॥**

**મૂલાર્થ**—તેમાં સ્વભાવમાં રહેલો અને જ્ઞાન, દર્શન, ચારિત્ર લક્ષણવાળો આત્મા એકજ પ્રતિપાદન કરેલો છે. ૬.

**ટીકાર્થ**—તેમાં એટલે તે એકત્વ અને પૃથક્ત્વજ્ઞાનમાં સ્વભાવે કરીને એટલે બીજા હેતુની અપેક્ષા રહિત વસ્તુના સહજ ધર્મે કરીને સારી રીતે રહેલો એટલે સર્વ વિભાવના ભેદનો ત્યાગ કરીને સ્વભાવમાં આશ્રય કરીને રહેલો તથા જ્ઞાન એટલે વિશેષને ગ્રહણ કરનારો બોધ, દર્શન એટલે સામાન્યને ગ્રહણ કરનારો બોધ અને ચારિત્ર એટલે પોતાના સ્વભાવને વિષે સ્થિરતા, તે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી જેનાં લક્ષણો-આત્મસ્વરૂપના ચિન્હો છે એવો આત્મા—જીવ પોતાના ગુણનો આધારરૂપ એક જ હોવાથી અથવા ચૈતન્યરૂપ જાતિવડે કરીને ભેદરહિત હોવાથી જેમ જાતિવડે સર્વે બ્રાહ્મણો એકજ કહેવાય છે તેમ સર્વે આત્મા પણ એક જ સ્વરૂપવાળા છે. એમ

જિનેશ્વરે કહ્યું છે. લક્ષણના ભેદવડે તે ભિન્ન નથી. તેથીકરીને પોતાના ગુણનો એક જ આધાર હોવાથી તથા ચૈતન્યરૂપ જાતિવડે કરીને એક જ હોવાથી સર્વે આત્માઓની એકતા જાણવી. પરંતુ સત્તાથી એકતા જાણવી નહી. ૬.

શંકા—અનેક સ્વરૂપવાળા જ્ઞાનાદિકની સાથે આત્માની એકતા શી રીતે થાય? એ શંકાપર દૃષ્ટાંત આપે છે.—

**प्रभानैर्मल्यशक्तीनां यथा रत्नान्न भिन्नता।**
**ज्ञानदर्शनचारित्रलक्षणानां तथात्मनः ॥ ७ ॥**

**મૂલાર્થ**—જેમ રત્નની કાંતિ, નિર્મળતા અને શક્તિ રત્નથી જૂદી નથી, તેમ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ આત્માનાં લક્ષણો આત્માથી જૂદાં નથી. ૭.

**ટીકાર્થ**—જેમ કાંતિ, નિર્મળતા અને શક્તિની એટલે વાંછિત વસ્તુને પરિપૂર્ણ કરવાના પ્રભાવની રત્નથી એટલે ચંદ્રકાંત ચિંતામણિ વિગેરે મણિથી ભિન્નતા નથી, તે જ પ્રકારે આત્માથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ લક્ષણોની ભિન્નતા નથી. ગુણ અને ગુણીનો અભેદ સંબંધ હોવાથી તેમની ઐક્યતા છે. ૭.

**आत्मनो लक्षणानां च व्यवहारो हि भिन्नता।**
**षष्ठ्यादिव्यपदेशेन मन्यते न तु निश्चयः ॥ ८ ॥**

**મૂલાર્થ**—વ્યવહાર નય ષષ્ઠી વિગેરે વિભક્તિના વ્યપદેશે કરીને આત્મા અને તેનાં લક્ષણોની ભિન્નતા માને છે, પણ નિશ્ચય નય તેમ માનતો નથી. ૮.

**ટીકાર્થ**—આત્માની એટલે જીવની અને તેનાં જ્ઞાનાદિક લક્ષણોની વ્યવહાર નય ષષ્ઠી વિગેરે વિભક્તિના વ્યપદેશે કરીને એટલે પ્રયોગે કરીને ભિન્નતા માને છે. જેમ પુષ્પનો ગંધ, આત્માનું જ્ઞાન, આત્માનું દર્શન વિગેરે. પરંતુ નિશ્ચય નય તે પ્રકારે ભિન્નતા માનતો નથી. ૮.

તે જ દૃષ્ટાંતવડે બતાવે છે.—

**घटस्य रूपमित्यत्र यथा भेदो विकल्पजः।**
**आत्मनश्च गुणानां च तथा भेदो न तात्त्विकः ॥ ९ ॥**

**મૂલાર્થ**—જેમ ઘટનું રૂપ, એ ઠેકાણે ઘટને રૂપનો ભેદ વિકલ્પથી ઉત્પન્ન થયેલો છે, તે જ પ્રકારે આત્માના ગુણો, એ ઠેકાણે પણ વિકલ્પથીજ ભેદ ઉત્પન્ન થાય છે, પણ તે તાત્વિક નથી. ૯.

**ટીકાર્થ**—જેમ ઘટનું રૂપ, એમ કહેવાથી આ ઠેકાણે એટલે ષષ્ઠી

વિભક્તિના પ્રયોગમાં પણ ઘટનું રૂપ ઘટથી જૂદું નથી, છતાં ત્યાં વિકલ્પથી-કલ્પનાના આરોપથી થયેલો ભેદ છે. તેજ પ્રકારે આત્માનો તથા ગુણોનો એટલે જ્ઞાનાદિક જીવધર્મોનો પરસ્પર ભેદ તાત્વિક-સત્ય નથી. પરંતુ ષષ્ઠીવિભક્તિના પ્રયોગથી વ્યવહાર નયે કરેલો ભેદ છે. પરમાર્થે તો તેનો અભેદજ છે. ૯.

**शुद्धं यदात्मनो रूपं निश्चयेनानुभूयते ।**
**व्यवहारो भिदाद्वारानुभावयति तत्परम् ॥ १० ॥**

મૂલાર્થ—આત્માનું જે શુદ્ધ સ્વરૂપ નિશ્ચયવડે અનુભવાય છે, તે ઉત્કૃષ્ટ સ્વરૂપનો વ્યવહાર નય ભેદદ્વારા અનુભવ કરાવે છે. ૧૦.

ટીકાર્થ—જેવું જીવનું શુદ્ધ-સ્વાભાવિક નિર્મળ રૂપ-સ્વભાવ નિશ્ચય નયની દૃષ્ટિવડે અનુભવાય છે એટલે 'આ સમગ્ર ગુણવાળો ગુણીજ છે' એવી બુદ્ધિવડે પ્રત્યક્ષ કરાય છે, પરંતુ તે રૂપનો વ્યવહાર નય ભેદબુદ્ધિદ્વારાએ અનુભવ કરાવે છે એટલે 'આ ગુણ છે અને આ ગુણી છે' એમ પોતાના અનુભવનો વિષય કરે છે. ૧૦.

**वस्तुतस्तु गुणानां तद्रूपं न स्वात्मनः पृथक् ।**
**आत्मा स्यादन्यथाऽनात्मा ज्ञानाद्यपि जडं भवेत् ॥११॥**

મૂલાર્થ—ખરી રીતે તો તે ગુણોનું સ્વરૂપ આત્માથી ભિન્ન નથી. અન્યથા આત્મા અનાત્મારૂપ થશે, અને જ્ઞાનાદિક પણ જડ થશે. ૧૧.

ટીકાર્થ—વાસ્તવિક રીતે જોતાં તો જ્ઞાનાદિક ગુણોનો સ્વભાવ-સ્વરૂપ પોતાના આધારભૂત જીવથકી ભિન્ન નથી. પોતે આત્માજ ગુણરૂપ છે-અન્યથા એટલે ગુણ અને ગુણીનો સર્વથા ભેદ કહીએ તો આત્મા-જીવ અનાત્મા-અજીવ (જડ) થઈ જશે. અર્થાત્ જ્ઞાનાદિકનો સંબંધ ન હોવાથી મરેલાના શરીરની જેમ જડ થશે. તથા જ્ઞાનાદિક ગુણો પણ જડ થશે એટલે ઇષ્ટ અને અનિષ્ટને નહીં જાણનારા થશે. કારણ કે અચેતન હોવાને લીધે કાષ્ઠનો કકડો, કાષ્ઠનો વર્ણ વિગેરે ગુણસમૂહની જેમ અથવા આકાશની જેમ જડ થશે. ૧૧.

**चैतन्यपरसामान्यात्सर्वेषामेकतात्मनाम् ।**
**निश्चिता कर्मजनितो भेदः पुनरुपप्लवः ॥ १२ ॥**

મૂલાર્થ—નિશ્ચય નયવડે કરીને સર્વે આત્માઓની ચૈતન્યરૂપ મહાસામાન્યપણાને લીધે એકતા છે, પણ કર્મથી ઉત્પન્ન થયેલો ભેદ તેમાં ઉપપ્લવરૂપ છે. ૧૨.

ટીકાર્થ—સર્વે એટલે સમગ્ર વિશ્વમાં રહેલા એકેંદ્રિયાદિક જીવોની ચેતનપણારૂપ મહાસામાન્યતાના સંગ્રહથી એકતા–અભિન્નતા છે. કેમકે બ્રાહ્મણત્વની જેમ જીવત્વરૂપ જાતિ એકજ છે. પણ નિશ્ચય નયવડે તો કર્મે કરેલો ભેદ-જ્ઞાનીત્વ અજ્ઞાનીત્વ વિગેરે ભિન્નતા ઉપપ્લવરૂપ છે. એટલે આવરણરૂપ રાહુએ ઉત્પન્ન કરેલા જીવરૂપી સૂર્યના ઉપરાગ (ગ્રહણ) રૂપ છે, એ રીતે નિશ્ચય નય માને છે. ૧૨.

**मन्यते व्यवहारस्तु भूतग्रामादिभेदतः ।**
**जन्मादेश्च व्यवस्थातो मिथो नानात्वमात्मनाम् ॥ १३ ॥**

મૂલાર્થ—વ્યવહાર નય પ્રાણીસમૂહના ભેદથી તથા જન્માદિકની વ્યવસ્થાથી આત્માઓનું પરસ્પર વિવિધપણું માને છે. ૧૩.

ટીકાર્થ—વ્યવહાર નય પ્રાણીઓના એટલે એકેંદ્રિયાદિક ચૌદ પ્રકારના જીવોના સમૂહાદિકના ભેદથી, આદિ શબ્દે કરીને ગતિ, વેદ વિગેરે જાણવા. તેનાથી તથા જન્માદિકની એટલે ભવાંતરને વિષે ઉત્પત્તિ (જન્મ), જરા, મરણ, બાલ્યાવસ્થા, વૃદ્ધાવસ્થા અને અજ્ઞાન વિગેરેની વ્યવસ્થાથી–જુદી જુદી મર્યાદા હોવાને લીધે જીવોનું પરસ્પર વિવિધ-પણું–ભિન્નતા માને છે. ૧૩.

**न चैतन्निश्चये युक्तं भूतग्रामो यतोऽखिलः ।**
**नामकर्मप्रकृतिजः स्वभावो नात्मनः पुनः ॥ १४ ॥**

મૂલાર્થ—તે જીવોનું વિવિધપણું નિશ્ચય નયને વિષે યુક્ત નથી. કારણ કે સમગ્ર પ્રાણીસમૂહની ભિન્નતા નામકર્મની પ્રકૃતિથી ઉત્પન્ન થયેલ છે, તે કાંઈ આત્માનો સ્વભાવ નથી. ૧૪.

ટીકાર્થ—નિશ્ચય નયને વિષે તે ઉપર કહેલું આત્માનું વિવિધપણું ઘટતું નથી-યુક્ત નથી. કારણ કે સમગ્ર ચૌદ પ્રકારનો જીવસમૂહ નામકર્મની પ્રકૃતિથી એટલે નામ સંજ્ઞાવાળા કર્મની ગતિ, જાતિ વિગેરે પ્રકૃતિઓથી–ભેદોથી ઉત્પન્ન થયેલો છે. પરંતુ તે આત્માનો સ્વભાવ એટલે આત્માના સ્વરૂપથી ઉત્પન્ન થયેલો ભેદ નથી. અર્થાત્ સર્વે ભેદનો પ્રકાર નામકર્મની પ્રકૃતિથી ઉત્પન્ન થયેલો છે. ૧૪.

**जन्मादिकोऽपी नियतः परिणामो हि कर्मणाम् ।**
**न च कर्मकृतो भेदः स्यादात्मन्यविकारिणि ॥ १५ ॥**

મૂલાર્થ—જન્મ વિગેરે ભેદ પણ નિશ્ચે કર્મનોજ પરિણામ છે. અને તે કર્મવડે કરેલો ભેદ અવિકારી આત્માને વિષે હોતો નથી. ૧૫.

**ટીકાર્થ**—જન્માદિક ભેદ પણ એટલે મનુષ્યાદિકનો જન્મ તથા અજ્ઞાની, જ્ઞાની, સુખી, દુઃખી વિગેરે ભેદ પણ જ્ઞાનાવરણાદિક કર્મનો પરિણામ-અન્ય અન્ય રૂપે થવાનો વિકાર નિશ્ચે છે. તેવો કર્મથી ઉત્પન્ન થયેલો ભેદ અવિકારી-વિકારરહિત આત્માને વિષે છે જ નહીં. અહીં સર્વત્ર સામાન્યના આશ્રયથી વ્યાખ્યા જાણવી. ૧૫.

કેવળ ભેદનું ગ્રહણ કરવામાં દૂષણ કહે છે.—

**आरोप्य केवलं कर्मकृतां विकृतिमात्मनि ।**
**भ्रमन्ति भ्रष्टविज्ञाना भीमे संसारसागरे ॥ १६ ॥**

**મૂલાર્થ**—કેવળ કર્મે કરેલા વિકારને આત્માને વિષે આરોપણ કરીને જ્ઞાનથી ભ્રષ્ટ થયેલા જીવો ભયંકર સંસારરૂપી સાગરને વિષે ભ્રમણ કરે છે. ૧૬

**ટીકાર્થ**—કેવળ કર્મે ઉત્પન્ન કરેલા સ્વરૂપના વિપર્યાસરૂપ વિકારનું આત્માને વિષે એટલે જીવના સ્વભાવને વિષે આરોપણ કરીને એટલે ભ્રમથી તેવા તેવા પ્રકારના આત્માને માનીને ભ્રષ્ટ જ્ઞાનવાળા પ્રાણીઓ અતિ ભયંકર સંસારરૂપી સમુદ્રને વિષે ભ્રમણ કરે છે. ૧૬.

તેમાં દૃષ્ટાંત આપે છે.—

**उपाधिभेदजं भेदं वेत्त्यज्ञः स्फटिके यथा ।**
**तथा कर्मकृतं भेदमात्मन्येवाभिमन्यते ॥ १७ ॥**

**મૂલાર્થ**—જેમ મૂર્ખ માણસ ઉપાધિના ભેદથી ઉત્પન્ન થયેલા ભેદને સ્ફટિકને વિષે ભેદરૂપ જાણે છે, તેમ કર્મે કરેલા ભેદને આત્માને વિષે માને છે. ૧૭.

**ટીકાર્થ**—જેમ મૂર્ખ માણસ ઉપાધિના ભેદથી એટલે રાતા પુષ્પ વિગેરેના (ડાક વિગેરેના) આરોપના ભેદથી ઉત્પન્ન થયેલા ભેદને એટલે રક્તતા વિગેરે ભિન્ન ભિન્ન રૂપપણાને સ્ફટિક મણિને વિષે જાણે છે, તેજ પ્રકારે નિશ્ચયના સ્વરૂપને નહીં જાણનારા મનુષ્ય પણ કર્મે ઉત્પન્ન કરેલા ભેદને એટલે નર, નારક, અજ્ઞાની વિગેરે ભિન્નતાને આત્માને વિષે જ-જીવના સ્વભાવને વિષે જ માને છે-સર્વથા જાણે છે. ૧૭.

**उपाधिकर्मजो नास्ति व्यवहारस्त्वकर्मणः ।**
**इत्यागमवचो लुप्तमात्मवैरूप्यवादिना ॥ १८ ॥**

મૂલાર્થ—કર્મ રહિત જીવને ઉપાધિરૂપ કર્મથી ઉત્પન્ન થયેલો વ્યવહાર હોતો નથી. તેથી આત્માને વિપરીતપણે બોલનારાએ આગમના વચનનો લોપ કર્યો છે. ૧૮

ટીકાર્થ—કર્મરહિત જીવને ઉપાધિરૂપ એટલે પોતના ધર્મનું બીજામાં રહેલા ધર્મવડે જણાતું તેરૂપ કર્મથી-જ્ઞાનાવરણાદિક કર્મથી ઉત્પન્ન થયેલો વ્યવહાર છે જ નહીં. એમ છતાં પણ આત્માની વિરૂપતા-વિપરીતપણાને કહેનારાએ હમણા કહેવામાં આવશે એવા આગમના-સિદ્ધાંતના વચનનો લોપ કર્યો છે. અહીં વ્યાખ્યાનો સામાન્ય વિષય હોવાથી કર્મરૂપ વ્યવહારનો નિષેધ કર્યો છે. ૧૮.

જે વચનનો લોપ કર્યો છે, તે જ કહે છે.—

**एकक्षेत्रस्थितोऽप्येति नात्मा कर्मगुणान्वयम् ।**
**तथाऽभव्यस्वभावत्वाच्छुद्धो धर्मास्तिकायवत् ॥ १९ ॥**

મૂલાર્થ—એક ક્ષેત્રને વિષે રહ્યા છતાં પણ શુદ્ધ આત્મા ધર્માસ્તિકાયની જેમ કર્મગુણના સંબંધને પામતો નથી, કારણ કે તે પ્રકારે થવાનો તેનો સ્વભાવ જ નથી. ૧૯.

ટીકાર્થ—એક એટલે અભિન્ન આકાશ પ્રદેશને વિષે રહ્યા છતાં પણ આત્મા કર્મના રૂપ, રસ વિગેરે ગુણની સાથે સંબંધને પામતો નથી. કારણ કે તેવા પ્રકારનો એટલે પોતાના સ્વરૂપનો ત્યાગ કરવા રૂપ તેનો સ્વભાવ જ નથી. તેથી તે શુદ્ધ એટલે પોતાની સત્તાના જ સ્વરૂપવાળો છે. કોની જેમ? તે કહે છે ધર્માસ્તિકાયની જેમ. એટલે ધર્માસ્તિકાય જીવના પુદ્ગળો સાથે સંબંધવાળો છે, તો પણ તે સચેતન કે રૂપી થતો નથી, તેજ પ્રમાણે કર્મના પરમાણુ સાથે સંબંધવાળો છતાં પણ આત્મા રૂપ, રસ વિગેરેવાળો થતો નથી. ૧૯.

તેપર દૃષ્ટાંત કહે છે.—

**यथा तैमिरिकश्चन्द्रमप्येकं मन्यते द्विधा ।**
**अनिश्चयकृतोन्मादस्तथात्मानमनेकधा ॥ २० ॥**

મૂલાર્થ—જેમ નેત્રરોગવાળો મનુષ્ય એક ચંદ્રને પણ બે પ્રકારે જાણે છે, તેમ નિશ્ચયના અજ્ઞાને કરેલા ઉન્માદવાળો પુરૂષ એક આત્માને અનેક પ્રકારનો માને છે. ૨૦.

ટીકાર્થ—જેમ તિમિર એટલે નેત્રરોગવાળો મનુષ્ય ચંદ્ર એક છતાં પણ તેને બે પ્રકારે એટલે બે ચંદ્ર છે એમ માને છે, તે જ

પ્રકારે જે જ્ઞાનને વિષે યથાર્થ સ્વરૂપનો નિશ્ચય થયો નથી એવા જ્ઞાને કરેલા ઉન્માદવાળો પુરૂષ, આત્મા એક છતાં પણ તેને અનેક પ્રકારનો માને છે; પણ સામાન્યે કરીને જાતિવડે આત્મા એક જ છે એમ તે જાણતો નથી. ૨૦.

ફરીને દૃષ્ટાંત આપે છે.—

**यथानुभूयते ह्येकं स्वरूपास्तित्वमन्वयात् ।**
**सादृश्यास्तित्वमप्येकमविरुद्धं तथात्मनाम् ॥ २१ ॥**

**મૂલાર્થ**—જેમ અન્વયથી આત્માના સ્વરૂપનું અસ્તિત્વ એક જ અનુભવાય છે, તેમ આત્માનું સાદૃશ્ય અસ્તિત્વ પણ એક જ છે, તેમાં કાંઈપણ વિરોધ નથી. ૨૧.

**ટીકાર્થ**—જેમ અન્વયથી એટલે સર્વે આત્મામાં અસ્તિપણાના સંબંધથી જીવોના સ્વરૂપનું અસ્તિત્વ એટલે સ્વભાવનું વિદ્યમાનપણું એક જ અનુભવાય છે-બુદ્ધિને પ્રત્યક્ષ થાય છે, તે જ પ્રકારે સમાનપણાનું અસ્તિત્વ પણ અન્વયથી આત્માને વિષે એક જ છે, તે અવિરૂદ્ધ-અદૂષિત છે. ૨૧.

**सदसद्वादपिशुनात् संगोप्य व्यवहारतः ।**
**दर्शयत्येकतारत्नं सतां शुद्धनयः सुहृत् ॥ २२ ॥**

**મૂલાર્થ**—શુદ્ધ નયરૂપી મિત્ર સ્યાદ્વાદને જણાવનારા વ્યવહારથી રક્ષણ કરીને સત્પુરૂષોને એકતારૂપ રત્ન દેખાડે છે. ૨૨.

**ટીકાર્થ**—શુદ્ધ નય એટલે અત્યંત શુદ્ધ સત્તાને ગ્રહણ કરનાર દ્રવ્યાર્થિક નય-મહાસામાન્યને ગ્રહણ કરનાર વાણીનો માર્ગ, તેરૂપ મિત્ર સત્પુરૂષોને સત્ તથા અસત્વાદ એટલે નિત્ય, અનિત્ય, એકત્વ, અનેકત્વ વિગેરે રૂપ વસ્તુસ્વરૂપનો ઉપદેશ કરનાર જે સ્યાદ્વાદ તેને જણાવનાર વ્યવહારથકી એટલે સૂક્ષ્મ, બાદર વિગેરે અનેક ભેદે કરીને આત્માનું પ્રતિપાદન કરનાર અશુદ્ધ દ્રવ્યાર્થિક નયથકી રક્ષણ કરીને એકતારત્નને એટલે સર્વ આત્માના અભેદરૂપ મણિને દેખાડે છે, અર્થાત્ શુદ્ધ દ્રવ્યાર્થિક નય સર્વે જીવોની એકતા સિદ્ધ કરે છે. ૨૨.

**नृनारकादिपर्यायैरप्युत्पन्नविनश्वरैः ।**
**भिन्नैर्जहाति नैकत्वमात्मद्रव्यं सदान्वयि ॥ २३ ॥**

**મૂલાર્થ**—ઉત્પન્ન થતા અને નાશ પામતા એવા ભિન્ન ભિન્ન મનુષ્ય, નારકી વિગેરે પર્યાયોવડે પણ નિરંતર અન્વયવાળું આત્મદ્રવ્ય એકપણાને છોડતું-તજતું નથી. ૨૩.

ટીકાર્થ—ઉત્પત્તિ અને નાશ ધર્મવાળા તથા ભિન્ન એટલે કાળના ક્રમે કરીને પૃથક્ પૃથક્ સ્વભાવવાળા મનુષ્ય, નારકી, તિર્યંચ અને દેવ-ગતિરૂપ પર્યાયોવડે ઉત્પત્તિ અને નાશ પામતાં છતાં પણ નિરંતર ધ્રુવસત્તારૂપે સંબંધવાળું આત્મદ્રવ્ય-જીવરૂપ દ્રવ્ય એકપણાનો એટલે ચૈતન્ય જાતિના સમાનપણાથી ઉત્પન્ન થયેલી એકતાનો ત્યાગ કરતું નથી. ૨૩.

પર્યાયની ઉત્પત્તિ અને વિનાશ છે તોપણ તેનું એકપણું દૃષ્ટાંતવડે સિદ્ધ કરે છે.—

**यथैकं हेम केयूरकुंडलादिषु वर्तते ।**
**नृनारकादिभावेषु तथात्मैको निरञ्जनः ॥ २४ ॥**

મૂલાર્થ—જેમ એકજ સુવર્ણ કેયૂર અને કુંડળ વિગેરેમાં વર્તે છે, તેમ એકજ નિરંજન આત્મા મનુષ્ય અને નારકી વિગેરે ભાવો (પદાર્થો)-ને વિષે વર્તે છે. ૨૪.

ટીકાર્થ—જેમ એક એટલે જાતિવડે ભેદરહિત એવું સુવર્ણ, કેયૂર-બાજુબંધ અને કુંડલ-કાનના ભૂષણો તથા હાર, મુગટ વિગેરે નાના પ્રકારના આભરણોને વિષે રહેલું છે, તેજ પ્રકારે મનુષ્ય, નારકી વિગેરે જન્મને વિષે વર્તતો નિરંજન-કર્મલેપ રહિત આત્મા એકજ સ્વરૂપવાળો છે. ૨૪.

શંકા—ત્યારે તે પર્યાયો કોના કહેવા? તે શંકાની નિવૃત્તિ માટે કહે છે.—

**कर्मणस्ते हि पर्याया नात्मनः शुद्धसाक्षिणः ।**
**कर्म क्रियास्वभावं यदात्मात्वजस्वभाववान् ॥ २५ ॥**

મૂલાર્થ—તે પર્યાયો કર્મનાજ છે, પણ શુદ્ધ સાક્ષીરૂપ આત્માના નથી. કારણ કે કર્મ એ ક્રિયાના સ્વભાવવાળું છે, અને આત્મા તો અજન્મા સ્વભાવવાળો છે. ૨૫.

ટીકાર્થ—તે નર, નારક વિગેરે પર્યાયો-જન્માદિક ભાવો કર્મનાજ છે એટલે કર્મના સ્વભાવથી ઉત્પન્ન થયેલા છે. પણ શુદ્ધ એટલે કર્મ-રહિત અને સાક્ષીભૂત એટલે કર્માદિકની ક્રિયાને જાણનાર જીવના નથી. કારણ કે જ્ઞાનાવરણાદિક કર્મ ક્રિયાના સ્વભાવવાળા એટલે પ્રવર્તનાદિક વ્યાપારવાળા છે, અને આત્મા તો અજન્મના સ્વભાવવાળો છે. ૨૫.

શંકા—કેવળ પરમાણુએ કરીને જન્મ શી રીતે થાય? તે શંકા-પર કહે છે.—

**नाणूना कर्मणो वासौ भवसर्गः स्वभावजः ।**
**एकैकविरहोभावान्न च तत्त्वान्तरं स्थितम् ॥ २६ ॥**

**મૂલાર્થ**—આ ભવની રચના કેવળ કર્મ પરમાણુઓના સ્વભાવથી ઉત્પન્ન થયેલી નથી, તેમજ કેવળ જીવના સ્વભાવથી પણ ઉત્પન્ન થયેલી નથી, પરંતુ બન્નેના સ્વભાવથી ઉત્પન્ન થયેલી છે. કેમકે બેમાંથી એકનો વિરહ હોય તો તે સંસારનો અભાવ છે. તથા બીજા કોઈ તત્ત્વથી પણ તે સંસારની સ્થિતિ નથી. ૨૬.

**ટીકાર્થ**—આ વિશિષ્ટ બુદ્ધિવાળાને પ્રત્યક્ષ ભવનો સર્ગ એટલે જન્મ, ગતિ વિગેરે રૂપ સંસારની રચના કેવળ કર્મોનાંજ પરમાણુઓના-દળિયાના સ્વભાવથી ઉત્પન્ન થયેલ નથી. અહીં શ્લોકમાં वा શબ્દનો અર્થ ભિન્ન ક્રમરૂપ હોવાથી કેવળ જીવના સ્વભાવથી પણ તે ઉત્પન્ન થયેલ નથી, પરંતુ બન્નેના સ્વભાવથી ઉત્પન્ન થયેલ છે. કારણ કે એક એકનો વિરહ છતાં-અસંબંધ છતાં એટલે જીવ અને કર્મનો પરસ્પર અસંયોગ છતાં સર્ગનો અસંભવ છે, અને સંયોગ છતાંજ તે ઉત્પન્ન થાય છે. તથા બીજું કોઈ તત્ત્વ એટલે જીવ અને કર્મથી વ્યતિરિક્ત બીજા કોઇના સંયોગથી ઉત્પન્ન થયેલ પણ આ સંસાર તીર્થંકરોએ કહેલ નથી. કેમ-કે તે બન્નેથી વ્યતિરિક્ત બીજા કોઇનું તેમાં કારણપણું નથી. પરંતુ તે બન્નેના સંયોગથીજ સર્ગ છે. તોપણ ચેતનને વિષે ચેતનની ક્રિયા હોય છે, પુદ્ગળની ક્રિયા હોતી નથી; અને સંસારની રચના તો પુદ્ગળરૂપ છે, તેથી તે જીવની નથી. ૨૬.

તેપર દૃષ્ટાંત કહે છે.—

**श्वेतद्रव्यकृतं शैत्यं भित्तिभागे यथा द्वयोः ।**
**भात्यनन्तर्भवच्छून्यं प्रपञ्चोऽपि तथेक्ष्यताम् ॥ २७ ॥**

**મૂલાર્થ**—જેમ ભીંતપર શ્વેત પદાર્થવડે કરેલી ઉજ્વળતા તે બન્નેને વિષે અંતર્ભાવ પામ્યા વિના શોભે છે, તેમ પ્રપંચને પણ જાણવો. ૨૭.

**ટીકાર્થ**—જેમ ઘરની ભીંતના પ્રદેશપર ચૂના વિગેરે શ્વેત પદાર્થે કરેલી શ્વેતતા-ઉજ્વળતા બન્નેને વિષે એટલે ભીંત અને ચૂનાને વિષે અંતર્ભાવ પામ્યા વિના એટલે ભીંત કાંઈ ચૂનામાં પેસતી નથી, તથા ચૂનો કાંઈ ભીંતમાં પેસતો નથી, પરંતુ કેવળ પોતપોતાના સ્વરૂપમાં રહીનેજ શોભે છે. તેજ પ્રકારે અંતર્ભાવ પામ્યા વિના એટલે કર્મ અને આત્માના સંયોગરૂપ થયા છતાં આ પ્રપંચ એટલે જન્માદિકરૂપ સંસાર

પણ શૂન્ય એટલે સંયોગનો ત્યાગ કરીને પૃથક્પણે કર્મ ને આત્માને વિષે અસત્ જાણવો. ૨૭.

શી રીતે જાણવો ? તે કહે છે.—

**यथा स्वप्नावबुद्धोऽर्थो विबुद्धेन न दृश्यते ।**
**व्यवहारमतः सर्गो ज्ञानिना न तथेक्ष्यते ॥ २८ ॥**

**મૂલાર્થ**—જેમ સ્વપ્નમાં જાણેલો પદાર્થ જાગ્યા પછી દેખાતો નથી, તેમ વ્યવહારે માનેલો સર્ગ જ્ઞાનીવડે દેખાતો નથી. ૨૮.

**ટીકાર્થ**—જેમ સ્વપ્નમાં એટલે સુતેલાના માનસિક જ્ઞાનને વિષે જણાયેલો પદાર્થ જાગૃત માણસવડે દેખાતો નથી, તેજ પ્રકારે વ્યવહારે માનેલો એટલે વ્યવહાર નયવાળાએ પ્રમાણ કરેલો સર્ગ-જન્માદિક ભવની ઉત્પત્તિ જ્ઞાનીવડે-નિશ્ચય જ્ઞાનવાળાવડે જોવાતી નથી. એટલે કર્મના સંયોગથી રહિત થયેલા શુદ્ધ આત્માને વિષે તે ભાવ જ્ઞાનીને દેખાતો નથી. ૨૮.

ફરીથી દૃષ્ટાંત આપે છે.

**मध्याह्ने मृगतृष्णायां पयः पूरो यथेक्ष्यते ।**
**तथा संयोगजः सर्गो विवेकाख्यातिविप्लवे ॥ २९ ॥**

**મૂલાર્થ**—જેમ મધ્યાહ્ન સમયે મૃગતૃષ્ણિકાને વિષે જળનું પૂર દેખાય છે, તેમ વિવેકની યથાર્થ જ્ઞાનવાળી પ્રાપ્તિના આવરણને લીધે સંયોગથી ઉત્પન્ન થયેલો સર્ગ દેખાય છે. ૨૯.

**ટીકાર્થ**—જેમ મધ્યાહ્ન સમયે મૃગતૃષ્ણિકાને વિષે એટલે ઉનાળામાં નિર્જળ પૃથ્વીપ્રદેશ ઉપર સૂર્યના કિરણોથી તપેલી રેતીમાં જળની ભ્રાંતિને કરનારા ઉષ્ણ પ્રકાશને વિષે દૂર રહેલા સર્વ મનુષ્યોવડે જળનો પ્રવાહ દેખાય છે, પણ તે વાસ્તવિક નથી; તેજ પ્રકારે વિવેકની-જીવ અને કર્મના ભેદજ્ઞાનની આખ્યાતિના-યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિના આવરણને લીધે સંયોગથી ઉત્પન્ન થયેલો-જીવ અને કર્મના પરસ્પર મિશ્રણવડે કરીને ઉત્પન્ન થયેલો જન્માદિક સંસાર દેખાય છે. પણ તે પરમાર્થથી સત્ય નથી. સંયોગ હોવાથીજ જન્માદિક થાય છે, પણ પ્રત્યેક જૂદા જૂદા હોય તો જન્માદિક થતા નથી. અને તે સંયોગ પોતેજ સત્ય નથી. ૨૯.

**गन्धर्वनगरादीनामम्बरे डम्बरो यथा ।**
**तथा संयोगजः सर्वो विलासो वितथाकृतिः ॥ ३० ॥**

**મૂલાર્થ**—જેમ આકાશમાં ગંધર્વનગરાદિકનો આડંબર દેખાય છે તે મિથ્યા છે, તેમ સંયોગથી ઉત્પન્ન થયેલો સર્વ વિલાસ વ્યર્થ-મિથ્યા છે. ૩૦.

**ટીકાર્થ**—જેમ સંધ્યા સમયે આકાશમાં ગંધર્વનગરાદિકનો એટલે પંચવર્ણે કરીને યુક્ત એવાં વાદળાંનો આડંબર સૂર્યના કિરણોના સંયોગથી થાય છે, પણ તે સત્ય નથી; તેજ પ્રકારે જીવ અને કર્મના સંયોગથી ઉત્પન્ન થયેલો સમગ્ર વિલાસ-વર્તમાન જન્મ વિગેરે પદાર્થનો ઉલ્લાસ વ્યર્થ આકારવાળો દેખાય છે. પણ તે સત્ય નથી. ૩૦.

**इति शुद्धनयायत्तमेकत्वं प्राप्तमात्मनि ।**
**अंशादिकल्पनाप्यस्य नेष्टा यत्पूर्णवादिनः ॥ ३१ ॥**

**મૂલાર્થ**—ઉપર પ્રમાણે આત્માને વિષે શુદ્ધ નયને આધીન એવું એકત્વ પ્રાપ્ત થયું છે. કારણ કે પૂર્ણવાદી એવા આ શુદ્ધ દ્રવ્યાર્થિક નયને અંશાદિકની કલ્પના પણ ઇષ્ટ નથી. ૩૧.

**ટીકાર્થ**—આ પ્રમાણે એટલે પૂર્વે કહ્યા પ્રમાણે જીવને વિષે શુદ્ધ દ્રવ્યાર્થિક નયના પક્ષને આધીન એવું એકત્વ એટલે ભેદરહિતપણું પ્રાપ્ત થયું. કારણ કે પૂર્ણવાદી એટલે સમગ્ર સ્વરૂપના ગ્રહણે કરીને વસ્તુને કહેવાના સ્વભાવવાળા આ શુદ્ધ દ્રવ્યાર્થિક નયને અંશાદિકની કલ્પના પણ એટલે દેશશુદ્ધિ વિગેરે ભેદ તથા દેશ પ્રદેશના વિભાગ વિગેરે જેને વિષે છે એવી કલ્પના પણ ઇષ્ટ એટલે પ્રમાણરૂપ નથી. તે સંપૂર્ણ વસ્તુને કહેનાર હોવાથી દેશશુદ્ધિ વિગેરેને તે નય માનતો નથી. ૩૧.

પૂર્વે કહેલા સમગ્ર અર્થમાં સિદ્ધાંતની સંમતિ દેખાડે છે.—

**एक आत्मेति सूत्रस्याप्ययमेवाशयो मतः ।**
**प्रत्यग्ज्योतिषमात्मानमाहुः शुद्धनयाः खलु ॥ ३२ ॥**

**મૂલાર્થ**—'આત્મા એક છે' આ સૂત્રનો પણ અભિપ્રાય ઉપર કહ્યો તેજ માનેલો છે. કારણ કે શુદ્ધ નયોએ આત્માને શુદ્ધ જ્યોતિવાળો કહેલો છે. ૩૨.

**ટીકાર્થ**—સમગ્ર અસંખ્ય પ્રદેશોએ કરીને તથા જ્ઞાનાદિકે કરીને આત્મા-જીવ એકજ છે. આ પ્રમાણે સ્થાનાંગમાં કહેલા "**एगे आया**-આત્મા એક છે" એ સૂત્રનો પણ આ પૂર્વે કહેલોજ અભિપ્રાય માનેલો છે એટલે પૂર્વના આચાર્યોએ પ્રમાણિત કર્યો છે. કારણ કે શુદ્ધ નયો એટલે ઉત્પાદ અને વ્યયનો ત્યાગ કરીને પૂર્ણ વસ્તુને ગ્રહણ કરનારા

સંગ્રહ નયના વાદો આત્માને-જીવને પ્રત્યગ્જ્યોતિષવાળો એટલે બંધ અને મોક્ષની અપેક્ષારહિત શુદ્ધ જ્યોતિષવાળો કહે છે. ૩૨.

હવે આત્માની પાસે પ્રાર્થના કરે છે.—

**प्रपञ्चसञ्चयक्लिष्टान्मायारूपाद्बिभेमि ते ।**
**प्रसीद भगवन्नात्मन् शुद्धरूपं प्रकाशय ॥ ३३ ॥**

**મૂલાર્થ**—હે ભગવાન્ આત્મા! પ્રપંચના સમૂહથી ક્લિષ્ટ એવા તારા માયાના સ્વરૂપથી હું ભય પામું છું. માટે તું મારાપર પ્રસન્ન થા અને તારા શુદ્ધ સ્વરૂપનો પ્રકાશ કર. ૩૩.

**ટીકાર્થ**—જન્માદિકના વિસ્તારરૂપ પ્રપંચના સમૂહથી ક્લિષ્ટ-ક્લેશકારક એવા તારા માયાના સ્વરૂપથી-અજ્ઞાનરૂપ માયાથી ઉત્પન્ન થયેલા સંયોગથી હું ભય પામું છું. માટે હે ભગવાન્-જ્ઞાનાદિમાન્ આત્મા-ચેતન! મારા પર કૃપા કર, અને તારૂં શુદ્ધ સ્વરૂપ-મૂળ સ્વરૂપ પ્રગટ કર એવી હું પ્રાર્થના કરૂં છું. ૩૩.

આત્માની એકતા કહી. હવે ફરીને વ્યવહારનયનો મત બતાવવા પૂર્વક નિશ્ચય નયના મતવડે આત્માનું દેહથી ભિન્નપણું કહે છે.—

**देहेन सममेकत्वं मन्यते व्यवहारवित् ।**
**कथञ्चिन्मूर्ततापत्तेर्वेदनादिसमुद्भवात् ॥ ३४ ॥**

**મૂલાર્થ**—વ્યવહારને જાણનારો પુરૂષ દેહની સાથે આત્માનું એકત્વ માને છે. કારણ કે આત્માને કોઇક પ્રકારે પણ મૂર્તિપણાની પ્રાપ્તિ થવાથી વેદનાદિકની ઉત્પત્તિ થાય છે. ૩૪.

**ટીકાર્થ**—વ્યવહારને એટલે વિશેષને ગ્રહણ કરનાર-દ્રવ્યાર્થિક નયને જાણનાર પુરૂષ આત્માનો શરીર સાથે અભેદ માને છે. વેદનાદિકની ઉત્પત્તિ છે માટે, એટલે દેહવડે અનુભવ કરાતા સુખદુઃખાદિકની વેદનાની આત્માને વિષે ઉત્પત્તિ થાય છે, માટે કોઈ પણ અંશે કરીને આત્માને સાકારપણાની પ્રાપ્તિ થાય છે, અને તેથી કરીને વેદનાનો અનુભવ થાય છે, માટે દેહની સાથે આત્માનો અભેદ માને છે. ૩૪.

**तन्निश्चयो न सहते यदमूर्तो न मूर्तताम् ।**
**अंशेनाप्यवगाहेत पावकः शीततामिव ॥ ३५ ॥**

**મૂલાર્થ**—તે વાત નિશ્ચય નય સહન કરતો નથી. (સ્વીકારતો નથી) કારણ કે જેમ અગ્નિ શીતપણાને પામતો નથી, તેમ અમૂર્ત આત્મા મૂર્તપણાને લેશમાત્ર પણ પામતો નથી. ૩૫.

**ટીકાર્થ**—તે વેદનાની પ્રાપ્તિથી મૂર્તપણાની પ્રાપ્તિ થવાને લીધે દેહની સાથે આત્માનો અભેદ નિશ્ચય નય બીલકુલ સ્વીકારતો નથી. કારણ કે અરૂપી પદાર્થ (આત્મા) અંશે કરીને પણ એટલે પ્રદેશાદિક અવયવે કરીને પણ મૂર્તપણાને-રૂપીપણાને પામતો નથી. દેહને આત્મા બંને પોતપોતાની સત્તાવડે જૂદા જૂદાજ છે. જેમ અગ્નિ શીતપણાને-ઉષ્ણુતાના અભાવને પામતો નથી તેમ. ૩૫.

ઉપર કહેલા અર્થનેજ ચાર શ્લોકવડે સ્પષ્ટ કરે છે.—

**उष्णस्याग्नेर्यथा योगाद्घृतमुष्णमिति भ्रमः ।**
**तथा मूर्ताङ्गसंबन्धादात्मा मूर्त इति भ्रमः ॥ ३६ ॥**

**મૂલાર્થ**—જેમ ઉષ્ણ અગ્નિના સંયોગથી 'ઘી ઉષ્ણ છે' એવો ભ્રમ થાય છે, તેમ મૂર્તિમાન્ અંગના સંબંધથી 'આત્મા મૂર્તિમાન્ છે' એવો ભ્રમ થાય છે. ૩૬.

**ટીકાર્થ**—જેમ ઉષ્ણ એટલે તાપના સ્વભાવવાળા અગ્નિના સંયોગથી-સ્પર્શના સંબંધથી 'ઘી સ્વભાવથીજ શીતળ છતાં પણ ઉષ્ણ-ઉનું છે' એવો ભ્રમ થાય છે, તેજ પ્રકારે મૂર્તિમાન્-રૂપી અંગના સંબંધથી 'જીવ મૂર્તિમાન્ એટલે સાકાર છે' એવો ભ્રમ જીવને વિષે માણસને થાય છે, પણ પરમાર્થથી તેમ નથી. ૩૬.

**न रूपं न रसो गन्धो न च स्पर्शो न चाकृतिः ।**
**यस्य धर्मो न शब्दो वा तस्य का नाम मूर्तता ॥ ३७ ॥**

**મૂલાર્થ**—જે આત્માનો ધર્મ રૂપ નથી, રસ નથી, ગંધ નથી, સ્પર્શ નથી, આકૃતિ નથી, તેમજ શબ્દ પણ નથી, તે આત્માનું મૂર્તિમાનપણું કયાંથી હોય? નજ હોય. ૩૭.

**ટીકાર્થ**—જે આત્માનો ધર્મ એટલે કર્તવ્યનો સ્વભાવ સુવર્ણાદિકની જેમ રૂપ નથી, તીખો વિગેરે રસ નથી, સુરભિ વિગેરે ગંધ નથી, ઉષ્ણ વિગેરે સ્પર્શ નથી, ચતુરસ્ર વિગેરે આકૃતિ નથી, તથા શબ્દ-ધ્વનિ પણ કર્તવ્ય ધર્મ નથી. માટે હે કોમળ બુદ્ધિવાળા ભદ્ર! તે આત્માની મૂર્તતા એટલે આકૃતિ કયાંથી હોય? ન જ હોય. ૩૭.

**दृशादृश्यं हृदाग्राह्यं वाचामपि न गोचरः ।**
**स्वप्रकाशं हि यद्रूपं तस्य का नाम मूर्तता ॥ ३८ ॥**

**મૂલાર્થ**—જેનું રૂપ દૃષ્ટિવડે દેખાય તેવું નથી, હૃદયવડે ગ્રહણ

થાય તેવું નથી, વાણીને પણ ગોચર નથી, પણ જે સ્વયં પ્રકાશ છે, તે આત્માની મૂર્તતા કયાંથી હોય? ન જ હોય. ૩૮.

**ટીકાર્થ**—જે આત્માનું રૂપ-આકાર ચક્ષુવડે દેખાય તેવું નથી, મનવડે ગ્રહણ કરી શકાય-જાણી શકાય તેવું નથી, વાણીને પણ અગોચર-અવિષય છે; કેમકે વાણીનું સામર્થ્ય તેનાં લક્ષણોને વિષેજ પ્રવર્તે છે, પણ તેના રૂપને ગ્રહણ કરવામાં પ્રવર્તતું નથી. વળી જેનું રૂપ એટલે નિરાકાર સ્વરૂપ સ્વપ્રકાશ એટલે આત્મજ્ઞાનવડેજ પ્રકાશવાળું છે; પરંતુ સૂર્ય, અગ્નિ વિગેરે પ્રકાશક વસ્તુવડે પ્રકાશ કરવા લાયક નથી, એવા આત્માની મૂર્તતા એટલે સાકારતા કયાંથી હોય? નજ હોય. ૩૮.

**आत्मा सत्यचिदानन्दः सूक्ष्मात्सूक्ष्मः परात्परः ।**
**स्पृशत्यपि न मूर्तत्वं तथा चोक्तं परैरपि ॥ ३९ ॥**

**મૂલાર્થ**—સત્ ચિત્ અને આનંદ સ્વરૂપ, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ તથા પરથી પણ પર એવો આત્મા મૂર્તપણાનો સ્પર્શ પણ કરતો નથી. તે વિષે અન્ય દર્શનીઓએ પણ કહ્યું છે. ૩૯.

**ટીકાર્થ**—આત્મા સત્-યથાર્થ અને ચિત્-જ્ઞાનરૂપ પરબ્રહ્મના આનંદવાળો તથા પરમાણુ વિગેરે સૂક્ષ્મ વસ્તુ કરતાં પણ સૂક્ષ્મ છે; કેમકે આત્મા અરૂપી છે અને પરમાણુ તો રૂપી છે. તથા ઇંદ્રિયાદિક સમૂહરૂપ પ્રકૃષ્ટથકી પણ પ્રકૃષ્ટ એટલે ઉત્કૃષ્ટ છે, કેમકે આત્મા અરૂપી હોવાથી અગ્રાહ્ય છે અને ઇંદ્રિયો રૂપી હોવાથી ગ્રાહ્ય છે; તેથી કરીને જ આત્મા મૂર્તપણાને-રૂપીપણાને સ્પર્શ પણ કરતો નથી. તે વિષે અન્ય દર્શનીઓએ-કપિલ વિગેરેએ પણ કહ્યું છે. ૩૯.

જે કહ્યું છે તેજ બતાવે છે.—

**इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।**
**मनसोऽपि परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४० ॥**

**મૂલાર્થ**—ઇંદ્રિયોને પર કહેલી છે ઇંદ્રિયોથકી પણ મન પર છે, મનથી પણ બુદ્ધિ પર છે, અને જે બુદ્ધિથકી પણ પર છે તે આત્મા છે. ૪૦.

**ટીકાર્થ**—શ્રોત્રાદિક ઇંદ્રિયો પર છે એટલે સૂક્ષ્મ પદાર્થના જ્ઞાનવાળાથી જેનું સ્વરૂપ જાણી શકાય તેવી શ્રેષ્ઠ છે અથવા મહા પ્રયાસથી જાણી શકાય તેવી છે અર્થાત્ ઇંદ્રિયોના પ્રત્યક્ષથી દૂર વર્તી એવા અવધિ જ્ઞાન વિગેરેના પ્રત્યક્ષવડે જાણવા લાયક છે એમ યોગીશ્વરો

કહે છે. ઇંદ્રિયોથકી મન પર છે એટલે અતિદૂર જાણુવા લાયક છે એમ કહે છે. મનથી પણુ બુદ્ધિ પર છે એટલે અત્યંત દૂર જાણુવા લાયક છે. તથા જે બુદ્ધિથકી પણુ પર છે એટલે અત્યંત સૂક્ષ્મ જ્ઞાનવાળાને જાણુવા લાયક છે, તે આત્મા જ છે, તેથકી પર બીજું કાંઇ પણુ નથી. ૪૦.

**विकले हन्त लोकेऽस्मिन्नमूर्ते मूर्तताभ्रमात् ।**
**पश्यत्याश्चर्यवज्ज्ञानी वदत्याश्चर्यवद्वचः ॥ ४१ ॥**

**મૂલાર્થ**—અહો અમૂર્તને વિષે મૂર્તપણુાના ભ્રમને લીધે વિવેકરહિત આ લોકને વિષે જ્ઞાની પુરૂષ આશ્ચર્યથી જેમ જુએ છે, અને આશ્ચર્યથી જેમ વચન બોલે છે. ૪૧.

**ટીકાર્થ**—અહો મહા કષ્ટ છે કે વિવેકથી રહિત, દૃષ્ટિ અને બુદ્ધિને પ્રત્યક્ષ એવા આ મનુષ્ય લોકને વિષે અરૂપી એવા આત્મામાં સાકારપણુાની ભ્રાંતિ થાય છે, તેથી તેને જ્ઞાની પુરૂષ આશ્ચર્યની જેમ જુએ છે, તથા આશ્ચર્યની જેમ તેને માટે વચન બોલે છે. અર્થાત્ "અહો! આ લોકો અમૂર્ત આત્માને પણુ મૂર્તિમાન્ માને છે!" એમ બોલે છે. ૪૧.

મૂર્તપણું માનવામાં વેદના કારણુભૂત છે, તેનું નિરાકરણુ કરેછે.—

**वेदनाऽपि न मूर्तत्वनिमित्ता स्फुटमात्मनः ।**
**पुद्गलानां तदापत्तेः किं त्वशुद्धस्वशक्तिजा ॥ ४२ ॥**

**મૂલાર્થ**—નિશ્ચે વેદના પણુ આત્માના મૂર્તપણુામાં કારણુભૂત નથી. કેમકે જો તેમ હોય તો પુદ્ગળોને તે વેદનાની પ્રાપ્તિ થશે. પરંતુ તે વેદના તો અશુદ્ધ એવી પોતાની (જીવની) શક્તિથી જ ઉત્પન્ન થયેલી છે. ૪૨.

**ટીકાર્થ**—નિશ્ચે વેદના પણુ એટલે સુખ દુઃખાદિકનો અનુભવ પણુ જીવના રૂપીપણુામાં નિમિત્ત-કારણુ નથી. કારણુ કે જો તેમ હોય તો એટલે રૂપીપણુામાં નિમિત્ત હોય તો પુદ્ગળ પરમાણુને પણુ તે વેદનાની પ્રાપ્તિ થશે; કેમકે પરમાણુ મૂર્તિમાન્ છે, છતાં તે વેદનાનો અનુભવ તે પરમાણુઓને વિષે છે નહીં, માટે વેદનાનું કારણુ મૂર્તપણું થઇ શકશે નહીં; પરંતુ વેદનાનું કારણુ શું છે? તે તું સાંભળ—અશુદ્ધ એટલે કર્મના સંયોગથી મલીન થયેલી સ્વશક્તિથી એટલે અશુદ્ધ ચેતનાના ઉપયોગથી ઉત્પન્ન થયેલી વેદના છે. અર્થાત્ જીવને અશુદ્ધ ચેતનાએ કરેલો સુખ દુઃખાદિકનો અનુભવ થાય છે. ૪૨.

**अक्षद्वारा यथा ज्ञानं स्वयं परिणमत्ययम् ।**
**तथेष्टानिष्टविषयस्पर्शद्वारेण वेदनाम् ॥ ४३ ॥**

**મૂલાર્થ**—જેમ આ આત્મા ઇંદ્રિયદ્વારા પોતે જ જ્ઞાનપણે પરિણમે છે, તેમ ઇષ્ટ અને અનિષ્ટ વિષયના સ્પર્શદ્વારા વેદનાને પરિણમે છે. (વેદનાને અનુભવે છે-વેદે છે.) ૪૩.

**ટીકાર્થ**—જેમ આ આત્મા શ્રોત્રાદિક ઇંદ્રિયોના આશ્રયથી ક્ષાયોપશમિકાદિક જ્ઞાનને પોતે જ એટલે શુદ્ધ સ્વભાવે કરીને જ પરિણમે છે. એટલે આત્મા પોતેજ જ્ઞાનના પરિણામવાળો થાય છે, તે જ પ્રકારે ઈષ્ટ અને અનિષ્ટ વિષયના સ્પર્શદ્વારા એટલે પોતાને અનુકૂળ અને પ્રતિકૂળ વિષયની પ્રાપ્તિને અનુસારે દુ:ખ સુખાદિકના અનુભવરૂપ વેદનાને પોતેજ પરિણમે છે. ૪૩

**विपाककालं प्राप्यासौ वेदनापरिणामभाक् ।**
**मूर्तं निमित्तमात्रं नो घटे दंडवदन्वयि ॥ ४४ ॥**

**મૂલાર્થ**—આ આત્મા વિપાક કાળને પામીને વેદનાના પરિણામને ભજનારો થાય છે, તેથી સાકારપણુંજ કાંઇ તેનું કારણ નથી. પરંતુ ઘટને વિષે દંડની જેમ અન્વયી છે. ૪૪.

**ટીકાર્થ**—આ જીવ વિપાકના કાળને એટલે સંચિત કર્મની સ્થિતિના પરિપાકને પામીને સુખદુ:ખાદિક વેદનાના પરિણામવાળો થાય છે, તેથી સાકારપણુંજ વેદનાનું સમગ્ર કારણ નથી. પરંતુ અન્વયી છે એટલે સાકારપણું હેતુસમૂહને વિષે સહચારી કારણ છે. કોની જેમ? તે કહે છે.—ઘટની નિષ્પત્તિને વિષે ચક્ર વિગેરે હેતુઓ મધ્યે જેમ દંડ-લાકડી સહચારી કારણ છે તેમ. ૪૪.

ઉપર કહેલા અર્થને સ્પષ્ટ કરે છે.—

**ज्ञानाख्या चेतना बोधः कर्माख्या द्विष्टरक्तता ।**
**जन्तोः कर्मफलाख्या सा वेदनाप्यपदिश्यते ॥ ४५ ॥**

**મૂલાર્થ**—જંતુનો (આત્માનો) બોધ એ જ્ઞાન નામની ચેતના કહેવાય છે, અને તેનું દ્વેષીપણું તથા રાગીપણું એ કર્મ નામે કહેવાય છે, તથા તેજ કર્મફળ નામની વેદના પણ કહેવાય છે. ૪૫.

**ટીકાર્થ**—જંતુનો એટલે જીવનો બોધ એટલે વિષયાદિક વસ્તુના સ્વરૂપનું જ્ઞાન એ જ્ઞાન નામની ચેતના એટલે ચિદ્રૂપ પરિણતિ કહેવાય છે, અને દ્વેષીપણું એટલે અપ્રીતિનો સ્વભાવ તથા રાગીપણું એટલે

રંજનનો સ્વભાવ એ કર્મનામે એટલે શુભાશુભ અદૃષ્ટ (નસીબ)ના ઉદયરૂપ સ્વભાવવાળું કહેવાય છે. તથા જે વેદના એટલે શુભાશુભના અનુભવનો સ્વભાવ છે, તે કર્મફળ નામની એટલે ક્રિયાથી ઉત્પન્ન થયેલ સત્ અસત્ ફળના સ્વભાવવાળી વેદના કહેવાય છે. ૪૫.

એનેજ સ્પષ્ટ કરે છે.—

**नात्मा तस्मादमूर्तत्वं चैतन्यं चातिवर्तते ।**
**अतो देहेन नैकत्वं तस्य मूर्त्तेन कर्हिचित् ॥ ४६ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને આત્મા અમૂર્તપણાને અને ચેતનપણાને ઉલ્લંઘન કરતો નથી. અને તેથી કરીને તે આત્માને મૂર્તિમાન એવા દેહની સાથે કદાપિ એકતા છેજ નહીં. ૪૬.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વે કહેલા કારણે કરીને આત્મા અરૂપીપણાને અને ચેતનપણાને ઉલ્લંઘન કરતો નથી. અર્થાત્ નિરાકાર-પણાને અને ચેતનપણાને તજતો નથી. આ કારણથી તે આત્માને રૂપી એવા શરીરની સાથે અભેદપણું કદાપિ થતુંજ નથી. ૪૬.

**सन्निकृष्टान्मनोवाणीकर्मादेरपि पुद्गलात् ।**
**विप्रकृष्टाद्धनादेश्च भाव्यैवं भिन्नतात्मनः ॥ ४७ ॥**

**મૂલાર્થ**—એ પ્રમાણે મન, વાણી અને કર્મ વિગેરે સમીપના પુદ્ગળથી પણ અને ધન વિગેરે દૂરના પુદ્ગળથી પણ આત્માની ભિન્નતા જાણવી. ૪૭.

**ટીકાર્થ**—એ પ્રમાણે એટલે પૂર્વે કહ્યા પ્રમાણે મન એટલે મનના ઉપાદાનભૂત અથવા મનપણે પરિણામ પામેલા પુદ્ગળો, વાણી એટલે વાણીને યોગ્ય અથવા વાણીપણે પરિણામ પામેલા પુદ્ગળો તથા કર્મ એટલે ઉચ્છ્વાસ નિઃશ્વાસ વિગેરે ક્રિયાવાળું શરીર અથવા શરીરપણે પરિણામ પામેલા પુદ્ગળો, એ વિગેરે એટલે તેજસ, કાર્મણ વિગેરે સન્નિકૃષ્ટ એટલે જીવપ્રદેશની સમીપે વર્તનાર પુદ્ગળસમૂહથી તથા ધન વિગેરે એટલે વિત્ત, ઘર, શયન અને આસન વિગેરે અત્યંત દૂર એટલે ભિન્નપણે વર્તનારા પુદ્ગળોથી જીવની ભિન્નતા જાણવી. ૪૭.

ઉપર પ્રમાણે દેહાદિકે ગ્રહણ કરેલા પુદ્ગળોથી આત્માની ભિન્નતા કહી. હવે પુદ્ગળાસ્તિકાય થકી પણ ભિન્નતા કહે છે.—

**पुद्गलानां गुणो मूर्तिरात्मा ज्ञानगुणः पुनः ।**
**पुद्गलेभ्यस्ततो भिन्नमात्मद्रव्यं जगुर्जिनाः ॥ ४८ ॥**

**મૂલાર્થ**—પુદ્ગળોનો ગુણ મૂર્તિ છે, અને આત્માનો ગુણ જ્ઞાન છે, તેથી કરીને જિનેશ્વરોએ આત્મારૂપ દ્રવ્યને પુદ્ગળોથી ભિન્ન કહ્યું છે. ૪૮.

**ટીકાર્થ**—પુદ્ગળોનો એટલે પરમાણુઓનો ગુણ એટલે ઉત્પન્ન થવા લાયક ધર્મ મૂર્તિ-આકાર છે, અને આત્મા એટલે જીવ જ્ઞાન ગુણ-વાળો છે તેજ તેનો ઉત્પન્ન કરવા લાયક-મેળવવા લાયક ધર્મ છે. પણ આકારાદિક તેના ધર્મ નથી. તેથી કરીને એટલે ધર્મના ભેદથી તે બંને ભિન્ન છે; માટે જિનેશ્વરોએ પુદ્ગળોથી એટલે પરમાણુથી તેમજ તેના દ્વીપ્રદેશી વિગેરે સ્કંધોથી ભિન્ન જીવદ્રવ્યને કહ્યું છે. ૪૮.

હવે ધર્માસ્તિકાયથી આત્માની ભિન્નતા કહે છે,—

**धर्मस्य गतिहेतुत्वं गुणो ज्ञानं तथात्मनः ।**
**धर्मास्तिकायात्तद्भिन्नमात्मद्रव्यं जगुर्जिनाः ॥ ४९ ॥**

**મૂલાર્થ**—ધર્માસ્તિકાયનો ગતિમાં હેતુપણું એ ગુણ છે, અને આત્માનો ગુણ જ્ઞાન છે. તેથી કરીને જિનેશ્વરોએ જીવદ્રવ્યને ધર્માસ્તિ-કાયથકી ભિન્ન કહ્યું છે. ૪૯,

**ટીકાર્થ**—ધર્મનો એટલે ધર્માસ્તિકાય રૂપ દ્રવ્યનો ગતિમાં એટલે જીવ અને પુદ્ગળના વિવક્ષિત સ્થાનથી બીજા સ્થાનની પ્રાપ્તિને માટે ગમનમાં હેતુ એટલે માછલાંઓને જળની જેમ સહાયપણાએ કરીને અપેક્ષા કારણપણું એ ગુણ છે, તથા આત્માનો જ્ઞાનરૂપ ગુણ છે. તેથી કરીને ધર્માસ્તિકાયથકી જીવદ્રવ્ય ભિન્ન છે એમ જિનેશ્વરોએ કહ્યું છે. ૪૯.

અધર્માસ્તિકાયથકી આત્માની ભિન્નતા કહે છે.—

**अधर्मे स्थितिहेतुत्वं गुणो ज्ञानगुणोऽसुमान् ।**
**ततोऽधर्मास्तिकायान्यमात्मद्रव्यं जगुर्जिनाः ॥ ५० ॥**

**મૂલાર્થ**—અધર્માસ્તિકાયને વિષે સ્થિતિમાં હેતુપણું એ ગુણ છે, અને જીવનો ગુણ જ્ઞાન છે, તેથી કરીને તીર્થંકરોએ જીવદ્રવ્યને અધ-ર્માસ્તિકાયથકી ભિન્ન કહ્યું છે. ૫૦.

**ટીકાર્થ**—અધર્મને વિષે એટલે અધર્માસ્તિકાય રૂપ દ્રવ્યને વિષે સ્થિતિમાં એટલે અચળપણાને પરિણામ પામેલા જીવ પુદ્ગળોની સ્થિતિમાં હેતુ એટલે મનુષ્યોને પૃથ્વીની જેમ સહકારીપણાએ કરીને અપેક્ષા કારણપણું એ ગુણ એટલે સંપાદ્ય ધર્મ છે, અને જ્ઞાનરૂપી

જેનો ગુણ છે, એવો અસુમાન-પ્રાણી અર્થાત્ આત્મા છે. તેથી કરીને અધર્માસ્તિકાયથકી અન્ય એટલે વિલક્ષણ ધર્મવાળું આત્મદ્રવ્ય છે, એમ તીર્થંકરોએ કહ્યું છે. ૫૦.

હવે આકાશાસ્તિકાયથકી આત્માની ભિન્નતા કહે છે.—

**अवगाहो गुणो व्योम्नो ज्ञानं खल्वात्मनो गुणः ।**
**व्योमास्तिकायात्तद्भिन्नमात्मद्रव्यं जगुर्जिनाः ॥ ५१ ॥**

**મૂલાર્થ**—આકાશનો ગુણ અવકાશ છે, અને આત્માનો ગુણ જ્ઞાન છે, તેથી કરીને તીર્થંકરોએ આકાશાસ્તિકાયથકી જીવદ્રવ્યને ભિન્ન કહ્યું છે. ૫૧.

**ટીકાર્થ**—આકાશનો ગુણ એટલે ઉત્પન્ન થવા લાયક ધર્મ અવગાહ છે એટલે ગમન અને સ્થિતિના પરિણામમાં પરિણમન થયેલા જીવ પુદ્ગળો પૈકી તેની અંદર પ્રવેશ કરનારને અવકાશ આપવો અને સ્થિતિમાં રહેલાને આધારનું સ્થાન આપવું તેરૂપ અવકાશ ગુણ છે. અને જીવનો ગુણ-ધર્મ જ્ઞાન છે, તેથી કરીને આકાશાસ્તિકાયથકી જીવદ્રવ્ય-ચેતન પદાર્થ ભિન્ન છે, એમ અરિહંતોએ કહ્યું છે. ૫૧.

હવે કાળદ્રવ્યથકી આત્માની ભિન્નતા કહે છે.—

**आत्मा ज्ञानगुणः सिद्धः समयो वर्तनागुणः ।**
**तद्भिन्नं समयद्रव्यादात्मद्रव्यं जगुर्जिनाः ॥ ५२ ॥**

**મૂલાર્થ**—આત્મા જ્ઞાનરૂપ ગુણવાળો સિદ્ધ છે, અને સમય (કાળ) વર્તનાના ગુણવાળો છે, તેથી સર્વજ્ઞોએ આત્મદ્રવ્યને કાળદ્રવ્યથી ભિન્ન કહ્યું છે. ૫૨.

**ટીકાર્થ**—જીવ જ્ઞાનરૂપ ગુણવાળો નિર્ણિત કર્યો છે અને કાળ વર્તના ગુણવાળો એટલે નવું, જૂનું વિગેરે કરવારૂપે કરીને અથવા પૂર્વ-પહેલું અને અપર-પછી એવા રૂપે કરીને પ્રવર્તનારૂપ ગુણવાળો છે; તેથી કરીને એટલે આ પ્રમાણે વ્યાવૃત્તિ લક્ષણ હોવાથી કાળદ્રવ્યથી ભિન્ન જીવદ્રવ્ય છે એમ સર્વજ્ઞોએ કહ્યું છે. ૫૨.

**आत्मनस्तदजीवेभ्यो विभिन्नत्वं व्यवस्थितम् ।**
**व्यक्तिभेदनयादेशादजीवत्वमपीष्यते ॥ ५३ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને આત્માનું અજીવ દ્રવ્યોથકી ભિન્નપણું સિદ્ધ થાય છે. તેમજ વ્યક્તિનો ભેદ કરનાર નયના આદેશથી આત્માનું અજીવપણું પણ ઈચ્છીએ છીએ. ૫૩.

ટીકાર્થ—તેથી કરીને એટલે પૂર્વે કહેલા હેતુસમૂહે કરીને અજીવથકી એટલે પુદ્ગળાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય તથા કાળથકી જીવનું ભિન્નપણું એટલે વિશેષે કરીને જૂદાપણું પ્રતિષ્ઠિત છે—સિદ્ધ થાય છે. અહીં જીવનાં અનેક લક્ષણો છતાં પણ એક જ્ઞાનરૂપ જ લક્ષણનો આશ્રય કરીને વ્યાવૃત્તિ-ભિન્નતા દેખાડી છે. તે તેમાં (જીવમાં) જ્ઞાનરૂપ સર્વદા સર્વ અવસ્થામાં અન્વયવડે કરીને અવ્યભિચારી લક્ષણ હોવાથી તેનું પ્રાધાન્ય રાખીને કહ્યું છે. હવે આત્મા કોઈ પણ પ્રકારે અજીવ પણ કહી શકાય છે, તે કહે છે—વ્યક્તિવડે એટલે વિશિષ્ટ, વિશિષ્ટતર અને વિશિષ્ટતમ ભિન્ન ગુણના આશ્રયરૂપ વિશેષણે કરીને ભેદ માનનારા વ્યવહારાદિક નયના આદેશથી એટલે વસ્તુને પ્રમાણરૂપ કરવાના પક્ષથી અર્થાત્ સામાન્ય પ્રકારથી અજીવપણું પણ એટલે જીવ શબ્દની પ્રવૃત્તિ અને વ્યુત્પત્તિના ભેદનો આશ્રય કરવાથી અચેતનપણું પણ જીવમાં માનીએ છીએ-એકલું જીવપણું જ માનીએ છીએ તેમ નથી. ૫૩.

અજીવપણાને જ સ્પષ્ટ કરે છે.—

**अजीवा जन्मिनः शुद्धभावप्राणव्यपेक्षया ।**
**सिद्धाश्च निर्मलज्ञाना द्रव्यप्राणव्यपेक्षया ॥ ५४ ॥**

**મૂલાર્થ**—શુદ્ધ ભાવપ્રાણની અપેક્ષાએ કરીને જન્મધારી (સંસારી) જીવો અજીવરૂપ છે, અને નિર્મળ જ્ઞાનવાળા સિદ્ધના જીવો દ્રવ્યપ્રાણની અપેક્ષાએ કરીને અજીવરૂપ છે. ૫૪.

ટીકાર્થ—શુદ્ધ એટલે કેવળ આત્મસ્વરૂપે રહેલા અથવા સર્વ ઉપાધિનો ત્યાગ કરવાથી નિર્દોષ એવા ભાવપ્રાણોની એટલે પોતાના સ્વરૂપને સિદ્ધ કરનાર વિશેષ પ્રકારના જીવનવાળા આવરણ વિનાના જ્ઞાનાદિકની અપેક્ષાએ કરીને સર્વ સંસારી જીવો અજીવરૂપ છે એટલે ઉપર કહેલા જીવનથી રહિત હોવાથી અજીવપણે ગ્રહણ કરવા યોગ્ય છે. તથા સિદ્ધ જીવો એટલે મુક્તિમાં રહેલા નિરંજન અને નિર્મળ જ્ઞાનવાળા એટલે અત્યંત વિશુદ્ધ કેવળજ્ઞાન અને કેવળદર્શનને ધારણ કરનારા જીવો દ્રવ્ય પ્રાણની અપેક્ષાએ કરીને એટલે આયુષ્ય, ઇંદ્રિયો વિગેરે અપ્રધાન પ્રાણની અપેક્ષાએ કરીને દ્રવ્ય પ્રાણના અભાવને લીધે અજીવરૂપ કહેવાય છે. ૫૪.

હવે ત્રણ શ્લોકે કરીને દ્રવ્ય અને ભાવ પ્રાણોને કહે છે.—

**इन्द्रियाणि बलं श्वासोच्छ्वासो ह्यायुस्तथाऽपरम् ।**
**द्रव्यप्राणाश्चतुर्भेदाः पर्यायाः पुद्गलाश्रिताः ॥ ५५ ॥**

મૂલાર્થ—ઇંદ્રિયો, બળ, શ્વાસોચ્છ્વાસ તથા આયુષ્ય એ ચાર પ્રકારના દ્રવ્ય પ્રાણો છે તેના પર્યાયો પુદ્ગળાશ્રિત છે. ૫૫,

ટીકાર્થ—શ્રોત્રાદિક પાંચ ઇંદ્રિયો, કાયબળ વિગેરે ત્રણ બળ, શ્વાસોચ્છ્વાસ, તથા આયુષ્ય-જીવિત એ ચાર પ્રકારના દ્રવ્ય પ્રાણો એટલે અપ્રધાનપણે રહેલા પ્રાણો પુદ્ગળનો આશ્રય કરીને રહેલા એટલે કાર્મણાદિક પુદ્ગળથી ઉત્પન્ન થયેલા પર્યાયો છે અને તેના પરિણામ-ઉત્પાદ વ્યયરૂપ છે. તેથી તે પ્રાણોએ કરીને અવ્યય ધર્મવાળો જીવ જીવતો નથી. ૫૫.

કેમ જીવતો નથી? તે કહે છે.—

**भिन्नास्ते ह्यात्मनोऽत्यन्तं तदेतैर्नास्ति जीवनम् ।**
**ज्ञानवीर्यसदाश्वासनित्यस्थितिविकारिभिः ॥ ५६ ॥**

મૂલાર્થ—તે દ્રવ્ય પ્રાણો આત્માથી અત્યંત ભિન્ન છે, તેથી કરીને જ્ઞાન, વીર્ય, સદાશ્વાસ અને નિત્યસ્થિતિના વિકારવાળા તે દ્રવ્ય પ્રાણોવડે જીવનું જીવન હોતું નથી. ૫૬.

ટીકાર્થ—તે દ્રવ્ય પ્રાણો આત્માથી-જીવથી અત્યંત ભિન્ન એટલે પૃથક્ સત્તાવાળા છે, તેથી કરીને આ પૂર્વે કહેલા આત્માથી ભિન્ન દ્રવ્યપ્રાણોવડે જીવનું જીવન હોતું નથી. કારણકે સર્વ પદાર્થોને પ્રકાશ કરનાર કેવળ જ્ઞાન, અનંતશક્તિરૂપ વીર્ય, સદાશ્વાસ એટલે નિત્ય આનંદમયપણું અને નિત્યસ્થિતિ એટલે સર્વદા શાશ્વત જીવન-એ ચારેથી વિપર્યય સ્વભાવવાળા દ્રવ્ય પ્રાણોવડે જીવનું સનાતન જીવિતપણું હોતું નથી. ૫૬.

ત્યારે જીવ શાથી જીવે છે? તે કહે છે.—

**एतत्प्रकृतिभूताभिः शाश्वतीभिस्तु शक्तिभिः ।**
**जीवत्यात्मा सदेत्येषा शुद्धद्रव्यनयस्थितिः ॥ ५७ ॥**

મૂલાર્થ—તે (પૂર્વોક્ત) જ્ઞાન વીર્યાદિકની પ્રકૃતિરૂપ શાશ્વતી શક્તિએ કરીને આત્મા નિરંતર જીવે છે. એ પ્રમાણે આ શુદ્ધ દ્રવ્ય નયની સ્થિતિ છે. ૫૭.

ટીકાર્થ—તે પૂર્વે કહેલા જ્ઞાન, વીર્ય, સદાશ્વાસ અને નિત્યસ્થિતિની પ્રકૃતિરૂપ એટલે આત્માના સ્વભાવરૂપ શાશ્વતી એટલે અવિનાશના સ્વભાવવાળી શક્તિવડે એટલે પોતાની જાતિની વ્યક્તિવડે અથવા પોતાના આત્મિક ધર્મની વૃત્તિવડે જીવ નિરંતર જીવે છે. એ પ્રમાણે આ પૂર્વે કહેલી શુદ્ધ એટલે ઉત્પાદ અને વ્યયના દોષરહિત દ્રવ્ય નયની એટલે દ્રવ્યાર્થિક નયની સ્થિતિ એટલે સ્વરૂપસ્થાન છે. ૫૭.

**जीवो जीवति न प्राणैर्विना तैरेव जीवति ।**
**इदं चित्रं चरित्रं के हन्त पर्यनुयुञ्जताम् ॥ ५८ ॥**

**મૂલાર્થ**—જે પ્રાણો વિના જીવ જીવતો નથી, તે જ પ્રાણો વિના જીવ જીવે છે. આ આશ્ચર્યકારક ચરિત્રને કોણ જાણી શકે? ૫૮.

**ટીકાર્થ**—આત્મા જે પ્રાણો વિના એટલે આયુષ્ય વિગેરે દ્રવ્ય પ્રાણો વિના જીવતો નથી એટલે મનુષ્યાદિકપણાને ધારણ કરતો નથી. અહીં एव શબ્દ નિશ્ચય અર્થમાં છે. તેથી કરીને જે દ્રવ્યપ્રાણોથી રહિત સતો તે જીવતો નથી, તે જ આયુષ્યાદિક પ્રાણોવિના તે જીવે છે એટલે જીવપણાનું અને સિદ્ધપણાનું પાલન કરે છે. આ હમણાં દેખાડેલા આશ્ચર્યકારક ચરિત્રને એટલે ચૈતન્યની લીલાને હે ભદ્ર! કોણ એટલે કયા પંડિતો જાણી શકે? એટલે સમાધાનને માટે પ્રશ્નનો વિષય કરી શકે? કોઇજ નહીં. આ ત્રણે શ્લોકનું તાત્પર્ય એ છે કે–ઇંદ્રિય, બળ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય એ ચાર ભેદવાળા દ્રવ્ય પ્રાણો પુદ્ગળથી ઉત્પન્ન થયેલા જાણવા તથા પોતાની જાતિની તથા વ્યક્તિની શક્તિભૂત જ્ઞાન, વીર્ય, સદાશ્વાસ તથા નિત્યસ્થિતિ રૂપ ચાર પ્રકારના ભાવપ્રાણો જાણવા. સંસારી જીવ જે દ્રવ્યપ્રાણો વિના જીવતો નથી, તે જ દ્રવ્ય પ્રાણો વિના સિદ્ધના જીવો જીવે છે, એ આશ્ચર્યકારક ચરિત્ર છે. ૫૮.

હવે પુણ્ય પાપથકી આત્માનું ભિન્નપણું કહે છે.—

**नात्मा पुण्यं न वा पापमेते यत्पुद्गलात्मके ।**
**आद्यबालशरीरस्योपादानत्वेन कल्पिते ॥ ५९ ॥**

**મૂલાર્થ**—આત્મા પુણ્યરૂપ નથી અથવા પાપરૂપ પણ નથી. કારણ કે તે પુણ્યપાપ પુદ્ગળરૂપ છે અને પ્રથમ બાળ શરીરના ઉપાદાન કારણપણે કલ્પના કરેલાં છે. ૫૯

**ટીકાર્થ**—જીવ પુણ્યરૂપ એટલે શુભ પ્રકૃતિરૂપ કર્મ નથી, અથવા પાપ એટલે અશુભ પ્રકૃતિરૂપ કર્મ પણ નથી. કારણ કે તે પુણ્ય અને પાપ પુદ્ગળરૂપ એટલે પુદ્ગળથી ઉત્પન્ન થયેલ અર્થાત્ પુદ્ગળના સ્વભાવ છે, અને આત્મા તો ચૈતન્ય સ્વભાવ છે. તથા તે પુણ્ય અને પાપ જીવને ભવાંતરની પ્રાપ્તિના પ્રથમ સમયમાં આરંભેલા બાળશરીરના ઉપાદાનપણે એટલે શરીરાદિક નામકર્મવડે કરીને તે શરીરાદિકને ઉત્પન્ન કરવાના કારણપણે કલ્પેલાં–અંગીકાર કરેલાં છે. ૫૯.

**पुण्यं कर्म शुभं प्रोक्तमशुभं पापमुच्यते ।**
**तत् कथं तु शुभं जन्तून् यत्पातयति जन्मनि ॥ ६० ॥**

**મૂલાર્થ**—શુભ કર્મને પુણ્ય કહ્યું છે, અને અશુભ કર્મને પાપ કહ્યું છે. તેમાં પુણ્ય શુભ કેમ કહેવાય? કારણ કે તે જીવોને જન્મને વિષે પાડે છે-અનેક જન્મો કરાવે છે. ૬૦

**ટીકાર્થ**—શુભ એટલે સુખ આપનાર ઉચ્ચ ગોત્ર વિગેરે કર્મને એટલે પ્રકૃતિસમૂહને જિનેશ્વરોએ પુણ્યતત્ત્વ કહ્યું છે. અને અશુભ એટલે નીચ ગોત્ર વિગેરે દુઃખદાયી કર્મને પાપતત્ત્વ કહ્યું છે. તે પુણ્ય શુભ કર્મ શી રીતે કહેવાય? ન જ કહેવાય. કારણ કે તે પુણ્ય શરીરનું ઉપાદાન કારણ હોવાથી જીવોને જન્મરૂપ કષ્ટના સમુદ્રમાં નાંખે છે. ભાવાર્થ એ છે કે જન્મ હેતુની અપેક્ષાએ પુણ્યને શુભપણું પ્રાપ્ત થતું નથી, પરંતુ સાંસારિક સુખાદિકની અપેક્ષાએ શુભપણું કહી શકાય છે. ૬૦.

કહેલા અર્થને જ સ્પષ્ટ કરે છે.—

**न ह्यायसस्य बन्धस्य तपनीयमयस्य च ।**
**पारतंत्र्याविशेषेण फलभेदोऽस्ति कश्चन ॥ ६१ ॥**

**મૂલાર્થ**—લોઢાની બેડીના અને સુવર્ણની બેડીના પરતંત્રપણાના અવિશેષને લીધે તેમાં કાંઇપણ ફળનો ભેદ નથી. ૬૧.

**ટીકાર્થ**—લોઢાની બેડી વિગેરે રૂપ બંધનનો અને સુવર્ણમય પગની બેડી તથા હાથનાં કડાં વિગેરે રૂપ અલંકારનો પરાધીનપણાના અવિશેષને લીધે એટલે ન્યૂનાધિકપણું નહીં હોવાને લીધે કાંઇપણ ફળભેદ નથી. બન્ને ઠેકાણે બંધનપણું તો સરખું જ છે. ૬૧.

કહેલા બંધનના ઉદાહરણને ફળવડે સ્પષ્ટ કરે છે.—

**फलाभ्यां सुखदुःखाभ्यां न भेदः पुण्यपापयोः ।**
**दुःखान्न भिद्यते हन्त यतः पुण्यफलं सुखम् ॥ ६२ ॥**

**મૂલાર્થ**—સુખ દુઃખરૂપ ફળે કરીને પુણ્ય પાપનો કાંઇપણ ભેદ નથી. કારણ કે પુણ્યનું ફળ જે સુખ છે, તે દુઃખથી ભેદ પામતું નથી-દુઃખથી જૂદું નથી. ૬૨.

**ટીકાર્થ**—સાતાસ્વરૂપવાળું સુખ અને અસાતાસ્વરૂપવાળું દુઃખ એટલે કષ્ટ તેરૂપ ફળવડે કરીને એટલે તેના સાધ્ય કાર્યવડે કરીને પણ શુભાશુભ કર્મરૂપ પુણ્યપાપનો ભેદ જણાતો નથી. કારણ કે હે ભવ્ય! પુણ્યનું ફળ એટલે શુભ કર્મનું કાર્ય જે મનને આનંદાદિક આપનાર સુખ છે, તે શોકાદિકરૂપ દુઃખથકી ભેદ પામતું નથી-તદન ભિન્ન નથી. તેનું કારણ આગળ કહીએ છીએ. ૬૨.

**सर्वपुण्यफलं दुःखं कर्मोदयकृतत्वतः ।**
**तत्र दुःखप्रतीकारे विमूढानां सुखत्वधीः ॥ ६३ ॥**

**મૂલાર્થ**—કર્મના ઉદયવડે હોવાપણું છે તેથી સર્વ પુણ્યનું ફળ દુઃખ જ છે. તેમાં માત્ર દુઃખના પ્રતીકારને વિષે-નિવારણને વિષે મૂર્ખ મનુષ્યોને સુખપણાની બુદ્ધિ થાય છે. ૬૩.

**ટીકાર્થ**—સમગ્ર પુણ્યનું એટલે નિઃશેષ સુકૃત સમૂહનું ફળ એટલે કાર્ય દુઃખ જ-કષ્ટજ છે. કારણ કે કર્મના ઉદયવડે એટલે દરેક કર્મની સ્થિતિના પરિપાકને લીધે તેના ફળની સન્મુખ થવાથી સુખનું હોવાપણું છે એટલે તે સુખ કર્મનું કરેલું છે. પરંતુ તે કર્મ જન્માદિકના કારણભૂત હોવાથી દુઃખરૂપ જ છે. તે વિષે આચારાંગમાં તથા પંચસૂત્રીમાં પણ કહ્યું છે કે—"दुक्खरूवे दुक्खफले दुक्खाणुबंधत्ति" ( દુઃખરૂપ, દુઃખના ફળરૂપ અને દુઃખના અનુબંધરૂપ કર્મ છે. ) તે શુભ કર્મના ફળમાં ક્ષુધા, તૃષા વિગેરે દુઃખનો પ્રતીકારમાત્ર થાય છે. તે પ્રતીકારને વિષે એટલે રોગ નિવારણ માટેના ઓષધની જેમ તેને શાંત કરવાના ઉપાયને વિષે અત્યંત મૂર્ખતાવાળા પ્રાણીઓને-તત્ત્વને નહીં જાણનારા પુરૂષોને આત્મસ્વરૂપના અજ્ઞાનને લીધે સુખપણાની બુદ્ધિ થાય છે. ૬૩.

કહેલા અર્થને જ સ્પષ્ટ કરે છે.—

**परिणामाच्च तापाच्च संस्काराच्च बुधैर्मतम् ।**
**गुणवृत्तिविरोधाच्च दुःखं पुण्यभवं सुखम् ॥ ६४ ॥**

**મૂલાર્થ**—પુણ્યથી ઉત્પન્ન થયેલા સુખને પંડિતોએ પરિણામને લીધે, તાપને લીધે, સંસ્કારને લીધે તથા ગુણવૃત્તિના વિરોધને લીધે દુઃખરૂપ જ માનેલું છે. ૬૪.

**ટીકાર્થ**—પુણ્યથી એટલે સુકૃતથી અથવા શુભ કર્મથી ઉત્પન્ન થયેલાં સુખને પંડિતોએ પરિણામને લીધે એટલે કર્મસંબંધી ફળના પરિપાકપણાને લીધે, તથા તાપને લીધે એટલે કાર્ય કરવાની વ્યાકુળતાથી ઉત્પન્ન થતા સંતાપને લીધે, તથા સંસ્કારને લીધે એટલે સ્નાન, અલંકાર, ભોજન, શયન વિગેરે પ્રયત્નના આધીનપણાને લીધે, તથા ગુણવૃત્તિના વિરોધને લીધે એટલે સત્ત્વ, રજસ અને તમસ ગુણનો વિરોધ હોવાને લીધે અથવા જ્ઞાનાદિક ગુણોને વિષે જે વર્તવું એટલે સ્થિતિ કરવી, તેમાં વિરોધ થતો હોવાને લીધે અર્થાત્ તેના પ્રતિપક્ષીપણાએ કરીને વર્તવાને લીધે દુઃખરૂપ જ માનેલું છે એટલે કહેલું અથવા સ્વીકાર કરેલું છે. તેમાં પરમાર્થથી વિચારતાં સુખપણું જ નથી. ૬૪.

**देहपुष्टेर्नरामर्त्यनायकानामपि स्फुटम् ।**
**महाजपोषणस्येव परिणामोऽतिदारुणः ॥ ६५ ॥**

**મૂલાર્થ**—મનુષ્ય અને દેવના નાયકોના પણ દેહની પુષ્ટિનું પરિણામ મોટા બકરાના પોષણની જેમ સ્પષ્ટ રીતે અત્યંત દારૂણ એટલે ભયંકર છે. ૬૫.

**ટીકાર્થ**—આ પુણ્યથી થયેલી મનુષ્ય અને દેવોના નાયકોના પણ એટલે ચક્રવર્તી અને સુરેન્દ્રના પણ દેહની પુષ્ટિનું એટલે શરીરની વૃદ્ધિનું પરિણામ, મોટા બકરાના પોષણની જેમ મોટા બકરાને લીલું ઘાસ તથા જવ વિગેરે ઉચિત આહારવડે પુષ્ટિ કર્યા પછી પ્રાંતે આપનારા તેના મૃત્યુરૂપ પરિણામની જેમ પ્રગટ રીતે અત્યંત ભયંકર છે–તેના ફળનો વિપાક સુંદર નથી. તો આવા પુણ્યના ફળે કરીને આત્માનું શું હિત થાય? ન જ થાય. ૬૫.

**जलूकाः सुखमानिन्यः पिबन्त्यो रुधिरं यथा ।**
**भुञ्जाना विषयान् यान्ति दशामन्तेऽतिदारुणाम् ॥ ६६ ॥**

**મૂલાર્થ**—રૂધિરનું પાન કરવાથી સુખ માનનારી જળોની જેમ વિષયોને ભોગવનારા મનુષ્યો છેવટે અત્યંત ભયંકર દશાને પામે છે ૬૬.

**ટીકાર્થ**—જેમ જળો એટલે જળમાં ઉત્પન્ન થતા એક જાતના જીવો કે જે કોહેલા અંગથી રૂધિરને ખેંચવા માટે મૂકવામાં આવે છે તેની જેમ એટલે રૂધિરનું પાન કરવાથી તે આનંદ માને છે, પણ તેના શરીરમાંથી તેને નીચોવીને જ્યારે રૂધિર કાઢી નાંખે છે ત્યારે તે જેમ દુઃખી થાય છે તેમ, તે નરેંદ્ર તથા સુરેંદ્ર પણ શબ્દાદિક વિષયોને ભોગવીને અંતે એટલે વિષયના ભોગને છેડે નરકાદિ દુર્ગતિની પ્રાપ્તિરૂપ મહા ભયંકર દશાને–અવસ્થાને પામે છે. તેથી પુણ્યનું ફળ એકાંત સુખ કેમ હોઈ શકે? ૬૬.

**तीव्राग्निसंगसंशुष्यत्पयसामयसामिव ।**
**यत्रौत्सुक्यात्सदाक्षाणां तप्तता तत्र किं सुखम् ॥ ६७ ॥**

**મૂલાર્થ**—તીવ્ર અગ્નિના સંયોગથી જેનું જળ સુકાયું છે એવા લોઢાની જેમ જે વિષયસુખમાં સર્વદા ઉત્સુકપણાને લીધે ઇંદ્રિયોનું સંતપ્તપણું જ રહે છે, ત્યાં સુખ ક્યાંથી હોય? ૬૭.

**ટીકાર્થ**—જે પુણ્યના ફળરૂપ વિષયસુખને વિષે અતિ તીવ્ર એટલે જળ વિગેરેવડે જેનો સ્વભાવ શાંત થઈ શકતો નથી એવા

વિષયાભિલાષરૂપી અગ્નિના સંયોગથી જેનું હર્ષરૂપી જળ સુકાઈ ગયું છે એવા જીવનું અગ્નિથી તપાવેલા લોઢાની જેમ એટલે અગ્નિના સંબંધથી તપેલા લોહપિંડની જેમ (આમ કહેવાથી નિરંતર સંતપ્તપણું સૂચવન કર્યું છે) સદા એટલે નિરંતર શ્રોત્રાદિક ઇંદ્રિયોના ઉત્સુકપણાને લીધે એટલે વિષયના તીવ્ર અભિલાષને લીધે સંતપ્તપણું રહે છે, તેવા પુણ્યફળને વિષે શું સુખ છે? કાંઈ જ નથી. ૬૭.

**प्राक्पश्चाच्चारतिस्पर्शात्पुटपाकमुपेयुषि ।**
**इन्द्रियाणां गणे तापव्याप एव न निर्वृतिः ॥ ६८ ॥**

**મૂલાર્થ**—પ્રથમ અને પછી પણ સંતાપ ઉત્પન્ન થવાથી પુટપાકને પામતા ઇંદ્રિયોના સમૂહને વિષે સંતાપનો જ પ્રચાર થાય છે, પણ સુખ થતું નથી. ૬૮.

**ટીકાર્થ**—પ્રથમ એટલે ભોગ સમયે દેહાદિકના ખેદવડે તથા પછી એટલે વિપાક સમયે ગત્યંતરમાં રહેલા દુ:ખથી આત્માને થનારા ખેદવડે સંતાપ ઉત્પન્ન થવાથી, પુટપાક એટલે બે માટીના પાત્રની વચ્ચે મૂકેલા ઔષધને ભસ્મ કરવા માટે ચોતરફ અગ્નિ સળગાવવામાં આવે છે તેવા પુટપાકપણાને પામે છતે ઇંદ્રિયોના સમૂહને વિષે તાપનો વ્યાપ એટલે દુ:ખથી ઉત્પન્ન થયેલા સંતાપનો પ્રચાર જ થાય છે, પણ નિર્વૃત્તિ એટલે સુખ થતું જ નથી. ૬૮.

**सदा यत्र स्थितो द्वेषोल्लेखः स्वप्रतिपन्थिषु ।**
**सुखानुभवकालेऽपि तत्र तापहतं मनः ॥ ६९ ॥**

**મૂલાર્થ**—જ્યાં સુખનો અનુભવ કરવાને સમયે પણ નિરંતર પોતાના શત્રુઓને વિષે દ્વેષનું ચિંતવન રહેલું છે, ત્યાં તેનું મન તાપથી હણાયેલું જ હોય છે. ૬૯.

**ટીકાર્થ**—જે પુણ્યફળના ભોગમાં પોતાના શત્રુઓને વિષે દ્વેષનો ઉલ્લેખ એટલે અપ્રીતિના ચિંતનરૂપ સંતાપ સર્વદા રહેલો છે એટલે મનને વિષે વર્તે છે, તેવા પુણ્યફળના ભોગમાં સુખના અનુભવકાળે પણ એટલે સુખ ભોગવવાને સમયે પણ તેનું ચિત્ત તાપથી હણાયેલું એટલે સંકલેશથી વ્યાપ્ત થયેલું જ હોય છે, તેથી તેમાં સુખ ક્યાંથી જ હોય? ૬૯.

**स्कन्धात्स्कन्धान्तरारोपे भारस्येव न तत्त्वतः ।**
**अक्षाह्लादेऽपि दुःखस्य संस्कारो विनिवर्तते ॥ ७० ॥**

મૂલાર્થ—એક સ્કંધથી બીજા સ્કંધપર આરોપણ કરવાથી જેમ ભાર ઓછો થતો નથી, તેમ ઇંદ્રિયોના આનંદમાં પણ તત્ત્વથી દુઃખનો સંસ્કાર નિવૃત્ત થતો નથી. ૭૦.

ટીકાર્થ—ધાન્ય વિગેરેની મોટી ગાંસડીરૂપ ભારને એક સ્કંધથી બીજા સ્કંધપર ધારણ કરવાથી પણ જેમ પરમાર્થથી કાંઈ ભાર ઉતરતો નથી-ઘટતો નથી તેમ ઇંદ્રિયોના આનંદને વિષે પણ આ લોક અને પરલોકના દુઃખસમૂહનો સંસ્કાર એટલે બીજા સ્કંધપર ભારના આરોપણરૂપ અન્ય દુઃખનો આરોપ તત્ત્વથી નિવૃત્તિ પામતો નથી. કારણ કે તે ઇંદ્રિયો બન્ને લોકમાં દુઃખને પ્રાપ્ત કરાવવા સમર્થ છે. ૭૦.

**सुखं दुःखं च मोहश्च तिस्रोऽपि गुणवृत्तयः ।**
**विरुद्धा अपि वर्तन्ते दुःखजात्यनतिक्रमात् ॥ ७१ ॥**

મૂલાર્થ—સુખ, દુઃખ અને મોહ એ ત્રણે ગુણની વૃત્તિઓ વિરૂદ્ધ છે, તો પણ દુઃખની જાતિને ઉલ્લંઘન કરતા નથી માટે દુઃખરૂપ જ છે. ૭૧.

ટીકાર્થ—સુખ અને દુઃખ એ અનુક્રમે પુણ્ય અને પાપનું ફળ છે. તથા મોહ એટલે મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલો જીવનો પરિણામ અથવા અજ્ઞાનપણું, એ ત્રણે પણ ગુણની વૃત્તિઓ એટલે સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણની પ્રવૃત્તિઓ ક્રમે કરીને વિરૂદ્ધ છે એટલે એકનું પ્રાધાન્ય છતે બીજા બેનું ગૌણપણું એ પ્રમાણે પરસ્પર વિપરીત સ્વભાવવાળા સુખ, દુઃખ તથા મોહરૂપે વર્તે છે, તોપણ દુઃખની જાતિના-ધર્મના અનતિક્રમથકી એટલે દુઃખની જાતિનું ઉલ્લંઘન કરતી નથી તેથી તે ત્રણે દુઃખરૂપ જ છે. ૭૧.

**क्रुद्धनागफणाभोगोपमो भोगोद्भवोऽखिलः ।**
**विलासश्चित्ररूपोऽपि भयहेतुर्विवेकिनाम् ॥ ७२ ॥**

મૂલાર્થ—સમગ્ર ભોગથી ઉત્પન્ન થયેલ સુખનો અનુભવ ક્રોધ પામેલા સર્પની ફણાના વિસ્તારની ઉપમાવાળો છે, વિચિત્ર પ્રકારનો વિલાસ પણ વિવેકી પુરૂષોને ભયનાં કારણરૂપ છે. ૭૨.

ટીકાર્થ—સમગ્ર શબ્દાદિક ભોગથી ઉત્પન્ન થયેલ સુખનો અનુભવ ક્રોધ પામેલા સર્પની ફણાના વિસ્તાર જેવો છે, વિવિધ પ્રકારનો વિલાસ પણ એટલે શૃંગાર, આડંબર, ક્રિડા, વિનોદ વિગેરે રમત ગમતના પ્રકારો પણ વિવેકીને એટલે વસ્તુસ્વરૂપનું વિવેચન કરનારા પુરૂષોને ભયના હેતુ છે એટલે દુર્ગતિ ગમનરૂપ ભયને ઉત્પન્ન કરનાર છે. કેમ કે તે તેનાં કારણ છે. ૭૨.

**इत्थमेकत्वमापन्नं फलतः पुण्यपापयोः ।**
**मन्यते यो न मूढात्मा नान्तस्तस्य भवोदधेः ॥ ७३ ॥**

**મૂલાર્થ**—આ પ્રમાણે પુણ્ય તથા પાપનું ફળથકી એકપણું પ્રાપ્ત થયું. જે મૂર્ખ માણસ એ પ્રમાણે માનતો નથી, તેના ભવસાગરનો અંત થતો નથી. ૭૩.

**ટીકાર્થ**—આ પ્રમાણે એટલે પૂર્વે કહ્યા પ્રમાણે ફળથકી એટલે પોતાને સાધ્ય એવા કાર્યનું સંપાદન કરવાથકી પુણ્ય તથા પાપનું એકપણું—અભેદપણું પ્રાપ્ત થાય છે. જે વસ્તુસ્વભાવને નહીં જાણનારો મૂઢાત્મા એટલે મોહે કરેલા વ્યામોહથી જેના ચિત્તનો વ્યાક્ષેપ થયો છે એવો પુરૂષ તે બન્નેનું એકપણું માનતો નથી એટલે સ્વીકારતો નથી, તે મૂઢને સંસારરૂપી સાગરના અંત એટલે તીરની પ્રાપ્તિ થતી નથી. કારણ કે તે બોધરહિત છે. ૭૩.

પુણ્ય અને પાપનું ફળનાં અભેદે કરીને એકપણું કહ્યું. હવે પુણ્ય. પાપથકી આત્મા ભિન્ન છે, તે કહે છે.—

**दुःखैकरूपयोर्भिन्नस्तेनात्मा पुण्यपापयोः ।**
**शुद्धनिश्चयतः सत्यचिदानन्दमयः सदा ॥ ७४ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને અર્થાત્ એ રીતે દુઃખના જ એક સ્વરૂપવાળા પુણ્ય પાપથી આત્મા જૂદો છે. કારણ કે શુદ્ધ નિશ્ચય નયથી આત્મા સર્વદા સત્ ચિત્ આનંદમય છે. ૭૪.

**ટીકાર્થ**—તેથી એટલે પૂર્વે કહેલા હેતુથી આત્મા જેનો દુઃખરૂપજ એક સ્વભાવ છે એવા પુણ્ય ને પાપથી ભિન્ન છે-જૂદો જ છે. તે આત્મા કેવો છે? તે કહે છે.—શુદ્ધ એટલે ઉત્પાદ અને વ્યયરહિત વસ્તુને ગ્રહણ કરનાર એવા નિશ્ચયથકી એટલે નિશ્ચય સ્વરૂપને અવધારણ કરનાર નયનો પક્ષ આશ્રય કરવાથી સર્વદા સત્ ચિત્ અને આનંદમય છે. અર્થાત્ પરબ્રહ્મ સ્વરૂપ છે. ૭૪.

કહેલા આત્મસ્વરૂપનું જ સ્પષ્ટીકરણ કરે છે.—

**तत्तुरीयदशाव्यंग्यरूपमावरणक्षयात् ।**
**भात्युष्णोद्योतशीलस्य घननाशाद्रवेरिव ॥ ७५ ॥**

**મૂલાર્થ**—જેમ મેઘનો નાશ થવાથી ઉષ્ણ પ્રકાશના સ્વભાવવાળા સૂર્યનું રૂપ દેખાય છે, તેમ આવરણનો ક્ષય થવાથી તુર્ય દશાને વિષે જાણી શકાય તેવું તે આત્માનું રૂપ દેખાય છે. ૭૫.

**ટીકાર્થ**—તે પૂર્વે કહેલું આત્મસ્વરૂપ તુર્ય દશાને વિષે એટલે અનુક્રમે સુષુપ્તિ, જાગૃત અને સ્વપ્ન એ ત્રણ દશાનું ઉલ્લંઘન કરીને કેવળજ્ઞાનના પ્રકાશવાળી ઉજાગર નામની ચોથી દશા કે જે જીવને વિશેષ પ્રકારના બોધથી થયેલી અવસ્થા છે, તેને વિષે જાણી શકવા લાયક ચેતનસ્વભાવ આવરણના ક્ષયથી એટલે જ્ઞાનાવરણ અને દર્શનાવરણ રૂપ કર્મના આચ્છાદનનો વિનાશ થવાથી જાણી શકાય છે. સૂર્યના ઉદ્યોત-પ્રકાશની જેમ સર્વ પદાર્થના સમૂહને પ્રકાશ કરવાના સ્વભાવવાળા આત્માનું સ્વરૂપ ભાસે છે-શોભે છે. કોની જેમ? તે કહે છે-મેઘના સમૂહનો નાશ થવાથી જેમ સૂર્યનું નિર્મળ બિંબ શોભે છે તેમ. ૭૫.

**जायन्ते जाग्रतोऽक्षेभ्यश्चित्राधिसुखवृत्तयः ।**
**सामान्यं तु चिदानन्दरूपं सर्वदशान्वयि ॥ ७६ ॥**

**મૂલાર્થ**—જાગ્રત આત્માને ઇંદ્રિયોથકી અનેક પ્રકારની આધિવાળી સુખની વૃત્તિઓ ઉત્પન્ન થાય છે, અને સામાન્ય તો સર્વ દશામાં સંબંધવાળું ચિદાનંદ રૂપ ભાસે છે. ૭૬.

**ટીકાર્થ**—જાગ્રત એટલે દ્રવ્ય નિદ્રારહિત આત્માને શ્રોત્રાદિક ઇંદ્રિયોથકી અનેક પ્રકારની આધિઓવાળી એટલે માનસિક પીડાવાળી તથા આશાવડે ઉત્પન્ન કરેલ આર્ત્ત સ્વભાવવાળી સુખની વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. અને સામાન્ય તો એટલે સર્વમાં રહેલી કેવળ ચેતના તો સર્વ દશામાં—અવસ્થામાં સંબંધવાળું ચિદાનંદ રૂપ સત્ય જ્ઞાનમય બ્રહ્મસ્વરૂપ તેનાવડે રહેલીજ છે. જીવની સત્તા માત્રનો જ આશ્રય કરીને સર્વ દશાઓને વિષે સરખી રીતે જ રહેલી છે. ૭૬.

તે વાત દૃષ્ટાંતવડે સ્પષ્ટ કરે છે.-

**स्फुलिंगैर्न यथा वह्निर्दीप्यते ताप्यतेऽथवा ।**
**नानुभूतिपराभूती तथैताभिः किलात्मनः ॥ ७७ ॥**

**મૂલાર્થ**—જેમ અગ્નિ તણખાવડે પ્રદીપ્ત થતો નથી, અથવા તાપ પમાડતો નથી, તેમ આ સુખની વૃત્તિઓવડે આત્માનો અનુભવ અથવા પરાભવ થતો નથી. ૭૭.

**ટીકાર્થ**—જેમ સ્ફુલિંગવડે એટલે અગ્નિના કણીઆવડે અગ્નિ પ્રજ્વળિત થતો નથી, તેમજ ઘૃતાદિકને તાપ પમાડતો નથી-ગરમ કરતો નથી, તેજ પ્રકારે આ પૂર્વે કહેલી આધિવાળી સુખની વૃત્તિઓવડે જીવને સુખાનુભવ અથવા પરાભવ થતો નથી. કારણ કે તે સામાન્ય છે. અને આત્મા તો ચૈતન્ય જાતિએ કરીને અવસ્થિત રહેલો છે. ૭૭.

**साक्षिणः सुखरूपस्य सुषुप्तौ निरहंकृतम् ।**
**यथा भानं तथा शुद्धविवेके तदतिस्फुटम् ॥ ७८ ॥**

**મૂલાર્થ**—સુષુપ્તિ અવસ્થામાં સુખરૂપ અને સાક્ષી એવા આત્માનું જેમ અહંકારરહિત ભાન-જ્ઞાન થાય છે, તેમ શુદ્ધ વિવેકને વિષે તે ભાન અતિ સ્ફુટ થાય છે. ૭૮.

**ટીકાર્થ**—સુષુપ્તિ એટલે અવિરતિ દશા અથવા સુખનિદ્રાની અવસ્થા, તે સુષુપ્તિમાં સુખરૂપ એટલે ભોગાદિક આનંદવાળા અને સાક્ષી એટલે જ્ઞાતા અર્થાત્ માત્ર જ્ઞાનરૂપ ક્રિયાવાળા જીવનું જેમ અહંકાર રહિત એટલે 'હું સુખી છું' એવા જ્ઞાનરહિત ભાન-જ્ઞાન થાય છે-જેમ નિદ્રાને આધીન થઇને સુતેલા માણસને 'હું છું' એવા અહંકારે કરીને રહિત જ્ઞાન થાય છે, તે જ પ્રમાણે શુદ્ધ વિવેકને વિષે એટલે નિર્મળ વિચારવાળા જીવને વિષે તે અહંકાર રહિત સુખનું ભાન અતિ સ્પષ્ટ-નિર્મળ થાય છે. એટલે 'હું પુદ્ગળાનંદી-પુદ્ગળમાં આનંદ માનવાવાળો નથી' એવું ભાન થાય છે. ૭૮.

**तच्चिदानन्दभावस्य भोक्तात्मा शुद्धनिश्चयात् ।**
**अशुद्धनिश्चयात्कर्मकृतयोः सुखदुःखयोः ॥ ७९ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને શુદ્ધ નિશ્ચય નયના મતથી આત્મા ચિદાનંદ સ્વભાવનો ભોક્તા છે; અને અશુદ્ધ નિશ્ચય નયના મતથી કર્મે કરેલા સુખ દુઃખનો ભોક્તા છે. ૭૯.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વે કહેલા હેતુએ કરીને શુદ્ધ નિશ્ચય નયનો આશ્રય કરવાથી આત્મા ચિદાનંદ સ્વભાવનો એટલે પૂર્ણ બ્રહ્મ-સ્વરૂપ જ્ઞાન વિલાસનો ભોક્તા છે. અને અશુદ્ધ નિશ્ચય નયથી એટલે વિકારવાળા આત્માના વાદી નિશ્ચય નયના પક્ષનો આશ્રય કરવાથી કર્મે કરેલા સુખ દુઃખરૂપ પુદ્ગળના ધર્મનો ભોક્તા છે. ૭૯.

**कर्मणोऽपि च भोगस्य स्रगादेर्व्यवहारतः ।**
**नैगमादि व्यवस्थापि भावनीयाऽनया दिशा ॥ ८० ॥**

**મૂલાર્થ**—જીવ કર્મનો પણ ભોક્તા છે. તથા વ્યવહાર નયથી માળા વિગેરે ભોગનો પણ ભોક્તા છે. આ જ દિશાવડે નૈગમાદિક નયની પણ વ્યવસ્થા જાણી લેવી. ૮૦

**ટીકાર્થ**—જીવ સાતવેદની, અસાતવેદની વિગેરે કર્મનો પણ અશુદ્ધ નિશ્ચય નયથી ભોક્તા છે. તથા વ્યવહાર નયના મતનું અવલંબન

કરવાથી પુષ્પની માળા, વસ્ત્ર, આભરણુ, સ્ત્રી વિગેરે ભોગોનો પણ ભોક્તા છે. નૈગમ એટલે અનેક વિકલ્પને અવલંબન કરનારો નય, તથા આદિ શબ્દ છે તેથી સંગ્રહ, વ્યવહાર વિગેરે નયોની વ્યવસ્થા-મર્યાદા પણ આ દિશાવડે જ એટલે હમણાં કહેવામાં આવશે એવા વિશેષને ગ્રહણ કરનાર નયના મતાદિકની રચનાવડે જાણવી. એટલે વિચાર પૂર્વક પંડિતોએ તેની યોજના કરવી. ૮૦.

તે જ કહે છે.—

**कर्तापि शुद्धभावानामात्मा शुद्धनयाद्विभुः ।**
**प्रतीत्य वृत्तिं यच्छुद्धक्षणानामेष मन्यते ॥ ८१ ॥**

**મૂલાર્થ**—શુદ્ધ નયથી વિભુ એવો આત્મા શુદ્ધ ભાવોનો કર્તા પણ થાય છે. કારણ કે આ શુદ્ધ નય શુદ્ધ ક્ષણોની વૃત્તિનો આશ્રય કરીને જીવને કર્તા તરીકે માને છે. ૮૧.

**ટીકાર્થ**—શુદ્ધ નયથી એટલે નિર્મળ પરિણામવાળા પર્યાયોને ગ્રહણ કરનાર શબ્દાદિક નય એટલે વસ્તુસ્વરૂપને કહેવાના પ્રકારનો આશ્રય કરવાથી વિભુ-સમર્થ અર્થાત્ પોતાના ઉપાદાન કારણે કરીને સહિત એવો આત્મા શુદ્ધ ભાવોનો એટલે પોતાના જ્ઞાનાદિક ગુણોનો કર્તા પણ થાય છે. અહીં अपि શબ્દનો અર્થ નિશ્ચયરૂપ છે, તેથી કરીને પોતાના ગુણોના કર્તાપણાની અપેક્ષાએ કરીને જ શુદ્ધ નિશ્ચય નયથી કર્તા થાય છે. પણ પુદ્ગળ ધર્મનો કર્તાપણાની અપેક્ષાએ કર્તા થતો નથી. એવો અર્થ થાય છે, શાથી આ પ્રમાણે કર્તા કહેવાય છે? તેપર કહે છે.-આ શુદ્ધ નિશ્ચય નય શુદ્ધ ક્ષણોની એટલે પોતાના સ્વભાવને આશ્રય કરનારા કાળના વિભાગો-સમયોની વૃત્તિનો એટલે આત્માની પ્રવૃત્તિનો આશ્રય કરીને કર્તાપણું માને છે. એટલે કે જે સમયે આત્મા શુભ વીર્યની વૃત્તિવાળો હોય તે સમયે તે શુદ્ધ ભાવોનો કર્તા હોય છે, એમ તે માને છે-સ્વીકારે છે. ૮૧.

**अनुपप्लवसाम्राज्ये विसभागपरिक्षये ।**
**आत्मा शुद्धस्वभावानां जननाय प्रवर्तते ॥ ८२ ॥**

**મૂલાર્થ**—અનુપદ્રવનું સામ્રાજ્ય થયે છતે તથા વિસ ભાગનો નાશ થયે છતે આત્મા શુદ્ધ સ્વભાવને ઉત્પન્ન કરવા પ્રવર્તે છે. ૮૨.

**ટીકાર્થ**—અનુપપ્લવ એટલે ઉપદ્રવ રહિત અર્થાત્ રાગાદિકના વ્યાઘાત રહિત-અનુપદ્રવનું સામ્રાજ્ય છતે એટલે સકળ સામગ્રી છતે

તથા વિસભાગનો એટલે વિસદૃશ-આત્માને પ્રતિકૂલ જે ભાગો-કામવિકાર વિગેરે વિભાવના પ્રકારો તેનો વિશેષ પ્રકારે નાશ થયે છતે આત્મા-જીવ શુદ્ધ સ્વભાવોને-પોતાના નિર્મળ જ્ઞાનાદિક સ્વરૂપને ઉત્પન્ન કરવા પ્રવર્તે છે—વ્યાપારવાન્ થાય છે, પણ ગુણની હાનિને માટે પ્રવર્તમાન થતો નથી એમ આ નય માને છે. ૮૨.

હવે પછીના બે શ્લોકો વર્ત્તમાન સમયના ભાવનું પ્રરૂપણ કરવામાં તત્પર છે એમ જાણવું. તે બે શ્લોકો કહે છે.

**चित्तमेव हि संसारो रागादिक्लेशवासितम् ।**
**तदेव तैर्विनिर्मुक्तं भवान्त इति कथ्यते ॥ ८३ ॥**

**મૂલાર્થ**—રાગાદિક કલેશવડે વાસિત એવું ચિત્તજ સંસાર છે. અને તે રાગાદિક કલેશવડે મુક્ત થયેલું તે ચિત્ત જ ભવાન્ત કહેવાય છે. ૮૩.

**ટીકાર્થ**—નિશ્ચે રાગ એટલે જીવને કોઇક સ્થળે અભિષ્વંગના (આસક્તિના) પરિણામને ઉત્પન્ન કરનાર વિશેષ પ્રકારનું મોહનીય કર્મ, તે રાગદ્વેષાદિક કલેશવડે વાસિત-ભાવિત થયેલું ચિત્ત એટલે જ્ઞાન અથવા અંતઃકરણ તેજ સંસાર છે. અહીં एव શબ્દનો અર્થ નિશ્ચય છે તેથી કરીને તે ચિત્તરૂપજ અથવા તે ચિત્તજ સંસાર છે. અને તે ચિત્તજ તે કલેશોવડે મુક્ત થવાથી એટલે સર્વ અંશે રહિત થવાથી ભવાંત એટલે મોક્ષ એમ પણ કહેવાય છે. ૮૩.

**यश्च चित्तक्षणः क्लिष्टो नासावात्मा विरोधतः ।**
**अनन्यविकृतं रूपमित्यन्वर्थं ह्यदः पदम् ॥ ८४ ॥**

**મૂલાર્થ**—જે ચિત્તનો સમય કિલષ્ટ છે, તે વિરોધને લીધે આત્મા નથી. કારણ કે તે આત્માનું રૂપ નિર્વિકાર છે, તેથી આ પદ સાર્થક છે. ૮૪.

**ટીકાર્થ**—જે કિલષ્ટ એટલે રાગાદિક દોષથી મલીન એવો ચિત્તનો ક્ષણ એટલે અજ્ઞાનની ઉત્પત્તિનો સમય તે એટલે કિલષ્ટ ચિત્તનો ક્ષણ આત્મા-જીવ નથી. કારણ કે આત્માના સ્વરૂપમાં તેથી વિરોધ આવે છે. જેમાં બીજા કોઇએ વિકાર કર્યો નથી-કોઈ પ્રકારનો વિકાર ઉત્પન્ન થયો નથી એવું આત્માનું રૂપ એટલે આત્માની સુંદરતા અથવા સ્વભાવ, તેજ સ્પષ્ટ રીતે જણાતું આત્મસ્વરૂપ છે. તેથી કિલષ્ટ ચિત્તને આત્મા કહેવાથી તેમાં વિરોધ આવે છે. આ પ્રમાણે તે આત્મપદ સાર્થક છે. ૮૪.

આ પ્રમાણે સાંભળીને શબ્દનયો કહે છે.—

**श्रुतवानुपयोगश्चेत्येतन्मिथ्या यथा वचः ।**
**तथात्मा शुद्धरूपश्चेत्येवं शब्दनया जगुः ॥ ८५ ॥**

**મૂલાર્થ**—જેમ ઉપયોગ શ્રુતવાન્ જ હોય છે એ વચન મિથ્યા છે, તેમ આત્મા શુદ્ધરૂપ જ હોય છે એ વચન પણ મિથ્યા છે. એમ શબ્દનયો કહે છે. ૮૫.

**ટીકાર્થ**—જેમ ઉપયોગ એટલે સામાન્ય તથા વિશેષ જ્ઞાનનો વ્યાપાર તે શ્રુતવાન્ એટલે શબ્દના ઉલ્લેખવાળો જ છે એમ કોઈ કહે તો તે વચન-વાક્ય મિથ્યા છે. કારણ કે સર્વ ઉપયોગ શ્રુતવાન્ હોતો નથી. પણ શ્રુતોપયોગ જ શ્રુતવાન્ હોય છે. માટે તે વચન મિથ્યા છે. તે જ પ્રકારે આત્મા એટલે સર્વ જીવ શુદ્ધ છે એટલે કર્મમળ રહિત છે, એ વચન પણ મિથ્યા છે. કેમકે સર્વ જીવ સર્વદા શુદ્ધ હોતા નથી. એ પ્રકારે શબ્દનયો કહે છે. શબ્દ એટલે અર્થને કહેનારા ધ્વનિવડે બોધ થવા લાયક ભાવ જેમાં પ્રધાન છે એવા શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત નામના નયો જીવસમૂહને વિષે ભેદ માનનારા હોવાથી કહે છે. માટે સર્વ જીવને શુદ્ધ કહેવા એ આ નયોના મતમાં મિથ્યા છે, તેમજ સર્વ જીવને અશુદ્ધ કહેવા તે પણ મિથ્યા છે. ૮૫.

પોતાના અભિપ્રાયને જ સ્પષ્ટ કરે છે.—

**शुद्धपर्यायरूपस्तदात्मा शुद्धः स्वभावकृत् ।**
**प्रथमाप्रथमत्वादिभेदोऽप्येवं हि तात्त्विकः ॥ ८६ ॥**

**મૂલાર્થ**—જ્યારે આત્મા શુદ્ધ પર્યાયરૂપ છતો પોતાના સ્વભાવને પ્રકટ કરનાર થાય છે, ત્યારે આત્મા શુદ્ધ છે. એ પ્રમાણે પ્રધાનપણું અને અપ્રધાનપણું વિગેરે ભેદ પણ પારમાર્થિક (વાસ્તવિક) થાય છે. ૮૬.

**ટીકાર્થ**—આત્મા એટલે જીવ તે સમયે શુદ્ધ એટલે કર્મરહિત થાય છે કે જે સમયે પવિત્ર પર્યાયરૂપ એટલે જ્ઞાનાદિક વિશેષ પ્રકારના ધર્મરૂપ છતો પોતાના ભાવને કરનારો એટલે પોતાના સ્વરૂપને પ્રકટ કરવામાં પ્રવૃત્તિવાળો થાય છે. આ પ્રમાણે પ્રથમપણું એટલે પ્રધાનપણું અને અપ્રથમપણું એટલે અપ્રધાનપણું-ગૌણપણું વિગેરે એટલે પરમાત્મા અને અપરમાત્માપણું વિગેરે ભેદ પણ પ્રધાન અને ગૌણના આશ્રિત હોવાથી વાસ્તવિક થાય છે. ૮૬.

એથી ઉલટું માનવામાં દોષ કહે છે.—

**ये तु दिक्पटदेशीयाः शुद्धद्रव्यतयात्मनः ।**
**शुद्धस्वभावकर्तृत्वं जगुस्तेऽपूर्वबुद्धयः ॥ ८७ ॥**

મૂલાર્થ—દિગંબર જેવા જેઓ શુદ્ધ દ્રવ્યપણાએ કરીને આત્માને શુદ્ધ સ્વભાવનું કર્ત્તાપણું કહે છે, તેઓ અપૂર્વબુદ્ધિવાળા જાણવા. ૮૭.

ટીકાર્થ—જે કોઇ જૈન સિદ્ધાંતના અભ્યાસી છતાં પણ દિશારૂપી વસ્ત્રવાળા એટલે દિગંબરના જેવા શુદ્ધ દ્રવ્યપણાએ કરીને એટલે કેવળ શુદ્ધ દ્રવ્યાસ્તિક નયની અપેક્ષાએ કરીને આત્માને શુદ્ધ સ્વભાવનું કર્તાપણું એટલે પોતાના સ્વરૂપને ઉત્પન્ન કરવાપણું કહે છે; એટલે સંગ્રહ નયના મતવડે આત્મા શુદ્ધ સ્વભાવનો કર્ત્તા છે એમ કહે છે, તેઓ જેની પૂર્વે અ (નહીં) છે એવી બુદ્ધિવાળા એટલે અબુદ્ધિવાળા અર્થાત્ મૂર્ખશિરોમણિ છે એમ જાણવું. કારણ કે સંગ્રહ નયજ શુદ્ધ દ્રવ્યાસ્તિક છે. તે (નય) તો સર્વ પદાર્થને ઉત્પત્તિ વિનાશરહિત અને એક સ્થિરરૂપ જ માને છે. તેના મતમાં તો આત્મા પોતાના સ્વભાવનો કર્ત્તા પણ શી રીતે થાય? કોઇ પણ પ્રકારે ન જ થાય. ૮૭.

શાથી કરીને કર્ત્તા ન થાય? તે શંકાની નિવૃત્તિ માટે કહે છે.—

**द्रव्यास्तिकस्य प्रकृतिः शुद्धा संग्रहगोचरा ।**
**येनोक्ता संमतौ श्रीमत्सिद्धसेनदिवाकरैः ॥ ८८ ॥**

મૂલાર્થ—જેથી કરીને સંમતિતર્કને વિષે શ્રીમાન્ સિદ્ધસેનદિવાકર મહારાજે દ્રવ્યાસ્તિકની શુદ્ધ પ્રકૃતિ સંગ્રહના વિષયવાળી કહી છે. ૮૮.

ટીકાર્થ—જેથી કરીને એટલે કહેવાશે એવા કારણે કરીને સંમતિતર્ક નામના શાસ્ત્રને વિષે શ્રીમાન્ એટલે જ્ઞાન, વૈરાગ્ય વિગેરે રૂપ લક્ષ્મીવાળા, સિદ્ધિમાર્ગની સેનાને વિષે એટલે મોક્ષને સાધન કરનારા, મુનિસમૂહને વિષે માર્ગનો પ્રકાશ કરવાના ગુણવડે કરીને દિવાકર સમાન એટલે સૂર્ય સમાન અર્થાત્ શ્રીમાન્ સિદ્ધસેનદિવાકરે જે નયને દ્રવ્ય જ-વસ્તુ જ સત્ય છે એવા દ્રવ્યાસ્તિક નયની શુદ્ધ એટલે કેવળ દ્રવ્યમાત્રને જ ગ્રહણ કરનારી પ્રકૃતિ એટલે બોધ કરવાની શક્તિ સંગ્રહના વિષયવાળી કહી છે એટલે સર્વ વસ્તુની શક્તિઓને દ્રવ્ય માત્રમાં ગ્રહણ કરે-સ્થાપન કરે, તે સંગ્રહ નય કહેવાય છે. તે સંગ્રહ નય દ્રવ્યાર્થિક શુદ્ધ પ્રકૃતિનું સ્થાન-વિષયરૂપ છે એમ કહ્યું છે. તેથી કરીને શુદ્ધ દ્રવ્યાસ્તિક નય પર્યાયના વિષયવાળો નથી. માટે આત્માને પોતાના સ્વરૂપનું કર્ત્તાપણું પણ તેના મતે યુક્ત નથી. ૮૮.

અકર્તાપણાને જ સ્પષ્ટ કરે છે.—

**तन्मते च न कर्तृत्वं भावानां सर्वदान्वयात् ।**
**कूटस्थः केवलं तिष्ठत्यात्मा साक्षित्वमाश्रितः ॥ ८९ ॥**

**મૂલાર્થ**—તે નયના મતમાં પદાર્થોનો સર્વદા અન્વય (સંબંધ) હોવાથી આત્માનું કર્તાપણું નથી. પરંતુ સાક્ષિપણાને આશ્રય કરનારો કેવળ કૂટસ્થ આત્મા રહેલો છે. ૮૯.

**ટીકાર્થ**—તેના મતમાં એટલે સંગ્રહ નયે પ્રમાણ કરેલા પક્ષમાં જીવાદિક પદાર્થોનો સર્વદા અન્વય હોવાથી એટલે સર્વ કાળે સર્વ સ્વધર્મે કરીને યુક્ત હોવાથી અને સાથે જ વર્તનાર હોવાથી કર્તાપણું એટલે ઉત્પન્ન નહીં થયેલાને ઉત્પન્ન કરવાપણું નથી. પરંતુ આત્મા ઉત્પત્તિ અને નાશના વિષયમાં કેવળ એટલે અસાધારણ શુદ્ધ વૃત્તિએ કરીને સાક્ષિપણાને—જાણવાપણાને આશ્રય કરનાર અને કૂટસ્થ એટલે ઘણા ગુણ પર્યાયવાળો, અનુત્પન્ન, અવિનશ્વર અને એક સ્થિર સ્વભાવવાળો જ સદા રહેલો છે. ૮૯.

**कर्तुं व्याप्रियते नायमुदासीन इव स्थितः ।**
**आकाशमिव पंकेन लिप्यते न च कर्मणा ॥ ९० ॥**

**મૂલાર્થ**—ઉદાસીનની જેમ રહેલો આ આત્મા કાંઇ પણ કરવા માટે વ્યાપાર કરતો નથી. અને કાદવવડે આકાશની જેમ કર્મવડે તે લેપાતો નથી. ૯૦.

**ટીકાર્થ**—આ આત્મા ઉદાસીનની જેમ એટલે મધ્યસ્થની જેમ રહ્યો છતો કરવાનો એટલે નહીં ઉત્પન્ન થયેલાને ઉત્પન્ન કરવાનો વ્યાપાર કરતો નથી-પ્રવર્તતો નથી. તથા કાદવવડે કરીને આકાશની જેમ કર્મબંધવડે કરીને તે લેપાતો નથી-સ્પર્શ કરાતો નથી. આ સંગ્રહ નયના મતથી જાણવું. ૯૦.

ફરીથી સ્પષ્ટ કરે છે.—

**स्वरूपं तु न कर्तव्यं ज्ञातव्यं केवलं स्वतः ।**
**दीपेन दीप्यते ज्योतिर्न त्वपूर्वं विधीयते ॥ ९१ ॥**

**મૂલાર્થ**—આત્માને પોતાનું રૂપ કરવા લાયક નથી. પણ પોતાની જાતે કેવળ જાણવા લાયક છે. જેમકે જ્યોતિ (પ્રકાશ) દીવાવડે પ્રદીપ્ત થાય છે, પણ તેથી કાંઈ અપૂર્વ જ્યોતિ પ્રગટ કરાતી નથી. ૯૧.

**ટીકાર્થ**—આત્માને પોતાનું રૂપ એટલે પોતાનો સ્વભાવ વિદ્યમાન

હોવાથી તે કરવા લાયક એટલે ઉત્પન્ન કરવા લાયક નથી. કેમકે તે પોતાનું જ સ્વરૂપ છે. પરંતુ કેવળ પોતાની જાતે જાણવા લાયક છે. તેપર દૃષ્ટાંત આપે છે કે—જ્યોતિ એટલે અગ્નિ દીવાવડે પ્રદીપ્ત થાય છે. પણ અપૂર્વ એટલે નવી જ્યોતિ કરાતી નથી. તે જ પ્રમાણે પોતાનું સ્વરૂપ પણ જણાય છે, પરંતુ ઉત્પન્ન કરાતું નથી. કારણકે સાંખ્યની જેમ તે પોતે કારણ વિના જ સિદ્ધ થયેલ છે. ૯૧.

તેથી ઉલટાપણામાં દોષ કહે છે.—

**अन्यथा प्रागनात्मा स्यात्स्वरूपाननुवृत्तितः ।**
**न च हेतुसहस्रेणाप्यात्मता स्यादनात्मनः ॥ ९२ ॥**

**મૂલાર્થ**—અન્યથા આત્મા પોતાના રૂપની ઉત્પત્તિ પહેલાં સ્વરૂપના અસંબંધને લીધે અનાત્મા ( જડ ) થશે. અને તે અનાત્માનું આત્માપણું હજારો હેતુથી પણ પ્રાપ્ત થશે નહીં. ૯૨.

**ટીકાર્થ**—અન્યથા એટલે જો તેનું સ્વરૂપ પણ કરેલું હોય તો પ્રથમ એટલે સ્વરૂપના નિર્માણની પહેલાં જીવ અનાત્મા–અચેતન ( જડ ) થશે. કેમકે પોતાના રૂપની–સ્વભાવની અનુવૃત્તિ નહીં હોવાથી એટલે સંબંધ નહીં હોવાથી–અસ્વરૂપપણું હોવાથી અવસ્તુરૂપ થશે. અને પછી હજારો હેતુથી પણ અજીવનું જીવપણું થશે નહીં. અર્થાત્ આ જગતમાં જીવરાશિને છોડીને બીજા સર્વે પદાર્થો અચેતન સ્વભાવવાળા છે. તેઓ ચૈતન્ય ઉત્પન્ન કરવા અસમર્થ છે, કારણકે તેમનો તેવો સ્વભાવ નહીં હોવાથી આત્મપણાની ઉત્પત્તિ થવી અશકય છે. ૯૨.

**नये तेनेह नो कर्ता किं त्वात्मा शुद्धभावभृत् ।**
**उपचारात्तु लोकेषु तत्कर्तृत्वमपीष्यताम् ॥ ९३ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને આ નયને વિષે આત્મા કર્ત્તા નથી. પણ શુદ્ધ ભાવને ધારણ કરનાર છે. પરંતુ લોકને વિષે ઉપચારથી તેનું ( આત્માનું ) કર્ત્તાપણું પણ ભલે ઇચ્છો. ૯૩.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વે કહેલા હેતુસમૂહે કરીને આ સંગ્રહ નામના નયને વિષે–વાણીના માર્ગને વિષે આત્મા કર્ત્તારૂપ નથી એટલે શુદ્ધ સ્વરૂપને ઉત્પન્ન કરનાર નથી. પણ બીજું સાંભળ– શુદ્ધ ભાવને ધારણ કરનાર એટલે આ નયને મતે શુદ્ધ સ્વભાવવાળો જ આત્મા છે. અને ઉપચારથી તો એટલે આ નયના શકય અર્થનો ત્યાગ કરીને વ્યવહારના લક્ષણવાળા નયથી તો લોકને વિષે

એટલે બીજા નયના મતનેવિષે તે આત્માનું કર્ત્તાપણું એટલે નવા ગુણનું કરવાપણું ભલે ઇચ્છો–કહો. તેમાં અમને કાંઇપણ હાની નથી. ૯૩.

હવે પર્યાયાસ્તિક નય બોલે છે.—

**उत्पत्तिमात्मधर्माणां विशेषग्राहिणो जगुः ।**
**अव्यक्तिरावृतेस्तेषां नाभावादिति का प्रमा ॥ ९४ ॥**

**મૂલાર્થ**—વિશેષગ્રાહી નયો આત્માના ધર્મોની ઉત્પત્તિ કહે છે, તેમને આવરણથી અવ્યક્તિ છે, આત્મધર્મના અભાવથી અવ્યક્તિ નથી. તેમાં શું પ્રમાણ? ૯૪.

**ટીકાર્થ**—વિશેષને ગ્રહણ કરનાર એટલે વસ્તુના ધ્રૌવ્યરૂપ સમસ્વભાવનો ત્યાગ કરીને ઉત્પત્તિ અને વિનાશરૂપ વિષમ ધર્મને ગ્રહણ કરનાર–કહેનાર અશુદ્ધ, નૈગમ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત નામના વિશેષગ્રાહી નયો આત્માના ધર્મોની એટલે ચેતનના વિશિષ્ટ દર્શન જ્ઞાન વિગેરે ભાવોની ઉત્પત્તિને કહે છે. તે કહે છે કે–જીવધર્મોના આવરણથી તેની–આત્મધર્મોની અવ્યક્તિ–તિરોભાવ છે, અને અભાવથી એટલે આત્માને વિષે તેના અવિદ્યમાનપણાથી નથી એટલે આત્મધર્મના અભાવને લીધે અવ્યક્તિ નથી. એમાં શું પ્રમાણ? એટલે આ ઠેકાણે યથાર્થ જ્ઞાનનો કયો વિચાર છે? કોઈ પણ નથી, તેથી અભાવને લીધે જ તે છે. ભાવાર્થ એ છે કે–અનભિવ્યક્ત ( અપ્રગટ )નું અરૂપપણું છે. વિશેષગ્રાહી નયો કેવળ પર્યાયનું જ વસ્તુપણું માનતા હોવાથી નહીં ઉત્પન્ન થયેલા ઘટની જેમ અભાવને લીધેજ વ્યક્તિનો અભાવ છે એમ સિદ્ધ કરે છે–માને છે. ૯૪.

કહેલા અર્થને જ સિદ્ધ કરે છે.—

**सत्त्वं च परसंताने नोपयुक्तं कथञ्चन ।**
**संतानिनामनित्यत्वात् संतानोऽपि च न ध्रुवः ॥ ९५ ॥**

**મૂલાર્થ**—પર સંતાનને વિષે સત્ત્વ કોઈ પણ પ્રકારે યુક્ત નથી. અને સંતાનીનું અનિત્યપણું હોવાથી સંતાન પણ ધ્રુવ ( નિત્ય ) નથી. ૯૫.

**ટીકાર્થ**—પર સંતાનને વિષે એટલે પોતાપણાથી વ્યતિરિક્ત પુદ્ગલ અને દેવદત્ત વિગેરેના જ્ઞાનાદિકના સંતાનને વિષે એટલે વિવિધ કાળમાં થયેલા કારણે કરીને રહિત માત્ર કાર્યમાં જ વર્તવાપણાને વિષે અર્થાત્ ઉત્પત્તિ અને વિનાશવડે કરીને ગુણના પર્યાયોની પરંપરાને વિષે સત્ત્વ

એટલે દ્રવ્ય કોઈ પણ પ્રકારે યુક્ત (યોગ્ય) નથી. અથવા વિભાગ રહિતપણાએ કરીને સંબંધવાળું નથી. જેમ તંતુની પરંપરાને વિષે માટીરૂપ દ્રવ્યનો સંબંધ નથી તેમ તથા સંતાનીનું એટલે જીવાદિક દ્રવ્યનું અનિત્યપણું હોવાથી એટલે નિરંતર એકાકારપણે રહેલું ન હોવાથી સંતાન પણ એટલે કાર્યમાં વર્તતો ધર્મ પણ ધ્રુવ-નિત્ય હોતો નથી. તેથી એ સિદ્ધ થયું કે-દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકીપણે જે ઉત્પત્તિ થઈ તે આત્માજ ઉત્પન્ન થયો, કેમકે ધર્મ અને ધર્મીનો અભેદ સંબંધ છે. તેથી સંતાનના અનિત્યપણાને લીધે સંતાની પણ અનિત્ય સિદ્ધ થયો. ૯૫.

કેવળ આત્મા જ ઉત્પત્તિવાળો છે એમ નથી. પરંતુ આકાશાદિક પણ ઉત્પત્તિવાળા છે, તે વાત કહે છે—

**व्योमाप्युत्पत्तिमत्तत्तदवगाहात्मना ततः ।**
**नित्यता नात्मधर्माणां तद्दृष्टान्तबलादपि ॥ ९६ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને આકાશ પણ તેની તેની અવગાહનાના સ્વરૂપે કરીને ઉત્પત્તિમાન છે. આ દૃષ્ટાંતના સામર્થ્યથી પણ આત્મધર્મોની નિત્યતા નથી. ૯૬.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે ધર્મ અને ધર્મીનો અભેદ સંબંધ છે માટે તે તે કાળક્રમે આવેલા જીવ અને પુદ્ગળોએ અવગાહના કરાતા એટલે તે જીવાદિકને અંદર પ્રવેશ કરવામાં આધારરૂપ જેતું (જે ઉત્પત્તિનું) સ્વરૂપ છે, તે અવગાહનારૂપે કરીને આકાશ પણ ઉત્પત્તિવાળું છે. તે આકાશની ઉત્પત્તિરૂપ દૃષ્ટાંતના સામર્થ્યથી જીવના ધર્મોની પણ નિત્યતા-નહીં ઉત્પન્ન થવાપણું નથી. અર્થાત્ આકાશની ઉત્પત્તિના સામર્થ્યથી આત્માની પણ ઉત્પત્તિ જાણવી. ૯૬.

હવે ઋજુસૂત્ર નયનો મત બતાવે છે.—

**ऋजुसूत्रनयस्तत्र कर्तृतां तस्य मन्यते ।**
**स्वयं परिणमत्यात्मा यं यं भावं यदा यदा ॥ ९७ ॥**

**મૂલાર્થ**—આત્મા પોતે જ્યારે જ્યારે એટલે જે જે ભાવને પરિણમે છે, ત્યાં ત્યાં ઋજુસૂત્ર નય આત્માને તે તે ભાવનો કર્તા માને છે. ૯૭.

**ટીકાર્થ**—આત્મા એટલે જીવ જ્યારે જ્યારે એટલે જે જે સમયે જે જે નવા નવા ભાવને-સન્મતિ વિગેરેને પોતે જ એટલે પરની પ્રેરણાવિના જ પરિણમે છે એટલે તે તે સ્વભાવપણે ઉત્પન્ન કરે છે, તે જ સમયનેવિષે ઋજુસૂત્ર નય એટલે ઋજુ-સરળ ભૂત, ભવિષ્યની

વક્રતાનો ત્યાગ કરીને વર્તમાન વસ્તુને જ સત્તારૂપે કહેનાર નય-વાણીનો વિલાસ તે જીવને તે ભાવનેવિષે કર્ત્તાપણું એટલે અપૂર્વ વસ્તુને કરવાપણું માને છે-સ્વીકારે છે અર્થાત્ તે ભાવો ઉત્પત્તિમાન થાય છે. ૯૭.

આ નય પરભાવનું કર્તાપણું માનતો નથી, તે કહે છે.—

**कर्तृत्वं परभावानामसौ नाभ्युपगच्छति ।**
**क्रियाद्वयं हि नैकस्य द्रव्यस्याभिमतं जिनैः ॥ ९८ ॥**

**મૂલાર્થ**—આ નય પરભાવોનું કર્તાપણું અંગીકાર કરતો નથી, કારણ કે એક દ્રવ્યની બે ક્રિયા જિનેશ્વરોએ માનેલી નથી. ૯૮.

**ટીકાર્થ**—આ ઋજુસૂત્રનય પરભાવોનું એટલે આત્મ વ્યતિરિક્ત પૌદ્ગલિક વસ્તુથી ઉત્પન્ન થયેલા પર્યાયોનું કર્તાપણું સ્વીકારતો નથી. એટલે સર્વ કોઈ કર્તા પોતાના ભાવને જ કરે છે, અન્ય ભાવ કરવામાં તો કોઈ એક પરમાણુ વિગેરે જ સકળ જગતના કાર્યોનો કર્તા હોય છે. તે જ કહે છે.-કારણ કે એક દ્રવ્યની એટલે જીવાદિકરૂપે કરીને એક જ ગુણ પર્યાયને ભજનાર વસ્તુની બે ક્રિયા-બે વ્યાપાર એટલે જીવ ક્રિયા અને અજીવ ક્રિયા એમ બે ક્રિયા તીર્થંકરોએ કહી નથી. જો બે ક્રિયા થતી હોય તો જીવ અને અજીવ એ બન્નેનો અભેદ થઈ જાય. એટલે કે જીવ અજીવની ક્રિયાનો કરનાર થાય, અને અજીવ પણ જીવની ક્રિયાનો કરનાર થાય અને આમ થાય તો જીવ અજીવરૂપ થઈ જાય અને અજીવ જીવપણાને પામી જાય. ૯૮.

કહેલા અર્થને જ સ્પષ્ટ કરે છે.—

**भूतिर्या हि क्रिया सैव स्यादेकद्रव्यसंततौ ।**
**न साजात्यं विना च स्यात्परद्रव्यगुणेषु सा ॥ ९९ ॥**

**મૂલાર્થ**—એક દ્રવ્યની સંતતિને વિષે જે હોવાપણું તે જ ક્રિયા હોય છે. તે ક્રિયા પરદ્રવ્યના ગુણોનેવિષે સમાન જાતિપણા વિના થતી નથી. ૯૯.

**ટીકાર્થ**—કારણ કે એક દ્રવ્યની સંતતિને વિષે એટલે જીવાદિક એક પદાર્થની કાળક્રમે સંલગ્ન થયેલી ઉત્પાદ અને વિનાશરૂપ ગુણના પર્યાયોની શ્રેણીને વિષે જે કોઈ પણ વર્તમાન કાળના પર્યાયપણે હોવાપણું તે જ એટલે બીજા પર્યાયે કરીને ઉત્પન્ન થવું તે જ ક્રિયા છે એટલે પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ વ્યાપાર છે. બીજું કાંઈ નથી. અને તે પૂર્વે કહેલી ક્રિયા પરદ્રવ્યના ગુણોનેવિષે એટલે પોતાથી વ્યતિરિક્ત એવા

દ્રવ્યોના-પદાર્થોના પર્યાયોને વિષે સમાન જાતિપણા વિના હોતી નથી. એટલે સરખા ધર્મને વર્જિને-પરધર્મોનું સ્વધર્મને વિષે અને સ્વધર્મોનું પરધર્મને વિષે સમાન જાતિપણું હોતું નથી. માટે તેના આશ્રયવાળી ક્રિયા નહીં થાય. ૯૯.

જો પરભાવોને વિષે આત્માનું અકર્તાપણું કહેશો, તો દાનાદિક ધર્મને વિષે શી ગતિ થશે? એવી શંકા કરે છે.—

**नन्वेवमन्यभावानां न चेत्कर्ताऽपरो जनः ।**
**तदा हिंसादयादानहरणाद्यव्यवस्थितिः ॥ १०० ॥**

**મૂલાર્થ**—જો કદાચ અન્ય ભાવોનો કર્તા બીજો કોઈ જન ન હોય, તો હિંસા, દયા, દાન અને હરણ વિગેરેની વ્યવસ્થા થશે નહીં. ૧૦૦.

***ટીકાર્થ***—નનુ એ શબ્દ પ્રશ્નવાચક છે. હે પૂજ્ય! જો એ પ્રકારે એટલે પૂર્વે કહ્યા પ્રમાણે અન્ય ભાવોનો એટલે પોતાના આત્મભાવથી વ્યતિરિક્ત પુદ્ગલાદિકના ભાવોનો-પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ વ્યાપારોનો બીજો કોઈ મનુષ્ય કર્તા ન હોય તો હિંસા-જીવવધ, દયા-પર જીવ ઉપરની કરૂણા અથવા રક્ષણ, અન્નાદિકનું દાન અને હરણ એટલે બીજા પાસેથી લઈ લેવું અથવા ચોરવું એ વિગેરે એટલે સ્નાન ભોજન વિગેરેની અવ્યવસ્થા એટલે અપ્રવૃત્તિ થશે. ૧૦૦.

તેપર જવાબ આપે છે.—

**सत्यं पराश्रयं न स्यात्फलं कस्यापि यद्यपि ।**
**तथापि स्वं गतं कर्म स्वफलं नातिवर्तते ॥ १०१ ॥**

**મૂલાર્થ**—તારૂં કહેવું સત્ય છે. જો કે પરના આશ્રયવાળું ફળ કોઇને પણ થતું નથી, તો પણ પોતામાં રહેલું કર્મ પોતાના ફળને ઉલ્લંઘન કરતું નથી. ૧૦૧.

***ટીકાર્થ***—હે ભવ્ય! તારૂં કહેવું સત્ય એટલે સાચા જેવું દેખાય છે. જો કે પરને-બીજાને આશ્રય-અવલંબન કરનારાં કર્મનું ફળ કોઈ અતિ નિપુણ પુરૂષને પણ થતું નથી. તો પણ એટલે આ પૂર્વે કહેલા ફળનો અભાવ સિદ્ધ થયા છતાં પણ પોતાને વિષે એટલે આત્માને વિષે પ્રાપ્ત થયેલું કર્મ એટલે જ્ઞાનક્રિયારૂપ જીવનું કૃત્ય પોતાના ફળને એટલે સાધ્યને અતિક્રમણ કરતું નથી એટલે ફળને આપવાની મર્યાદાને ઉલ્લંઘન કરતું નથી. તેથી કરીને પોતાના ઉપયોગની ક્રિયાથી ઉત્પન્ન થયેલું શુભાશુભ ફળ આત્માના આશ્રયવાળું થાય છે. ૧૦૧.

**हिनस्ति न परं कोऽपि निश्चयान्न च रक्षति ।**
**तदायुः कर्मणो नाशे मृतिर्जीवनमन्यथा ॥ १०२ ॥**

મૂલાર્થ—નિશ્ચય થકી તો કોઈ કોઇને હણતું નથી, તથા રક્ષણ પણ કરતું નથી; પરંતુ તેના આયુષ્યકર્મનો નાશ થયે મરણ થાય છે, અન્યથા તે જીવે છે. ૧૦૨.

ટીકાર્થ—નિશ્ચયથકી એટલે પરમાર્થથી તો કોઈ પણ શિકારી વિગેરે ભુંડ વિગેરે અન્ય જીવોને હણતા નથી, તથા કોઈ સાધુ વિગેરે રક્ષણ કરી શકતા નથી. પરંતુ તે ભુંડ વિગેરેના આયુષ્ય નામના કર્મનો એટલે પૂર્વે ઉપાર્જન કરેલા કર્મના ફળનો ક્ષય થયે તેનું મરણ થાય છે, અને અન્યથા એટલે આયુષ્યના ક્ષય વિના તેનું જીવિત રહે છે, મરણ થતું નથી. તેથી મારવામાં અને રક્ષણ કરવામાં અન્ય પ્રાણી નિમિત્તમાત્ર જ છે. ૧૦૨.

શંકા—ત્યારે તો મારનાર અને રક્ષણ કરનારને ફળના અભાવની પ્રાપ્તિ થશે. આ શંકાની નિવૃત્તિ માટે કહે છે.—

**हिंसादयाविकल्पाभ्यां स्वगताभ्यां तु केवलम् ।**
**फलं विचित्रमाप्नोति परापेक्षां विना पुमान् ॥ १०३ ॥**

મૂલાર્થ—કેવળ પોતામાં રહેલી હિંસા અને દયાના પરિણામથી પુરૂષ અન્યની અપેક્ષા વિના જ વિચિત્ર ફળને પામે છે. ૧૦૩.

ટીકાર્થ—તુ શબ્દ શંકાની નિવૃત્તિ માટે છે. તેથી કરીને હિંસક તથા રક્ષકને આશ્રયીને તો કેવળ પોતાને વિષે રહેલા હિંસા–વધ અને દયા–રક્ષણના પરિણામના ઉપયોગથી પુરૂષ–જીવ બીજાની અપેક્ષા રાખ્યા વિના જ એટલે અન્ય પ્રાણીનો વધ અથવા રક્ષણ થાઓ અથવા ન થાઓ, તોપણ તેની અપેક્ષા વિના જ વિચિત્ર એટલે પરિણામને અનુસારે વિવિધ પ્રકારનું ફળ એટલે ક્રિયાથી સાધ્ય એવું સુખદુ:ખાદિક પામે છે. ૧૦૩.

**शरीरी म्रियतां मा वा ध्रुवं हिंसा प्रमादिनः ।**
**दयैव यतमानस्य वधेऽपि प्राणिनां क्वचित् ॥ १०४ ॥**

મૂલાર્થ—પ્રાણી મરો વા ન મરો, તો પણ પ્રમાદવાળાને અવશ્ય હિંસા લાગે છે. અને જતનાવાળાની ક્વચિત્ પ્રાણીનો વધ થયા છતાં પણ દયા જ કહેવાય છે. ૧૦૪.

ટીકાર્થ—શરીર એટલે દેહ જેને હોય છે તે શરીરી કહેવાય છે.

અર્થાત્ જીવ મરે એટલે પ્રાણત્યાગ કરે, અથવા ન મરે, તો પણ પ્રમાદીને એટલે યતના રહિત એવા પુરૂષને રક્ષણ કરવાના પરિણામનો અભાવ હોવાથી હિંસા એટલે જીવઘાતનું ફળ નિશ્ચે થાય છે. કારણ કે તેણે અશુદ્ધ સંકલ્પનો નિષેધ કર્યો નથી તથા યતનાવાળાને એટલે શુભ પરિણામને વિષે ઉદ્યમવંત એવા ધર્મિષ્ઠને કોઇ વખત એટલે દાન, વિહાર અને પૂજા વિગેરેની પ્રવૃત્તિ કરતાં પ્રાણીઓનો વધ એટલે જીવનો પ્રાણવિયોગ થયા છતાં પણ અહીં **एव** શબ્દ નિશ્ચયના અર્થમાં છે, તેથી કેવળ નિર્દોષ દયા જ એટલે ભાવથી કરૂણા જ થાય છે. યતનાવડે કરીને શુદ્ધ સંકલ્પ હોવાથી આ પ્રમાણે કર્ત્તાને આત્માના જ્ઞાન અને ક્રિયાથી ઉત્પન્ન થયેલું શુભાશુભ ફળ પ્રાપ્ત થાય છે. પણ શરીર–પુદ્ગળની અપેક્ષાએ થતું નથી; તેથી સર્વત્ર દયા જ કરવી એમ સિદ્ધ થાય છે. ૧૦૪.

**परस्य युज्यते दानं हरणं वा न कस्यचित् ।**
**न धर्मसुखयोर्यत्ते कृतनाशादिदोषतः ॥ १०५ ॥**

**મૂલાર્થ**—કોઇને કોઇનું દાન ( દેવું ) અથવા હરણ ( લેવું ) ઘટતું નથી–યોગ્ય નથી. કારણ કે તે ( દાન અથવા હરણ ) કૃતનાશ વિગેરેના દોષથી ધર્મ અને સુખને માટે નથી. ૧૦૫.

**ટીકાર્થ**—પરનું એટલે પોતાથી વ્યતિરિક્ત બીજા કોઈ દેવદત્તાદિકનું અથવા બીજાની અન્નાદિક વસ્તુનું દાન એટલે પોતાના સ્વકીયપણાનો નિષેધ ને પરને સ્વકીયપણાની પ્રાપ્તિ અથવા તો હરણ એટલે ગ્રહણ અર્થાત્ પરને સ્વકીયપણાના નાશપૂર્વક પોતાને સ્વકીયપણાની પ્રાપ્તિ, એ બન્ને કોઇપણ દેવદત્તાદિકના ધર્મ અને સુખને માટે ઘટતા નથી–યોગ્ય નથી. કારણ કે તે દાન અને હરણમાં કૃતનાશરૂપ દોષ આવે છે. એટલે કે કરેલાનો–સુકૃત કરીને ઉત્પન્ન કરેલા ધર્મ અને સુખનો બીજાને આપવાથી નાશ થાય છે. તથા આદિ શબ્દે કરીને અકૃતાગમ અને અતિપ્રસંગ વિગેરે દોષો પણ આવે છે. એટલે પોતે કરેલો ધર્મ બીજાને દેવાથી પોતે કરેલાનો નાશ થયો. અને બીજાને ન કરેલાની પ્રાપ્તિ થઈ તેથી તે દોષ પ્રાપ્ત થાય છે. માટે દાન અને હરણ એ ધર્મ તથા સુખને માટે થઈ શકતાં નથી. ૧૦૫.

એ જ સ્પષ્ટ કરે છે.—

**भिन्नाभ्यां भक्तवित्तादिपुद्गलाभ्यां च ते कुतः ।**
**स्वत्वापत्तिर्यतो दानं हरणं स्वत्वनाशनम् ॥ १०६ ॥**

**મૂલાર્થ**—ભિન્ન એવા ભક્ત અને વિત્તાદિક પુદ્ગળે કરીને તે દાન

અને હરણ શી રીતે થાય? કારણ કે દાન એ સ્વકીયપણાની પ્રાપ્તિરૂપ છે, અને હરણ એ સ્વકીયપણાના નાશરૂપ છે. ૧૦૬.

**ટીકાર્થ**—હે ભદ્ર! આત્માથી ભિન્ન એવા ભક્ત-ભોજન અને વિત્ત-કાંચનાદિક ધન વિગેરે એટલે જળ, વસ્ત્ર વિગેરે પુદ્ગળોને આપવાથી તે ધર્મ અને સુખસંબંધી દાન અને હરણ શી રીતે થઈ શકે? પરકીય હોવાથી ન જ થઈ શકે. કારણ કે દાન એ સ્વકીયપણાની પ્રાપ્તિ છે એટલે પોતાના સ્વકીયપણાના નિષેધપૂર્વક બીજાને સ્વકીયપણાની પ્રાપ્તિ કરવાનું કારણ છે. તથા હરણ એટલે બીજા પાસેથી લેવું તે સ્વકીયપણાના નાશરૂપ છે. એટલે બીજાના સ્વકીયપણાના નિષેધરૂપ છે માટે તે દાન અને હરણ ધર્મ અને સુખને માટે થઈ શકતાં નથી. ૧૦૬.

તે બન્નેને દાન અને હરણના વિષયમાં અન્યનું કર્તાપણું નથી તે કહે છે.—

**कर्मोदयाच्च तद्दानं हरणं वा शरीरिणाम् ।**
**पुरुषाणां प्रयासः कस्तत्रोपनमति स्वतः ॥ १०७ ॥**

**મૂલાર્થ**—વળી દાન અથવા હરણ પ્રાણીઓને કર્મના ઉદયથી થાય છે. તે પોતાની જાતે જ પરિણામ પામે છતે પુરૂષોને શો પ્રયાસ થાય છે? ૧૦૭.

**ટીકાર્થ**—વળી જે હૃદયમાં રહેલું દાન એટલે આપવું તે અથવા હરણ એટલે બીજા સ્થાનથી લઈ લેવું તે, તે દાન અથવા હરણ પ્રાણીઓને કર્મના ઉદયથી-સ્થિતિના પરિપાકથી થાય છે, તે દાન અને હરણ સ્વતઃ કર્મોદયના સ્વભાવથી પુરૂષના પ્રયત્ન વિના જ સ્વયમેવ (પોતાની જાતે જ) આત્મસ્વભાવમાં પરિણામ પામે છતે જીવોમો તેમાં શો પ્રયાસ-ઉદ્યમ છે? કાંઈ પણ પ્રયાસ નથી. દાનરૂપ અને હરણરૂપ ઇચ્છાએ કરીને પોતાની જાતે જ તે પરિણામ પામે છે, અથવા પરિણામ નથી પામતા. તેથી તેમાં અન્યનો પ્રયાસ સફળ નથી. ૧૦૭.

**स्वगताभ्यां तु भावाभ्यां केवलं दानचौर्ययोः ।**
**अनुग्रहोपघातौ स्तः परापेक्षा परस्य न ॥ १०८ ॥**

**મૂલાર્થ**—કેવળ આત્માને વિષે રહેલા દાન અને ચોરીના ભાવે કરીને (પરિણામે કરીને) અનુગ્રહ તથા ઉપઘાત થાય છે, તેમાં અન્યને અન્યની અપેક્ષા નથી. ૧૦૮.

**ટીકાર્થ**—વળી કેવળ આત્માને વિષે રહેલા ભાવથી એટલે પરિણામથી અથવા વિકલ્પથી દાન અને ચૌર્ય નિમિત્તભૂત છતે અનુગ્રહ એટલે શુભાનુબંધ અને ઉપઘાત એટલે અશુભાનુબંધ થાય છે. તેમાં પરને એટલે પોતાથી વ્યતિરિક્તને પરની અપેક્ષા એટલે બીજાની આકાંક્ષા હોતી નથી. ૧૦૮.

તેનું ફળ દેખાડે છે.—

**पराश्रितानां भावानां कर्तृत्वाद्यभिमानतः ।**
**कर्मणा बध्यतेऽज्ञानी ज्ञानवांस्तु न लिप्यते ॥ १०९ ॥**

**મૂલાર્થ**—પરને આશ્રિત એવા ભાવોના કર્તાપણાદિકના અભિમાનથી અજ્ઞાની પ્રાણી કર્મવડે બંધાય છે, પણ જ્ઞાની પુરૂષ તેથી લેપાતો નથી. ૧૦૯.

**ટીકાર્થ**—પરને એટલે પોતાથી વ્યતિરિક્ત પુદ્‌ગળાદિકને આશ્રિત રહેલા ભાવોનું એટલે પર્યાયોનું અર્થાત્ તેનાથી ઉત્પન્ન થયેલા કાર્યોનું કર્તાપણું, ભોક્તાપણું વિગેરેના અભિમાનથી એટલે "હું કરૂં છું, હું ભોગવું છું" એવી બુદ્ધિથી અજ્ઞાની-તત્ત્વના બોધરહિત જીવ પાપાદિ કર્મે કરીને બંધાય છે. બાકી જ્ઞાની તો એટલે "માત્ર આત્માના જ સ્વભાવનો હું કર્તા છું" એ પ્રમાણે તત્ત્વને જાણનાર પુરૂષ તો તેથી લેપાતો નથી એટલે તે કર્મવડે બંધાતો નથી. ૧૦૯.

ફરીને કર્તાપણાનો નિષેધ કરે છે—

**कर्तैवमात्मा नो पुण्यपापयोरपि कर्मणोः ।**
**रागद्वेषाशयानां तु कर्तेष्टानिष्टवस्तुषु ॥ ११० ॥**

**મૂલાર્થ**—આ પ્રમાણે આત્મા પુણ્ય પાપરૂપ કર્મનો પણ કર્તા નથી; પરંતુ ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુને વિષે રાગ અને દ્વેષના પરિણામનો કર્તા છે. ૧૧૦.

**ટીકાર્થ**—આ પ્રમાણે એટલે પૂર્વે કહ્યા પ્રમાણે જીવ પુણ્ય પાપ એટલે શુભ અશુભ રૂપ કર્મનો પણ કર્તા નથી, અકર્તા છે. પરંતુ ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુને વિષે એટલે પ્રિય તથા અપ્રિય પદાર્થોને વિષે રાગ અને દ્વેષના પરિણામનો કર્તા છે. ૧૧૦.

**रज्यते द्वेष्टि वार्थेषु तत्तत्कार्यविकल्पतः ।**
**आत्मा यदा तदा कर्म भ्रमादात्मनि युज्यते ॥ १११ ॥**

**મૂલાર્થ**—જ્યારે આત્મા તે તે કાર્યના વિકલ્પથી પદાર્થોને વિષે

રાગ પામે છે અથવા દ્વેષ પામે છે, ત્યારે ભ્રમથી આત્માને વિષે કર્મ જોડાય છે–બંધાય છે. ૧૧૧.

**ટીકાર્થ**—જ્યારે એટલે જે સમયે આત્મા એટલે જીવ તે તે કાર્યના વિકલ્પથી એટલે તે તે કાળના ભેદે કરીને કરાતા કાર્યના સંકલ્પથી સચિત્ત અચિત્ત પદાર્થોનેવિષે રાગ પામે છે અથવા દ્વેષ પામે છે, ત્યારે–તે સમયે ભ્રમથી–મોહથી કર્મ એટલે જ્ઞાનાવરણાદિક ક્રિયાજન્ય ફળ આત્માનેવિષે જોડાય છે એટલે આશ્લેષ પામે છે. અર્થાત્ તેથી કરીને રાગ અને દ્વેષથી આકર્ષણ કરાયેલાં કર્મનાં દળિયાં જીવના પ્રદેશનેવિષે મળી જાય છે. ૧૧૧.

**स्नेहाभ्यक्ततनोरङ्गं रेणुनाश्लिष्यते यथा ।**
**रागद्वेषानुविद्धस्य कर्मबन्धस्तथा मतः ॥ ११२ ॥**

**મૂલાર્થ**—જેમ જેના શરીરપર તેલવડે અભ્યંગન કર્યું હોય તેના અંગપર રજ ચોંટી જાય છે, તેમ રાગ અને દ્વેષથી વ્યાપ્ત થયેલા જીવને કર્મનો બંધ માનેલો છે. ૧૧૨.

**ટીકાર્થ**—જેમ તેલ વિગેરેવડે જેના શરીરનું મર્દન કર્યું છે એવા પુરૂષનું અંગ રેણુવડે આશ્લેષ કરાય છે, તેજ પ્રકારે રાગ અને દ્વેષના પરિણામથી વ્યાપ્ત થયેલા જીવને કર્મનો બંધ એટલે ક્રિયાથી ઉત્પન્ન થયેલા કર્મનો આશ્લેષ માનેલો–કહેલો છે. ૧૧૨.

તે અર્થપર દૃષ્ટાંત આપે છે—

**लोहं स्वक्रिययाभ्येति भ्रामकोपलसन्निधौ ।**
**यथा कर्म तथा चित्रं रक्तद्विष्टात्मसन्निधौ ॥ ११३ ॥**

**મૂલાર્થ**—જેમ લોઢું પોતાના વ્યાપારે કરીને ભ્રમણ પાષાણની સમીપે આવે છે, તેમ રાગી અને દ્વેષી આત્માની સમીપે વિચિત્ર પ્રકારનાં કર્મ પોતાની જાતે જ આવે છે. ૧૧૩.

**ટીકાર્થ**—જેમ, પોતાના વ્યાપારે કરીને ભમાવે એટલે ચલાવે અર્થાત્ પોતાના સ્થાનથી જે ખેંચે તે ભ્રામક કહેવાય છે તે ભ્રામક નામના ( લોહચુંબક ) પાષાણની સમીપે એટલે અયસ્કાંત મણિની સમીપે લોહનો પિંડ જાય છે–તેનીસન્મુખ આવે છે, તે જ પ્રકારે રાગ અને દ્વેષના પરિણામવાળા જીવની સમીપે વિચિત્ર પ્રકારનાં કર્મ એટલે કર્મદળીયાંનો સમૂહ આવે છે. ૧૧૩.

**आत्मा न व्यापृतस्तत्र रागद्वेषाशयं सृजन् ।**
**तन्निमित्तोपनम्रेषु कर्मोपादानकर्मसु ॥ ११४ ॥**

**મૂલાર્થ**—તે કર્મને ગ્રહણ કરવામાં આત્મા વ્યાપારવાળો નથી. પરંતુ રાગ અને દ્વેષના પરિણામને ઉત્પન્ન કરતો સતો તે નિમિત્તે પરિણામ પામતા કર્મને ગ્રહણ કરનાર રાગાદિક કરવામાં વ્યાપારવાળો હોય છે. ૧૧૪.

**ટીકાર્થ**—આત્મા તે કર્મદલિકને ગ્રહણ કરવામાં વ્યાપારવાળો-પ્રવૃત્તિમાન નથી. પરંતુ રાગ અને દ્વેષના પરિણામને પોતાને વિષે ઉત્પન્ન કરતો રહે છે. એટલે તે રાગ દ્વેષના પરિણામને નિમિત્તે પરિણામ પામેલા અભિનવ કર્મને ગ્રહણ કરનારા રાગાદિક ઉત્પન્ન કરવામાં વ્યાપારવાળો થાય છે તેથી તેને કર્મબંધ થાય છે. ૧૧૪.

**वारि वर्षन् यथांभोदो धान्यवर्षी निगद्यते ।**
**भावकर्म सृजन्नात्मा तथा पुद्गलकर्मकृत् ॥ ११५ ॥**

**મૂલાર્થ**—જેમ પાણીને વરસાવનાર મેઘ ધાન્યને વરસાવનાર કહેવાય છે, તેમ ભાવકર્મને ઉત્પન્ન કરતો આત્મા પુદ્ગળિક કર્મને કરનાર કહેવાય છે. ૧૧૫.

**ટીકાર્થ**—જેમ મેઘ જળની વૃષ્ટિ કરતાં છતાં પણ ધાન્યની વૃષ્ટિ કરનાર કહેવાય છે એટલે લોકો ઉપચારથી તેને ધાન્યની વૃષ્ટિ કરનાર કહે છે, તે જ પ્રકારે આત્મા ભાવકર્મને એટલે રાગ દ્વેષાદિક પરિણામના ઉપયોગને કરનાર છે છતાં તે પુદ્ગળકર્મને એટલે દ્રવ્યકર્મને ઉત્પન્ન કરનાર છે એમ વ્યવહારને જાણનારાઓ ઉપચારથી કહે છે. ૧૧૫.

આ પ્રમાણે ઋજુસૂત્ર નયનો મત કહ્યો. હવે નૈગમ તથા વ્યવહાર નય કહે છે.—

**नैगमव्यवहारौ तु ब्रूतः कर्मादिकर्तृताम् ।**
**व्यापारः फलपर्यन्तः परिदृष्टो यदात्मनः ॥११६ ॥**

**મૂલાર્થ**—નૈગમ નય અને વ્યવહાર નય આત્માને કર્માદિકનું કર્તાપણું કહે છે. કારણ કે આત્માનો વ્યાપાર ફળ પર્યંત જોયેલો છે. ૧૧૬.

**ટીકાર્થ**—નૈગમ અને વ્યવહાર નામના વિશેષને ગ્રહણ કરવાપણે કરીને પરસ્પર તુલ્ય એવા બન્ને નયો જીવને જ્ઞાનાવરણાદિક દ્રવ્યકર્મ તથા ગામ, નગર, દેહ વિગેરેના કર્તાપણે કહે છે. કારણ કે આત્માનો વ્યાપાર ફળપર્યંત એટલે ક્રિયા કરવાથી થનારા કાર્યપર્યંત અર્થાત્ કાર્ય સિદ્ધ થાય ત્યાંસુધી નૈગમ અને વ્યવહાર નયોએ નિશ્ચે કરીને જોયો છે. અર્થાત્ તે નયો એમ માને છે કે આત્મા જ્યાંસુધી મોક્ષે જાય ત્યાં સુધી તે વ્યાપાર કરે છે. ૧૧૬.

**अन्योऽन्यानुगतानां का तदतेदिति वा भिदा ॥**
**यावच्चरमपर्यायं यथा पानीयदुग्धयोः ॥ ११७ ॥**

**મૂલાર્થ**—અથવા તો અન્યોન્ય મળેલા નયોનો 'તે આ છે' એ પ્રમાણે જળ અને દૂધની જેમ છેલ્લા પર્યાય સુધી ભેદ ક્યાંથી હોય? ન જ હોય. ૧૧૭.

**ટીકાર્થ**—પૂર્વે કહેલાથી બીજે પ્રકારે કહેવા માટે વા શબ્દ છે. એટલે અથવા તો અન્યોન્ય મળેલા એટલે જીવના પ્રદેશો અને કર્મનાં દળીયાંઓ પરસ્પર જળ અને દૂધની જેમ મળેલા છે એટલે એકરૂપ-પણાને પામેલા છે, તેથી તેમનું અથવા અન્યોન્ય મળેલા એટલે પરસ્પર અપેક્ષાવાળા નૈગમ, સંગ્રહ અને વ્યવહાર નયોનું કથન અર્થાત્ તેનું કર્તાપણું વિગેરે 'આ આમ જ છે' એવો નિર્ણય કરનારા નયોનું "તે કર્મ આ છે, તે જીવ આ છે" એ પ્રકારે અથવા તે-પૂર્વે કહેલું "આ સર્વ કર્મે કરેલું છે" ઇત્યાદિરૂપ ભેદે કરીને કર્તાપણું છેલ્લા પર્યાય સુધી એટલે સિદ્ધના પર્યાય સુધી સમગ્રપણે અભેદ અવસ્થાવાળું છે. એટલે તેમાં ચોખી રીતે ભેદ પડી શકતો નથી. કોની જેમ? તે કહે છે—જળ અને દૂધની જેમ. એટલે જેમ એકત્ર મળેલા દૂધ અને જળની ભિન્ન અવસ્થા નથી, તેમ જીવ અને કર્મની તથા મળેલા એવા નૈગમ અને વ્યવહાર નયની પણ ભિન્ન અવસ્થા નથી. ૧૧૭.

**नात्मनो विकृतिं दत्ते तदेषा नयकल्पना ।**
**शुद्धस्य रजतस्येव शुक्तिधर्मप्रकल्पना ॥ ११८ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને જેમ છીપના ધર્મની કલ્પના શુદ્ધ રૂપાના વિકારને આપતી નથી, તેમ આ નયની કલ્પના આત્માના વિકારને આપતી નથી. ૧૧૮.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વે કહેલા હેતુએ કરીને આ હમણાં દેખાડેલી નયની કલ્પના એટલે નયોની ભેદાભેદરૂપ કલ્પના જીવના વિપર્યયરૂપ વિકારને આપતી નથી. કોની જેમ? તે કહે છે.—શુદ્ધ રૂપાની જેમ એટલે જેમ શુદ્ધ રૂપાને છીપના ધર્મની કલ્પના વિકાર કરતી નથી, તે જ પ્રમાણે જુદા જુદા નયની અપેક્ષાઓ આત્માની કર્તાપણાની અને અકર્તાપણાની કલ્પના તેના અવસ્થિત રૂપના વિપ-ર્યાસને કરતી નથી. ૧૧૮.

**मुषितत्वं यथा पान्थगतं पथ्युपचर्यते ।**
**तथा पुद्गलकर्मस्था विक्रियात्मनि बालिशैः ॥ ११९ ॥**

**મૂલાર્થ**—જેમ મુસાફરનેવિષે રહેલી ચોરીનો માર્ગનેવિષે ઉપચાર થાય છે, તેમ મૂર્ખજનો પુદ્ગળકર્મને વિષે રહેલી વિક્રિયાનો આત્માને વિષે ઉપચાર કરે છે. ૧૧૯.

**ટીકાર્થ**—જેમ પાંથ એટલે માર્ગમાં ગમન ક્રિયા કરનાર મુસાફરનેવિષે રહેલી-પ્રાપ્ત થએલી ચોરીનો માર્ગનેવિષે ઉપચાર થાય છે એટલે 'માર્ગ લુંટાયો' એમ કહેવાય છે, તેજ પ્રકારે પુદ્ગળ એટલે દ્રવ્યકર્મનેવિષે રહેલી વિક્રિયાનો એટલે જીવની વિભાવ પરિણતિનો મૂર્ખ આત્માનેવિષે-ચૈતન્યને વિષે ઉપચાર કરે છે. એટલે "આ હિંસા કરનાર જીવ અશુભ કર્મવડે બંધાયો" ઇત્યાદિ કહે છે. ૧૧૯.

**कृष्णः शोणोऽपि चोपाधेर्नाशुद्धः स्फटिको यथा ।**
**रक्तोद्विष्टस्तथैवात्मा संसर्गात्पुण्यपापयोः ॥ १२० ॥**

**મૂલાર્થ**—જેમ સ્ફટિક મણિ ઉપાધિને લીધે કાળો અથવા રાતો કહેવાય છે, પણ વાસ્તવિક રીતે તે અશુદ્ધ નથી. તેજ રીતે આત્મા પણ પુણ્ય પાપના સંબંધથી રાગી અને દ્વેષી કહેવાય છે. ૧૨૦.

**ટીકાર્થ**—જેમ સ્ફટિક મણિ શ્યામ અને રક્તવર્ણવાળો ઉપાધિને લીધે એટલે કૃષ્ણ વર્ણાદિકના સાહચર્યને લીધે દેખાય છે, પણ સ્વરૂપે કરીને તે તેવો નથી-પોતે અશુદ્ધ શ્યામતાદિક ધર્મવાળો નથી; તેજ પ્રકારે આત્મા પુણ્ય પાપના એટલે શુભાશુભ દ્રવ્યકર્મના સંબંધથી રાગી અને દ્વેષી દેખાય છે, તો પણ સ્વરૂપથી શુદ્ધ હોવાને લીધે તે તેવો ( રાગી દ્વેષી ) નથી. ૧૨૦.

**सेयं नटकला तावद्यावद्विविधकल्पना ।**
**यद्रूपं कल्पनातीतं तत्तु पश्यत्यकल्पकः ॥ १२१ ॥**

**મૂલાર્થ**—જ્યાં સુધી વિવિધ પ્રકારની કલ્પના છે, ત્યાં સુધી તે આ નટલોકોની કળા છે. પરંતુ જે રૂપ કલ્પનાથી અતીત-ભિન્ન છે, તે તો કલ્પના રહિત એવો પુરૂષ જુએ છે. ૧૨૧.

**ટીકાર્થ**—જ્યાંસુધી વિવિધ પ્રકારની કલ્પના-રાગાદિક રૂપે યોજના છે, ત્યાં સુધી તે-પૂર્વે કહેલી આ-સાક્ષાત્ દેખાતી નટની કળા એટલે ભવમાં ભ્રમણ કરવાવડે પોતાના સ્વરૂપનું પરાવર્તન કરીને વિચિત્ર પ્રકારની આ ચૈતન્યની નાટ્યકળા હોય છે. પરંતુ આત્મસત્તાને વિષે રહેલું અને કલ્પનાથી અતીત એટલે સર્વ સંગ રહિત આત્માનું જે સ્વરૂપ છે, તેને તો કલ્પનાથી અતીત ( રહિત ) જ્ઞાન વૈરાગ્યવાળો શુદ્ધ આત્માજ જુએ છે. ૧૨૧.

**कल्पनामोहितो जन्तुः शुक्लं कृष्णं च पश्यति ।**
**तस्यां पुनर्विलीनायामशुक्लाकृष्णमीक्षते ॥ १२२ ॥**

**મૂલાર્થ**—કલ્પનાથી મોહ પામેલો પ્રાણી શુક્લ અને કૃષ્ણને જુએ છે, પણ તે કલ્પનાનો લય (નાશ) થવાથી અશુક્લ અને અ-કૃષ્ણને જુએ છે. ૧૨૨.

**ટીકાર્થ**—કલ્પનાથી મોહ પામેલો એટલે રાગાદિકની યોજનાવડે વ્યાકુળ થયેલો પ્રાણી શુક્લ-ઉજ્વળ અને કૃષ્ણ-મેલથી મલિનને જુએ છે. પણ તે કલ્પના નાશ પામવાથી વીતરાગી પુરૂષ અશુક્લ અને અકૃષ્ણ એટલે વર્ણથી રહિત શુદ્ધ સ્વરૂપને જુએ છે. ૧૨૨.

હવે સ્તુતિનું સ્વરૂપ દેખાડવા પૂર્વક પુણ્યપાપથી આત્માની ભિન્નતા કહે છે.—

**तद्ध्यानं सा स्तुतिर्भक्तिः सैवोक्ता परमात्मनः ।**
**पुण्यपापविहीनस्य यद्रूपस्यानुचिन्तनम् ॥ १२३ ॥**

**મૂલાર્થ**—પુણ્ય પાપ રહિત એવા જે આત્મસ્વરૂપનું ચિંતવન કરવું, તે જ પરમાત્માનું ધ્યાન, તે જ સ્તુતિ અને તે જ ભક્તિ કહેલી છે. ૧૨૩.

**ટીકાર્થ**—પરમાત્માનું એટલે સત્ય બ્રહ્મરૂપ આત્માનું આગળ કહેવાશે તે જ ધ્યાન-એકાગ્ર પ્રણિધાન જાણવું, તથા હમણાં કહેવાશે તે જ સ્તુતિ જાણવી, તથા હમણાં કહેવાશે તે જ તેની ભક્તિ જાણવી. આ ત્રણે કહ્યાં તે શું? તે કહે છે-કે જે પુણ્યપાપના સંબંધ રહિત સ્વરૂપનું એટલે પરમ નિરંજન સ્વભાવવાળા ચિદાનંદ આત્મસ્વરૂપનું હૃદયમાં ચિંતવન કરવું, તે જ તે સર્વ જાણવું. ૧૨૩.

**शरीररूपलावण्यवप्रच्छत्रध्वजादिभिः ।**
**वर्णितैर्वीतरागस्य वास्तवी नोपवर्णना ॥ १२४ ॥**

**મૂલાર્થ**—વીતરાગના શરીર, રૂપ, લાવણ્ય, વપ્ર, છત્ર અને ધ્વજ વિગેરેનું વર્ણન કરવાથી વાસ્તવિક પ્રશંસા થતી નથી. ૧૨૪.

**ટીકાર્થ**—વીતરાગનું એટલે જિનેશ્વરનું મળ અને પરસેવાથી રહિત શરીર, ગાયના દૂધ જેવું ઉજ્વળ રૂધિર, સુગંધી માંસવાળો દેહ, સુરવરોએ સમગ્ર શક્તિથી નિર્માણ કરેલા અંગુષ્ઠ માત્ર રૂપથી અનંત ગણું સુંદર રૂપ અને સુવર્ણાદિકથી વ્યાપ્ત હોય તેવી સમચતુરસ્ર આકૃતિ, પોતાના દેહના ભામંડળે કરીને સૂર્યની પ્રભાને પણ તિરસ્કાર કરનારૂં લાવણ્ય, મણિમય, સુવર્ણમય અને રૂપામય ત્રણ પ્રકારવડે

સુશોભિત અને પુષ્પોના પ્રકરવાળું સમવસરણ, તારા સહિત ચંદ્રમંડળને અનુકરણ કરનાર ત્રણ છત્ર, હજારો નાની પતાકાઓથી સુશોભિત અને હજાર યોજન ઉંચા દંડના અગ્રભાગવાળો ચારે પોળમાં રહેલો મહા ઇંદ્રધ્વજ, તથા **आदि** શબ્દથી દેવદુંદુભિ, દેવોનું આગમન વિગેરેવડે તેમની પ્રશંસા કરવાથી પ્રભુની વાસ્તવિક એટલે પારમાર્થિક પ્રશંસા–સ્તુતિ થતી નથી. ૧૨૪.

**व्यवहारस्तुतिः सेयं वीतरागात्मवर्तिनाम् ।**
**ज्ञानादीनां गुणानां तु वर्णना निश्चयस्तुतिः ॥ १२५ ॥**

**મૂલાર્થ**—તે સર્વ વ્યવહાર સ્તુતિ જાણવી. અને વીતરાગ આત્માને વિષે વર્તતા જ્ઞાનાદિક ગુણોની જે પ્રશંસા કરવી, તે નિશ્ચય સ્તુતિ જાણવી. ૧૨૫.

**ટીકાર્થ**—તે એટલે શરીરાદિકના વર્ણનરૂપ, આ એટલે ઉપર કહેલી પ્રશંસાને વ્યવહાર સ્તુતિ જાણવી એટલે અન્યને અન્યપણાની કલ્પના કરવા રૂપ ઉપચાર સ્તુતિ જાણવી. અને જેનાથી રાગ એટલે મોહનીય કર્મ અત્યંત ભિન્ન થયું છે એવા આત્માને વિષે વર્તનારા જ્ઞાનાદિક એટલે સર્વ પદાર્થોને પ્રકાશ કરનાર કેવળજ્ઞાન તથા કેવળદર્શન, અનંત વીર્ય વિગેરે ગુણોની–આત્માના ધર્મોની જે પ્રશંસા કરવી તે નિશ્ચય સ્તુતિ એટલે વાસ્તવિક પ્રશંસા જાણવી. ૧૨૫.

કહેલા અર્થને વિષે દૃષ્ટાંત આપે છે.—

**पुरादिवर्णनाद्राजा स्तुतः स्यादुपचारतः ।**
**तत्त्वतः शौर्यगांभीर्यधैर्यादिगुणवर्णनात् ॥ १२६ ॥**

**મૂલાર્થ**—નગર વિગેરેનું વર્ણન કરવાથી ઉપચારવડે રાજાની સ્તુતિ થઈ કહેવાય છે, અને તેના શૌર્ય, ગાંભીર્ય, ધૈર્ય વિગેરે ગુણોનું વર્ણન કરવાથી તત્ત્વવડે સ્તુતિ કરી કહેવાય છે. ૧૨૬.

**ટીકાર્થ**—જેમ નગરાદિકનું એટલે નગર, મહેલ, અલંકાર અને બાગબગીચા વિગેરેનું વર્ણન કરવાથી ઉપચારવડે એટલે માત્ર રાજાના ઉદ્દેશે કરીને જ રાજાની સ્તુતિ થઇ કહેવાય છે; અને શૂરવીરપણું, ગંભીરપણું, ધીરપણું તથા **आदि** શબ્દ છે તેથી દાતારપણું, ઉદારપણું વિગેરેનું વર્ણન કરવાથી તત્ત્વવડે–પરમાર્થપણે રાજાની સ્તુતિ થઈ કહેવાય છે. તે જ રીતે વીતરાગની સ્તુતિ પણ જાણવી. ૧૨૬.

**मुख्योपचारधर्माणामविभागेन या स्तुतिः ।**
**न सा चित्तप्रसादाय कवित्वं कुकवेरिव ॥ १२७ ॥**

મૂલાર્થ—મુખ્ય તથા ઉપચારના ધર્મોનો વિભાગ કર્યા વિના જે સ્તુતિ કરવી, તે ખરાબ કવિની કવિતાની જેમ ચિત્તની પ્રસન્નતાને માટે થતી નથી. ૧૨૭.

ટીકાર્થ—જે કોઇપણ સ્તુતિ મુખ્ય એટલે વસ્તુના સ્વભાવરૂપ સહજ ( વાસ્તવિક ) અને ઉપચાર એટલે સહચારી ભાવે કરીને ન હોય તેનું કહેવું તે, જેમ અલંકારવડે શરીરના સ્વરૂપનું વર્ણન કરવું તે. તેવા મુખ્ય અને ઉપચારથી ઉત્પન્ન થયેલા ધર્મોના એટલે પદાર્થની વર્તનાના વિભાગ વિના એટલે સ્વ અને પરની સ્વરૂપે કરીને અવ્યવસ્થા અર્થાત્ મુખ્યધર્મને મુખ્યપણે ન કહેવા તથા ઉપચાર ધર્મોને ઉપચારપણે ન કહેવા તે, આ પ્રમાણે વિભાગવિના કરેલી સ્તુતિ શિષ્ટ પુરૂષોના ચિત્તની પ્રસન્નતાને માટે થતી નથી. કોની જેમ? તે કહે છે.-ખરાબ એટલે કવિત્વ કળામાં અકુશળ એવા કવિનું એટલે નવા ઉછરતા ગ્રંથકારનું કાવ્ય-વર્ણન જેમ ચિત્તની પ્રસન્નતા માટે થતું નથી તેમ. ૧૨૭.

હવે ફળ કહેવા પૂર્વક નિષેધ કરે છે.—

**अन्यथाभिनिवेशेन प्रत्युतानर्थकारिणी ।**
**सुतीक्ष्णा खड्गधारेव प्रमादेन करे धृता ॥ १२८ ॥**

મૂલાર્થ—અન્યથા આગ્રહવડે કરેલી સ્તુતિ હસ્તમાં પ્રમાદથી ધારણ કરેલી તીક્ષ્ણ ખડ્ગધારાની જેમ ઉલટી અનર્થ કરનારી થાય છે. ૧૨૮.

ટીકાર્થ—અન્યથા એટલે મુખ્ય તથા ઉપચારીક ધર્મનો વિભાગ કર્યા વિના અભિનિવેશે કરીને એટલે પોતાના મતનું રક્ષણ કરવાના અભિમાનથી કદાગ્રહે કરીને, ઉપચાર સ્તુતિમાં જે મુખ્યતાની દૃષ્ટિ રાખવી, તે ઉલટી અનર્થ કરનારી એટલે આત્માની અશુદ્ધિ ઉત્પન્ન કરીને આત્મહિતનો નાશ કરનારી થાય છે. કોની જેમ? તે કહે છે- જેમ પ્રમાદે કરીને એટલે અસાવધાનપણે હાથમાં ધારણ કરેલી અત્યંત તીક્ષ્ણ ખડ્ગની ધારા વિનાશને માટે થાય છે તેમ. ૧૨૮.

હવે ઉચિતપણું દેખાડે છે.—

**मणिप्रभामणिज्ञानन्यायेन शुभकल्पना ।**
**वस्तुस्पर्शितया न्याय्या यावज्ञानज्ञनप्रथा ॥ १२९ ॥**

મૂલાર્થ—મણિની કાંતિને વિષે મણિના જ્ઞાનના દૃષ્ટાંતે કરીને

વસ્તુને સ્પર્શ કરવાપણું હોવાથી જ્યાં સુધી અનંજનપ્રથા ન હોય ત્યાં સુધી શુભ કલ્પના ન્યાય યુક્ત છે. ૧૨૯.

**ટીકાર્થ**—ચંદ્રકાંત વિગેરે મણિની કાંતિને વિષે જે મણિનું જ્ઞાન એટલે 'આ મણિ છે' એવી બુદ્ધિ તે સત્ય જ્ઞાન કહેવાય છે. આ ન્યાયવડે-દૃષ્ટાંતવડે વસ્તુના ધર્મને ગ્રહણ કરવાપણું હોવાથી શુભકલ્પના એટલે સ્તુતિ વિગેરે કરવાનો સંકલ્પ ન્યાય્ય એટલે યુક્તિયુક્ત છે. શુદ્ધ સ્વરૂપનું પોતાના આત્મસ્વરૂપને વિષે જે પ્રતિબિંબ પડવું તે અંજન કહેવાય છે. તે અંજનની પ્રથા એટલે પ્રસિદ્ધિ ન હોય તે અનંજન-પ્રથા કહેવાય છે. આ અનંજન પ્રથા જ્યાં સુધી ન હોય, ત્યાં સુધી તે શુભ કલ્પના યુક્તિયુક્ત છે. ભાવાર્થ એ છે કે—ભગવાનના અતિશયોનું આભ્યંતર સ્વરૂપ જોઇને અથવા જાણીને પછી તેનું અવલંબન કરીને ભગવાનનું જે વર્ણન કરવું, તે જિનેશ્વરના ગુણોને અનુસરતું હોવાથી યુક્ત-યોગ્ય સ્તુતિરૂપ છે, અને સમવસરણ વિગેરે જોઇને મુખ્ય જિનનું જે વર્ણન કરવું તે તેના ગુણનો સ્પર્શ નહીં કરવાથી અનંજન પ્રથા છે. ૧૨૯.

પુણ્યપાપ થકી આત્માના ભિન્નપણાનો ઉપસંહાર કરે છે.—

**पुण्यपापविनिर्मुक्तं तत्त्वतस्त्वविकल्पकम् ।**
**नित्यं ब्रह्म सदा ध्येयमेषा शुद्धनयस्थितिः ॥ १३० ॥**

**મૂલાર્થ**—પુણ્યપાપથી રહિત, તત્ત્વથી વિકલ્પ રહિત તથા નિત્ય એવા બ્રહ્મનું સર્વદા ધ્યાન કરવું, એ શુદ્ધનયની સ્થિતિ છે. ૧૩૦.

**ટીકાર્થ**—પુણ્યપાપથી સર્વથા રહિત, તત્ત્વથી-વાસ્તવિક રીતે વિકલ્પરહિત અને નિત્ય એટલે સનાતન સ્વભાવવાળા બ્રહ્મનું એટલે ઉપાધિ રહિત ચૈતન્યનું સર્વદા ધ્યાન કરવું એ શુદ્ધ નયની સ્થિતિ છે એટલે શુદ્ધ દ્રવ્યાર્થિક નયના મતની મર્યાદા છે. ૧૩૦.

હવે આશ્રવ અને સંવર થકી આત્માનું ભિન્નપણું કહે છે.—

**आश्रवः संवरश्चापि नात्मा विज्ञानलक्षणः ।**
**यत्कर्मपुद्गलादानरोधावाश्रवसंवरौ ॥ १३१ ॥**

**મૂલાર્થ**—આત્મા એ આશ્રવ અને સંવરરૂપ પણ નથી. કારણ કે આત્મા વિજ્ઞાનના લક્ષણવાળો છે, અને આશ્રવ તથા સંવર કર્મ પુદ્ગળોના ગ્રહણ અને નિરોધ રૂપ છે. ૧૩૧.

**ટીકાર્થ**—આત્મા આશ્રવરૂપ એટલે નવા કર્મને ગ્રહણ કરવા રૂપ તથા સંવરરૂપ એટલે નવા કર્મને નિરોધ કરવાના ઉપાયરૂપ નથી.

રણ કે જીવ વિજ્ઞાન લક્ષણવાળો એટલે સામાન્ય અને વિશેષ ઉપ-ગરૂપ વિશિષ્ટ જ્ઞાનના સ્વરૂપવાળો છે, અને કર્મને યોગ્ય એવા ્ગળો એટલે અનંત પ્રદેશવાળા સ્કંધોને ગ્રહણ કરવા તથા તેનો રોધ કરવો તે જ આશ્રવ અને સંવરના અનુક્રમે લક્ષણો છે. તેથી આશ્રવ અને સંવર આત્મા રૂપ થઈ શકતા નથી. કેમકે પુદ્ગળોને ્હણ કરવા કે ન કરવા, એ અનાત્મરૂપ જ છે. ૧૩૧.

ફરીને જે આત્મસ્વરૂપવાળા છે, તેને દેખાડે છે.—

**आत्मादत्ते तु यैर्भावैः स्वतंत्रः कर्मपुद्गलान् ।**
**मिथ्यात्वाविरती योगाः कषायास्तेऽन्तराश्रवाः ॥ १३२ ॥**

**મૂલાર્થ**—આત્મા જે પરિણામે કરીને સ્વતંત્રપણે કર્મપુદ્ગળોને ્હણ કરે છે, તે મિથ્યાત્વ, અવિરતિ, યોગ અને કષાયરૂપ પરિણા-ે આંતર (આભ્યંતર) આશ્રવ જાણવા. ૧૩૨.

**ટીકાર્થ**—એમ સંભવે છે કે આત્મા જે પોતામાં રહેલા પરિણામે ોને સ્વતંત્ર છતો એટલે પરની પ્રેરણા વિના જ કર્મને યોગ્ય એવા ્ગળના સ્કંધોને ગ્રહણ કરે છે, તે પરિણામો મિથ્યાત્વ-વિપરીત ્રૂપણું, અવિરતિ-અનુપરતિ, યોગ-મન, વચન અને કાયાના અશુદ્ધ ્યાપારો તથા કષાયો એટલે ક્રોધાદિકના પરિણામો તદ્રૂપે અંતર ્શ્રવો એટલે જીવના પરિણામ રૂપ ભાવો છે. તેમને વિષે આત્મા ્ભવે છે. કેમકે તે પરિણામો આત્માના ધર્મો છે. ૧૩૨.

**भावनाधर्मचारित्रपरीषहजयादयः ।**
**आश्रवोच्छेदिनो धर्मा आत्मनो भावसंवराः ॥ १३३ ॥**

**મૂલાર્થ**—ભાવના, ધર્મ, ચારિત્ર અને પરીસહોનો જય વિગેરે એ આશ્રવનો નાશ કરનારા આત્માના ધર્મો છે તે ભાવસંવર કહે-ય છે. ૧૩૩.

**ટીકાર્થ**—ઉપર કહેલા આશ્રવોનો નાશ કરનારા જીવના જે જ્ઞાના-્ક સ્વભાવવાળા ધર્મો છે, તે ભાવસંવરો એટલે શુદ્ધ ઉપયોગરૂપ ્ભ્યંતર સંવરો કહેવાય છે. તે ધર્મો કયા છે? તે કહે છે.-ભાવના-નિત્ય, અશરણ વિગેરે બાર પ્રકારની ચિંતના, ધર્મ-ક્ષમા, માર્દવ ્ગેરે દશ પ્રકારનો ધર્મ, સામાયિક વિગેરે પાંચ પ્રકારનું ચારિત્ર ્યા ક્ષુધા તૃષા વિગેરે બાવીશ પ્રકારના પરીસહનો જય તથા આદિ ્બ્દે કરીને સમિતિ ગુપ્તિ વિગેરે, એ સર્વ ભાવસંવરો કહેવાય છે, આત્મારૂપ થઈ શકે છે. ૧૩૩.

**आश्रवः संवरो न स्यात्संवरश्चाश्रवः क्वचित् ।**
**भवमोक्षफलभेदोऽन्यथा स्याद्धेतुसंकरात् ॥ १३४ ॥**

**મૂલાર્થ**—આશ્રવ કદાપિ સંવરરૂપ થતા નથી, અને સંવર કદાપિ આશ્રવરૂપ થતા નથી. અન્યથા (જો એમ ન હોય તો) હેતુના સંકરથી (સેળભેળ થવાથી) સંસાર અને મોક્ષના ફળનો અભેદ થઈ જાય. ૧૩૪.

**ટીકાર્થ**—આશ્રવો કે જે ભવનાં કારણરૂપ બંધસ્વરૂપવાળા છે તે સંવરરૂપ એટલે મોક્ષના હેતુરૂપ થતા નથી; અને બંધનો નિરોધ કરનાર તથા મોક્ષના કારણરૂપ સંવર કદાપિ એટલે કોઈ પણ દ્રવ્ય ક્ષેત્રાદિકને વિષે આશ્રવરૂપ એટલે ભવના હેતુરૂપ થતા નથી. કેમકે તે બન્નેને પરસ્પર પ્રતિપક્ષપણું છે. અન્યથા એટલે તેથી જૂદી રીતે માનવાથી હેતુનો સંકર થાય એટલે પરસ્પર અભાવવાળા અધિકરણનું એક અધિકરણમાં હોવાપણા રૂપ સંકર થાય. અર્થાત્ અન્યોન્ય વિરૂદ્ધ એવા આશ્રવ અને સંવર છે તેથી આશ્રવનો સંવરમાં સંક્રમ થઈ જાય અને સંવરનો આશ્રવમાં સંક્રમ થઇ જાય; અને તેથી કરીને સંસાર અને મોક્ષના ફળની એકતા થઈ જાય એટલે કે સમાન કારણ હોવાને લીધે મોક્ષમાં પણ દુઃખની પ્રાપ્તિ થઇ જાય. ૧૩૪.

આત્માજ ભવ અને મોક્ષનું કારણ છે, તે કહે છે.—

**कर्माश्रवांश्च संवृण्वन्नात्मा भिन्नैर्निजाशयैः ।**
**करोति न परापेक्षामलंभूष्णुः स्वतः सदा ॥ १३५ ॥**

**મૂલાર્થ**—આત્મા પોતાના ભિન્ન ભિન્ન પરિણામે કરીને કર્મને ગ્રહણ કરતાં તથા નિરોધ કરતાં પરની અપેક્ષા રાખતો નથી. કેમકે તે આત્મા સર્વદા સ્વતઃ સમર્થ છે. ૧૩૫.

**ટીકાર્થ**—આત્મા પોતે ભિન્ન એટલે જૂદા જૂદા સ્વભાવપણે કરીને ભિન્ન ભિન્ન જાતિવાળા પોતાના પરિણામે કરીને શુભાશુભ ક્રિયમાણ કર્મને અંગીકાર કરતાં તથા તેનો નિરોધ કરતાં પરની એટલે પુદ્ગળાદિકની આકાંક્ષા રાખતો નથી. કારણ કે તે સર્વદા સ્વતઃ એટલે સ્વભાવથી જ પોતાના વ્યાપારમાં સમર્થ છે. ૧૩૫.

શંકા—જો એમ હોય તો બાહ્ય ક્રિયા નિષ્ફળ થશે? એ શંકાપર જવાબ આપે છે.—

**निमित्तमात्रभूतास्तु हिंसाहिंसादयोऽखिलाः ।**
**ये परप्राणिपर्याया न ते स्वफलहेतवः ॥ १३६ ॥**

મૂલાર્થ—હિંસા, અહિંસા વિગેરે સર્વે માત્ર નિમિત્તભૂત જ છે. કારણ કે જે પરપ્રાણીના પર્યાયો છે, તે પોતાના ફળના હેતુરૂપ હોતા નથી. ૧૩૬.

ટીકાર્થ—હે વત્સ! બાહ્યક્રિયારૂપ હિંસા તે વધ અને અહિંસા તે વધની નિવૃત્તિ વિગેરે એટલે મૃષા, સત્ય વિગેરે સર્વે ભાવ આશ્રવ અને ભાવ સંવરના માત્ર નિમિત્તભૂત જ છે. એટલે તેમના પરિણામને ઉત્પન્ન કરવામાં હેતુ માત્રને જ પામેલા છે; પણ તે કર્મને ગ્રહણ કરતા નથી તથા તેનો નિરોધ કરતા નથી. તેથી નિમિત્તમાત્રે કરીને જ તેમની સફળતા જાણવી. કારણ કે જે હિંસાદિક પરપ્રાણીના પર્યાયો એટલે પોતાથી વ્યતિરિક્ત જીવોના દેહાદિકને વિષે પ્રવૃત્તિ નિવૃત્તિરૂપપણે કરીને પુદ્‌ગળોના તથા અજીવોના પર્યાયો-ધર્મો છે તેઓ આત્માને વિષે ફળના હેતુરૂપ એટલે બંધ મોક્ષરૂપ કાર્યને કરનારા હોતા નથી. ૧૩૬.

**व्यवहारविमूढस्तु हेतूंस्तानेव मन्यते ।**
**बाह्यक्रियारतस्वान्तस्तत्त्वं गूढं न पश्यति ॥ १३७ ॥**

મૂલાર્થ—વ્યવહારમાં મૂર્ખ એવો મનુષ્ય તે હિંસાદિકને જ હેતુરૂપ માને છે; અને બાહ્યક્રિયામાં જેનું મન આસક્ત છે, એવો તે મૂર્ખ ગૂઢ-ગુપ્તતત્ત્વને જાણતો નથી. ૧૩૭.

ટીકાર્થ—વ્યવહારવડે એટલે લોકપ્રવૃત્તિવડે વિશેષ મૂઢ એટલે જડ થયેલો પુરૂષ તે હિંસા અહિંસા વિગેરે પરપ્રાણીઓના પર્યાયોને જ હેતુરૂપે એટલે બંધ મોક્ષના કારણરૂપે માને છે. કારણ કે તે બાહ્યપ્રવૃત્તિને વિષે પ્રસન્ન ચિત્તવાળો છતો પરમ રહસ્યભૂત ગૂઢતત્ત્વને જોતો-જાણતો નથી. ૧૩૭.

**हेतुत्वं प्रतिपद्यन्ते नैवैते नियमास्पृशः ।**
**यावन्त आश्रवाः प्रोक्तास्तावन्तो हि परिश्रवाः ॥ १३८ ॥**

મૂલાર્થ—નિયમનો સ્પર્શ કરતા ન હોવાથી આ હિંસાદિકો હેતુપણાને પામતા નથી જ. કેમકે જેટલા આશ્રવો કહેલા છે, તેટલા જ સંવરો પણ કહેલા છે. ૧૩૮.

ટીકાર્થ—આ હિંસા અહિંસા વિગેરે પર પર્યાયો સંસાર અને મોક્ષના હેતુપણાને પામતા નથી જ. કારણ કે તેઓ નિયમને એટલે નિશ્ચિત ભાવને અર્થાત્ હિંસાનું થવું એ આશ્રવ જ છે, અને અહિંસાનું થવું એ સંવર જ એ પ્રમાણે નિશ્ચયથી આશ્રવ અને સંવરના સ્વરૂપને સ્પર્શ કરતા નથી. શ્રી આચારાંગ સૂત્રમાં જેટલા એટલે જેટલી સંખ્યાવાળા

અને જેવા સ્વરૂપવાળા આશ્રવો એટલે કર્મને ગ્રહણ કરવાના હેતુઓ કહેલા છે, તેટલા જ એટલે સંખ્યાના ન્યૂનાધિકપણાથી રહિત તેટલા પરિમાણવાળા અને તેવા જ સ્વરૂપવાળા પરિશ્રવો એટલે કર્મનો ક્ષય કરવાના ઉપાયો કહેલા છે. તેથી જે આશ્રવો છે, તે જ સંવરપણે સિદ્ધ થાય છે, માટે ઉપર કહેલા હેતુઓ નિયમને સ્પર્શ કરનારા નથી. ૧૩૮.

કહેલા અર્થને જ સ્પષ્ટ કરે છે.—

**तस्मादनियतं रूपं बाह्यहेतुषु सर्वथा ।**
**नियतौ भाववैचित्र्यादात्मैवाश्रवसंवरौ ॥ १३९ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને બાહ્યહેતુઓને વિષે સર્વથા અનિયતપણું છે, અને ભાવના વિચિત્રપણાને લીધે આત્મા જ આશ્રવ અને સંવરરૂપ નિશ્ચે છે. ૧૩૯.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વે કહેલી રીતે હિંસા, દયા વિગેરે બાહ્ય હેતુઓને વિષે સર્વથા અનિયત એટલે સંખ્યા અને સ્વરૂપના નિશ્ચય રહિત આશ્રવ અને સંવરનું કારણ છે. એટલે પરસ્પર એક-બીજા રૂપે થવાનો સંભવ હોવાથી તે અનિયત છે, તથા ભાવની વિચિત્રતાને લીધે એટલે શુભાશુભ પરિણામ વિવિધ પ્રકારના થતા હોવાથી આત્માજ આશ્રવ અને સંવરરૂપ નિયત છે-નિશ્ચે છે. એટલે બંને તુલ્ય સંખ્યાવાળા છે. ભાવાર્થ એ છે કે હિંસાદિક કરવાપણે અધ્યવસાય કર્યા છતાં તે આશ્રવરૂપ થાય છે, અને તેને તજવાપણે અધ્યવસાય કરવાથી તે જ સંવરરૂપ થાય છે. ૧૩૯.

વિષય સેવા વિગેરે અજ્ઞાનાનુબંધી આશ્રવ છે, તે કહે છે.—

**अज्ञानाद्विषयासक्तो बध्यते विषयैस्तु न ।**
**ज्ञानाद्विमुच्यते चात्मा न तु शास्त्रादिपुद्गलात् ॥ १४० ॥**

**મૂલાર્થ**—આત્મા અજ્ઞાનથી વિષયમાં આસક્ત થયો છતો કર્મવડે બંધાય છે, પણ વિષયોવડે બંધાતો નથી; તથા આત્મા જ્ઞાનથી મુક્ત થાય છે, પણ શાસ્ત્રાદિક પુદ્ગળથી મુક્ત થતો નથી. ૧૪૦.

**ટીકાર્થ**—આત્મા અજ્ઞાનથી એટલે અબોધના કારણથી શબ્દાદિક વિષયોને વિષે આસક્ત થયો છતો અજ્ઞાન પરિણામના આર્દ્રપણે કરીને કર્મરજવડે બંધાય છે; પણ વિષયોવડે એટલે શબ્દાદિક પુદ્ગળો-વડે બંધાતો નથી. કેમકે તે વિષયોનું બંધ ઉત્પન્ન કરવામાં સામર્થ્ય નથી, માટે સ્પર્શ કરેલા માટીના ઢેફાની જેમ તે અકારણ છે; તથા

જ્ઞાનથી એટલે સત્ વસ્તુસ્વરૂપના અવલંબનથી મુક્ત એટલે કર્મરહિત થાય છે. તીવ્ર અગ્નિવડે સુવર્ણની જેમ કર્મરૂપી મળ રહિત થાય છે; પણ શાસ્ત્રાદિક પુદ્ગળથી એટલે આગમના ગ્રંથો તથા પદ્માસન વિગેરે પુદ્ગળ સમૂહના સ્પર્શથી મુક્ત થતો નથી. કેમકે તે શાસ્ત્રાદિક આત્માથી અત્યંત ભિન્ન છે. ૧૪૦.

કહેલા અર્થને સ્પષ્ટ કરે છે.—

**शास्त्रं गुरोश्च विनयं क्रियामावश्यकानि च ।**
**संवराङ्गतया प्राहुर्व्यवहारविशारदाः ॥ १४१ ॥**

મૂલાર્થ—શાસ્ત્ર, ગુરૂનો વિનય, ક્રિયા અને આવશ્યક એ સર્વને વ્યવહારને વિષે નિપુણ પુરૂષોએ સંવરના અંગરૂપ કહ્યા છે. ૧૪૧.

ટીકાર્થ—શાસ્ત્ર એટલે જિનાગમ વિગેરે, ઉપદેશક ગુરૂનો વિનય એટલે સેવા, તપ પ્રતિલેખન વિગેરે ક્રિયા તથા છ પ્રકારનાં આવશ્યક એ સર્વને વ્યવહારને વિષે એટલે પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ જ્ઞાનને વિષે નિપુણ પુરૂષોએ સંવરના અંગપણે એટલે સાધનપણે કહ્યા છે; પણ સંવરરૂપ કહ્યા નથી. ૧૪૧.

**विशिष्टा वाक्तनुस्वान्तपुद्गलास्तेऽफलावहाः ।**
**ये तु ज्ञानादयो भावाः संवरत्वं प्रयान्ति ते ॥ १४२ ॥**

મૂલાર્થ—જે વાણી શરીર અને મનના વિશિષ્ટ પુદ્ગળો છે, તે ફળને વહન કરનારા નથી; પણ જે આત્માના જ્ઞાનાદિક ભાવો છે, તે સંવરપણાને પામે છે. ૧૪૨.

ટીકાર્થ—વાણી, શરીર અને મનના જે પુદ્ગળો એટલે પરમાણુ-સમૂહો વિશિષ્ટ એટલે પ્રાણીના સંબંધના સ્વભાવથી વિલક્ષણ છે. તેઓ એટલે પૂર્વે કહેલી બાહ્ય ક્રિયામાં પરિણામ પામેલા પુદ્ગળો કર્મનિરોધરૂપ ફળને વહન કરનારા-પ્રાપ્ત કરનારા નથી; પણ આત્માના સ્વભાવ-રૂપ જ્ઞાનાદિક-જ્ઞાન, દર્શન, નિવૃત્તિ, ક્ષમા વિગેરે ભાવો એટલે ચૈતન્યના પરિણામો સંવરપણાને એટલે કર્મના નિરોધમાં કારણપણાને પામે છે-જીવનો તેવો સ્વભાવ હોવાથી તે કર્મનિરોધપણાને પમાડે છે. ૧૪૨.

તત્ત્વને નહીં જાણનારા પુરૂષોના અભિમાનનું ફળ દેખાડે છે.—

**ज्ञानादिभावयुक्तेषु शुभयोगेषु तद्गतम् ।**
**संवरत्वं समारोप्य स्मयन्ते व्यवहारिणः ॥ १४३ ॥**

મૂલાર્થ—જ્ઞાનાદિક પરિણામે કરીને યુક્ત એવા શુભયોગોને વિષે

તેમાં રહેલા સંવરપણાનો આરોપ કરીને વ્યવહારને જાણનારા પુરૂષો ગર્વવાળા થાય છે. ૧૪૩.

ટીકાર્થ—જ્ઞાન, પ્રશમ અને કારૂણ્ય વિગેરે આત્માના પરિણામો વડે યુક્ત એવા શુભ યોગોને વિષે એટલે ધર્મને નિમિત્તે પ્રવર્તેલા મન, વચન અને કાયાની પ્રવૃત્તિરૂપ વ્યાપારોને વિષે તેમાં-જ્ઞાનાદિક ભાવમાં રહેલા સંવરપણાનો-કર્મનિરોધના સ્વભાવપણાનો આરોપ કરીને-સંકલ્પ કરીને વ્યવહારને જાણનારા પુરૂષો 'અમે ધર્મવાળા છીએ' એ પ્રમાણે ગર્વિષ્ઠ થાય છે. ૧૪૩.

**प्रशस्तरागयुक्तेषु चारित्रादिगुणेष्वपि ।**
**शुभाश्रवत्वमारोप्य फलभेदं वदन्ति ते ॥ १४४ ॥**

મૂલાર્થ—પ્રશસ્ત રાગવડે યુક્ત એવા ચારિત્રાદિક ગુણોને વિષે પણ શુભ આશ્રવપણાનો આરોપ કરીને તેઓ ફળના ભેદને કહે છે. ૧૪૪.

ટીકાર્થ—વળી પ્રશસ્ત રાગવડે એટલે મોક્ષાદિકના શ્રેષ્ઠ અભિલાષવડે યુક્ત એવા ચારિત્રાદિક ગુણોને વિષે એટલે સામાયિકાદિક આચાર, તપ વિગેરે વ્યવહાર ધર્મોને વિષે પણ શુભ આશ્રવપણાનો એટલે શુભ કર્મને ગ્રહણ કરવામાં કારણપણાનો આરોપ કરીને વ્યવહારને જાણનારા પુરૂષો ફળના ભેદને કહે છે. એટલે સંયમક્રિયારૂપ (શુભ) આશ્રવથકી પણ સંવરનું કાર્ય જે મોક્ષ તે પ્રાપ્ત થાય છે એમ કહે છે. ૧૪૪.

**भवनिर्वाणहेतूनां वस्तुतो न विपर्ययः ।**
**अज्ञानादेव तद्भानं ज्ञानी तत्र न मुह्यति ॥ १४५ ॥**

મૂલાર્થ—વાસ્તવિક રીતે સંસાર અને મોક્ષના હેતુઓનો વિપર્યાસ થતો નથી; છતાં તેનું ભાન-જ્ઞાન અજ્ઞાનથી જ થાય છે. તેમાં જ્ઞાની મુંઝાતો નથી. ૧૪૫.

ટીકાર્થ—વાસ્તવિક રીતે એટલે પરમાર્થ રીતે સંસાર અને મોક્ષના હેતુઓનો-આશ્રવ અને સંવરરૂપ કારણોનો વિપર્યાસ-પરાવર્તન એટલે પૂર્વે કહ્યા પ્રમાણે ફળના ભેદવડે કરીને વિપરીતપણાનો નિશ્ચય થતો નથી. કેમકે તેથી વ્યવસ્થાના ભંગનો પ્રસંગ આવે છે. તેથી કરીને તેનું જે ભાન થાય છે એટલે પૂર્વે કહેલા શુભ આશ્રવથી જે મોક્ષરૂપ ફળનું ભાન-જ્ઞાન થાય છે, તે અજ્ઞાનને લીધે જ એટલે વસ્તુનો બોધ ન હોવાથી જ થાય છે. તેમાં-આવા આભાસમાં યથાર્થ વસ્તુને જાણનાર જ્ઞાની મુંઝાતો નથી-મોહવાળો થતો નથી. ૧૪૫.

ઉપચારથી કહીએ તો આ પૂર્વે કહેલું પણ યોગ્ય છે. તે વાત બે શ્લોકવડે કહે છે.—

**तीर्थकृन्नामहेतुत्वं यत्सम्यक्त्वस्य वर्ण्यते ।**
**यच्चाहारकहेतुत्वं संयमस्यातिशायिनः ॥ १४६ ॥**
**तपःसंयमयोः स्वर्गहेतुत्वं यच्च पूर्वयोः ।**
**उपचारेण तद्युक्तं स्याद्घृतं दहतीतिवत् ॥ १४७ ॥**

**મૂલાર્થ**—સમકિતને જે તીર્થંકર નામ કર્મનું હેતુપણું કહેવામાં આવે છે, અતિ ઉત્કૃષ્ટ એવા સંયમને જે આહારકનું હેતુપણું કહેવામાં આવે છે, તથા પ્રથમના તપ અને સંયમને જે સ્વર્ગનું હેતુપણું કહેવામાં આવે છે, તે 'ઘી બળે છે' એમ કહેવાની જેમ ઉપચારવડે યુક્ત છે. ૧૪૬-૧૪૭.

**ટીકાર્થ**—સમ્યક્ત્વને એટલે મોક્ષને સાધનાર એવા સમ્યગ્ દર્શનને જે તીર્થંકર નામકર્મનું હેતુપણું એટલે તીર્થંકર નામકર્મને ઉપાર્જન કરવાનું મુખ્યપણું કહેવામાં આવે છે, અતિશાયી એટલે ચૌદપૂર્વી સંબંધી ચારિત્રને જે આહારકનું હેતુપણું એટલે આહારક શરીર કરવાના ફળવાળી લબ્ધિનું કારણપણું કહેવામાં આવે છે, તથા વીતરાગ સંયમથી પૂર્વકાળે થનારા તપ અને ચારિત્રને જે સ્વર્ગનું હેતુપણું એટલે દેવગતિ નામકર્મના બંધનું કારણપણું કહેવામાં આવે છે, તે સર્વ ઉપચારવડે-આરોપવડે યુક્ત-સંગત છે. કોની જેમ? તે કહે છે.-જેમ લોકમાં અગ્નિ બળતા છતાં ઘી બળે છે એમ લોકો બોલે છે, તે જ પ્રમાણે મોક્ષના હેતુરૂપ સમકિત અને ચારિત્રને જે શુભ બંધના હેતુરૂપ કહેવા તે ઉપચારથી જ કહેવાય છે. ૧૪૬-૧૪૭.

ત્યારે નિશ્ચયવડે આશ્રવ અને સંવર કયા? તેવી આશંકાપર કહે છે.—

**येनांशेनात्मनो योगस्तेनांशेनाश्रवो मतः ।**
**येनांशेनोपयोगस्तु तेनांशेनास्य संवरः ॥ १४८ ॥**

**મૂલાર્થ**—જે અંશે કરીને આત્માનો યોગ છે, તે અંશે કરીને તેને આશ્રવ કહેલો છે. અને જે અંશે કરીને તેનો ઉપયોગ છે, તે અંશે કરીને તેનો સંવર છે. ૧૪૮.

**ટીકાર્થ**—જે પ્રવૃત્તિરૂપ પરિણામવાળા અંશે કરીને-વિભાગે કરીને આત્માને યોગ-કર્મનીસાથે સંબંધ હોય છે, તે અંશવડે કરીને-પરિણામના વિભાગવડે કરીને તે આત્માને જ આશ્રવરૂપ કહ્યો છે. તથા જે

નિવૃત્તિરૂપ પરિણામવાળા અંશે કરીને આત્માનો ઉપયોગ છે એટલે ઇષ્ટ સિદ્ધિને સાધનારા આત્માના સ્વરૂપને અનુસરતો બોધ છે, તે અંશવડે કરીને-પરિણામના વિભાગવડે કરીને આત્મા જ સંવરરૂપ-કર્મના નિરોધરૂપ માનેલો છે. ૧૪૮.

**येनासावंशविश्रान्तौ बिभ्रदाश्रवसंवरौ ।**
**भात्यादर्श इव स्वच्छास्वच्छभागद्वयः सदा ॥ १४९ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને આ આત્મા અંશની વિશ્રાંતિને વિષે આશ્રવ અને સંવરને ધારણ કરતો છતો નિર્મળ અને મલિન એવા બે ભાગને ધારણ કરતા આદર્શ (દર્પણ)ની જેમ સદા-નિરંતર શોભે છે. ૧૪૯.

**ટીકાર્થ**—તેથી કરીને આ જીવ કાળાદિકના વિભાગે કરીને અંશની વિશ્રાંતિને વિષે એટલે પૂર્વે કહેલા પરિણામના બે વિભાગોના મધ્યમાં એક એક અંશના વિશ્રામનેવિષે આશ્રવ અને સંવરને ધારણ કરતો છતો સ્વચ્છ-ઉપરનો નિર્મળ ભાગ અને અસ્વચ્છ એટલે પાછળનો મલિન ભાગ એ બે ભાગને ધારણ કરનારા દર્પણની જેમ સર્વદા શોભે છે. ૧૪૯.

**शुद्धैव ज्ञानधारा स्यात्सम्यक्त्वप्राप्त्यनन्तरम् ।**
**हेतुभेदाद्विचित्रा तु योगधारा प्रवर्तते ॥ १५० ॥**

**મૂલાર્થ**—સમકિતની પ્રાપ્તિ થયા પછી જ્ઞાનની ધારા શુદ્ધ જ થાય છે, અને હેતુના ભેદને લીધે વિચિત્ર એવી યોગની ધારા પ્રવર્તે છે. ૧૫૦.

**ટીકાર્થ**—સમકિતની પ્રાપ્તિ થયા પછી જ્યારે આત્માને પૂર્વે કહેલ લક્ષણવાળા સમકિતનો લાભ થાય ત્યાર પછી તરત જ જ્ઞાનની ધારા એટલે જ્ઞાનના ઉપયોગની શ્રેણી સતત્ નિર્મળ થતી જાય છે. તથા હેતુના ભેદને લીધે એટલે વિચિત્રતાને લીધે અનેક પ્રકારની યોગધારા એટલે શુભ પરિણામવાળા વ્યાપારની સંતતિ અથવા સાધનની શ્રેણી પ્રવર્તે છે-ઉત્પન્ન થાય છે. ૧૫૦.

કહેલા અર્થને જ સ્પષ્ટ કરે છે.—

**सम्यग्दृशो विशुद्धत्वं सर्वास्वपि दशास्वतः ।**
**मृदुमध्याधिभावस्तु क्रियावैचित्र्यतो भवेत् ॥ १५१ ॥**

**મૂલાર્થ**—તે થકી સમકિતવંતને સર્વ દશાને વિષે વિશુદ્ધપણું થાય છે. અને જઘન્ય, મધ્યમ તથા ઉત્કૃષ્ટ એવો ભાવ તો ક્રિયાની વિચિત્રાને લીધે થાય છે. ૧૫૧.

**ટીકાર્થ**—તેથકી એટલે જ્ઞાનધારાની શુદ્ધિથકી સમ્યગ્દષ્ટિનું

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ વિગેરે સર્વ દશાને વિષે એટલે જ્ઞાનસાધનના કાળે કરેલી અવસ્થાઓને વિષે વિપર્યાસ રહિત હોવાથી વિશુદ્ધપણું-સુંદરપણું હોય છે. તથા મૃદુ-મંદ અર્થાત્ જઘન્ય, મધ્ય-જઘન્ય અને ઉત્કૃષ્ટ રહિત **મધ્યમ** તથા અવિર્ભાવ એટલે તીવ્ર ઉપયોગ-જ્ઞાનની સ્ફૂર્તિરૂપ ઉત્કૃષ્ટ એવો ભાવ તો ક્રિયાની વિચિત્રતાને લીધે એટલે જ્ઞાનાવરણાદિક કર્મના ક્ષયોપશમના અને સંયમવ્યાપારની શુદ્ધિના તરતમપણાને લીધે થાય છે. તેવું તરતમપણું સમકિતવંતને પણ હોય છે. ૧૫૧.

**यदा तु सर्वतः शुद्धिर्जायते धारयोर्द्वयोः ।**
**शैलेशीसंज्ञितः स्थैर्यात्तदा स्यात्सर्वसंवरः ॥ १५२ ॥**

**મૂલાર્થ**—જ્યારે સર્વ પ્રકારે તે બન્ને ધારાની શુદ્ધિ થાય છે, ત્યારે શૈલેશી નામના સ્થૈર્યથી સર્વસંવર થાય છે. ૧૫૨.

**ટીકાર્થ**—જ્યારે એટલે જે સમયે પૂર્વે કહેલી બન્ને ધારાની એટલે યોગ અને ઉપયોગરૂપ બંને શ્રેણીની સર્વ પ્રકારે એટલે સર્વ વિપર્યાસના અભાવે કરીને શુદ્ધિ-નિર્મળતા થાય છે, ત્યારે તે સમયે સર્વ યોગના નિરોધે કરીને શૈલેશી નામના સ્થૈર્યથી એટલે આત્માના સર્વ પ્રદેશો નિશ્ચળ થવાથી સર્વસંવર એટલે સર્વ પરભાવનો નિરોધ થાય છે. ૧૫૨.

**ततोऽर्वाग् यच्च यावच्च स्थिरत्वं तावदात्मनः ।**
**संवरो योगचाञ्चल्यं यावत्तावत्किलाश्रवः ॥ १५३ ॥**

**મૂલાર્થ**—તેનાથી પહેલાં જેવું અને જેટલું આત્માનું સ્થિરપણું થાય છે, તેટલો આત્માનો સંવર જાણવો. અને જેટલું ને જેવું યોગનું ચંચળપણું થાય છે, તેટલો આશ્રવ જાણવો. ૧૫૩.

**ટીકાર્થ**—તે શૈલેશી ગુણસ્થાન[1]થી પહેલાં એટલે નીચેના ગુણસ્થાનને વિષે જે આત્માનું જેવું ને જેટલું-જેટલા પરિમાણવાળું અને જેટલા કાળ સુધીનું સ્થિરપણું-નિશ્ચળપણું થાય છે, તે આત્માને તેટલો એટલે પોતપોતાની સ્થિરતાને અનુમાને સંવર થાય છે. તથા જે આત્માનું જેટલું અને જેટલા કાળ સુધીનું યોગનું ચંચળપણું એટલે મન, વચન અને કાયાના વ્યાપારરૂપ આત્મપ્રદેશોનું ચંચળપણું હોય છે, તેટલા કાળ સુધી ને તેટલો તેને આશ્રવ હોય છે. ૧૫૩.

---

૧ ચૌદમું ગુણસ્થાન ( અયોગી કેવળી ).

હવે તે બન્નેનો ઉપસંહાર કરે છે.—

**अशुद्धनयतश्चैवं संवराश्रवसंकथा ।**
**संसारिणां च सिद्धानां न शुद्धनयतो भिदा ॥ १५४ ॥**

**મૂલાર્થ**—આ પ્રમાણે અશુદ્ધ નયથી સંસારી જીવોને સંવર તથા આશ્રવની કથા છે, પણ સિદ્ધ જીવોને શુદ્ધ નયથી કાંઇપણ ભેદ નથી. ૧૫૪.

**ટીકાર્થ**—આ પ્રમાણે એટલે પૂર્વે કહ્યા પ્રમાણે અશુદ્ધ નયથી એટલે સામાન્ય અને વિશેષ અંશની શુદ્ધિ વિગેરે વસ્તુધર્મને ગ્રહણ કરવાવડે કરીને અશુદ્ધ એવા નૈગમાદિક–દ્રવ્યાર્થિક નયનો સ્વીકાર કરવાથી સંસારી જીવોને માટે સંવર અને આશ્રવની કથા એટલે વિચાર અથવા રચના પ્રવર્તે છે. અને મુક્ત જીવોને માટે તો શુદ્ધ નયથી એટલે સર્વ અંશે શુદ્ધ એવા પર્યાયાર્થિક નયનો આશ્રય કરવાથી ભેદ છે જ નહીં. તેથી ત્યાં સંવર અને આશ્રવનો વિચાર જ નથી. ૧૫૪.

હવે નિર્જરા વિષે કહે છે. (નિર્જરાનું લક્ષણ કહે છે.)—

**निर्जरा कर्मणां शाटो नात्मासौ कर्मपर्ययः ।**
**येन निर्जीर्यते कर्म स भावस्त्वात्मलक्षणम् ॥ १५५ ॥**

**મૂલાર્થ**—કર્મનો નાશ એ નિર્જરા કહેવાય છે. આ નિર્જરા કર્મનો પર્યાય હોવાથી આત્મારૂપ નથી. પરંતુ જે ભાવવડે કર્મ નિર્જરાય છે, તે ભાવ આત્માનું લક્ષણ જાણવું. ૧૫૫.

**ટીકાર્થ**—કર્મોનો એટલે જ્ઞાનાવરણાદિક કર્મ પુદ્ગળોનો શાટ એટલે આત્મપ્રદેશથી છુટા પડવું તે નિર્જરા કહેવાય છે. આ નિર્જરા કર્મનો પર્યાય છે એટલે કર્મને જૂદી અવસ્થાની પ્રાપ્તિરૂપ છે. ભાવાર્થ એ છે કે–કર્મના પુદ્ગળો જ કર્મની અવસ્થાનો ત્યાગ કરીને અકર્મરૂપ અવસ્થાને પામે છે. તેથી કરીને તે નિર્જરા આત્મરૂપ નથી. પરંતુ જે વિશુદ્ધ ભાવે કરીને કર્મ એટલે પૂર્વે ઉપાર્જન કરેલા જ્ઞાનાવરણાદિક કર્મરાશિ નિર્જરાય છે એટલે જીવ પોતાના આત્મપ્રદેશથી તેને છુટા પાડીને જૂદા કરે છે, તેવો ભાવ જ એટલે બોધથી વૃદ્ધિ પામેલા તપ અને ચારિત્રમય પરિણામ જ એટલે તદ્રૂપ આત્માનું લક્ષણ જ નિર્જરારૂપ થાય છે. ૧૫૫.

નિર્જરાનું કારણ ભાવતપ છે, માટે તેનું સ્વરૂપ બતાવે છે.—

**सत्तपो द्वादशविधं शुद्धज्ञानसमन्वितम् ।**
**आत्मशक्तिसमुत्थानं चित्तवृत्तिनिरोधकृत् ॥ १५६ ॥**

**મૂલાર્થ**—આત્માની શક્તિથી ઉત્પન્ન થયેલું, ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરનારૂં અને શુદ્ધ જ્ઞાનવડે યુક્ત એવું સત્ તપ બાર પ્રકારનું છે. ૧૫૬.

**ટીકાર્થ**—આત્માની શક્તિથી એટલે જીવના કર્મની નિર્જરા કરવાના સામર્થ્યથી વીર્યના ઉલ્લાસપૂર્વક ઉત્પન્ન થયેલું, ચિત્તની વૃત્તિઓનો એટલે આત્માથી બહાર ફરનારી પ્રવૃત્તિઓનો નિરોધ-નિવૃત્તિ કરનારૂં અને શુદ્ધ જ્ઞાનવડે-સદ્બોધવડે યુક્ત એવું છ પ્રકારનું બાહ્ય અને છ પ્રકારનું અભ્યંતર એમ બાર પ્રકારનું પ્રધાન તપ કહેવાય છે. તે નિર્જરારૂપ થાય છે. ૧૫૬.

**यत्र रोधः कषायाणां ब्रह्म ध्यानं जिनस्य च ।**
**ज्ञातव्यं तत्तपः शुद्धमवशिष्टं तु लंघनम् ॥ १५७ ॥**

**મૂલાર્થ**—જે તપને વિષે કષાયોનો રોધ, બ્રહ્મચર્ય અને જિનેશ્વરનું ધ્યાન થતું હોય, તે શુદ્ધ તપ જાણવું; અને બાકીનું સર્વ લંઘન માત્ર સમજવું. ૧૫૭.

**ટીકાર્થ**—જે તપસ્યા કરવાથી ક્રોધાદિક કષાયોનો રોધ એટલે નાશ, બ્રહ્મ એટલે કામવિકારનો અભાવ અને જિનેશ્વરનું ધ્યાન એટલે વીતરાગનું એકાગ્ર મનથી સ્મરણ થતું હોય, તે શુદ્ધ એટલે નિર્દોષ તપ જાણવું. તે વિના બધું લંઘન એટલે માત્ર શરીરનું શોષણ જ સમજવું. ૧૫૭.

કહેલા અર્થને સ્પષ્ટ કરે છે.—

**बुभुक्षा देहकार्श्यं च तपसो नास्ति लक्षणम् ।**
**तितिक्षाब्रह्मगुप्त्यादिस्थानं ज्ञानं तु तद्वपुः ॥ १५८ ॥**

**મૂલાર્થ**—ક્ષુધા અને દેહની કૃશતા એ કાંઈ તપનું લક્ષણ નથી. પણ તિતિક્ષા અને બ્રહ્મગુપ્તિ વિગેરેના સ્થાનરૂપ જે જ્ઞાન તેજ તે તપનું શરીર છે. ૧૫૮.

**ટીકાર્થ**—બુભુક્ષા એટલે ભૂખ સહન કરવી તે અને શરીરની કૃશતા એટલે દુર્બળતા એ કાંઈ તપનું લક્ષણ-સ્વરૂપ નથી. પરંતુ તિતિક્ષા એટલે ક્રોધ અને દીનતા રહિત સહનપરિણામવાળી ક્ષમા તથા બ્રહ્મગુપ્તિ એટલે નવ પ્રકારે બ્રહ્મચર્યને પાલન કરવાનો ઉપાય, તથા आदि શબ્દ છે તેથી કષાય અને ચિત્તના નિરોધ વિગેરેનાં સ્થાનરૂપ જે જ્ઞાન-બોધ તેજ તે તપનું શરીર એટલે સ્વરૂપ (લક્ષણ) છે. ૧૫૮.

**ज्ञानेन निपुणेनैक्यं प्राप्तं चन्दनगन्धवत् ।**
**निर्जरामात्मनो दत्ते तपो नान्यादृशं क्वचित् ॥ १५९ ॥**

**મૂલાર્થ**—નિપુણ એવા જ્ઞાનવડે ચંદન અને તેના ગંધની જેમ એકતાને પામેલી તપસ્યા આત્માની નિર્જરાને આપે છે; તેનાંથી બીજા પ્રકારની તપસ્યા કદાપ નિર્જરા આપતી નથી. ૧૫૯.

**ટીકાર્થ**—નિપુણ એટલે યથાર્થ વસ્તુસ્વરૂપને જણાવવામાં કુશળ એવા જ્ઞાનવડે એટલે સદ્બોધવડે ચંદનાદિકના ગંધની જેમ એક સ્વરૂપપણાને પામેલી એટલે તપસ્યાની રૂચિના પરિણામરૂપે પરિણમેલી અનશનાદિક તપસ્યા આત્માને ઉક્ત સ્વરૂપવાળી નિર્જરાને આપે છે. અને તેથી વિલક્ષણ એવી તપસ્યા કદાપિ નિર્જરાને આપતી નથી. કારણ કે તેનો આત્માએ સ્વીકાર કર્યો નથી. ૧૫૯.

**तपस्वी जिनभक्त्या च शासनोद्भासनोत्थया ।**
**पुण्यं बध्नाति बहुलं मुच्यते तु गतस्पृहः ॥ १६० ॥**

**મૂલાર્થ**—તપસ્વી ( મુનિ ) શાસનની ઉન્નતિ કરવાથી ઉત્પન્ન થયેલી જિનભક્તિવડે ઘણું પુણ્ય બાંધે છે. અને સર્વ પ્રકારની સ્પૃહારહિત થયેલો તપસ્વી મુક્ત થાય છે. ૧૬૦.

**ટીકાર્થ**—જેને નિરંતર તપ હોય તે તપસ્વી અર્થાત્ મુનિ, શાસનના-જિનપ્રવચનના ઉદ્ભાસવડે એટલે તેના મહિમાને પ્રકટ કરવાથી ઉન્નતિ કરવાવડે ઉત્પન્ન થયેલી જિનભક્તિથી એટલે જિનેશ્વરનું વિશેષ બહુમાન કરવાથી ઘણું પુણ્ય-શુભ કર્મ બાંધે છે-ઉપાર્જન કરે છે. અને જેને શાસનની ઉન્નતિ વિગેરેની પણ સર્વ સ્પૃહા દૂર થઈ ગઈ છે-નષ્ટ થઈ છે, એવો તપસ્વી તો મુક્ત થાય છે એટલે શુભાશુભ કર્મના બંધનથી રહિત થાય છે. ૧૬૦.

**कर्मतापकरं ज्ञानं तपस्तन्नैव वेत्ति यः ।**
**प्राप्नोतु स हतस्वान्तो विपुलां निर्जरां कथम् ॥ १६१ ॥**

**મૂલાર્થ**—જે તપસ્વી કર્મને તાપ કરનારૂં જ્ઞાન જ તપ છે એમ જાણતો નથી, તે હણાયેલા ચિત્તવાળો મુનિ મોટી નિર્જરાને શી રીતે પામે ? ૧૬૧.

**ટીકાર્થ**—જે તપસ્વી કર્મોને એટલે કાર્મણ શરીર વિગેરે પુદ્ગળરાશિને ક્ષય થવારૂપ સંતાપ ઉત્પન્ન કરનાર જ્ઞાન એટલે બોધ જ તપ છે, એમ નથી જાણતો એટલે તેવા પ્રકારનું જ્ઞાન ન હોવાને લીધે

જ્ઞાનને જ તપરૂપે નથી જાણતો તે નષ્ટ ચિત્તવાળો તપસ્વી વિસ્તારવાળી કર્મક્ષયરૂપ નિર્જરાને શા ઉપાયથી પામે? કોઈ પણ ઉપાયથી પામે નહીં. ૧૬૧.

**अज्ञानी तपसा जन्मकोटिभिः कर्म यन्नयेत् ।**
**अन्तं ज्ञानतपोयुक्तस्तत्क्षणेनैव संहरेत् ॥ १६२ ॥**

મૂલાર્થ—અજ્ઞાની માણસ જે કર્મનો તપસ્યાવડે કોટી જન્મે કરીને નાશ કરે, તે કર્મનો જ્ઞાનતપે કરીને યુક્ત મુનિ ક્ષણવારમાં જ નાશ કરે છે. ૧૬૨.

ટીકાર્થ—અજ્ઞાની એટલે તત્ત્વબોધ રહિત મનુષ્ય જે એટલે જેટલા પરિમાણવાળા કર્મને તપસ્યાવડે કરોડો જન્મે કરીને એટલે કરોડ ભવની પરંપરાએ કરીને વિનાશ પમાડે છે, તેટલા કર્મને જ્ઞાનરૂપી તપે કરીને યુક્ત મુનિ એક ક્ષણમાં જ એટલે અલ્પ સમયમાં જ વિનાશ પમાડે છે. ૧૬૨.

એ જ માટે કહ્યું છે.—

**ज्ञानयोगतपःशुद्धमित्याहुर्मुनिपुंगवाः ।**
**तस्मान्निकाचितस्यापि कर्मणो युज्यते क्षयः ॥ १६३ ॥**

મૂલાર્થ—જ્ઞાનયોગરૂપી તપસ્યા જ શુદ્ધ છે એમ શ્રેષ્ઠ મુનિઓ કહે છે, કારણ કે તેનાથી નિકાચિત કર્મનો પણ ક્ષય થાય છે. ૧૬૩.

ટીકાર્થ—શ્રેષ્ઠ મુનિઓ જ્ઞાનયોગ એટલે જ્ઞાનપૂર્વક બ્રહ્મપણાની પ્રાપ્તિના ઉપાયરૂપ તપ, કર્મને ક્ષય કરવાનો શુદ્ધ-નિર્મળ ઉપાય છે એ પ્રકારે કહે છે. કારણ કે તે જ્ઞાનયોગરૂપી તપસ્યાથી નિકાચિત કર્મનો પણ એટલે અત્યંત ગાઢ બંધનથી બંધાયેલા જ્ઞાનાવરણાદિક કર્મોનો પણ ક્ષય-વિનાશ સંભવે છે. તો પછી શિથિલ બંધવાળા કર્મનો ક્ષય થાય તેમાં તો શું આશ્ચર્ય! ૧૬૩.

એમ શી રીતે? તે કહે છે.—

**यदिहापूर्वकरणं श्रेणी शुद्धा च जायते ।**
**ध्रुवः स्थितिक्षयस्तत्र स्थितानां प्राच्यकर्मणाम् ॥ १६४ ॥**

મૂલાર્થ—કારણ કે આ જ્ઞાનયોગ તપને વિષે અપૂર્વકરણ અને શુદ્ધ શ્રેણી ઉત્પન્ન થાય છે, તેથી ત્યાં રહેલા મુનિઓના પૂર્વ કર્મોની સ્થિતિનો ક્ષય અવશ્ય થાય છે. ૧૬૪.

ટીકાર્થ—જેથીકરીને આ જ્ઞાનયોગ તપને વિષે અપૂર્વકરણ એટલે

આ અનાદિ સંસારમાં ભ્રમણ કરતાં જીવે કદાપિ પૂર્વે પામ્યું નથી એવું કરણ[1] એટલે અધ્યવસાયની ધારા તથા શુદ્ધ એટલે કષાયના ઉદયરૂપી મળે કરીને રહિત એવી ક્ષપક કે ઉપશમમાંની એક શ્રેણી જીવને પ્રાપ્ત થાય છે. તે અપૂર્વકરણ અને શ્રેણીને વિષે રહેલા મુનિઓના પૂર્વે કરેલા જ્ઞાનાવરણાદિક કર્મોની સ્થિતિનો એટલે કર્મને રહેવાના કાળના પરિણામનો ક્ષય-નાશ-ઓછાપણું અવશ્ય થાય છે. તેથી કરીને જ્ઞાનયોગરૂપી તપ નિકાચિત કર્મના ક્ષયનું કારણ છે એ સિદ્ધ થાય છે. ૧૬૪.

હવે નિર્જરાનો ઉપસંહાર કરે છે.—

**तस्माज्ज्ञानमयः शुद्धस्तपस्वी भावनिर्जरा ।**
**शुद्धनिश्चयतस्त्वेषा सदाशुद्धस्य कापि न ॥ १६५ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને જ્ઞાનમય શુદ્ધ તપસ્વી ભાવનિર્જરા રૂપ છે. અને શુદ્ધ નિશ્ચય નયથી સદાશુદ્ધને એટલે સિદ્ધને બીલકુલ નિર્જરા નથી. ૧૬૫.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વે કહેલા હેતુઓની પરંપરાએ કરીને જ્ઞાનમય-તત્ત્વજ્ઞાનના પરિણામવાળો શુદ્ધ તપસ્વી-નિઃસ્પૃહ તપયુક્ત મુનિ જ આત્મશુદ્ધિથી અભિન્ન હોવાથી ભાવનિર્જરા છે. અને શુદ્ધ નિશ્ચય નયથી એટલે શુદ્ધ પર્યાયને ગ્રહણ કરનાર નયના આશ્રયથી સદાશુદ્ધને એટલે સર્વદા કર્મમળ રહિત એવા સિદ્ધને આ પૂર્વે કહેલી દ્રવ્ય અને ભાવ એ બે પ્રકારમાંથી એકે પ્રકારવાળી નિર્જરા નથી. કેમકે નિર્જરાના ફળસ્વરૂપ કર્મનો અભાવ પ્રાપ્ત થયેલ હોવાથી નિર્જરા કરવાપણું જ રહેતું નથી. ૧૬૫.

હવે બંધનું લક્ષણ કહે છે.—

**बन्धः कर्मात्मसंश्लेषो द्रव्यतः स चतुर्विधः ।**
**तद्धेत्वध्यवसायात्मा भावतस्तु प्रकीर्तितः ॥ १६६ ॥**

**મૂલાર્થ**—કર્મની સાથે આત્માનો જે સંશ્લેષ તે બંધ કહેવાય છે. તે બંધ દ્રવ્યથી ચાર પ્રકારનો છે, અને ભાવથકી તો તે (બંધ)ના હેતુરૂપ અધ્યવસાયના સ્વરૂપવાળો કહેલો છે. ૧૬૬.

---

૧ આ અપૂર્વકરણ આઠમું ગુણઠાણું છે. ત્યાં શ્રેણીની યોગ્યતા પ્રાપ્ત થાય છે ને નવમા ગુણઠાણાથી શ્રેણી મંડાય છે. આઠમે ને નવમે ગુણઠાણે પૂર્વ કર્મની સ્થિતિનો ઘાત થાય છે.

**ટીકાર્થ**—કર્મની સાથે એટલે કર્મને યોગ્ય એવા પુદ્ગળરાશિની સાથે જીવનો જે આશ્લેષ-સંબંધ તે બંધ કહેવાય છે. તે બંધ દ્રવ્યથી-અપ્રધાન વૃત્તિથી પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ એમ ચાર પ્રકારનો છે. આ બંધ પણ આત્મા નથી. કેમકે કર્મના પુદ્ગળોસાથે કર્મના જ પુદ્ગળોનો સંબંધ થઈ શકે છે. તથા ભાવથી તો એટલે ચૈતન્યક્રિયાના સ્વભાવથી તો તે બંધના હેતુ-બંધને ઉત્પન્ન કરનાર અધ્યવસાય-રાગાદિક પરિણામ અને પરિણામીનો અભેદ હોવાથી આત્માને જ બંધરૂપ કહેલો છે. ૧૬૬.

શી રીતે ? તે કહે છે.—

**वेष्टयत्यात्मनात्मानं यथा सर्पस्तथासुमान् ।**
**तत्तद्भावैः परिणतो बध्नात्यात्मानमात्मना ॥ १६७ ॥**

**મૂલાર્થ**—જેમ સર્પ પોતાના દેહવડે પોતાના દેહને વીંટે છે, તેમ પ્રાણી પણ તે તે ભાવે કરીને પરિણામ પામ્યો છતો પોતાના આત્માવડે જ પોતાના આત્માને બાંધે છે. ૧૬૭.

**ટીકાર્થ**—જેમ સર્પ પોતાના દેહવડે કરીને પોતાના દેહને વીંટે છે, તે જ પ્રકારે આત્મા ( જીવ ) પણ તે તે રાગાદિરૂપ ભાવે કરીને-પરિણામે કરીને પરિણમ્યો છતો આત્માવડે-પોતાના પરિણામવડે આત્માને-પોતાને બાંધે છે, એટલે વિશેષ પ્રકારના પરિણામથી ગ્રહણ કરેલા કર્મના રાશિવડે વીંટે છે. ૧૬૭.

ફરીને દૃષ્ટાંત આપે છે.—

**बध्नाति स्वं यथा कोशकारकीटः स्वतन्तुभिः ।**
**आत्मनः स्वगतैर्भावैर्बन्धने सोपमा स्मृता ॥ १६८ ॥**

**મૂલાર્થ**—જેમ રેશમ કરનારો કીડો પોતાના તંતુઓવડે પોતાના દેહને બાંધે છે, તેમ આત્માના પોતામાં રહેલા ભાવે કરીને થતા બંધનને વિષે તે જ ઉપમા કહેલી છે. ૧૬૮.

**ટીકાર્થ**—જેમ કોશકાર કીડો એટલે રેશમને ઉત્પન્ન કરનારો કીડો પોતાની લાળરૂપી તંતુએ કરીને પોતાના શરીરને બાંધે છે. તે જ પ્રમાણે જીવ પોતામાં રહેલા રાગાદિક પરિણામે કરીને પોતે બંધન પામે છે તેથી બંધન પામવામાં તે જ ઉપમા કહેલી છે. ૧૬૮.

અહીં કોઈ એમ કહે કે-'અપરાધ કરનારાઓને કર્મનો બંધ કરનાર ઈશ્વર છે.' આમ કહેનારને માટે કહે છે.—

**जन्तूनां सापराधानां बन्धकारी न हीश्वरः ।**
**तद्बन्धकानवस्थानादबन्धस्याप्रवृत्तितः ॥ १६९ ॥**

**મૂલાર્થ**—અપરાધી પ્રાણીઓને બંધ કરનાર ઈશ્વર નથી, કેમકે તેના બંધ કરનારનું અનવસ્થાન છે. અને બંધરહિતને પ્રવૃત્તિનો અભાવ છે. ૧૬૯.

**ટીકાર્થ**—ઈશ્વરને વિષે ભક્તિ ન કરવારૂપ અપરાધવડે સહિત એવા પ્રાણીઓને કર્મનો બંધ કરનાર ઈશ્વર એટલે જગતકર્તા વિષ્ણુ નથી. કારણ કે તે કર્મના બંધ કરનારનું અનવસ્થાન છે એટલે નિયત કારણકાર્યભાવનો અભાવ વિગેરે બહુ દોષયુક્ત છે તે પણ શી રીતે? તે કહે છે.—બંધરહિતને પ્રવૃત્તિનો અભાવ છે માટે, એટલે ઈશ્વર ક્રિયારહિત હોવાથી તે બંધનો હેતુ થઈ શકતો નથી. ૧૬૯.

**શંકા**—'ભલે સાક્ષાત્ બંધનો કર્તા ઈશ્વર નથી, પરંતુ તે ઈશ્વર જીવોની પ્રવૃત્તિમાં પ્રેરણા કરનાર છે, એમ આશંકા કરનારને કહે છે.—

**न चाज्ञानप्रवृत्त्यर्थे ज्ञानवन्नोदना ध्रुवा ।**
**अबुद्धिपूर्वकार्येषु स्वप्नादौ तददर्शनात् ॥ १७० ॥**

**મૂલાર્થ**—અજ્ઞાનવાળાને પ્રવૃત્તિ કરાવવા માટે જ્ઞાનવાનની પ્રેરણા હોય જ નહીં. કારણ કે સ્વપ્નાદિકમાં અજ્ઞાનપૂર્વક કરાતાં કાર્યોને વિષે તે પ્રેરણા જોવામાં આવતી નથી. ૧૭૦.

**ટીકાર્થ**—અજ્ઞાનવાળાને પ્રવૃત્તિ કરાવવા માટે જ્ઞાનવાન્ એવા ઈશ્વરની પ્રેરણા હોય નહીં. કારણ કે સ્વપ્નાદિકને વિષે એટલે નિદ્રામાં થતી મનની ભ્રાંતિને વિષે તથા आदि શબ્દ છે માટે મદોન્મત્ત, મૂર્છિત વિગેરે અવસ્થાને વિષે અબુદ્ધિપૂર્વક કાર્યમાં તે અજ્ઞાનવાળા પ્રાણીને કોઇની પ્રેરણા જોવામાં આવતી નથી. જો જાગ્રતના કાર્યમાં ઈશ્વરની પ્રેરણા ઈષ્ટ હોય તો અજાગ્રતના કાર્યને વિષે પણ બીજા કોઇનું પ્રેરકપણું હોવું જોઇએ, અને તે તો દેખાતું નથી. ૧૭૦.

ત્યારે કોની પ્રેરણાથી જીવ પ્રવર્તે છે? એ શંકાપર કહે છે.—

**तथाभव्यतया जन्तुर्नोदितश्च प्रवर्तते ।**
**बध्नन् पुण्यं च पापं च परिणामानुसारतः ॥ १७१ ॥**

**મૂલાર્થ**—પરિણામને અનુસારે પુણ્ય તથા પાપને બાંધતો જીવ

તથાપ્રકારના ભવ્યપણાએ કરીને પ્રેરણા પામ્યો છતો પ્રવર્તે છે. ૧૭૧.

**ટીકાર્થ**—જીવ તથાપ્રકારની ભવ્યતાએ કરીને એટલે તે તે કાર્યના ભેદે કરીને પરિણામ પામતી ભવ્યતા-યોગ્યતાએ કરીને પ્રેરણા પામ્યો છતો પ્રવર્તે છે. શું કરતો સતો પ્રવર્તેછે? તે કહે છે—પરિણામને એટલે અધ્યવસાયને અનુસારે એટલે અધ્યવસાયને યોગ્ય એવા કારણથી પુણ્ય તે શુભ કર્મને અને પાપ તે અશુભ કર્મને બાંધતો એટલે શુભાશુભ કર્મને આત્મપ્રદેશની સાથે સંબંધ કરાવતો સતો પ્રવર્તે છે. ૧૭૧.

કહેલી ઘટનામાં દૃષ્ટાંત આપે છે.—

**रोगस्थित्यनुसारेण प्रवृत्ती रोगिणो यथा ।**
**भवस्थित्यनुसारेण तथा बन्धेऽपि वर्ण्यते ॥ १७२ ॥**

**મૂલાર્થ**—જેમ રોગની સ્થિતિને અનુસારે રોગી માણસની પ્રવૃત્તિ થાય છે, તેમ ભવની સ્થિતિને અનુસારે (જીવની) બંધને વિષે પણ પ્રવૃત્તિ કહેલી છે. ૧૭૨.

**ટીકાર્થ**—જેમ જ્વરાદિક વ્યાધિની સ્થિતિને અનુસારે એટલે સ્થિતિને અનુકૂળ એવા પરિણામે કરીને રોગી માણસની પ્રવૃત્તિ થાય છે. જો ચિરકાળ સુધીની રોગની સ્થિતિ હોય, તો રોગીને આમ્રફળ ખાવાની અર્થાત્ કુપથ્ય કરવાની અવશ્ય ઈચ્છા થાય છે, નહીં તો થતી નથી; તેજ પ્રકારે ભવસ્થિતિને અનુસારે એટલે જીવને સંસાર ઘણો અવશેષ હોય કે થોડો હોય તેને અનુરૂપ પરિણામને અનુસારે કર્મના બંધને વિષે પણ જીવની પ્રવૃત્તિ થાય છે. ૧૭૨.

**शुद्धनिश्चयतस्त्वात्मा न बद्धो बन्धशंकया ।**
**भयकंपादिकं किं तु रज्जावहिमतेरिव ॥ १७३ ॥**

**મૂલાર્થ**—શુદ્ધ નિશ્ચય નયથી તો આત્મા બંધાતોજ નથી. પણ બંધની શંકાએ કરીને દોરડીને વિષે સર્પની ભ્રાંતિની જેમ ભય, કંપ વિગેરેને પામે છે. ૧૭૩.

**ટીકાર્થ**—આત્મા શુદ્ધ નિશ્ચય નયથી એટલે સમગ્ર વિભાવ (પરભાવ) રહિત આત્મસ્વરૂપને ગ્રહણ કરનાર નયના મતથી તો કર્મવડે બંધાતોજ નથી. પરંતુ બંધની શંકાએ કરીને એટલે 'કદાચ હું બંધાઈ જઇશ' એવા ત્રાસવડે અને તર્કવડે કરીને ભય, કંપ (પરિણામનું ચલાયમાન થવું) તથા આદિ શબ્દથી ભ્રાંતિ વિગેરે

બંધનાં કારણ થાય છે, જેમ દોરડીને વિષે સર્પની બુદ્ધિ એટલે 'આ સર્પ છે' એવી ભ્રાંતિ થાય છે તેમ. પરંતુ શુદ્ધ આત્માને વિષે તો તે છે જ નહીં. ૧૭૩.

એનું જ સમાધાન કહે છે.—

**दृढाज्ञानमयीं शंकामेनामपनिनीषवः ।**
**अध्यात्मशास्त्रमिच्छन्ति श्रोतुं वैराग्यकांक्षिणः ॥ १७४ ॥**

**મૂલાર્થ**—આ દૃઢ અજ્ઞાનવાળી શંકાને દૂર કરવા ઇચ્છતા અને વૈરાગ્યની અભિલાષાવાળા પુરૂષો અધ્યાત્મ શાસ્ત્રને શ્રવણ કરવા ઇચ્છે છે. ૧૭૪.

**ટીકાર્થ**—આ પૂર્વે કહેલી અત્યંત ગાઢ અજ્ઞાનમય એટલે અવિવેકવાળી શંકાને-ભ્રાંતિને દૂર કરવાને ઇચ્છતા અને વૈરાગ્યની અભિલાષાવાળા પ્રાણીઓ અધ્યાત્મ શાસ્ત્રને એટલે અધ્યાત્મને પ્રતિપાદન કરનાર ગ્રંથને સારી રીતે શ્રવણ કરવા ઇચ્છે છે-તેવી અભિલાષાવાળા થાય છે. ૧૭૪.

શાસ્ત્રના અર્થમાં સારી રીતે વિચાર કરવો. એ વિષે ત્રણ શ્લોકે કરીને શિક્ષા-ઉપદેશ આપે છે.—

**दिशः प्रदर्शकं शाखाचन्द्रन्यायेन तत्पुनः ।**
**प्रत्यक्षविषयां शंकां न हि हन्ति परोक्षधीः ॥ १७५ ॥**

**મૂલાર્થ**—તે શાસ્ત્ર શાખાચંદ્રના ન્યાયવડે કરીને દિશા માત્રને જ દેખાડનારૂં છે. કારણ કે પરોક્ષ જ્ઞાન પ્રત્યક્ષ વિષયવાળી શંકાને હણતું નથી. ૧૭૫.

**ટીકાર્થ**—હે ભવ્ય પ્રાણીઓ! તમે આ પ્રકારે જાણો કે-તે પૂર્વે કહેલું અધ્યાત્મશાસ્ત્ર શાખાચંદ્રના ન્યાયે કરીને એટલે 'જો, આ વૃક્ષની શાખાપર ચંદ્ર દેખાય છે.' આ દૃષ્ટાંતે કરીને દિશા માત્રનું દેખાડનાર-જણાવનાર છે. જેમકે "જે આ ચૈતન્યવાળો પદાર્થ છે, તે જ આત્મા છે." એ પ્રમાણે દિગ્ માત્ર છે. કારણ કે પરોક્ષ બુદ્ધિ એટલે અસાક્ષાત્ જ્ઞાનવાળું શાસ્ત્ર હોય છે. અને તેનો ઉપદેશ કરનાર સર્વ વસ્તુને સાક્ષાત્ જાણનાર સર્વજ્ઞ હોય છે. તેથી તે શાસ્ત્ર પ્રત્યક્ષ વિષયવાળી એટલે સ્પષ્ટ એવા આત્મસ્વરૂપના જ્ઞાનને વિષે ઉત્પન્ન થયેલી અથવા પોતાના અનુભવમાં પ્રત્યક્ષ થયેલી શંકાને હણતું નથી-નિરાકરણ કરતું નથી. ૧૭૫.

**शंखे श्वैत्यानुमानेऽपि दोषात्पीतत्वधीर्यथा ।**
**शास्त्रज्ञानेऽपि मिथ्याधीसंस्काराद्बन्धधीस्तथा ॥ १७६ ॥**

મૂલાર્થ—જેમ શંખને વિષે શ્વેતપણાનું જ્ઞાન છતાં પણ દોષને લીધે તેમાં પીત ( પીળા ) પણાની બુદ્ધિ થાય છે, તેમ શાસ્ત્રનું જ્ઞાન છતાં પણ મિથ્યા બુદ્ધિના સંસ્કારથી આત્માને વિષે બંધની બુદ્ધિ થાય છે. ૧૭૬.

ટીકાર્થ—જેમ તિમિર રોગ વિગેરે દૃષ્ટિના દોષથી શંખને વિષે શ્વેતપણાનું જ્ઞાન છતાં પણ પીત-પીળા વર્ણપણાની બુદ્ધિ થાય છે, તેજ પ્રકારે શાસ્ત્રનું જ્ઞાન છતાં પણ એટલે શાસ્ત્રથી આત્માનું અબંધપણું જાણ્યા છતાં પણ મિથ્યાત્વ બુદ્ધિના સંસ્કારથી એટલે વિપરીત બુદ્ધિના સંયોગથી આત્માને વિષે બંધની બુદ્ધિ એટલે આત્મા 'કર્મે કરીને બંધાયો' એવી મતિ થાય છે. ૧૭૬.

**श्रुत्वा मत्वा मुहुः स्मृत्वा साक्षादनुभवन्ति ये ।**
**तत्त्वं न बन्धधीस्तेषामात्माबन्धः प्रकाशते ॥ १७७ ॥**

મૂલાર્થ—જેઓ વારંવાર તત્ત્વ સાંભળીને, તેનું મનન કરીને તથા સ્મરણ કરીને તેને સાક્ષાત્ અનુભવે છે, તેઓને બંધની બુદ્ધિ હોતી નથી, અને તેઓનો આત્મા બંધરહિત પ્રકાશે છે. ૧૭૭.

ટીકાર્થ—સદ્વિવેકને ભજનારા જેઓ વારંવાર શાસ્ત્રથકી તત્ત્વને એટલે ભેદ અને પ્રભેદસહિત જીવાદિક વસ્તુના સ્વરૂપને સાંભળીને, તેનું મનમાં મનન કરીને તથા તેના પૂર્વાપર સંબંધનું સ્મરણ કરીને સાક્ષાત્ અનુભવે છે એટલે પોતાની બુદ્ધિમાં તેને પ્રત્યક્ષ કરેછે, તે વિચારવિચક્ષણ પુરૂષોને બંધની બુદ્ધિ એટલે 'મારો આત્મા બંધાયો છે' એવી બુદ્ધિ થતી નથી. તેથી શુદ્ધ નિશ્ચય વૃત્તિએ કરીને બંધરહિત જ આત્મા પ્રકાશે છે, એમ તેઓ કહે છે. ચૈતન્યની સત્તાને વિષે જડસત્તા જાતિ ભેદે કરીને જૂદી જ રહેલી છે, માટે તેને બંધનો અભાવ છે. ૧૭૭.

હવે મોક્ષનું લક્ષણ કહે છે.—

**द्रव्यमोक्षः क्षयः कर्मद्रव्याणां नात्मलक्षणम् ।**
**भावमोक्षस्तु तद्धेतुरात्मा रत्नत्रयान्वयी ॥ १७८ ॥**

મૂલાર્થ—કર્મદ્રવ્યોનો જે ક્ષય તે દ્રવ્યમોક્ષ કહેવાય છે. પણ તે આત્માનું લક્ષણ નથી. અને તે દ્રવ્યમોક્ષના હેતુરૂપ રત્નત્રયીથી યુક્ત એવો જે આત્મા તે ભાવમોક્ષ કહેવાય છે. ૧૭૮.

**ટીકાર્થ**—કર્મને પ્રાયોગ્ય એવા પુદ્ગળ સ્કંધોનો જે ક્ષય એટ જીવના પ્રદેશોની સાથે સર્વથા તેમનો અસંબંધ, તે દ્રવ્યમોક્ષ એટ માત્ર કર્મનાં દળીયાંના જ બંધની મુક્તિ અર્થાત્ પુદ્ગળબંધનો નાશ. તે કાંઈ આત્માનું લક્ષણ–આત્મસ્વરૂપ નથી. એટલે કે સમ કર્મનાં પુદ્ગળો કે જે કર્મથી ભિન્ન થયેલાં ( છુટા પડેલાં ) છે, કર્મપણાથી રહિત થાય છે, તેથી દ્રવ્યનો મોક્ષ એટલે તેનું કર્મપણા રહિતપણું થાય છે, એટલે તે દ્રવ્યમોક્ષ કહેવાય છે. અને સમ્યગ્દ નાદિક ત્રણ રત્નોથી યુક્ત તેમજ દ્રવ્યમોક્ષના હેતુરૂપ જે આ તે ભાવમોક્ષ એટલે પ્રધાન મોક્ષ કહેવાય છે, કારણ કે તે મોક્ષ પોતાનું પૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત થાય છે. ૧૭૮.

કહેલા અર્થને સ્પષ્ટ કરે છે.—

**ज्ञानदर्शनचारित्रैरात्मैक्यं लभते यदा ।**
**कर्माणि कुपितानीव भवन्त्याशु तदा पृथक् ॥ १७९ ॥**

**મૂલાર્થ**—જ્યારે આત્મા જ્ઞાન, દર્શન અને ચારિત્રની સાથે એ તાને પામે છે, ત્યારે કર્મો જાણે કોપ પામ્યા હોય તેમ તેના તત્કાળ જુદાં પડે છે. ૧૭૯.

**ટીકાર્થ**—જ્યારે આત્મા જ્ઞાન, દર્શન અને ચારિત્રની સાથે એ તાને–તન્મયપણાને પામે છે, ત્યારે જ્ઞાનાવરણાદિક કર્મો જાણે કે પામ્યા હોય તેમ તત્કાળ જીવપ્રદેશોથકી જુદાં પડે છે. ૧૭૯.

**अतो रत्नत्रयं मोक्षस्तदभावे कृतार्थता ।**
**पाखंडिगणलिंगैश्च गृहिलिंगैश्च कापि न ॥ १८० ॥**

**મૂલાર્થ**—તેથી કરીને રત્નત્રય રૂપ જ મોક્ષ છે. તે રત્નત્ર અભાવે પાખંડીસમૂહના વેષવડે કરીને તથા ગૃહસ્થીના વેષવડે કર કાંઈ પણ કૃતાર્થપણું નથી. ૧૮૦.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વે કહેલા હેતુએ કરીને જે ત્ર રત્નમય થવું તે જ મોક્ષ છે, એટલે આત્માનું સ્વસ્વરૂપે રહેવું તે રત્નત્રયની પ્રાપ્તિને અભાવે પાખંડીઓના અનેક પ્રકારના લિ ( વેષે ) કરીને એટલે પોતપોતાના મતને અનુસારે વેષને ધારણ ક નારા પાખંડીઓના દર્શનના ભેદેકરીને નાના પ્રકારના સમૂહને િ જે લિંગો એટલે વસ્ત્રાદિક નેપથ્યની રચના કરવામાં આવે છે તે કરીને તથા ગૃહસ્થીના વેષેકરીને કાંઈપણ કૃતાર્થતા એટલે ક્રિ

વિગેરેની સફળતા નથી. માટે રત્નત્રયથી યુક્ત એવો વેષ જ મોક્ષનો સાધક છે. બીજું કોઈ નથી. ૧૮૦.

**पाखंडिगणलिंगेषु गृहिलिंगेषु ये रताः ।**
**न ते समयसारस्य ज्ञातारो बालबुद्धयः ॥ १८१ ॥**

**મૂલાર્થ**—જેઓ પાખંડીસમૂહના વેષને વિષે અને ગૃહસ્થીના વેષને વિષે આસક્ત છે, તે બાળબુદ્ધિવાળા પુરૂષો સિધ્ધાન્તના તત્ત્વને જાણનારા નથી. (એમ સમજવું.) ૧૮૧.

**ટીકાર્થ**—તત્ત્વના સ્વભાવને (રહસ્યને) નહીં જાણનારા એવા પૂર્વે કહેલા વિવિધ વેષને ધારણ કરનારા પાખંડીઓના વેષને વિષે તથા બ્રાહ્મણાદિક ગૃહસ્થીઓના વેષને વિષે જે આસક્ત છે એટલે 'આ અમારો વેષ મોક્ષસાધક છે' એમ માનનારા છે, તે બાળકની જેવી બુદ્ધિવાળા-તત્ત્વાતત્ત્વના વિચારરહિત પુરૂષો સિધ્ધાંતના રહસ્યને બીલકુલ જાણનારા નથી-જાણતા નથી એમ સમજવું. ૧૮૧.

**भावलिंगरता ये स्युः सर्वसारविदो हि ते ।**
**लिंगस्था वा गृहस्था वा सिध्यन्ति धुतकल्मषाः ॥ १८२ ॥**

**મૂલાર્થ**—જેઓ ભાવલિંગને વિષે આસક્ત છે, તેઓ સર્વ સારને જાણનારા છે, તેથી તેઓ સાધુલિંગે હોય અથવા ગૃહીલિંગે રહેલા હોય, તો પણ તેઓ પાપનો ક્ષય કરીને સિધ્ધિપદ પામે છે. ૧૮૨.

**ટીકાર્થ**—વસ્તુધર્મને સારી રીતે જાણનારા જેઓ ભાવલિંગને વિષે એટલે ભાવથી-અભ્યંતર વૃત્તિથી જે લિંગ એટલે સમ્યક્ પ્રકારે વસ્તુધર્મની શ્રદ્ધા અને જ્ઞાનાદિરૂપ જે ધર્મીનું લક્ષણ તેને વિષે આસક્ત-પ્રીતિમય ચિત્તવાળા હોય છે, તેઓ સર્વ વસ્તુધર્મના સારને એટલે રહસ્યને જાણે છે. તેથી તેઓ સાધુવિગેરેના વેષમાં રહ્યા હોય, અથવા ગૃહસ્થાવાસને વિષે રહ્યા હોય તો પણ તેઓ પાપમળનો નાશ કરીને સિદ્ધ થાય છે-કૃતાર્થ થાય છે. ૧૮૨.

તેથી કરીને ભાવલિંગની સ્તુતિ-પ્રશંસા કરે છે.—

**भावलिंगं हि मोक्षांगं द्रव्यलिंगमकारणम् ।**
**द्रव्यं नात्यन्तिकं यस्मान्नाप्यैकान्तिकमिष्यते ॥ १८३ ॥**

**મૂલાર્થ**—ભાવલિંગ એ મોક્ષનું અંગ (કારણ) છે, અને દ્રવ્યલિંગ એ મોક્ષનું કારણ નથી. કારણ કે દ્રવ્યને આત્યંતિક ઈચ્છયું નથી, તેમ જ ઐકાંતિક પણ ઈચ્છયું નથી. ૧૮૩.

**ટીકાર્થ**—ભાવલિંગ-સમ્યગ્ દર્શન, જ્ઞાન વિગેરે અવશ્ય મોક્ષનું પ્રયોજક-કારણ છે. અને દ્રવ્યલિંગ એટલે સાધુ વિગેરેનો વેષ માત્ર અકારણ છે એટલે મોક્ષને ઉત્પન્ન કરવામાં કારણ નથી. કારણ કે દ્રવ્ય તે અપ્રધાન ( ગૌણ ) સાધન છે, તેથી તેને આત્યંતિક એટલે અત્યંત કારણપણે ઈચ્છયું જ નથી, તેમજ તેને ઐકાંતિક કારણપણે પણ ઈચ્છયું નથી કેમ કે તે કોઇકને અકારણરૂપ પણ થાય છે, તેથી તે વ્યભિચારી કારણ છે. ૧૮૩.

નગ્નપણું જ મોક્ષનો હેતુ છે એવી શ્રદ્ધા રાખનારા દિગંબરીઓને પાંચ શ્લોકવડે ઉપદેશ આપે છે.—

**यथाजातदशालिंगमर्थादव्यभिचारि चेत् ।**
**विपक्षबाधकाभावात्तद्धेतुत्वे नु का प्रमा ॥ १८४ ॥**

**મૂલાર્થ**—જેવી રીતે જન્મ થયો તેવી દશા ( અવસ્થા ) રૂપ વેષ મોક્ષરૂપી અર્થથકી અવ્યભિચારી છે, એમ જો કહેતા હો તો વિપક્ષ બાધકનો અભાવ હોવાથી મૃગાદિકનો પણ મોક્ષ થશે. અને સર્વે નગ્નનો જો મોક્ષ ન ઈચ્છતા હો તો તે ( નગ્નપણા ) ને મોક્ષનું કારણ કહેવામાં શું પ્રમાણ છે? ૧૮૪.

**ટીકાર્થ**—હે વિદ્વાન્! જે જેરૂપે ઉત્પન્ન થયો એટલે માતાના ઉદરમાંથી નીકળ્યો તેરૂપ દશા એટલે નગ્નપણાની અવસ્થારૂપ વેષ, પ્રાર્થના કરવા લાયક મોક્ષ પદાર્થનું અવ્યભિચારી કારણ એટલે નિશ્ચિત કારણરૂપ છે-કાર્યના ભાવવાળો છે એમ તમે કહેતા હો તો વિપક્ષ બાધકના અભાવથી એટલે મોક્ષ પ્રત્યે વ્યાઘાતને કરનારા મોહાદિકે કરેલો જે બાધક ભાવ એટલે મોક્ષનો અભાવ, તેનો તમે આપેલા કારણમાં અભાવ હોવાથી વસ્ત્રરહિત સર્વે મૃગાદિકનો મોક્ષ થશે; કારણ કે નગ્નપણાને તમે નિશ્ચિત કારણ માન્યું છે. વળી તમે તમારા ચિત્તમાં વિચાર કરીને કહો કે જો સર્વે નગ્નનો મોક્ષ તમે ઈચ્છતા નથી તો પછી તેના હેતુમાં એટલે નગ્નપણાને મોક્ષના કારણપણામાં બીજું કયું પ્રમાણ છે? કાંઈ પણ નથી. ૧૮૪.

દિગંબર કહે છે કે-'તેમાં ઇચ્છા જ બાધકરૂપ છે.' એ શંકાને દૂર કરવા કહે છે.—

**वस्त्रादिधारणेच्छा चेद्बाधिका तस्य तां विना ।**
**धृतस्य किमवस्थाने करादेरिव बाधकम् ॥ १८५ ॥**

**મૂલાર્થ**—જો વસ્ત્રાદિક ધારણ કરવાની ઇચ્છા જ તે મોક્ષનો

બાધ કરનારી હોય, તો ઇચ્છા વિના જ હસ્ત વિગેરેની જેમ ધારણ કરેલા વસ્ત્રાદિકના હોવાપણામાં શો બાધ છે? ૧૮૫.

**ટીકાર્થ**—હે ભદ્ર! જો વસ્ત્રાદિક-વસ્ત્રપાત્ર વિગેરેને ધારણ-ગ્રહણ કરવાની ઇચ્છા જ તે મોક્ષપ્રાપ્તિનો બાધ કરનારી-અભાવ કરનારી તમને ઈષ્ટ હોય, તો તે ઇચ્છા વિના જ હસ્ત, પાદ વિગેરેની જેમ ધારણ કરેલા વસ્ત્રાદિકના ગ્રહણનું અવસ્થાન છતે એટલે શરીરાદિકને વિષે માત્ર આધારરૂપે રહે છતે મુનિને શું બાધક છે? કાંઈ પણ બાધ અમે જોતા નથી. ૧૮૫.

ફરીથી દિગંબરી કહે કે-'વસ્ત્ર સ્વસત્તા માત્રે કરીને પણ વિદ્યમાન હોય, તો તે કેવળજ્ઞાનની ઉત્પત્તિને બાધ કરનાર છે.' એ શંકાપર કહે છે.—

**स्वरूपेण च वस्त्रं चेत् केवलज्ञानबाधकम् ।**
**तदा दिक्पटनीत्यैव तत्तदावरणं भवेत् ॥ १८६ ॥**

**મૂલાર્થ**—જો વસ્ત્ર સ્વરૂપે કરીને જ કેવળજ્ઞાનને બાધાકારી હોય તો દિગંબરના ન્યાયવડે જ તે (વસ્ત્ર) તે (કેવળજ્ઞાન) નું આવરણ થવું જોઇએ. ૧૮૬.

**ટીકાર્થ**—હે ભદ્ર! નેત્ર મીંચીને વિચાર કર, કે જો વસ્ત્ર સ્વરૂપે કરીને જ એટલે માત્ર વિદ્યમાનપણે કરીને જ કેવળજ્ઞાનનું બાધક એટલે કેવળજ્ઞાનની ઉત્પત્તિનો પ્રતિઘાત કરનાર હોય, તો દિગંબરના ન્યાયે કરીને જ તે વસ્ત્ર તે કેવળજ્ઞાનનું આવરણ કરનાર જ્ઞાનાવરણીય કર્મની જેવું હોવું જોઇએ. અને તેમ થવાથી તારા મતમાં વસ્ત્રાવરણ સહિત છ પ્રકારે જ્ઞાનાવરણ થવાં જોઇએ. ૧૮૬.

વળી તે જ અર્થમાં બીજું દૂષણ આપે છે.—

**इत्थं केवलिनस्तेन मूर्ध्नि क्षिप्तेन केनचित् ।**
**केवलित्वं पलायेतेत्यहो किमसमञ्जसम् ॥ १८७ ॥**

**મૂલાર્થ**—અને તેમ થવાથી કેવળીના મસ્તક પર કોઈ પુરૂષ વસ્ત્ર નાંખે તો તેથી કરીને પણ તેનું કેવળીપણું નષ્ટ થવું જોઇએ. માટે અહો! આ કેવું અયોગ્ય? (તારૂં કથન છે.) ૧૮૭.

**ટીકાર્થ**—આ પ્રકારે એટલે પૂર્વે કહ્યા પ્રમાણે વસ્ત્રાવરણ સિદ્ધ થયે છતે કોઈ ભક્તિમાન્ પુરૂષ કેવળીના મસ્તક પર વસ્ત્ર ધારણ કરે, તો તેથી કરીને પણ તેનું કેવળજ્ઞાન નાશ પામવું જોઇએ. કારણ

કે તે ફરીને જ્ઞાનાવરણથી આવૃત થાય છે. આ પ્રકારે અહો ! ઘણા ખેદની વાત છે કે વસ્ત્રાદિકને ધારણ કરવામાં શું અઘટિત છે ? કાંઇ-જ નથી. ૧૮૭.

**भावलिंगात्ततो मोक्षो भिन्नलिंगेष्वपि ध्रुवः ।**
**कदाग्रहं विमुच्यैतद्भावनीयं मनस्विना ॥ १८८ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને ભિન્ન લિંગવાળાને વિષે પણ ભાવલિંગથી અવશ્ય મોક્ષ છે. માટે કદાગ્રહને મૂકીને મનસ્વી પુરૂષે આ વિષે સારી રીતે વિચાર કરવો. ૧૮૮.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વે કહેલા હેતુઓની પરંપરાએ કરીને ભાવલિંગથી એટલે સમ્યગ્ દર્શન વિગેરેની પ્રાપ્તિથી ભિન્ન લિંગને વિષે પણ એટલે જિનેશ્વરે કહેલા વેષથી બીજા અન્ય તીર્થિકના વેષને વિષે પણ અવશ્યપણે મોક્ષ થાય છે, તો પછી જેમણે જૈન ધર્મ જાણ્યો છે, એવા વસ્ત્રાદિક ધારણ કરનાર મુનિઓનો શો અપરાધ છે કે તેનો વસ્ત્રને લીધે મોક્ષ ન થાય ? તેનો કાંઈ પણ અપરાધ નથી, માટે કદાગ્રહને છોડીને પૂર્વે કહેલી હકીકતનો મનસ્વી પુરૂષે સારી રીતે વિચાર કરવો. ૧૮૮.

**अशुद्धनयतो ह्यात्मा बद्धो मुक्त इति स्थितिः ।**
**न शुद्धनयतस्त्वेष बध्यते नापि मुच्यते ॥ १८९ ॥**

**મૂલાર્થ**—આત્માની અશુદ્ધ નયથી બદ્ધ અને મુક્ત એવી સ્થિતિ કહેવાય છે. પરંતુ શુદ્ધ નયથી તો આ આત્મા બંધાતો નથી, તેમ જ મુક્ત પણ થતો નથી. ૧૮૯.

**ટીકાર્થ**—આત્મા અશુદ્ધ નયથી એટલે ઉત્પાદ અને વ્યયને ગ્રહણ કરનાર નૈગમાદિક નયના પક્ષનો આશ્રય કરવાથી બદ્ધ એટલે કર્મવડે આશ્લિષ્ટ છે, તથા મુક્ત એટલે કર્મરહિત છે, એ પ્રમાણે વ્યવસ્થાવાળો કહેવાય છે. પરંતુ આ જીવ શુદ્ધ નયથી એટલે ઉત્પાદ અને વ્યયરહિત વસ્તુનું સમર્થન કરવાવડે કરીને પર સંગ્રહ ( શુદ્ધ ) નયનો આશ્રય કરવાથી બદ્ધ પણ થતો નથી, કારણ કે સદા એકજ સ્વરૂપ છે. તેમ જ મુક્ત પણ થતો નથી, કારણ કે સર્વદા બંધથી રહિત છે. ૧૮૯.

હવે ઉપસંહાર કરતાં કહે છે.—

**अन्वयव्यतिरेकाभ्यामात्मतत्त्वविनिश्चयम् ।**
**नवभ्योऽपि हि तत्त्वेभ्यः कुर्यादेवं विचक्षणः ॥ १९० ॥**

મૂલાર્થ—આ પ્રમાણે વિચક્ષણ પુરૂષે નવ તત્ત્વોથકી અન્વય અને વ્યતિરેકવડે કરીને આત્મતત્ત્વનો નિશ્ચય કરવો. ૧૯૦.

ટીકાર્થ—આ પ્રમાણે એટલે પૂર્વે કહેલી રીત પ્રમાણે જિનાગમને વિષે નિપુણ પુરૂષે જીવાદિક નવે તત્ત્વોથકી એટલે ઉપચારથી રહિત એવા સત્ પદાર્થોથકી અન્વય-નવ તત્ત્વોની સાથે ઐક્યતા અને વ્યતિરેક એટલે તેની સાથે ભિન્નતા-તેણે કરીને આત્મતત્ત્વનો નિશ્ચય એટલે વાસ્તવિક જીવસ્વરૂપનો નિરધાર કરવો. ૧૯૦.

**इदं हि परमाध्यात्मममृतं ह्यद एव च ।**
**इदं हि परमं ज्ञानं योगोऽयं परमः स्मृतः ॥१९१ ॥**

મૂલાર્થ—આ ઉત્કૃષ્ટ અધ્યાત્મ છે, આ જ અમૃત છે, આ જ ઉત્કૃષ્ટ જ્ઞાન છે, અને આજ પરમ યોગ કહેલો છે. ૧૯૧.

ટીકાર્થ—આ આત્મતત્ત્વનો નિશ્ચય તેજ સર્વોત્કૃષ્ટ અધ્યાત્મરૂપ છે, આત્મતત્ત્વનો નિશ્ચય અથવા પરોક્ષ જ્ઞાન તે એકજ અમૃત એટલે સકળ કર્મરૂપી રોગને હરણ કરનાર હોવાથી અમૃત સમાન છે, એ જ પ્રકૃષ્ટ જ્ઞાન છે; કારણ કે તે સર્વજ્ઞપણાનું કારણ છે. તથા એ જ પરમ એટલે સર્વમાં પ્રધાન યોગ એટલે મોક્ષનો ઉપાય કહેલો છે. ૧૯૧.

**गुह्याद्गुह्यतरं तत्त्वमेतत्सूक्ष्मनयाश्रितम् ।**
**न देयं स्वल्पबुद्धीनां ते ह्येतस्य विडंबकाः ॥ १९२ ॥**

મૂલાર્થ—આ ગુહ્યથી પણ ગુહ્ય એવું તત્ત્વ સૂક્ષ્મ નયને આશ્રિત છે. તેથી અલ્પ બુદ્ધિવાળાને આ તત્ત્વ આપવા યોગ્ય નથી. કારણ કે તેઓ આ તત્ત્વની ( રહસ્યની ) વિડંબના કરનારા છે. ૧૯૨.

ટીકાર્થ—આ આત્મવિનિશ્ચય ગુહ્યથી પણ અતિ ગુહ્ય ( ગુપ્ત રાખવા યોગ્ય ) એવું રહસ્ય છે અને તે સૂક્ષ્મ—નિપુણ બુદ્ધિથી જાણવા યોગ્ય જે નય તેના આધારવાળું છે. તેથી આ તત્ત્વ અલ્પ બુદ્ધિવાળા પુરૂષોને આપવા યોગ્ય નથી. કારણ કે તે અલ્પ બુદ્ધિવાળાઓ આ સૂક્ષ્મ આત્મતત્ત્વના વિડંબક એટલે અલ્પજ્ઞપણાને લીધે તેનો તિરસ્કાર કરનારા છે. ૧૯૨.

શંકા—તેવા અલ્પ બુદ્ધિવાળાને આ રહસ્ય આપવામાં શો દોષ પ્રાપ્ત થાય છે? તે શંકાપર કહે છે.—

**जनानामल्पबुद्धीनां नैतत्तत्त्वं हितावहम् ।**
**निर्बलानां क्षुधार्तानां भोजनं चक्रिणो यथा ॥ १९३ ॥**

**મૂલાર્થ**—જેમ દુર્બળ ક્ષુધાતુર માણસોને ચક્રવર્તીનું ભોજન હિતકારક નથી, તેમ અલ્પ બુદ્ધિવાળા માણસોને આ આત્મતત્ત્વ હિતકારક નથી. ૧૯૩.

**ટીકાર્થ**—અલ્પ બુદ્ધિરૂપી ધનવાળા પુરૂષોને આ પૂર્વે કહેલું તત્ત્વ-વાસ્તવિક આત્મસ્વરૂપનું ચિંતવન હિતકારક-કલ્યાણકારી નથી, તેથી દેવા યોગ્ય નથી. કારણ કે તે તેના અધિકારી નથી. અર્થાત્ તેઓ વાસ્તવિક આત્મતત્ત્વને જાણી શકતા નથી. કોની જેમ? તે કહે છે.—જેમ ક્ષુધાથી પીડાયેલા છતાં નિર્બળ શરીરવાળા અલ્પ શક્તિવાળાને ચક્રવર્તીનું કલ્યાણભોજન હિતકારક નથી તેમ. ૧૯૩.

**ज्ञानांशदुर्विदग्धस्य तत्त्वमेतदनर्थकृत् ।**
**अशुद्धमंत्रपाठस्य फणिरत्नग्रहो यथा ॥ १९४ ॥**

**મૂલાર્થ**—જેમ અશુદ્ધ મંત્ર ભણનાર પુરૂષને શેષનાગનું પકડવું અનર્થકારી છે, તેમ જ્ઞાનના એક લેશથી દુર્વિદગ્ધ પુરૂષને આ તત્ત્વ અનર્થકારી છે. ૧૯૪.

**ટીકાર્થ**—જ્ઞાનના લેશવડે કરીને દુર્વિદગ્ધ એટલે જ્ઞાનના મદને ધારણ કરનાર અને પોતાના આત્માને પંડિત માનનાર પુરૂષને આ પૂર્વે કહેલું તત્ત્વ-રહસ્ય અનર્થકારી-વિનાશકારી થાય છે. કોની જેમ? તે કહેછે. જેમ અશુદ્ધ એટલે અવિધિ અને ઉચ્ચાર વિગેરેના દોષથી દૂષિત એવા મંત્રનો એટલે સર્પને વશ કરનાર વર્ણસમૂહનો પાઠ કરનાર મનુષ્યને સર્પમાં રત્ન સમાન એવા શેષનાગનું ગ્રહણ કરવું-પકડવું તે અનર્થકારી થાય છે તેમ. ૧૯૪.

**व्यवहाराविनिष्णातो यो ज्ञीप्सति विनिश्चयम् ।**
**कासारतरणाशक्तः स तितीर्षति सागरम् ॥ १९५ ॥**

**મૂલાર્થ**—વ્યવહારને વિષે (પણ) અનિપુણ એવો જે પુરૂષ નિશ્ચયને જાણવાની ઇચ્છા કરે છે, તે પુરૂષ તળાવને તરવામાં અશક્ત છતાં સાગરને તરવાની ઈચ્છા કરે છે. ૧૯૫.

**ટીકાર્થ**—જે અલ્પજ્ઞ વ્યવહાર દશામાં પણ અનિપુણ છતે વિનિશ્ચયને જાણવાની એટલે વિવિધ નયને આશ્રિત એવા નિશ્ચયને જાણવાની ઈચ્છા કરે છે, તે પુરૂષ સરોવરના જળને તરવામાં અશક્ત-અસમર્થ છતાં મહાસમુદ્રને તરવાની ઈચ્છા કરે છે. ૧૯૫.

**व्यवहारं विनिश्चित्य ततः शुद्धनयाश्रितः ।**
**आत्मज्ञानरतो भूत्वा परमं साम्यमाश्रयेत् ॥ १९६ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને શુદ્ધ નયનો આશ્રય કરનાર પુરૂષે (પ્રથમ) ાહારનો નિશ્ચય કરીને પછી આત્મજ્ઞાનને વિષે આસક્ત થઈ ઉત્કૃષ્ટ ી સમતાનો આશ્રય કરવો. ૧૯૬.

**ટીકાર્થ**—તેથી કરીને એ સિદ્ધ થયું કે—શુદ્ધ નયનો આશ્રય ાર એટલે વાસ્તવિક વસ્તુસ્વરૂપને પ્રતિપાદન કરવામાં તત્પર ા જે નય-વચનમાર્ગ તેને હૃદયમાં ધારણ કરીને તથા વ્યવહારનો લે ક્રિયાની વિધિનો નિશ્ચય કરીને એટલે વિશેષે કરીને તેની સેવા- તત્પર થઇને ત્યારપછી આત્મજ્ઞાનમાં આસક્ત થઈ એટલે આત્મ- રૂપને જાણવામાં પ્રસન્ન મનવાળો થઈ પ્રધાન એવા સમતાના ભાવનો આશ્રય કરવો. અહીં નિશ્ચય અને વ્યવહાર એ બન્ને નયોના ાનપણાનો ઉપદેશ કરતાં આચાર્યે એવું જણાવ્યું કે-બે નેત્રની ન બન્ને નયપર પ્રીતિવાળા થવું. ૧૯૬.

**। इति आत्मविनिश्चयाधिकारः ।**

---

પૂર્વે કહેલા સર્વે ભાવાર્થોથી વિશાળ એવા શ્રી જિનેશ્વરના ગમની સમુદ્રની ઉપમાવડે સ્તુતિ કરે છે.—

**उत्सर्पद्व्यवहारनिश्चयकथाकल्लोलकोलाहल-**
**त्रस्यद्दुर्नयवादिकच्छपकुलभ्रश्यत्कुपक्षाचलम् ।**
**उद्यद्युक्तिनदीप्रवेशसुभगं स्याद्वादमर्यादया**
**युक्तं श्रीजिनशासनं जलनिधिं मुक्त्वा परं नाश्रये ॥१९७॥**

**મૂલાર્થ**—વ્યવહાર અને નિશ્ચયની કથારૂપી ઉછળતા તરંગોના ાહલથી ત્રાસ પામતા એકાંતવાદીઓરૂપી કાચબાઓના સમૂહવડે ાં કુપક્ષરૂપી પર્વતો ત્રુટી જાય છે, જે વિસ્તારવાળી યુક્તિઓરૂપી ઓના પ્રવેશ કરવાવડે મનોહર છે, તથા જે સ્યાદ્વાદરૂપી મર્યા- ી યુક્ત છે, તે શ્રી જિનશાસનરૂપી સમુદ્રને છોડીને હું બીજા નો આશ્રય કરતો નથી. ૧૯૭.

**ટીકાર્થ**—હે ડાહ્યા પુરૂષો! સાંભળો. ઉછળતા એટલે કર્તવ્યના ્ર અને સ્વરૂપે કરીને જગત્ પ્રસિદ્ધ એવા ક્રિયા અને જ્ઞાનરૂપ ાહાર અને નિશ્ચય નયની કથા તદ્રુપ એટલે તે તે મતના કથન-

રૂપ તરંગસમૂહના કોલાહલથી-ધ્વનિથી ત્રાસ પામતા એવા દુર્નયવાદીરૂપ એટલે એકાન્ત પક્ષને કહેનારા વાદીજનોરૂપ કાચબાના સમૂહવડે જેમાં કુપક્ષરૂપ એટલે મતવિરોધરૂપ પર્વતો ત્રુટી જાય છે, તથા વિરૂદ્ધ અર્થ રહિત વિસ્તારવાળી યુક્તિઓરૂપ—વિવિધ પ્રકારના નયોના પ્રમાણવડે અર્થને નિશ્ચય કરનારા પ્રકારોરૂપ નદીઓનો પ્રવેશ થવાથી જે મનોહર છે, તથા જે સ્યાદ્વાદરૂપ એટલે નિત્ય, અનિત્ય વિગેરે અનેકાંત વાદરૂપ મર્યાદાવડે-ચારે કાંઠાવડે યુક્ત છે, તે શ્રી જિનશાસનરૂપ એટલે સત્યતાદિક સુંદરપણાવડે અને મહા પ્રભાવવાળી લક્ષ્મીવડે યુક્ત એવા જિનાગમરૂપ સમુદ્રને છોડીને બીજા કોઇનો હું આશ્રય કરતો નથી, એટલે ભજતો નથી. અહીં સમુદ્ર અને જિનાગમની સરખામણી પોતપોતાની બુદ્ધિથી કરી લેવી. અને તેજ પ્રમાણે સર્વત્ર જાણવું. ૧૯૭.

જિનાગમ ઇપ્સિત રૂપને આપનાર હોવાથી કલ્પવૃક્ષની ઉપમાવડે તેની સ્તુતિ કરે છે.—

**पूर्णः पुण्यनयप्रमाणरचनापुष्पैः सदास्थारसै-**
**स्तत्त्वज्ञानफलः सदा विजयते स्याद्वादकल्पद्रुमः ।**
**एतस्मात्पतितैः प्रवादकुसुमैः षड्दर्शनारामभू-**
**र्भूयः सौरभमुद्वमत्यभिमतैरध्यात्मवार्तालवैः ॥ १९८ ॥**

**મૂલાર્થ**—સમ્યક્ આસ્થારૂપી રસવાળાં પવિત્ર નયો અને પ્રમાણોની રચનારૂપ પુષ્પોવડે પૂર્ણ અને તત્વજ્ઞાનરૂપ ફળવાળો સ્યાદ્વાદરૂપ કલ્પવૃક્ષ નિરંતર જયવંત વર્તે છે. તેના પરથી ખરી પડેલાં અભીષ્ટ અને અધ્યાત્મની વાર્તાના લેશવાળાં પ્રવાદરૂપ પુષ્પોવડે ષડ્દર્શનરૂપ ઉપવનની પૃથ્વી અત્યંત સુગંધ આપે છે. ૧૯૮.

**ટીકાર્થ**—સારી આસ્થા-પ્રતિષ્ઠા અથવા શ્રદ્ધારૂપી રસવાળાં એટલે સુગંધવાળાં પવિત્ર નૈગમાદિક નયો અને પ્રત્યક્ષાદિક પ્રમાણોની રચનારૂપ પુષ્પોવડે પૂર્ણ-વ્યાપ્ત તથા તત્ત્વજ્ઞાનરૂપ એટલે વાસ્તવિક વસ્તુસ્વરૂપના જ્ઞાનરૂપ ફળવાળો અનેકાંતવાદરૂપ ( જિનાગમરૂપ ) કલ્પવૃક્ષ નિરંતર અત્યંત જયવંત વર્તે છે, તે કલ્પવૃક્ષ કેવો છે? તે કહે છે.—આ સ્યાદ્વાદરૂપી કલ્પવૃક્ષ પરથી પડેલાં અને સર્વને રૂચિ કરનારા એટલે જિનેશ્વરે કહેલાં હોવાથી લોકશ્રુતિવડે ગ્રહણ કરાયેલાં તથા અધ્યાત્મની કથાના લેશવાળાં પ્રકૃષ્ટ વસ્તુના વાદરૂપી પુષ્પોવડે બૌદ્ધ, સાંખ્ય, કણાદ, ગૌતમ, જૈમિની અને બ્રહસ્પતિ એ છ દર્શનો

રૂપ ઉપવનની ભૂમિ અતિશય સુગંધને વમે છે—મૂકે છે અર્થાત્ આપે છે. ૧૯૮.

જિનાગમનું ઉન્નતપણું હોવાથી મેરૂ પર્વતની ઉપમાવડે તેની સ્તુતિ કરે છે.—

**चित्रोत्सर्गशुभापवादरचनासानुश्रियालङ्कृतः**
**श्रद्धानन्दनचन्दनद्रुमनिभप्रज्ञोल्लसत्सौरभः ।**
**भ्राम्यद्भिः परदर्शनग्रहगणैरासेव्यमानः सदा**
**तर्कस्वर्णशिलोच्छ्रितो विजयते जैनागमो मन्दरः ॥१९९॥**

મૂલાર્થ—નાના પ્રકારના ઉત્સર્ગ અને શુભ અપવાદની રચનારૂપી શિખરોની શોભાવડે જે અલંકૃત છે, શ્રદ્ધારૂપી નંદનવનમાં રહેલા ચંદનવૃક્ષો સદૃશ બુદ્ધિથકી જેમાં સુગંધ પ્રસરેલી છે, પરિભ્રમણ કરતાં અન્ય દર્શનોરૂપી ગ્રહના સમૂહવડે નિરંતર જે સેવાતો છે અને તર્કરૂપી સુવર્ણની શિલાઓવડે જે અતિ ઉન્નત છે એવો જિનાગમરૂપી મેરૂ પર્વત વિજયવંત વર્તે છે. ૧૯૯.

ટીકાર્થ—નાના પ્રકારના ઉત્સર્ગો એટલે સામાન્ય સનાતન ધર્મના વ્યવહારો તથા શુભ એટલે નિર્દોષ અપવાદો એટલે કારણ વિશેષે સેવવા લાયક ધર્મના વ્યવહારોની રચનારૂપી—વાણીના વિન્યાસરૂપી શિખરોની શોભાવડે અલંકૃત—શૃંગારથી શોભતો, શ્રદ્ધા—જિનવચન પર આસ્તિકપણારૂપ નંદન વનમાં ચંદન વૃક્ષના જેવી બુદ્ધિથકી જેમાં સુવાસનારૂપી સુગંધનો સમૂહ પ્રસરી રહેલ છે એવો, તથા પરિભ્રમણ કરતાં અન્ય દર્શનો એટલે જૈન દર્શનથી વ્યતિરિકત બીજાં દર્શનો અર્થાત્ ધર્મ અને ધર્મીનો અભેદ હોવાથી બીજા દર્શનીઓરૂપી સૂર્યાદિક ગ્રહોના સમૂહથી સર્વદા સેવાતો—આશ્રય કરાતો, તથા સત્ ન્યાયના વિચારોરૂપી કાંચન શિલાઓવડે અતિ ઉન્નત, એવો જૈન સિદ્ધાંતરૂપી મેરૂ પર્વત જયવંત વર્તે છે. ૧૯૯.

જિનાગમ મહા પ્રકાશકારક હોવાથી તેની સૂર્યની ઉપમાવડે સ્તુતિ કરે છે—

**स्याद्दोषापगमस्तमांसि जगति क्षीयन्त एव क्षणा-**
**दध्वानो विशदीभवन्ति निबिडा निद्रा दृशोर्गच्छति ।**
**यस्मिन्नभ्युदिते प्रमाणदिवसप्रारंभकल्याणिनी**
**प्रौढत्वं नयगीर्दधाति स रविर्जैनागमो नन्दतात् ॥२००॥**

મૂલાર્થ—જેનો ઉદય થવાથી જગતમાંથી રાત્રીનો નાશ થાય છે, અંધકારનો તત્કાળ ક્ષય થાય છે, માર્ગો નિર્મળ થાય છે, નેત્રોની ગાઢ નિદ્રા જતી રહે છે, તથા પ્રમાણોરૂપી દિવસના પ્રારંભને વિષે કલ્યાણકારક એવી નયવાણી પ્રૌઢપણાને ધારણ કરે છે, તે જિનાગમરૂપી સૂર્ય સમૃદ્ધિને પામો. ૨૦૦.

ટીકાર્થ—તે હમણાં કહેવાશે એવો જિનાગમરૂપી સૂર્ય સમૃદ્ધિને પામો, કે જે જિનાગમરૂપી સૂર્યનો ઉદય થવાથી મોહરૂપી રાત્રીનો નાશ થાય છે, સૂર્યનો ઉદય થવાથી રાત્રીનો નાશ થાય તેમ. તથા ત્રણ ભુવનને વિષે પૃથ્વી પર સર્વત્ર અજ્ઞાનરૂપી અંધકાર ક્ષણવારમાં—થોડા વખતમાંજ ક્ષીણ થાય છે, તથા દ્રવ્યમાર્ગ અને ભાવમાર્ગ નિર્મળ થાય છે એટલે સ્પષ્ટ—ઉપદ્રવ રહિત થાય છે, તથા ભાવ નેત્રની—સમ્યગ્દર્શનની ચૈતન્યનો લોપ કરનારી ગાઢ નિદ્રા દૂર થાય છે, તથા પ્રત્યક્ષાદિ પ્રમાણોરૂપી દિવસના પ્રારંભમાં—પ્રાતઃકાળમાં કલ્યાણકારક એવી ન્યાયની વાણી અથવા નયોનો વાદ પ્રૌઢપણાને ધારણ કરે છે. ૨૦૦.

જિનાગમ સંતાપને દૂર કરનાર હોવાથી તેની ચંદ્રની ઉપમાવડે સ્તુતિ કરે છે.—

**अध्यात्मामृतवर्षिभिः कुवलयोल्लासं विलासैर्गवां**
**तापव्यापविनाशिभिर्वितनुते लब्धोदयो यः सदा ।**
**तर्कस्थाणुशिरःस्थितः परिवृतः स्फारैर्नयैस्तारकैः**
**सोऽयं श्रीजिनशासनामृतरुचिः कस्यैति नो रुच्यताम् २०१**

મૂલાર્થ—જે સર્વદા ઉદય પામીને અધ્યાત્મરૂપી અમૃતની વૃષ્ટિ કરનારા તથા તાપના પ્રસારનો નાશ કરનારા વાણીના વિલાસે કરીને પૃથ્વીવલયનો ઉલ્લાસ કરે છે, જે તર્કરૂપી મહાદેવના મસ્તક પર રહેલો છે, અને જે દેદીપ્યમાન નયોરૂપી તારાઓવડે પરિવરેલો છે, તે આ શ્રી જિનશાસનરૂપી ચંદ્ર કોને રૂચિ કરનાર ન હોય? ૨૦૧.

ટીકાર્થ—તે એટલે હમણાં કહેવાશે એવો, આ એટલે મારી બુદ્ધિને વિષે પ્રત્યક્ષ એવો, સત્ જ્ઞાનરૂપી લક્ષ્મીએ કરીને યુક્ત જિનાગમરૂપી અમૃતરૂચિ-ચંદ્ર કોના રૂચિપણાને ન પામે? સર્વને રૂચિકર થાય, કે જે જિનાગમરૂપી ચંદ્ર સર્વદા એટલે બન્ને પખવાડીયામાં ઉદય પામીને અધ્યાત્મરૂપી અમૃતને વરસાવનારા અને મન, વચન તથા કાયાના વિકારથી ઉત્પન્ન થયેલા સંતાપના પ્રસરનો નાશ કરનારા વાણીઓના અને ચંદ્રના પક્ષમાં કિરણોના વિલાસે કરીને—

પ્રકાશે કરીને પૃથ્વીમંડળના વિકાસને વિસ્તારે છે. ચંદ્રપક્ષે કુમુદ (પોયણા) ના વનનો વિકાસ કરે છે. તથા જે તર્ક-સત્‌ન્યાયરૂપી શંકરના મસ્તક પર એટલે વિરોધ રહિત વસ્તુસ્વરૂપનો સાધક હોવાથી પ્રધાનપણાને વિષે રહેલો છે, અને જે દેદીપ્યમાન-પ્રધાન એવા નૈગમાદિક નયોરૂપી તારાઓવડે પરિવરેલો છે. ૨૦૧.

હવે સર્વ નયના સ્થાનરૂપ ગુણે કરીને જિનાગમની સ્તુતિ કરે છે.—

**बौद्धानामृजुसूत्रतो मतमभूद्वेदान्तिनां संग्रहात्**
**सांख्यानां तत एव नैगमनयाद्योगश्च वैशेषिकः ।**
**शब्दब्रह्मविदोऽपि शब्दनयतः सर्वैर्नयैर्गुंफिता**
**जैनी दृष्टिरितीह सारतरता प्रत्यक्षमुद्वीक्ष्यते ॥ २०२ ॥**

**મૂલાર્થ**—બૌદ્ધનો મત ઋજુસૂત્ર નયમાંથી થયો છે, વેદાંતીઓનું દર્શન સંગ્રહ નયને આશ્રીને થયું છે, સાંખ્યોનો મત પણ તે સંગ્રહ નયથી જ થયો છે, યોગ તથા વૈશેષિકનો મત નૈગમ નયથી થયો છે, તથા શબ્દને જ બ્રહ્મ માનનારા (મીમાંસકો) નો મત શબ્દનયમાંથી થયો છે, પરંતુ જૈન દર્શન તો સર્વ નયોવડે ગુંફિત છે, તેથી આ જૈન દર્શન વિષેની અત્યંત શ્રેષ્ઠતા પ્રત્યક્ષ જ દેખાય છે. ૨૦૨.

**ટીકાર્થ**—બૌદ્ધોનો એટલે સુગતના શિષ્યોનો મત-દર્શન એક ઋજુસૂત્ર નયનો જ આશ્રય કરવાથી ઉત્પન્ન થયો છે, કારણ કે તેઓ ઉત્પન્ન થયેલી (વર્તમાન) વસ્તુને જ માને છે. તથા વેદાંતીઓનો એટલે અદ્વૈતનું પ્રતિપાદન કરનાર માત્ર જ્ઞાનકાંડને જ અંગીકાર કરનારાઓનો મત સંગ્રહ નયના પક્ષનો આશ્રય કરવાથી થયો છે, કારણ કે તેઓ ઉત્પત્તિ અને નાશ રહિત માત્ર સ્થિતિના જ સ્વભાવવાળી વસ્તુ માને છે. તથા સાંખ્યોનો મત પણ તે સંગ્રહ નયના પક્ષનો જ આશ્રય કરવાથી થયેલો છે, કારણ કે તેઓ આત્માને અકર્તા જ માને છે. તથા યોગ એટલે યોગાચાર્ય-નૈયાયિકોને વિષે મુખ્ય ગૌતમ અને વૈશેષિક એટલે કણાદ એ બન્નેનો મત (દર્શન) નૈગમનયના પક્ષનો આશ્રય કરવાથી થયો છે, કારણ કે તેઓ સામાન્યને અને વિશેષને ભિન્ન ભિન્ન માને છે. તથા શબ્દબ્રહ્મને માનનારા એટલે વેદવચન જ બ્રહ્મ છે અને તેજ ધર્મનું પ્રતિપાદક છે એમ માનનારા જૈમિનીઓ એટલે સર્વજ્ઞનો અભાવ કહેનારા મીમાંસકો શબ્દનયના પક્ષનો આશ્રય કરવાથી પ્રવર્તેલા છે, કારણ કે તેઓ જાતિ અને વિભક્તિ સહિત શબ્દને તુલ્ય એવી વસ્તુને માને છે. આ

સર્વેની દૃષ્ટિ-દર્શન એક એક નયનો આશ્રય કરનારી છે; પણ જિન સંબંધી દૃષ્ટિ-વસ્તુ જોવાની બુદ્ધિ સમગ્ર નયોવડે ગ્રથિત છે, માટે આ જિનશાસનને વિષે અત્યંત સારપણું એટલે સર્વ મતોમાં અત્યંત શ્રેષ્ઠ-પણું સાક્ષાત્-પ્રત્યક્ષ જ દેખાય છે. ૨૦૨.

પૂર્વે કહેલા હેતુથી બીજાં દર્શનોવડે જૈન દર્શન પરાભવ પમાડી શકાય તેવો નથી એરૂપ ગુણની સ્તુતિ કરે છે.—

**उष्मा नार्कमपाकरोति दहनं नैव स्फुलिंगावली**
**नाब्धिं सिन्धुजलप्लवः सुरगिरिं ग्रावा न चाभ्यापतन् ।**
**एवं सर्वनयैकभावगरिमस्थानं जिनेन्द्रागमं**
**तत्तद्दर्शनसंकथांशरचनारूपा न हन्तुं क्षमा ॥ २०३ ॥**

**મૂલાર્થ**—ઉષ્મા ( ઘામ ) સૂર્યને દૂર કરી શકતો નથી, અગ્નિના કણીયાનો સમૂહ અગ્નિને દૂર કરી શકતો નથી, નદીના જળનું પૂર સમુદ્રને દૂર કરી શકતું નથી, તથા સન્મુખ પડતો પાષાણ મેરૂ પર્વતને હઠાવી શકતો નથી, તેજ પ્રમાણે સર્વ નયોના અદ્વિતીય ભાવના ગૌરવવાળા સ્થાનરૂપ જિનેંદ્રના આગમને તેના અંશની રચનારૂપ તે તે દર્શનોની કથા પરાભવ કરવા સમર્થ નથી. ૨૦૩.

***ટીકાર્થ***—ઉષ્મા એટલે ઘામ અર્થાત્ ઉષ્મા સ્પર્શવાળા ધૂળ વિગેરે પદાર્થ સૂર્યને દૂર કરી શકતા નથી એટલે પોતાના તાપથી સૂર્યના તાપનો પરાભવ કરી શકતા નથી, તથા અગ્નિના કણીયાનો સમૂહ દાવાનળના પ્રકાશને દૂર કરી શકતો નથી, તથા નદીના જળનું પૂર સમુદ્રને દૂર કરી શકતું નથી ( હઠાવી શકતું નથી, ) તથા સન્મુખ પડતો પથ્થરનો કકડો મેરૂ પર્વતને દૂર હઠાડી શકતો નથી. તે જ પ્રમાણે એટલે પૂર્વે કહેલા દૃષ્ટાન્ત અને દાર્ષ્ટાંતિકની યોજનાના અનુક્રમ પ્રમાણે સર્વ નયોનો એક ભાવ એટલે એક સ્થળે સિદ્ધ કરવારૂપ ભાવ, તદ્રૂપ ગૌરવતાના સ્થાનભૂત અથવા ઘરરૂપ જિનેંદ્રાગમને તેના અંશની રચનારૂપ એટલે એક એક નયની રચનાવાળી તે તે દર્શનની કથા એટલે તે તે મતવાળાના મતની વાર્તા પરાભવ કરવા સમર્થ થઇ શકતી નથી. ૨૦૩.

હવે જૈન મતવાળાને પોતાના મતને સાધવામાં ચિત્તની કલુષતા દૂર થાય છે, એ ગુણવડે તેની સ્તુતિ કરે છે.—

**दुःसाध्यं परवादिनां परमतक्षेपं विना स्वं मतं**
**तत्क्षेपे च कषायपंककलुषं चेतः समापद्यते ।**

**सोऽयं निःस्वनिधिग्रहव्यवसितो वेतालकोपक्रमो**
**नायं सर्वहितावहे जिनमते तत्त्वप्रसिद्ध्यर्थिनाम् ॥२०४॥**

**મૂલાર્થ**—અન્ય ધર્મીઓને પર મતનો તિરસ્કાર કર્યા વિના પોતાનો મત સાધવો દુષ્કર છે, અને તે તિરસ્કાર કરવાથી ચિત્ત કષાયરૂપી પંકે કરીને કલુષ (મલિન) થાય છે. તે આ નિર્ધનના નિધાનને ગ્રહણ કરવામાં ઉદ્યમવંત થયેલો વેતાલના કોપનો વેગ છે, અને તે વેગ તત્ત્વજ્ઞાનના અર્થીઓને સર્વને હિતકર એવા જિનાગમને વિષે નથી. ૨૦૪.

**ટીકાર્થ**—પરવાદીઓને એટલે અન્ય દર્શનના વક્તાઓને પર-અન્ય દર્શનનો આક્ષેપ એટલે અસદ્દોષનું આરોપણ, નિંદા, તિરસ્કાર અથવા પોતાના મતનો ગર્વ કર્યા વિના પોતાનો મત દુઃસાધ્ય છે એટલે સિદ્ધ કરવો અશક્ય છે, અને તે પરમતનો તિરસ્કાર વિગેરે કરવાથી મન કષાયરૂપી કાદવવડે મલિન થાય છે. તે તિરસ્કારાદિક વ્યાપાર નિર્ધનના નિધાનનું હરણ કરવાના વિધિમાં ઉદ્યમવંત થયેલા એવા વેતાલના—ભૂતના આવેશવાળા મૃતકના કોપના વેગ જેવો છે, કેમકે તેનાવડે ધર્મરૂપી ધનનું હરણ થવાપણું છે. આ હમણાં કહેલો પ્રકાર પારમાર્થિક જ્ઞાનના પ્રયોજનવાળા પુરૂષોને સર્વને હિતકારક એવા જિનાગમને વિષે બીલકુલ નથી. ૨૦૪.

હવે જિનાગમને વિષે પોતાનું મન અત્યંત લીન થયેલું છે, તે કર્તા દેખાડે છે.—

**वार्ताः सन्ति सहस्रशः प्रतिमतं ज्ञानांशबद्धक्रमा-**
**श्चेतस्तासु न नः प्रयाति नितरां लीनं जिनेन्द्रागमे ।**
**नोत्सर्पन्ति लताः कति प्रतिदिशं पुष्पैः पवित्रा मधौ**
**ताभ्यो नैति रतिं रसालकलिकारक्तस्तु पुंस्कोकिलः २०५**

**મૂલાર્થ**—દરેક દર્શનમાં જ્ઞાનના લેશથી જેનો ક્રમ બાંધેલો છે, એવી હજારો વાર્તાઓ છે, તોપણ જિનેશ્વરના આગમમાં અત્યંત લીન થયેલું અમારૂં મન તે વાર્તાઓ તરફ જતું નથી, કેમકે વસંત-ઋતુમાં દરેક દિશાએ પુષ્પોથી પવિત્ર એવી કેટલી લતાઓ નથી દેખાતી? અર્થાત્ ઘણી દેખાય છે, તોપણ આમ્રની મંજરીમાં આસક્ત થયેલો કોકિલ પક્ષી તે લતાઓ પર પ્રીતિ પામતો નથી. ૨૦૫.

ટીકાર્થ—દરેક મતમાં જ્ઞાનના લેશવડે જેનો અનુક્રમ રચેલો છે એવી હજારો વાર્તાઓ-વૃત્તાંતો છે, તોપણ જિનેશ્વરના સિદ્ધાન્તને વિષે અત્યંત લીન-મગ્ન થયેલું અમારૂં મન તે મતોની વાર્તાઓ તરફ જતું નથી. અહીં દૃષ્ટાંત કહે છે.—વસંત ઋતુમાં પુષ્પોના સમૂહવડે ઉજ્જ્વળ એવી લતાની શ્રેણીઓ દરેક દિશામાં કેટલી કેટલી નથી પ્રસરતી એટલે પુષ્પની સમૃદ્ધિવાળી નથી હોતી? અર્થાત્ સર્વ લતાઓ પુષ્પોની સમૃદ્ધિવાળી હોય છે, તો પણ આમ્રવૃક્ષની મંજરીમાં આસક્ત થયેલો કોકિલ (કોયલ) પક્ષી તે લતાઓ પર પ્રીતિ કરતો નથી, તે તો આમ્રવૃક્ષની મંજરીનો ઉપભોગજ કરે છે-તેમાંજ આસક્ત થાય છે. ૨૦૫.

સામાન્ય અને વિશેષ એ બન્ને પ્રકારની વસ્તુને પ્રતિપાદન કરનાર જિનાગમને વિષે શંકાએ કરેલી પીડા હોતી નથી, તે કહે છે.—

**शब्दो वा मतिरर्थ एव वसु वा जातिः क्रिया वा गुणः**
**शब्दार्थः किमिति स्थिता प्रतिमतं संदेहशंकुव्यथा ।**
**जैनेन्द्रे तु मते न सा प्रतिपदं जात्यन्तरार्थस्थितेः**
**सामान्यं च विशेषमेव च यथा तात्पर्यमन्विच्छति॥२०६॥**

મૂલાર્થ—શું આ આત્મા શબ્દરૂપ છે? બુદ્ધિરૂપ છે? અર્થરૂપ છે? દ્રવ્યરૂપ છે? જાતિરૂપ છે? ક્રિયારૂપ છે? ગુણરૂપ છે? કે શબ્દાર્થરૂપ છે? આ પ્રમાણે દરેક મતમાં સંદેહરૂપી શલ્યની વ્યથાઓ રહેલી છે. પરંતુ જિનેંદ્રના મતમાં તો દરેક પદે જાત્યંતરનો અર્થ હોવાથી તે સંદેહની વ્યથા છે જ નહીં, કારણ કે સામાન્ય અને વિશેષ જ યથાર્થ તાત્પર્યને શોધે છે. ૨૦૬.

ટીકાર્થ—અહીં किं તથા वा શબ્દનો દરેક પદની સાથે સંબંધ લેવાનો છે. તેથી કરીને શું આ આત્મા શબ્દરૂપ ધ્વનિરૂપ છે? અથવા શું બુદ્ધિરૂપ છે? અથવા શું અર્થ એટલે ઉત્પન્ન થયેલા પરિણામ માત્રરૂપ કે પરમાણ્વાદિરૂપ છે? અથવા શું દ્રવ્યમાત્ર છે? અથવા શું જાતિ-ચૈતન્ય માત્ર જ છે? અથવા શું ક્રિયામાત્ર એટલે ઉત્પાદ વ્યયરૂપ છે? અથવા શું જ્ઞાનાદિક ગુણરૂપ છે? તેનો શબ્દાર્થ કેવો છે? આ પ્રમાણે દરેક દર્શનમાં સંશયરૂપી શંકુ એટલે ખીલો અર્થાત્ હૃદયમાં રહેલા શલ્યે કરેલી પીડા રહેલી છે; પરંતુ જિનેંદ્રના સિદ્ધાન્તને વિષે તો તે સંદેહની વ્યથા છે જ નહીં, કારણ કે તેમાં તો પદ પદ

પ્રત્યે એટલે વસ્તુ વસ્તુ પ્રત્યે એક જાતિથી બીજી જાતિને વિષે એટલે બીજા ધર્મને વિષે જે પદાર્થની વર્તના છે, તેથકી યથાર્થ સ્વભાવે કરીને સામાન્ય તે અવ્યક્ત સત્તારૂપ વસ્તુ તથા વિશેષ તે વ્યક્ત સત્તા-તેના તાત્પર્યને-અભિપ્રાયને જ શોધે છે, અર્થાત્ સામાન્યના જ વિશેષો હોય છે એમ સ્પષ્ટ બતાવેલું છે. ૨૦૬.

સ્યાદ્વાદના સ્વરૂપની સ્તુતિ કરે છે.—

**यत्रानर्पितमादधाति गुणतां मुख्यं तु वस्त्वर्पितं**
**तात्पर्यानवलंबनेन तु भवेद्बोधः स्फुटं लौकिकः ।**
**संपूर्णं त्ववभासते कृतधियां कृत्स्नाद्विवक्षाक्रमा-**
**त्तां लोकोत्तरभंगपद्धतिमयीं स्याद्वादमुद्रां स्तुमः ॥२०७॥**

**મૂલાર્થ**—જેને વિષે અનર્પિત વસ્તુ ગૌણપણાને પામે છે, અને અર્પિત વસ્તુ મુખ્યતાને પામે છે, તથા તાત્પર્યનું અવલંબન કર્યા વિના જ લૌકિક જ્ઞાન સ્ફુટ થાય છે, અને કુશલ બુદ્ધિવાળા પુરૂષોને સમગ્ર વિવક્ષાના ક્રમથી સંપૂર્ણ વસ્તુ ભાસે છે, તે અલૌકિક રચનાની પદ્ધતિવાળી સ્યાદ્વાદ મુદ્રાની અમે સ્તુતિ કરીએ છીએ. ૨૦૭.

**ટીકાર્થ**—તે એટલે હમણાં કહેવાશે એવી લોકોત્તર એટલે સર્વમાં પ્રધાન એવી સપ્તભંગી વિગેરેની રચનાની પદ્ધતિઓમય એટલે તેની શ્રેણીઓ અથવા માર્ગમય સ્યાદ્વાદ મુદ્રાને એટલે અનેકાંત વાદની શૈલીને અમે સ્તુતિવિષય કરીએ છીએ. તે સ્યાદ્વાદ મુદ્રા કેવી છે? તે કહે છે.—કે જે સ્યાદ્વાદ મુદ્રાને વિષે અનર્પિત એટલે કોઈક પ્રકારે કહેવાને નહીં ઈચ્છેલી વસ્તુ ગૌણ-અમુખ્યપણાને પામે છે; અને અર્પિત એટલે કોઈક પ્રકારે કહેવાને ઈચ્છેલી વસ્તુ મુખ્યપણાને-પ્રધાનપણાને પામે છે; તથા તાત્પર્ય એટલે વાસ્તવિક સ્વરૂપનું અવલંબન-આશ્રય કર્યા વિના જ લૌકિક જ્ઞાન એટલે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય વિગેરે રૂપ લોકમાં વર્તતો વ્યવહાર સ્ફુટ એટલે સ્પષ્ટ થાય છે. જેમ કે "આ મારો પિતા છે, આ મારી માતા છે વિગેરે." તથા કુશળ બુદ્ધિવાળા પુરૂષોને સમગ્ર વિવક્ષાના ક્રમથી એટલે કહેવાને ઇચ્છેલા અનુક્રમથી પરિપૂર્ણ વસ્તુ ભાસે છે એટલે પ્રકાશે છે. ૨૦૭.

જિનાગમ પોતાના વ્યાક્ષેપને દૂર કરનાર છે, તથા મંદ બુદ્ધિવાળાને વ્યામોહ અને આશ્ચર્ય કરનાર છે, એ ગુણવડે તેની સ્તુતિ કરે છે.—

**आत्मीयानुभवाश्रयार्थविषयोऽप्युच्चैर्यदीयः क्रमो**
**म्लेच्छानामिव संस्कृतं तनुधियामाश्चर्यमोहावहः ।**
**व्युत्पत्तिप्रतिपत्तिहेतुविततस्याद्वादवाग्गुंफितं**
**तं जैनागममाकलय्य न वयं व्याक्षेपभाजः क्वचित् ॥२०८॥**

**મૂલાર્થ**—પોતાના અનુભવનો આશ્રય જ જેના અર્થનો વિષય છે એવો પણ જે જિનાગમનો ઉચ્ચ ક્રમ તે મ્લેચ્છોને સંસ્કૃત ભાષાની જેમ અલ્પ બુદ્ધિવાળાને આશ્ચર્ય તથા મોહ ઉત્પન્ન કરનાર છે. તેવા વ્યુત્પત્તિ, પ્રતિપત્તિ, હેતુ અને વિસ્તારવાળા સ્યાદ્વાદની વાણીથી રચાયેલા જિનાગમને જાણીને અમે કોઇપણ ઠેકાણે વ્યાક્ષેપને ભજનારા થતા નથી. ૨૦૮.

**ટીકાર્થ**—તે એટલે જેના ગુણો હમણાં કહેવામાં આવશે એવા જિન સિદ્ધાન્તને જાણીને જિનાગમના આશ્રયવાળા અમે કોઇપણ મતમાં વ્યાક્ષેપને ભજનારા એટલે નિશ્ચય રહિત અને મૂઢતાને ભજનારા થતા નથી. તે જિનાગમ કેવો છે? તે કહે છે.—કે જે જિનાગમ વ્યુત્પત્તિ એટલે તાત્પર્યાર્થ અથવા શબ્દની વસ્તુના સારને બોધ કરનારી શક્તિ, પ્રતિપત્તિ એટલે કર્તવ્યનું જ્ઞાન અથવા ઘટિત અર્થની પ્રાપ્તિ, હેતુ એટલે સાધ્ય વસ્તુને સાધનારૂં કારણ—સાધન તથા વિસ્તારવાળો સ્યાદ્વાદ એટલે નિત્યાનિત્યાદિક અનેકાંત વાદ, આ સર્વ પ્રકારની વાણીવડે રચાયેલો છે; તથા જે આગમનો પૂર્વાપર અનુક્રમ આત્માનો અથવા પોતાનો અનુભવ એટલે ભ્રાંતિરહિત જ્ઞાન, એજ આશ્રય એટલે પ્રતીતિને પ્રતિપાદન કરનાર સંબંધરૂપ જ અર્થ વિષય છે. એવો હોવાથી મ્લેચ્છોને એટલે વાઘરી, ભિલ્લ વિગેરેને સંસ્કૃત ભાષાની જેમ અલ્પ બુદ્ધિવાળાને અત્યંત ચમત્કાર અને વિમૂઢતા કરનાર છે. ૨૦૮.

આવા જૈન શાસન ઉપર જેને દ્વેષ હોય છે, તેને પરિણામે કટુ ફળ પ્રાપ્ત થાય છે, તે કહે છે.—

**मूलं सर्ववचोगतस्य विदितं जैनेश्वरं शासनं**
**तस्मादेव समुत्थितैर्नयमतैस्तस्यैव यत्खंडनम् ।**
**एतत्किञ्चन कौशलं कलिमलच्छन्नात्मनः स्वाश्रितां**
**शाखां छेत्तुमिवोद्यतस्य कटुकोदर्काय तर्कार्थिनः ॥२०९॥**

**મૂલાર્થ**—સર્વ વચનને પ્રાપ્ત થયેલા અભિપ્રાયનાં મૂળભૂત આ જિનેશ્વરનું શાસન પ્રસિદ્ધ છે. તે જિનાગમથી જ ઉત્પન્ન થયેલા નયના મતો વડે તેનું જ જે ખંડન કરવું, તે તો પોતાના આશ્રયરૂપ શાખાને છેદવા ઉદ્યમવંત થયેલા માણસની જેમ પાપમળથી આચ્છાદિત થયેલા તર્કાર્થીઓની તુચ્છ કુશળતા કટુ (અનિષ્ટ) રૂપને માટે છે. ૨૦૯.

**ટીકાર્થ**—સર્વ શાસ્ત્રોને પ્રાપ્ત થયેલા અભિપ્રાયનું મૂળ એટલે તેના જન્મસ્થાનરૂપ જિનેશ્વરનું આગમ-સિદ્ધાંત પ્રસિદ્ધ છે, કારણ કે સર્વ શાસ્ત્રો સર્વજ્ઞથી જ ઉત્પન્ન થયેલાં છે. તે જિનાગમથકી જ ઉત્પન્ન થયેલા નયના વાદોએ કરીને તે જિનાગમનું જ દ્વેષથી જે ખંડન કરે છે એટલે વાદી લોકો તેનો જે ઉચ્છેદ કરે છે, તે જિનાગમનું ખંડન પાપમળે કરીને આચ્છાદિત થયેલા તર્કાર્થીઓની એટલે ન્યાયના પાંડિત્યને ઈચ્છનારાઓની તુચ્છ કુશળતા તેઓને કટુ ફળને માટે એટલે ઉત્તર કાળમાં દુષ્ટ વિપાકરૂપ ફળને માટે થાય છે. જેમ પોતાના આધારરૂપ શાખાને છેદવા તત્પર થયેલાને અનિષ્ટ ફળ પ્રાપ્ત થાય છે તેમ. ૨૦૯.

જિનાગમને જાણનાર પુરૂષો અન્યત્ર પ્રીતિને પામતા નથી, તે કહે છે.—

**त्यक्तोन्मादविभज्यवादरचनामाकर्ण्य कर्णामृतं**
**सिद्धान्तार्थरहस्यवित्क लभतामन्यत्र शास्त्रे रतिम् ।**
**यस्यां सर्वनया विशन्ति न पुनर्व्यस्तेषु तेष्वेव या**
**मालायां मणयो लुठन्ति न पुनर्व्यस्तेषु मालापि सा॥२१०॥**

**મૂલાર્થ**—ત્યાગ કરેલા ઉન્માદવડે વિભાગ કરવાને યોગ્ય એવી વાદ રચનારૂપ કર્ણામૃતને સાંભળીને સિદ્ધાન્તના અર્થના રહસ્યને જાણનાર પુરૂષ બીજા કયા શાસ્ત્રમાં પ્રીતિ પામે? કે જે રચનામાં સર્વ નયોનો પ્રવેશ છે, પણ ભિન્ન ભિન્ન એવા તે નયોને વિષે તે રચના નથી. કેમકે માળામાં મણિઓ હોય છે, પણ પૃથક્ પૃથક્ એવા મણિઓમાં તે માળા હોતી નથી. ૨૧૦.

**ટીકાર્થ**—ત્યાગ કરેલા ઉન્માદવડે એટલે મતિભ્રંશ અથવા ચિત્તના વિભ્રમવડે વિભાગ કરવા યોગ્ય એટલે સામાન્ય ધર્મથકી બીજા ધર્મોનો પુરસ્કાર કરવા યોગ્ય વાદ રચના એટલે વસ્તુને પ્રતિપાદન કરનાર વાણી તેના વિન્યાસરૂપ કર્ણામૃતને એટલે શ્રવણને

અમૃતના પારણા સમાન વચનોને સાંભળીને જિનાગમના તત્ત્વને જાણનારો પુરૂષ બીજા કયા શાસ્ત્રમાં પ્રીતિને પામે? મહા અંતર હોવાથી કોઇપણ શાસ્ત્રમાં પ્રીતિ પામેજ નહીં, કેમકે સિદ્ધાંતવાદની રચનામાં સર્વે નૈગમાદિક નયોનો પ્રવેશ છે એટલે તે સર્વે તેમાં અંતર્ભાવ પામેલા છે. પણ ભિન્ન ભિન્ન રહેલા પ્રત્યેક નયોમાં તે સિદ્ધાન્તવાદની રચના રહેલી નથી. કેમકે માળામાં એટલે રત્નાવળી વિગેરે હારની સેરમાં ચંદ્રકાંત, વૈડૂર્ય વિગેરે મણિઓનો સમૂહ રહેલો હોય છે, પણ ભિન્ન ભિન્ન રહેલા મણિઓમાં તે માળા હોતી નથી. તેજ રીતે ભિન્ન ભિન્ન રહેલા નયોમાં સિદ્ધાન્તવાદની રચના પણ હોતી નથી. તે આ પ્રમાણે-માત્ર વિશેષને જ પ્રતિપાદન કરનાર બૌદ્ધમતમાં વસ્તુના સિદ્ધાન્તની રચના દુર્લભ છે, તે જ પ્રકારે માત્ર સામાન્યને જ પ્રતિપાદન કરનાર તથા જૂદા જૂદા તે બન્નેને પ્રતિપાદન કરનાર સાંખ્યના મતમાં પણ વસ્તુના સિદ્ધાન્તની રચના દુર્લભ છે. ૨૧૦.

હવે પ્રબંધનો ઉપસંહાર કરે છે.—

**अन्योऽन्यप्रतिपक्षभाववितथान् स्वस्वार्थसत्यान्नया-**
**न्नापेक्षाविषयाग्रहैर्विभजते माध्यस्थ्यमास्थाय यः ।**
**स्याद्वादे सुपथे निवेश्य हरते तेषां तु दिङ्मूढतां**
**कुन्देन्दुप्रतिमं यशो विजयिनस्तस्यैव संवर्धते ॥ २११ ॥**

મૂલાર્થ—પરસ્પર શત્રુભાવને લીધે નિષ્ફળ અને પોતપોતાના અર્થમાં સત્ય એવા નયોનો જે પુરૂષ અપેક્ષા વિષયના આગ્રહવડે મધ્યસ્થપણાનો આશ્રય કરીને વિભાગ કરે છે, તથા જે માણસ સ્યાદ્વાદરૂપી સારા માર્ગમાં ચિત્તને સ્થાપન કરીને તે નયોની દિઙ્મૂઢતાનો નાશ કરે છે, તે જ વિજયવંત પુરૂષનું કુંદ પુષ્પ તથા ચંદ્રના જેવો ઉજ્જવળ યશ વૃદ્ધિ પામે છે. ૨૧૧.

ટીકાર્થ—પરસ્પર શત્રુપણાને લીધે એટલે વિરોધપણાને લીધે અસત્ય એટલે પરપક્ષમાં નિષ્ફળ વ્યાપારવાળા અને પોતપોતાના અર્થમાં-પક્ષમાં સત્ય-સફળ નૈગમાદિક નયોનો જે પુરૂષ અપેક્ષા એટલે ગૌણ અને મુખ્યતાના સંબંધવાળા વિષયના-ઇચ્છિત અર્થના આગ્રહવડે-પોતપોતાના પક્ષની મર્યાદાએ કરીને ગ્રહણ કરવાના વિધિઓવડે માધ્યસ્થપણાનો-દુરાગ્રહ રહિતપણાનો આશ્રય કરીને વિભાગ કરતો

નથી એટલે અપેક્ષાનો અભાવ કરતો નથી, તથા જે પુરૂષ સ્યાદ્વાદરૂપી-અનેકાંતવાદરૂપી સન્માર્ગમાં-નિપુણ એવા ન્યાયમાર્ગમાં ચિત્તને સ્થાપન કરીને તે નયોના દિગ્મૂઢપણાને હરણ કરે છે એટલે યોગ્ય સ્થાનમાં નિયોગ કરવાવડે તેનું નિવારણ કરે છે, તે વિજયવંત માણસનો જ કુંદ પુષ્પ તથા ચંદ્રના જેવો નિર્મળ યશ વૃદ્ધિ પામે છે. આ શ્લોકમાં 'યશ' શબ્દ છે તેથી ગ્રંથકારે પોતાનું 'યશોવિજય' એવું નામ સૂચિત કર્યું છે, એમ સમજવું. ૨૧૧.

## ॥ इति जिनमतस्तुत्यधिकारः ॥

इति श्रीमहामहोपाध्यायश्रीकल्याणविजयगणिशिष्यमुख्यपंडितश्रीलाभविजयगणिशिष्यमुख्यपंडितश्रीजितविजयगणिसतीर्थ्यपंडितश्रीनयविजयगणिचरणकमलचंचरीकेण पंडितश्रीपद्मविजयगणिसहोदरेण पंडितयशोविजयेन विरचितेऽध्यात्मसारप्रकरणे षष्ठप्रबन्धः॥

**अध्यात्मरत्नजननी विशदात्मदृष्टिर्यत्रैकतादिनयभंगतरंगितास्ति।**
**षष्ठप्रबन्धजलधौ फलकाभवृत्तिरेषास्तु भव्यनिवहे भवतीरदात्री॥**

"આ છઠ્ઠા પ્રબંધરૂપી સમુદ્રમાં અધ્યાત્મરૂપી રત્નને ઉત્પન્ન કરનારી, નિર્મળ આત્મદૃષ્ટિવાળી, ઐક્યતાદિક નયની રચનારૂપ તરંગવાળી આ ફલકના જેવી વૃત્તિ (ટીકા) ભવ્ય પ્રાણીઓને સંસારના તીરને પમાડનારી થાઓ."

॥ इति श्रीतपागच्छगतसंविज्ञशाखीयमुनिश्रीबुद्धिविजयमुख्यशिष्यश्रीमुक्तिविजयगणिसतीर्थ्यशिरोमणिमुनिश्रीवृद्धिविजयपदांभोरुहपर्युपासनापरागमधुलिहा पंडितश्रीगंभीरविजयगणिना कृतायामध्यात्मसारशब्दभावोक्तिटीकायां षष्ठः प्रबन्धः ॥ ६ ॥



# ॥ अथ सप्तमः प्रबन्धः ॥

છઠ્ઠો પ્રબંધ કહ્યો. હવે સાતમો કહે છે. આ સાતમા પ્રબંધનો છઠ્ઠા પ્રબંધ સાથે આ પ્રમાણે સંબંધ છે—પૂર્વ પ્રબંધમાં આત્માનો નિશ્ચય કહ્યો. તે નિશ્ચયવાળાને તેનો અનુભવ થાય છે. તેથી આ પ્રબંધમાં અનુભવ કહે છે. આ સંબંધવડે આવેલા આ પ્રબંધનો પ્રથમ શ્લોક કહે છે.—

**शास्त्रोपदर्शितदिशा गलितासद्ग्रहकषायकलुषाणाम् ।**
**प्रियमनुभवैकवेद्यं रहस्यमाविर्भवति किमपि ॥ १ ॥**

**મૂલાર્થ**—શાસ્ત્રે દેખાડેલી દિશાવડે જેનો અસદ્દગ્રહ, કષાય અને કલુષતા નાશ પામ્યા છે એવા પુરૂષોને અનુભવવડે જ જાણવાલાયક કાંઈક ઈષ્ટ રહસ્ય પ્રગટ થાય છે. ૧.

**ટીકાર્થ**—જિનાગમે પ્રકાશ કરેલી દિશાવડે એટલે પ્રવૃત્તિના વિધિરૂપ માર્ગવડે નાશ પામેલ છે કદાગ્રહ અને ક્રોધાદિ કષાયો જેના, તેથી નિર્મળ એવા હૃદયને ધારણ કરનારા પુરૂષોને એક અનુભવથી જ જાણવા લાયક એટલે ભ્રાંતિરહિત યથાર્થ વસ્તુસ્વરૂપને ગ્રહણ કરનાર પ્રમાણથી ઉત્પન્ન થયેલ જ્ઞાનવડે જ માત્ર જાણવા લાયક અને પ્રિય એવું કાંઇક અલૌકિક—નવીન રહસ્ય—મોહવાળા મનુષ્યોથી ગોપવવા લાયક પરમાર્થ પ્રગટ થાય છે. ૧.

તે રહસ્ય કયું? તે કહે છે.—

**प्रथमाभ्यासविलासादाविर्भूयैव यत्क्षणाल्लीनम् ।**
**चञ्चत्तरुणीविभ्रमसममुत्तरलं मनः कुरुते ॥ २ ॥**

**મૂલાર્થ**—જે રહસ્ય પ્રથમ અભ્યાસના વિલાસથી પ્રગટ થઇને ક્ષણવારમાં તલ્લીન થયેલા મનને યુવતી સ્ત્રીના મનોહર વિલાસની જેવું અત્યંત આતુરતાવાળું કરે છે. ૨.

**ટીકાર્થ**—જે યોગીજનને પ્રિય એવું રહસ્ય પ્રથમ અભ્યાસના વિલાસથી એટલે પ્રથમનો-આરંભ વખતનો જે અભ્યાસ એટલે અધ્યાત્મપણાનું વારંવાર સેવન, તેના વિલાસથી એટલે ક્રીડાપ્રકારથી પ્રગટ થઇને અલ્પ કાળમાં જ તલ્લીન થયેલા મનને વિલાસ પામતા એટલે કામુક પુરૂષના ચિત્તને ચમત્કાર ઉત્પન્ન કરનારા યુવાવસ્થાથી મનોહર એવી સ્ત્રીના વિભ્રમ જેવું-શૃંગાર તથા અંગની ચેષ્ટાના સુંદર-

પણાની જેવું અતિ આતુર કરે છે. અર્થાત્ અધ્યાત્મના આરંભમાં પ્રથમ પ્રવર્તતો યોગીજનનો અભ્યાસ પણ આત્મસ્વરૂપના વિલાસના રસના સ્વાદવડે કામુક પુરૂષને કામિનીના વિલાસના વિભ્રમની જેમ આનંદકારક થાય છે. ૨.

હવે અનુભવના હેતુરૂપ મનના પ્રકારોને દેખાડે છે.—

**सुविदितयोगैरिष्टं क्षिप्तं मूढं तथैव विक्षिप्तम् ।**
**एकाग्रं च निरुद्धं चेतः पञ्चप्रकारमिति ॥ ३ ॥**

**મૂલાર્થ**—યોગને સારી રીતે જાણનારા (યોગીઓ) એ ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરૂદ્ધ એ પાંચ પ્રકારનું ચિત્ત ઈચ્છયું છે. ૩.

**ટીકાર્થ**—જેમણે યોગને એટલે બ્રહ્મપણું પ્રાપ્ત કરવાના ઉપાયને સારી રીતે જાણ્યો છે એવા યોગીઓએ મનને પાંચ પ્રકારનું ઇચ્છયું છે એટલે જાણવાને અત્યંત ઇચ્છયું છે (કહ્યું છે.) તે આ પ્રમાણે-ક્ષિપ્ત એટલે વિષય અને રાગાદિકમાં મગ્ન ૧, મૂઢ એટલે બન્ને લોક સંબંધી વિવેકરહિત ૨, વિક્ષિપ્ત એટલે કાંઈક રક્ત અને કાંઇક વિરક્ત, ૩, એકાગ્ર એટલે સમાધિમાં સ્થિર ૪, તથા નિરૂદ્ધ એટલે બહારના વિષયોનો ત્યાગ કરીને આત્માને વિષેજ રહેલું ૫, આ પ્રમાણે પાંચ પ્રકારનું ચિત્ત યોગીઓએ જાણવું. ૩.

હવે પાંચ શ્લોકે કરીને તે મનના પાંચે પ્રકારોનું વિવરણ કરે છે.—

**विषयेषु कल्पितेषु च पुरःस्थितेषु च निवेशितं रजसा ।**
**सुखदुःखयुग्बहिर्मुखमाम्नातं क्षिप्तमिह चित्तम् ॥ ४ ॥**

**મૂલાર્થ**—કલ્પિત અને સન્મુખ રહેલા વિષયોમાં રાગવડે સ્થાપન કરેલું, સુખ અને દુઃખથી યુક્ત તથા અધ્યાત્મથી બહિર્મુખ એવા ચિત્તને અહીં ક્ષિપ્ત નામનું કહેલું છે. ૪.

**ટીકાર્થ**—કલ્પિત એટલે રાગથી સુખદાયીપણે મનમાં ધારણ કરેલા અને સન્મુખ રહેલા એટલે ઇંદ્રિયોના વિષયમાં સાક્ષાત્ પ્રાપ્ત થયેલા એવા શબ્દાદિક વિષયમાં રાગના વશથી અત્યંત સ્થાપન કરેલું સુખ અને દુઃખથી મિશ્રિત તથા આત્મધર્મથી વિમુખ એવું મન આ અનુભવના અધિકારમાં ક્ષિપ્ત નામનું કહેલું છે, માટે અનુભવની ઈચ્છાવાળાએ આવું મન જીતવું જોઇએ. ૪.

**क्रोधादिभिर्नियमितं विरुद्धकृत्येषु यत्तमोभूम्ना ।**
**कृत्याकृत्यविभागासंगतमेतन्मनो मूढम् ॥ ५ ॥**

**મૂલાર્થ**—જે મન તમોગુણુના બહુપણાથી વિરૂદ્ધ કાર્યોમાં ક્રોધાદિકવડે નિયમિત થયેલું તથા કૃત્ય અને અકૃત્યનાં વિભાગે કરીને રહિત, તે **મૂઢ** નામનું મન કહેલું છે. ૫.

**ટીકાર્થ**—જે મન પૂર્વે કહેલા ક્રોધાદિક ચાર કષાયોવડે નિયમિત એટલે કાળના ક્રમે કરીને પોતપોતાના ઉપયોગના ક્રમવડે નિયંત્રિત અર્થાત્ નિરંતર કષાયોવડે યુક્ત, ધર્મવિરૂદ્ધ તથા લોકવિરૂદ્ધ કાર્યોમાં તત્પર, તમોગુણુના બહુપણાથી નિર્માણુ કરેલું, ધર્મ અને સત્ ન્યાયમાર્ગાદિક કૃત્ય અને ચોરી વિગેરે અકૃત્યના વિભાગ રહિત એટલે કૃત્યાકૃત્યમાં રહેલા અંતરના જ્ઞાન રહિત, આવા પ્રકારનું વિવેક રહિત મન **મૂઢ** કહેલું છે—દિગ્મોહને પ્રાપ્ત થયેલું કહ્યું છે. માટે અનુભવની ઇચ્છાવાળાએ તેનો પણુ જય કરવો. ૫.

**सत्त्वोद्रेकात्परिहृतं दुःखनिदानेषु सुखनिदानेषु ।**
**शब्दादिषु प्रवृत्तं सदैव चित्तं तु विक्षिप्तम् ॥ ६ ॥**

**મૂલાર્થ**—સત્ત્વ ગુણુના અધિકપણુાને લીધે દુઃખનાં કારણોથી રહિત અને શબ્દાદિક સુખનાં કારણોમાં નિરંતર પ્રવૃત્ત થયેલું જે ચિત્ત તે **વિક્ષિપ્ત** નામનું કહેવાય છે. ૬.

**ટીકાર્થ**—સત્ત્વ ગુણુના ઉત્કર્ષથી એટલે આત્મવીર્યના ઉલ્લાસથી દુઃખનાં કારણોરૂપ દુષ્ટ અભિસંધિવાળા કામાદિકથી રહિત અને સુખનાં કારણોરૂપ સત્ ન્યાયાદિકને વિષે તથા ઉચિત એવા શબ્દાદિક ભોગોને વિષે નિરંતર પ્રવૃત્ત એવા ચિત્તને **વિક્ષિપ્ત** એટલે સંસારના ભયથી ત્રાસ પામેલું કહ્યું છે, આવા મનને વિષે પણુ પ્રવૃત્તિ કરવી નહીં. ૬.

**अद्वेषादिगुणवतां नित्यं खेदादिदोषपरिहारात् ।**
**सदृशप्रत्ययसंगतमेकाग्रं चित्तमाम्नातम् ॥ ७ ॥**

**મૂલાર્થ**—અદ્વેષાદિક ગુણુવાળાને નિરંતર ખેદ વિગેરે દોષના પરિહારથી સમાન પરિણામને પામેલું જે મન, તે **એકાગ્ર** કહેલું છે. ૭.

**ટીકાર્થ**—દ્વેષ એટલે ગુણુને વિષે ઈર્ષ્યા એ વિગેરે જેમાં નથી, એવા એટલે અમાયાવીપણું વિગેરે ગુણોવાળા અને નિરંતર ખેદ એટલે સંતાપ અને આદિ શબ્દ છે તેથી વૈર, હાસ્ય અને અનાશ્વાસ વિગેરે દોષોના એટલે અધર્મની પ્રવૃત્તિના હેતુના પરિહારથી—ત્યાગથી સદૃશ એટલે સર્વ જીવોને વિષે તુલ્ય એવા પ્રત્યયને એટલે બોધ

પ્રકૃતિવાળા પરિણામને પામેલું જે ચિત્ત, તે **એકાગ્ર** એટલે એક સમતારૂપ જેનો વિષય છે એવું કહેલું છે. અર્થાત્ તેવું મન અનુભવી પુરૂષને ઇષ્ટ વસ્તુનું સાધક થાય છે. ૭.

**उपरतविकल्पवृत्तिकमवग्रहादिक्रमच्युतं शुद्धम् ।**
**आत्मारामुनीनां भवति निरुद्धं सदा चेतः ॥ ८ ॥**

**મૂલાર્થ**—જેના વિકલ્પો નિવૃત્ત થયા છે એવી વર્તનાવાળું અને પ્રતિબંધાદિકના ક્રમથી પૃથક્ થયેલું આત્મારામ મુનિઓનું જે ઉજ્જવળ ચિત્ત, તે **નિરૂદ્ધ** કહેવાય છે. ૮.

**ટીકાર્થ**—આત્માને વિષે એટલે પોતાના સ્વભાવને વિષે વિશ્રાંતિ અથવા ક્રીડાની પ્રવૃત્તિવાળા યોગી જનોનું જે ઉપરત વિકલ્પવાળી એટલે જેના સંકલ્પરૂપી કલ્લોલો નિવૃત્ત થયા છે એવી વર્તનાવાળું અને અવગ્રહ એટલે પ્રતિબંધ તથા આદિ શબ્દ છે માટે સ્નેહ રાગ, સંબંધ અને કલ્પના વિગેરેના ક્રમથી એટલે ઉદ્દેશથી પૃથક્ થયેલું તથા સર્વદા શુદ્ધ એટલે ઉજ્જવળ પરિણામવાળું એવું જે ચિત્ત, તે **નિરૂદ્ધ** કહેવાય છે. આવું ચિત્ત બાહ્ય વિષયોથી વિમુખ હોવાથી ઇષ્ટ કાર્ય કરનાર થાય છે. ૮.

પૂર્વે કહેલા મનના પ્રકારોવડે જે સાધવા લાયક છે, તે કહે છે.—

**न समाधावुपयोगं तिस्रश्चेतोदशा इह लभन्ते ।**
**सत्त्वोत्कर्षात् स्थैर्यादुभे समाधी सुखातिशयात् ॥ ९ ॥**

**મૂલાર્થ**—આ સમાધિમાં પહેલી ત્રણ ચિત્તની અવસ્થા ઉપયોગને પામતી નથી. પણ સત્ત્વના ઉત્કર્ષને લીધે, સ્થૈર્યને લીધે તથા અતિશય સુખને લીધે છેલ્લી બે મનની અવસ્થાઓ ઉપયોગને પામે છે. ૯.

**ટીકાર્થ**—પ્રથમની ત્રણ પ્રકારની એટલે ક્ષિપ્ત, મૂઢ અને વિક્ષિપ્ત નામની ત્રણ ચિત્તની અવસ્થાઓ સમાધિમાં એટલે નિશ્ચળ એકાગ્ર ધ્યાનને વિષે સાધક ભાવને પામતી નથી. માટે તે ત્રણે દશાઓ વર્જવા યોગ્ય છે. અને સત્વના ઉત્કર્ષને લીધે એટલે જીવના વીર્યની સ્ફુરણાને લીધે તથા સ્થૈર્ય એટલે ચિત્તનો નિરોધ કરવાથી તેની સ્થિરતા થવાને લીધે તથા અતિશય સુખને લીધે બે સમાધિઓ એટલે એકાગ્ર અને નિરૂદ્ધ નામની મનની અવસ્થાઓ સાધક ભાવને પામે છે. ૯.

વિક્ષિપ્તને વિષે વિશેષ કહે છે.—

**योगारंभस्तु भवेद्विक्षिप्ते मनसि जातु सानन्दे ।**
**क्षिप्ते मूढे चास्मिन् व्युत्थानं भवति नियमेन ॥ १० ॥**

**મૂલાર્થ**—કદાચ વિક્ષિપ્ત મન આનંદવાળું થયું હોય તો તેમાં યોગનો આરંભ થઈ શકે છે, પણ આ મન ક્ષિપ્ત અને મૂઢ હોય તો અવશ્ય વ્યુત્થાન જ થાય છે. ૧૦.

**ટીકાર્થ**—અહીં તુ શબ્દ સંભાવનાના અર્થમાં છે. કદાચિત વિક્ષિપ્ત એટલે રાગી અને વિરાગી એવા પ્રકારનું ત્રીજી અવસ્થાવાળું મન આનંદવાળું એટલે ધર્મના પ્રેમવાળું થયું હોય તો તે મનમાં યોગનો એટલે સમાધિની પ્રાપ્તિના ઉપયોગનો પ્રારંભ થઈ શકે છે-સંભવિત છે. પણ આ મન જો ક્ષિપ્ત એટલે રાગવડે ગ્રસ્ત તથા મૂઢ એટલે ક્રોધાદિકથી યુક્ત હોય તો અવશ્ય વ્યુત્થાન એટલે તેમાંથી રાગાદિક સંસ્કારોનો ઉદ્ભવ જ થાય છે, તેથી એ બે પ્રકાર તો અવશ્ય વર્જવા યોગ્ય જ છે. ૧૦.

ફરીને પણ વિક્ષિપ્ત મન યોગનું સાધક છે, એ વાત છ શ્લોકોવડે કહે છે.—

**विषयकषायनिवृत्तं योगेषु च संचरिष्णु विविधेषु ।**
**गृहखेलद्बालोपममपि चलमिष्टं मनोऽभ्यासे ॥ ११ ॥**

**મૂલાર્થ**—વિષયો અને કષાયોથી નિવૃત્ત થયેલું, વિવિધ પ્રકારના યોગોને વિષે ગમન કરનારૂં અને ગૃહના આંગણામાં ક્રીડા કરતા બાળકની જેવું મન ચપળ હોય તો પણ અભ્યાસ દશામાં તે ઇષ્ટ છે. ૧૧.

**ટીકાર્થ**—શબ્દાદિક વિષયો અને ક્રોધાદિક કષાયોથી નિવૃત્ત એટલે વિમુખ થયેલું તથા વિવિધ પ્રકારના યોગોને વિષે એટલે મોક્ષના ઉપાયોને વિષે ગમન કરનારૂં અને ગૃહના આંગણામાં ક્રીડા કરતા બાળકની જેવું એટલે ભદ્ર પરિણામને લીધે અંતર્મુખવાળું એવું મન એટલે અંતઃકરણ ચપળતાવાળું હોય તો પણ તે અભ્યાસને વિષે એટલે વારંવાર ઉપાયોનું પરિશીલન કરતી વખતે ઇષ્ટ છે, એટલે સાધન તરીકે માનેલું છે. ૧૧.

**वचनानुष्ठानगतं यातायातं च सातिचारमपि ।**
**चेतोऽभ्यासदशायां गजांकुशन्यायतोऽदुष्टम् ॥ १२ ॥**

**મૂલાર્થ**—શાસ્ત્રના અનુષ્ઠાનમાં રહેલું મન જોકે ગમન આગમન

કરવાથી અતિચાર સહિત થયેલું હોય તો પણ તે અભ્યાસ દશામાં ગજાંકુશના દૃષ્ટાંતવડે અદૂષિત છે. ૧૨.

**ટીકાર્થ**—શાસ્ત્રમાં કહેલા અનુષ્ઠાનમાં-ક્રિયામાં રહેલું એટલે આગમોક્ત ક્રિયાને પામેલું અને ગમન તથા આગમન ( જાવ-આવ ) કરતું હોવાથી અતિચારવાળું-દોષવાળું થયેલું મન પણ અભ્યાસ દશામાં એટલે યોગાભ્યાસની પ્રથમ અવસ્થામાં ગજાંકુશના ન્યાયથી એટલે જેમ હાથી અંકુશવડે-અંકુશના પ્રહારવડે સારા માર્ગે જનારો તથા સુંદર ગતિવાળો થઇ શકે છે, તે દૃષ્ટાંતવડે અદૂષિત છે. કારણ કે શિક્ષાના યોગથી તે માર્ગાનુસારીના પરિણામવાળું કરી શકાય છે. ૧૨.

**ज्ञानविचाराभिमुखं यथा यथा भवति किमपि सानन्दम्।**
**अर्थैः प्रलोभ्य बाह्यैरनुगृह्णीयात्तथा चेतः ॥ १३ ॥**

**મૂલાર્થ**—જેમ જેમ ચિત્ત કાંઇક ( ધર્મકાર્યમાં ) આનંદ યુક્ત અને જ્ઞાન તથા વિચારની સન્મુખ થતું જાય, તેમ તેમ બાહ્ય પદાર્થોવડે તેને લોભ પમાડીને વશ કરવું. ૧૩.

**ટીકાર્થ**—જે જે પ્રકારે મન ધર્મકાર્યમાં હર્ષયુક્ત-અતિ પ્રસન્ન અને કાંઇક જ્ઞાન તથા વિચારની સન્મુખ થતું જાય, તે તે પ્રકારે બાહ્ય એટલે આત્માથી ભિન્ન વક્ષ્યમાણ ( કહેવાશે એવા ) શુભ આલંબનભૂત પદાર્થોવડે તેને લોભ પમાડીને એટલે તેમાં પ્રેમ ઉત્પન્ન કરાવીને તેને વશ કરવું. ૧૩.

પૂર્વે ( ઉપર ) સૂચન કરેલા પદાર્થોને કહે છે.—

**अभिरूपजिनप्रतिमां विशिष्टपदवर्णवाक्यरचनां च ।**
**पुरुषविशेषादिकमप्यत एवालंबनं ब्रुवते ॥ १४ ॥**

**મૂલાર્થ**—એ જ કારણથી સુંદર જિનપ્રતિમાને, વિશિષ્ટ પ્રકારના પદ, વર્ણ અને વાકયની રચનાને તથા વિશેષ પ્રકારના પુરૂષ વિગેરેને પણ આલંબનભૂત કહેલા છે. ૧૪.

**ટીકાર્થ**—એ જ કારણથી એટલે જીવને આનંદ ઉત્પન્ન કરનાર હોવાથી પ્રશસ્ત લક્ષણવાળી-મનોહર આકૃતિવાળી જિનપ્રતિમાને એટલે તીર્થંકરના બિંબને, તથા વિશિષ્ટ પ્રકારની એટલે શુભને સૂચન કરનારી માંગળિક લાલિત્યવાળી પદોથી એટલે આગમમાં કહેલા આત્મા, ચેતન, જીવ વિગેરે પદોની, વર્ણોની એટલે ગંભીર અર્થને કહેનારા પ્રણવાદિક અક્ષરોની, અને " જગતના ગુરૂ જિનેશ્વર જયવંત

વર્તે છે" ઇત્યાદિ પદસમુદાયરૂપ વાકયોની રચનાને એટલે વસ્તુ-સ્વરૂપને પ્રગટ કરનાર અને જિનેશ્વરના ગુણોનો આલાપ કરનાર સત્કવિની કાવ્યકૃતિને, તથા ગણધરાદિક સુસાધુ વિગેરે પુરૂષવિશેષાદિકને તેમજ અપિ શબ્દ હોવાથી શાસ્ત્રના પાઠ વિગેરેને પણ આલંબનભૂત કહ્યા છે, એટલે ચિત્તના નિગ્રહ માટે શુભ આશ્રયરૂપ કહેલાં છે. ૧૪.

"હેતુના આલંબનની ગવેષણા શા માટે કરવી પડે છે?" એવી આશંકા પર કહે છે.—

**आलंबनैः प्रशस्तैः प्रायो भावः प्रशस्त एव यतः ।**
**इति सालंबनयोगी मनः शुभालंबनं दध्यात् ॥ १५ ॥**

મૂલાર્થ—જેથી કરીને પ્રશસ્ત આલંબનોવડે પ્રાયે કરીને પ્રશસ્ત ભાવજ થાય છે, તેથી કરીને આલંબનના ખપવાળા યોગીએ મનને શુભ આલંબનવાળું કરવું. ૧૫.

ટીકાર્થ—જેથી કરીને શુભ આલંબનોએ કરીને એટલે આશ્રય કરવા લાયક પદાર્થોએ કરીને પ્રાયે પ્રશસ્ત એટલે શ્રેયકારક જ પરિણામ આવે છે, તેથી કરીને આલંબનની જરૂરીઆતવાળા યોગીએ-મુનિએ શુભ આલંબનવાળું એટલે ઉપર કહેલા પ્રશસ્ત આલંબનવાળું મન કરવું. ૧૫.

શુભ આલંબનવાળું મન થયે છતે જે કરવાનું છે, તે કહે છે.—

**सालंबनं क्षणमपि क्षणमपि कुर्यान्मनो निरालंबम् ।**
**इत्यनुभवपरिपाकादाकालं स्यान्निरालंबम् ॥ १६ ॥**

મૂલાર્થ—મનને ક્ષણવાર આલંબનવાળું કરવું, અને ક્ષણવાર આલંબન રહિત કરવું. એમ કરતાં કરતાં અનુભવનો પરિપાક થવાથી મન જીંદગીપર્યંત આલંબનરહિત થાય છે. ૧૬.

ટીકાર્થ—ક્ષણવાર મનને આલંબનવાળું એટલે શુભ આશ્રય યુક્ત કરવું તથા ક્ષણવાર આલંબન રહિત એટલે બાહ્ય વિષયોનો ત્યાગ કરીને આત્માને વિષેજ વ્યાપ્ત થયેલું કરવું. આ પ્રકારે ટેવ પાડતાં અનુભવનો પરિપાક થવાથી એટલે પ્રત્યક્ષની જેવું આત્મજ્ઞાન થવું તે અનુભવ અને તેના અત્યંત રસાળપણાએ કરીને તેમાં નિઃશંક થવું તે તેનો પરિપાક-તદ્રૂપ અનુભવ પરિપાક થવાથી જીવન પર્યંત મન નિરાલંબન એટલે બાહ્ય આશ્રય રહિત થાય છે. ૧૬.

હવે ત્રણ શ્લોકોવડે તેનું ફળ કહે છે.—

**आलंब्यैकपदार्थं यदा न किञ्चिद्विचिन्तयेदन्यत्।**
**अनुपनतेन्धनवह्निवदुपशान्तं स्यात्तदा चेतः ॥ १७ ॥**

**મૂલાર્થ**—જ્યારે મન એક પદાર્થનો આશ્રય કરીને તે વિના બીજું કાંઈ પણ ચિંતવે નહીં, ત્યારે જેને ઇંધન પ્રાપ્ત થયાં નથી એવા અગ્નિની જેમ તે મન ( પરિણામે ) શાંત થાય છે. ૧૭.

**ટીકાર્થ**—જ્યારે એટલે જે દશાને વિષે એક-અદ્વિતીય પદાર્થને એટલે દ્રવ્યરૂપ અથવા પર્યાયરૂપ એક ભાવનું આલંબન કરીને એટલે તેને ધ્યેયપણે ગ્રહણ કરીને પછી કાંઇ પણ બીજું એટલે તેથી ભિન્ન દ્રવ્ય કે પર્યાયનું ચિંતવન મન કરે નહીં, ત્યારે એટલે તે અવસ્થામાં જેને કાષ્ઠનો સમૂહ પ્રાપ્ત થયો નથી એવા અગ્નિની જેમ મન શાંત થઈ જાય છે અર્થાત્ શમ અને નિર્વેદના (માં) સ્થાયીપણાને પામે છે. ૧૭.

**शोकमदमदनमत्सरकलहकदाग्रहविषादवैराणि ।**
**क्षीयन्ते शान्तहृदामनुभव एवात्र साक्षी नः ॥ १८ ॥**

**મૂલાર્થ**—શાંત હૃદયવાળાના શોક, મદ, કામ, મત્સર, કલહ, કદાગ્રહ, વિષાદ અને વેર એ સર્વે ક્ષીણ થાય છે. આ બાબતમાં અમારો અનુભવ જ સાક્ષીરૂપ છે. ૧૮.

**ટીકાર્થ**—શાંત હૃદયવાળાના—શમ યુક્ત ચિત્તવાળાના શોક એટલે ઇષ્ટ વિયોગાદિકવડે ઉત્પન્ન થયેલો ચિત્તનો ઉદ્વેગ અથવા પશ્ચાત્તાપ, જાત્યાદિક આઠ પ્રકારના મદ, કામવિકાર, મત્સર—પરના ગુણોનું અસહન ( ઇર્ષ્યા ), કલહ—વાગ્યુદ્ધ, કદાગ્રહ-અસદ્ આગ્રહ, વિષાદ-કાર્ય કરવાની અશક્તિ અને વૈર તે વિરોધ, એ સર્વે ક્ષય પામે છે. આ વિષે એટલે શાંત મનવાળાના શોકાદિકનો નાશ થવાના વિષયમાં અમારો અનુભવ જ એટલે પ્રગટ થયેલી ગુણસંપત્તિનું સાક્ષાત્ દર્શન કરનારી અમારી બુદ્ધિ જ સાક્ષીભૂત છે એટલે તેને સાક્ષાત્ જોનાર છે. ૧૮.

**शान्ते मनसि ज्योतिः प्रकाशते शान्तमात्मनः सहजम् ।**
**भस्मीभवत्यविद्या मोहध्वान्तं विलयमेति ॥ १९ ॥**

**મૂલાર્થ**—મન શાંત થયે સતે આત્માની સ્વાભાવિક અને શાંત જ્યોતિ પ્રકાશે છે, અવિદ્યા ભસ્મીભૂત થાય છે, અને મોહરૂપી અંધકારનો ક્ષય થાય છે. ૧૯.

**ટીકાર્થ**—મન એટલે ચિત્તની વૃત્તિ શાંત એટલે નિર્વિકાર થાય ત્યારે આત્માનું સહજ એટલે સ્વભાવસિદ્ધ અને શાંત એટલે વિભાવ-વિકાર રહિત જ્યોતિ એટલે સર્વને પ્રકાશ કરનારૂં ચૈતન્ય પ્રકાશે છે, એટલે પોતાની મેળે જ તે પ્રગટ થાય છે: તે સાથે અવિદ્યા એટલે અજ્ઞાન ભસ્મીભૂત થાય છે એટલે તે નિર્મૂળ નાશ પામે છે, અને મોહરૂપી અંધકાર સર્વથા વિલય-વિનાશ પામે છે. ૧૯.

ફરીને બાહ્ય આત્મા વિગેરે ભેદ કહેવાપૂર્વક ફળને પાંચ શ્લોકો-વડે બતાવે છે.—

**बाह्यात्मनोऽधिकारः शान्तहृदामन्तरात्मनां न स्यात् ।**
**परमात्मानुध्येयः सन्निहितो ध्यानतो भवति ॥ २० ॥**

**મૂલાર્થ**—શાંત હૃદયવાળા અંતરાત્માને બાહ્ય આત્માનો અધિકાર હોતો નથી, અને ધ્યાન કરવા યોગ્ય પરમાત્મા ધ્યાનવડે તેને સમી-પવર્તી થાય છે. ૨૦.

**ટીકાર્થ**—શાંત હૃદયવાળા એટલે ઉપશમ વૃત્તિથી યુક્ત મનવાળા અંતરાત્માને એટલે દેહાદિકના પ્રતિબંધ રહિત માત્ર સાક્ષીરૂપે જ રહેનારા આત્માને બાહ્યાત્માનો એટલે આત્માથી ભિન્ન એવા દેહ, ઇંદ્રિયો વિગેરે પદાર્થોને આત્મબુદ્ધિથી ગ્રહણ કરનારનો અધિકાર—વ્યાપાર પ્રાપ્ત થતો નથી. અહીં બહિરાત્મપણાની નિવૃત્તિ થવી, એ પ્રથમ ફળ જાણવું તથા અનુધ્યેય એટલે સ્મરણના ઉપયોગે કરીને મનને વિષે આસક્ત એવા પરમાત્મા-શુદ્ધ બ્રહ્મ ચૈતન્ય મૂર્ત્તિ ધ્યાનથી એટલે નિરંતર એકાગ્ર ચિત્તે ચિંતન કરવાથી તેને સમીપવર્તી થાય છે, એ બીજું ફળ જાણવું. ૨૦.

**कायादिर्बहिरात्मा तदधिष्ठातान्तरात्मतामेति ।**
**गतनिःशेषोपाधिः परमात्मा कीर्तितस्तज्ज्ञैः ॥ २१ ॥**

**મૂલાર્થ**—શરીરાદિક બાહ્યાત્મા છે, તેમનો અધિષ્ઠાતા અંતરાત્મ-પણાને પામે છે, તથા સમગ્ર ઉપાધિ રહિત એવો આત્મા તે પર-માત્મા છે, એમ આત્મજ્ઞાનીઓએ કહ્યું છે. ૨૧.

**ટીકાર્થ**—શરીર વિગેરે એટલે આત્મપણે ગ્રહણ કરેલા દેહાદિક તે બહિરાત્મા છે, તેમનો એટલે તે શરીરાદિકનો જે અધિષ્ઠાતા એટલે કાર્ય અકાર્યને જોનારો માત્ર સાક્ષીભૂત તે અંતરાત્મપણાને પામે છે, તથા જેની સમગ્ર ઉપાધિ-કર્મથી ઉત્પન્ન થયેલી વિભાવ દશા નાશ પામી

છે એટલે પૃથક્ થયેલ છે તે પરમાત્મા—પરબ્રહ્મ કહેવાય છે, એમ આત્માના ભેદને જાણનારા તત્ત્વજ્ઞાનીઓએ કહ્યું છે. ૨૧.

**विषयकषायावेशस्तत्त्वाश्रद्धा गुणेषु च द्वेषः ।**
**आत्माज्ञानं च यदा बाह्यात्मा स्यात्तदा व्यक्तः ॥ २२ ॥**

**મૂલાર્થ**—જ્યારે વિષયો અને કષાયોનો આવેશ થાય છે, તત્ત્વને વિષે અશ્રદ્ધા થાય છે, ગુણપર દ્વેષ થાય છે અને આત્માનું અજ્ઞાતપણું હોય છે, ત્યારે બાહ્યાત્મા સ્પષ્ટ થાય છે. ૨૨.

**ટીકાર્થ**—જ્યારે એટલે જે અવસ્થાને સમયે જીવને શબ્દાદિક વિષયો અને ક્રોધાદિક કષાયોનો અર્થાત્ તેમના ઉદયથી ઉત્પન્ન થયેલો આવેશ થાય છે એટલે વિષયકષાયની અત્યંત વ્યાપ્તિ થાય છે, વીતરાગે કહેલા જીવાદિક તત્ત્વને વિષે અશ્રદ્ધા—અનાસ્થા થાય છે, સમ્યક્ત્વાદિક ગુણોને વિષે તથા તે ગુણવાળાને વિષે દ્વેષ-અપ્રીતિ થાય છે, તથા આત્મસ્વરૂપનું અજ્ઞાનપણું હોય છે, તે વખતે બાહ્યાત્મા ( બહિરાત્મા ) સ્પષ્ટ થાય છે. ૨૨.

**तत्त्वश्रद्धा ज्ञानं महाव्रतान्यप्रमादपरता च ।**
**मोहजयश्च यदा स्यात्तदान्तरात्मा भवेद्व्यक्तः ॥ २३ ॥**

**મૂલાર્થ**—જ્યારે તત્ત્વપર શ્રદ્ધા, આત્માનું જ્ઞાન, મહાવ્રતો, અપ્રમાદીપણું તથા મોહનો જય થાય છે, ત્યારે અંતરાત્મા સ્પષ્ટ થાય છે. ૨૩.

**ટીકાર્થ**—જે સમયે વીતરાગે કહેલા જીવાદિક તત્ત્વને વિષે શ્રદ્ધા-વિશ્વાસ થાય છે, આત્માના સ્વરૂપનું જ્ઞાન થાય છે, પ્રાણાતિપાતવિરમણ વિગેરે મહાવ્રતોનો સ્વીકાર થાય છે, અપ્રમાદ એટલે કરવા યોગ્ય કાર્યને વિષે જ કર્તવ્ય બુદ્ધિ, અને તેને વિષે તત્પરપણું એટલે અત્યંત ઉદ્યમવંતપણું થાય છે, તથા મોહનો જય એટલે મોહના ઉદયનો પરાભવ થાય છે, ત્યારે-તે સમયે અંતરાત્મા સ્પષ્ટ થાય છે. ૨૩.

**ज्ञानं केवलसंज्ञं योगनिरोधः समग्रकर्महतिः ।**
**सिद्धिनिवासश्च यदा परमात्मा स्यात्तदा व्यक्तः ॥ २४ ॥**

**મૂલાર્થ**—જ્યારે કેવળજ્ઞાન, યોગનો નિરોધ, સમગ્ર કર્મનો ક્ષય અને મોક્ષમાં નિવાસ થાય છે, ત્યારે પરમાત્મા સ્પષ્ટ થાય છે. ૨૪.

**ટીકાર્થ**—જે સમયે કેવળ નામનું જ્ઞાન એટલે સામાન્ય અને

વિશેષ સર્વ ભાવોને પ્રકાશ કરનાર કેવળજ્ઞાન અને કેવળદર્શન થાય છે, મન, વાણી અને કાયાના વ્યાપારોનો સમગ્ર નિરોધ એટલે તેમની આત્માને વિષે સર્વથા અસત્તા થાય છે, સર્વથા સર્વ કર્મનો ક્ષય થાય છે તથા મોક્ષસ્થાનમાં જ્યારે નિવાસ થાય છે તે સમયે પરમાત્મા પ્રગટ થાય છે. ૨૪.

**आत्ममनोगुणवृत्तिर्विविच्य यः प्रतिपदं विजानाति ।**
**कुशलानुबन्धयुक्तः प्राप्नोति ब्रह्मभूयमसौ ॥ २५ ॥**

**મૂલાર્થ**—જે પુરૂષ આત્મા અને મનના ગુણોની વૃત્તિઓને દરેક પદે વિવેચન કરવા પૂર્વક જાણે છે, કુશળ અનુબંધે કરીને યુક્ત એવો તે પુરૂષ બ્રહ્મપણાને પામે છે. ૨૫.

**ટીકાર્થ**—જે વિવેકી પુરૂષ આત્મા અને મનના જ્ઞાનાદિક અને જડત્વાદિક ગુણોની વૃત્તિઓને દરેક પદે એટલે જીવના ગુણની વૃત્તિને જીવપદ પ્રત્યે અને મનના ગુણને વૃત્તિને મનપદ પ્રત્યે વિવેચન કરીને એટલે પૃથક્ પૃથક્ વિભાગ કરીને વિશેષપણે—જ્ઞાનના ઉપયોગવડે જાણે છે-નિશ્ચય કરે છે તે, કુશળતા જે મોક્ષ તેના અનુબંધ એટલે અન્વયે કરીને યુક્ત એવો જ્ઞાની પુરૂષ બ્રહ્મપણાને-મોક્ષને પામે છે. ૨૫.

**ब्रह्मस्थो ब्रह्मज्ञो ब्रह्म प्राप्नोति तत्र किं चित्रम् ।**
**ब्रह्मविदां वचसाऽपि ब्रह्मविलासाननुभवामः ॥ २६ ॥**

**મૂલાર્થ**—બ્રહ્મમાં રહેલો બ્રહ્મજ્ઞાની બ્રહ્મને પામે, તેમાં શું આશ્ચર્ય? પરંતુ બ્રહ્મજ્ઞાનીના વચનથી પણ અમે બ્રહ્મના વિલાસને અનુભવીએ છીએ. ૨૬.

**ટીકાર્થ**—જે બ્રહ્મ એટલે પરમાત્માને વિષે જ્ઞાનના ઉપયોગવડે રહેલો છે, તથા જે બ્રહ્મને એટલે નિર્વિકાર શુદ્ધ ચૈતન્યને જાણે છે તે, બ્રહ્મને એટલે શુદ્ધ ચૈતન્યને પામે તેમાં શું આશ્ચર્ય? કાંઇ જ નહીં. પરંતુ બ્રહ્મ એટલે શુદ્ધ ચૈતન્યને જાણનાર-બ્રહ્મજ્ઞાનીઓના વચનથી-ઉપદેશથી પણ બ્રહ્મના વિલાસને એટલે ચિદાનંદના ઉલ્લાસને અમે અનુભવીએ છીએ. અમે અમારી બુદ્ધિવડે તેને સાક્ષાત્ જાણી શકીએ છીએ. ૨૬

**ब्रह्माध्ययनेषु मतं ब्रह्माष्टादशसहस्रपदभावैः ।**
**येनाप्तं तत्पूर्णं योगी स ब्रह्मणः परमः ॥ २७ ॥**

**મૂલાર્થ**—બ્રહ્માધ્યયનમાં અઢાર હજાર પદના ભાવોવડે જે બ્રહ્મ કહેલું છે, તેને જે યોગીએ સંપૂર્ણ પ્રાપ્ત કર્યું છે, તે યોગી બ્રહ્મથી પર એટલે પ્રકૃષ્ટ છે. ૨૭.

**ટીકાર્થ**—અઢાર હજાર વાક્યોવડે કહેલા ભાવોવડે એટલે આ-ચારના પ્રકારોવડે બ્રહ્માધ્યયનમાં એટલે શ્રીમાન્ આચારાંગના આઠ અધ્યયનમાં જે બ્રહ્મને સવિસ્તર કહેલું છે, તે આચારરૂપ બ્રહ્મને જે યોગીએ પરિપૂર્ણ પ્રાપ્ત કરેલું છે, તે યોગી—મુમુક્ષુ બ્રહ્મથી એટલે વેદને ધારણ કરનારા બ્રહ્માથી પણ પર-પ્રકૃષ્ટ છે. ૨૭.

**ध्येयोऽयं सेव्योऽयं कार्या भक्तिश्च कृतधियास्यैव ।**
**अस्मिन् गुरुत्वबुद्ध्या सुतरः संसारसिन्धुरपि ॥ २८ ॥**

**મૂલાર્થ**—પંડિત પુરૂષે આ ધ્યાન કરવાલાયક છે, આ સેવવા-લાયક છે, અને તેની જ ભક્તિ કરવાલાયક છે. તથા તેને વિષે ગુરૂબુદ્ધિ રાખવાથી સંસારસાગર સુખે તરવાલાયક થાય છે. ૨૮.

**ટીકાર્થ**—વિદ્વાન્ પુરૂષે આ અઢાર હજાર બ્રહ્મભાવને જાણનાર મુનિ ધ્યાન કરવાલાયક છે, એ જ સેવવાલાયક છે, અને એ જ્ઞાનીની જ ભક્તિ કરવાલાયક છે. તથા આ જ્ઞાનીને વિષે જ ગુરૂબુદ્ધિ રાખ-વાથી એટલે કે "આ જ મારા ગુરૂ છે" એમ માનવાથી સંસારરૂપી સમુદ્ર પણ સુખે કરીને તરવાલાયક થાય છે, તો પછી બીજું શું દુષ્કર છે? ૨૮.

પૂર્વે કહેલા આચારને ધારણ કરવામાં આ શાસ્ત્રકાર પોતાનું અસામર્થ્ય બતાવે છે.—

**अवलंब्येच्छायोगं पूर्णाचारासहिष्णवश्च वयम् ।**
**भक्त्या परममुनीनां तदीयपदवीमनुसरामः ॥ २९ ॥**

**મૂલાર્થ**—પૂર્ણ આચારને પાળવામાં અસમર્થ એવા અમે ઈચ્છા-યોગનું અવલંબન કરીને પ્રધાન મુનિઓની ભક્તિવડે તેમના માર્ગને જ અનુસરીએ છીએ. ૨૯.

**ટીકાર્થ**—અમે એટલે યશોવિજય નામના મુનિ પૂર્વે કહેલા સમગ્ર આચારને એટલે મુમુક્ષુ જનની વ્યવહાર પ્રવૃત્તિને પાળવામાં અસ-મર્થ છીએ. "ત્યારે તે કહેવાનો પ્રયાસ શા માટે કરો છો?" એમ કોઈ પ્રશ્ન કરે, તેને કહે છે કે—ઈચ્છાયોગને એટલે તે આચારનો કહેવામાં, સાંભળવામાં અને ઉપદેશ આપવામાં પ્રીતિના વિષયની પ્રાપ્તિરૂપ ઇચ્છાયોગ એટલે મોક્ષાદિક હિતપ્રાપ્તિના ઉપાયનો આશ્રય

કરીને પરમ મુનિઓની એટલે સર્વને વિષે પ્રધાન અને ઉક્ત યોગવાળા સાધુઓની અથવા જિનેશ્વરોની ભક્તિવડે એટલે તેમની ઉપરના બહુમાનવડે તેમના માર્ગને એટલે ઉપદેશ વિગેરે રૂપ પગલાંને અમે અનુસરીએ છીએ. ૨૯.

**अल्पापि याऽत्र यतना निर्दंभा सा शुभानुबन्धकरी ।**
**अज्ञानविषव्ययकृद्विवेचनं चात्मभावानाम् ॥ ३० ॥**

**મૂલાર્થ**—આ ઇચ્છાયોગમાં કિંચિત્ પણ દંભરહિત જે યતના તે શુભ અનુબંધને કરનારી છે. તથા આત્માના પરિણામનું જે વિવેચન તે અજ્ઞાનરૂપી વિષનો નાશ કરનારૂં છે. ૩૦.

**ટીકાર્થ**—આ ઇચ્છાયોગને વિષે રહેલા અમારે થોડી પણ જે એટલે આગળ કહેવામાં આવશે એવી અને માયાવીપણાથી રહિત એવી યતના એટલે ગુણને વિષે આગ્રહ અથવા પ્રીતિ અથવા પ્રયત્ન તદ્રૂપ યતના શુભ અનુબંધ કરનારી છે, એટલે મોક્ષને સાધનાર એવા સુકૃતનો અનુબંધ કરનારી-પરંપરાએ મોક્ષને અનુસરનારી છે. તથા આત્માના—જીવના જે ભાવો એટલે પરિણામ વિગેરે વર્તનાના પ્રકારો તેમનું વિવેચન એટલે યથાર્થપણે વિવેચન કરીને કરાતો નિશ્ચય, તે અજ્ઞાન એટલે વિપરીત બોધ અથવા અબોધરૂપી વિષનો નાશ કરનાર છે. ૩૦.

વળી બીજું પણ સાંભળો.—

**सिद्धान्ततदङ्गानां शास्त्राणामस्तु परिचयः शक्त्या ।**
**परमालंबनभूतो दर्शनपक्षोऽयमस्माकम् ॥ ३१ ॥**

**મૂલાર્થ**—શક્તિ પ્રમાણે સિદ્ધાન્ત અને તેનાં અંગો રૂપ શાસ્ત્રોનો પરિચય હો. આ અમારો પરમ આલંબનરૂપ દર્શનનો પક્ષ છે. ૩૧.

**ટીકાર્થ**—શક્તિપ્રમાણે એટલે પોતાના સામર્થ્યને અનુસારે સિદ્ધાંત એટલે બાર અંગો અને તેનાં અંગો એટલે નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ વિગેરે શાસ્ત્રો અર્થાત્ સૂત્રને અનુસારે બહુશ્રુત મુનિએ રચેલાં સંમતિતર્ક, તત્ત્વાર્થ અને અનેકાંતજયપતાકા વિગેરે ગ્રંથો-તેનો પરિચય એટલે જાણેલાને ફરીથી જાણવું તે અને અજ્ઞાતનો સંસર્ગ એટલે નહીં જાણેલાને જાણવું તે અમોને હો. આ અમારો પરમ આલંબનરૂપ એટલે સંસારસાગરમાં પડતાને પરમ ઉત્કૃષ્ટ આધારભૂત દર્શનપક્ષ એટલે સમ્યક્ત્વનો આશ્રય છે. ૩૧.

ફરીને કહે છેઃ—

**विधिकथनं विधिरागो विधिमार्गे स्थापनं विधीच्छूनाम् ।**
**अविधिनिषेधश्चेति प्रवचनभक्तिः प्रसिद्धा नः ॥ ३२ ॥**

**મૂલાર્થ**—વિધિનું કહેવું, વિધિપરની પ્રીતિ, વિધિની ઇચ્છા રાખનાર પુરૂષોને વિધિમાર્ગમાં પ્રવર્તાવવા, તથા અવિધિનો નિષેધ કરવો એ વિગેરે અમારી જિનપ્રવચન પરની ભક્તિ પ્રસિદ્ધ જ છે. ૩૨.

**ટીકાર્થ**—ધર્મની વિધિનો ઉપદેશ, ધર્મવિધિપર પ્રીતિ, શાસ્ત્રોક્ત વિધાન કરવાને ઈચ્છતા પુરૂષોને વિધિમાર્ગમાં સ્થાપન કરવા, તથા અવિધિ એટલે વિધિના પ્રતિપક્ષરૂપ અવિધિનો અર્થાત્ ધર્મક્રિયાનો જે વિપર્યાસ તેનો નિષેધ-નિવારણ કરવું, એ વિગેરે અમારી જિનશાસન પરની ભક્તિ પ્રસિદ્ધ જ છે એટલે અપ્રગટ છતાં પણ પ્રગટ જ છે. ૩૨.

એ ભક્તિ પણ શી રીતે? તે કહે છે.—

**अध्यात्मभावनोज्ज्वलचेतोवृत्तोचितं हि नः कृत्यम् ।**
**पूर्णक्रियाभिलाषश्चेति द्वयमात्मशुद्धिकरम् ॥ ३३ ॥**

**મૂલાર્થ**—અધ્યાત્મની ભાવનાવડે ઉજ્વળ ચિત્તની વૃત્તિને યોગ્ય એવું અમારૂં કર્તવ્ય છે, તથા અમોને પૂર્ણ ક્રિયા કરવાનો અભિલાષ છે. આ બે બાબતો આત્માની શુદ્ધિ કરનાર છે. ૩૩.

**ટીકાર્થ**—કારણકે અધ્યાત્મની ભાવનાવડે એટલે પર્યાલોચનાવડે નિર્મળ ચિત્તની વૃત્તિને ઉચિત એટલે યોગ્યતાપૂર્વક કરવાલાયક એવું અમારૂં કર્તવ્ય છે, તથા સમગ્ર ક્રિયાવિધિને સત્ય કરવાની ઇચ્છા છે. આ બે એટલે શક્ય ક્રિયાનું કરવું તથા સંપૂર્ણ ક્રિયા કરવાની ઇચ્છા એ બે અમારા આત્માની શુદ્ધિ કરનાર—શુદ્ધિમાં કારણરૂપ છે. ૩૩.

તે પણ શી રીતે? તે કહે છે.—

**द्वयमिह शुभानुबन्धः शक्यारंभश्च शुद्धपक्षश्च ।**
**अहितो विपर्ययः पुनरित्यनुभवसंगतः पन्थाः ॥ ३४ ॥**

**મૂલાર્થ**—શક્ય ક્રિયાનો આરંભ અને શુદ્ધ પક્ષ એ બે અહીં શુભાનુબંધરૂપ છે, અને તેથી બીજો માર્ગ અહિતકારક છે, એ પ્રમાણે આ અમારો અનુભવસિદ્ધ માર્ગ છે. ૩૪.

**ટીકાર્થ**—આ જિનશાસનને વિષે, યોગમાર્ગને વિષે, સંસારને વિષે પણ બે વાના કે જે હમણાં કહેવામાં આવશે તે શુભાનુબંધ

એટલે ધર્મમાર્ગને અનુસારે શુભકર્મના બંધક છે. તે બે કયા ? તે કહે છે.—એક તો શક્ય એટલે પોતાને યોગ્ય એવી ક્રિયાનો આરંભ અને બીજું અશક્યની બાબતમાં શુદ્ધ પક્ષ એટલે શુદ્ધ માર્ગનો ઉપદેશ કરવો તે અર્થાત્ શુદ્ધ પ્રરૂપણા કરવી તે. આથી બીજો માર્ગ-વિપરીત માર્ગ તે અહિતકારી-અકલ્યાણકારી છે. આ પ્રમાણે શ્રદ્ધારૂપ અનુભવથી પ્રાપ્ત થયેલો માર્ગ છે. ૩૪.

**ये त्वनुभवाविनिश्चितमार्गाश्चारित्रपरिणतिभ्रष्टाः ।**
**बाह्यक्रियया चरणाभिमानिनो ज्ञानिनोऽपि न ते ॥ ३५ ॥**

**મૂલાર્થ**—જેઓ અનુભવવડે માર્ગનો નિશ્ચય નહીં કરેલો હોવાથી ચારિત્રના પરિણામથી ભ્રષ્ટ થઈને માત્ર બાહ્ય ક્રિયાવડે જ ચારિત્રના અભિમાનવાળા છે, તેઓ જ્ઞાની નથી. ૩૫.

**ટીકાર્થ**—જે કોઈ અનુભવવડે માર્ગનો નિશ્ચય નહીં કરનારા એટલે જેમણે ભવસાગર તરવાના ઉપાયનો સાક્ષાત્ નિર્ધાર કર્યો નથી એવા મનુષ્યો ચારિત્રના પરિણામથી ભ્રષ્ટ થયા છતાં પ્રત્યુપેક્ષણ, આહારશુદ્ધિ વિગેરે બાહ્યક્રિયા કરવાથીજ 'અમે સંયમી છીએ' આ પ્રમાણે ચારિત્રનો ગર્વ ધરાવતા હોય છે, તેઓ જ્ઞાની એટલે વસ્તુતત્ત્વને જાણનારા નથી. તેમને આત્માનો અનુભવ નહીં હોવાથી આત્મા શબ્દનો ઉચ્ચાર કરતાં છતાં પણ તેઓ આત્મસ્વરૂપને જાણનારા નથી. શ્લોકમાં **अपि** (પણ) શબ્દ લખ્યો છે તેથી નિષ્ફળ ક્રિયા કરવાથી તેઓ ક્રિયાવંત પણ નથી એટલે તેઓ અધ્યાત્મરહિત જ છે, એમ જાણવું. ૩૫.

**लोकेषु बहिर्बुद्धिषु विगोपकानां बहिःक्रियासु रतिः ।**
**श्रद्धां विना न चैताः सतां प्रमाणं यतोऽभिहितम् ॥३६॥**

**મૂલાર્થ**—બાહ્ય બુદ્ધિવાળા લોકોમાં વિદૂષકોની બાહ્ય ક્રિયાઓ ઉપર પ્રીતિ થાય છે, એ બાહ્ય ક્રિયાઓ શ્રદ્ધા વિના સત્પુરૂષોને પ્રમાણરૂપ નથી. કારણ કે તે વિષે શાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યું છે. ૩૬.

**ટીકાર્થ**—બાહ્ય બુદ્ધિવાળા એટલે લિંગ, ક્રિયા વિગેરે પૌદ્ગળિક દૃષ્ટિવાળા લોકોમાં વિદૂષકોને—વિશેષે દૂષણ આપનારાઓને બાહ્યક્રિયાઓ પર પ્રીતિ—આસક્તિ હોય છે, પણ આ બાહ્ય ક્રિયાઓ શ્રદ્ધા વિના એટલે જિનવચન પર પરિપૂર્ણ વિશ્વાસ વિના સત્પુરૂષોને પ્રમાણરૂપ નથી એટલે તેઓ તે બાહ્ય ક્રિયાને મોક્ષના સાધનપણે માનતા નથી, કારણ કે તે વિષે શ્રીહરિભદ્રસૂરિએ ષોડશકમાં નીચે પ્રમાણે કહ્યું છે. ૩૬.

જે કહ્યું છે, તે જ બતાવે છે.—

**बालः पश्यति लिङ्गं मध्यमबुद्धिर्विचारयति वृत्तम् ।**
**आगमतत्त्वं तु बुधः परीक्षते सर्वयत्नेन ॥ ३७ ॥**

**મૂલાર્થ**—બાળક લિંગને જુએ છે, મધ્યમ બુદ્ધિવાળો માણસ આચરણને વિચારે છે, પણ પંડિત પુરૂષ તો સર્વ પ્રયત્નવડે આગમના તત્ત્વની જ પરીક્ષા કરે છે. ૩૭.

**ટીકાર્થ**—બાળક એટલે બાળબુદ્ધિવાળો અજ્ઞાની લિંગને એટલે કેશલોચ અથવા જટામુકુટ વિગેરેથી મંડિત વેષ તથા પ્રત્યુપેક્ષણાદિક ક્રિયાને જુએ છે, એટલે કે આવા લિંગને જ્યાં જુએ છે, ત્યાં આસક્તિવાળો થાય છે. તથા મધ્યમ બુદ્ધિવાળો એટલે સ્થૂળ વિષયોમાં પંડિત પુરૂષ વૃત્તને એટલે આઠ પ્રવચન માતાનું પાલનરૂપ ચારિત્રાદિક હિત પ્રવૃત્તિને વિચારે છે (જુએ છે), એટલે તેમાં સુંદરપણાને તથા અસુંદરપણાને ધર્મ અધર્મપણે માને છે. પરંતુ પંડિત એટલે સૂક્ષ્મ પદાર્થને ગ્રહણ કરનાર વિચક્ષણ પુરૂષ તો સર્વ યત્નવડે-ઉદ્યમવડે આગમના તત્ત્વની એટલે સત્ અર્થનો પ્રકાશ કરનાર શાસ્ત્રના બોધની પરીક્ષા કરે છે એટલે તે આધારે દૂષિતપણું અને અદૂષિતપણું જુએ છે; તેથી કરીને બાળ અને મધ્યમ બુદ્ધિવાળાને શુદ્ધ ધર્મમાર્ગમાં પ્રવેશ કરાવવા માટે અને તેમનાપર અનુગ્રહ કરવા માટે જ્ઞાનવાન્ ગુરૂએ પણ પોતે વેષ, ક્રિયા અને પ્રવચનમાત્રના પાલનને વિષે શુદ્ધ વ્યવસ્થા ધારણ કરવી. ૩૭.

હવે અધિકારની સમાપ્તિ પર્યંત કર્તવ્યનો ઉપદેશ કરે છે.—

**निश्चित्यागमतत्त्वं तस्मादुत्सृज्य लोकसंज्ञां च ।**
**श्रद्धाविवेकसारं यतितव्यं योगिना नित्यम् ॥ ३८ ॥**

**મૂલાર્થ**—તેથી કરીને આગમના તત્ત્વનો નિશ્ચય કરીને તથા લોકસંજ્ઞાનો ત્યાગ કરીને યોગીએ નિરંતર શ્રદ્ધા અને વિવેક પરત્વે યત્ન કરવો. ૩૮.

**ટીકાર્થ**—તેથી કરીને એટલે પૂર્વે કહેલા કારણથી આગમના તત્ત્વનો એટલે સિદ્ધાંતના પરમાર્થનો નિશ્ચય કરીને એટલે બહુશ્રુત અને પોતાના અનુભવની સ્મૃતિવડે તેનું અવધારણ કરીને તથા લોકસંજ્ઞાનો એટલે શાસ્ત્રની અપેક્ષારહિત લોકરૂઢિનો ત્યાગ કરીને શ્રદ્ધા એટલે સર્વજ્ઞના વચનપર શુદ્ધ આસ્તિકપણું અને વિવેક એટલે જીવ અને પુદ્ગળના સ્વભાવ તથા વિભાવાદિકની ભિન્નતાનું જ્ઞાન,

એ બન્નેની જેમ શુદ્ધિ થાય તેમ યોગીએ—મુમુક્ષુ જને સર્વદા યત્ન કરવો—ઉદ્યમમાં તત્પર થવું. ૩૮.

**निन्द्यो न कोऽपि लोकः पापिष्ठेष्वपि भवस्थितिश्चिन्त्या।**
**पूज्या गुणगरिमाढ्या धार्यो रागो गुणलवेऽपि ॥ ३९ ॥**

**મૂલાર્થ**—કોઈ પણ લોકની નિંદા કરવી નહીં, પાપીને વિષે પણ ભવસ્થિતિનું ચિંતવન કરવું, ગુણોના ગૌરવવડે પૂર્ણ એવા જનોની પૂજા કરવી, ગુણના લેશને વિષે પણ રાગ ધારણ કરવો. ૩૯.

**ટીકાર્થ**—તથા યોગીએ કોઈ પણ ધર્મબુદ્ધિથી રહિત એવા દુઃખી જનોની નિંદા કરવી નહીં. તથા પાપકાર્ય કરવાની રૂચિવાળાને જોઈને પણ ભવસ્થિતિ એટલે સદા વિપર્યાસવાળી સંસારની વ્યવસ્થાનો વિચાર કરવો. ( તેની ભવસ્થિતિ દીર્ઘ જાણી તેનાપર દ્વેષ ન કરવો. ) તથા જ્ઞાનાદિક ગુણોએ કરીને જે ગરિષ્ઠપણું, તેણે કરીને પૂર્ણ એવા જનોની પૂજા કરવી એટલે યથાયોગ્ય પુષ્પ, ચંદન, આહાર અને વસ્ત્ર વિગેરેવડે તેમનો સત્કાર કરવો. તથા ગુણના લેશથી પણ યુક્ત એવા પ્રાણીપર પ્રેમ ધારણ કરવો. ૩૯.

**ग्राह्यं हितमपि बालादालापैर्दुर्जनस्य न द्वेष्यम् ।**
**त्यक्तव्या च पराशा पाशा इव संगमा ज्ञेयाः ॥ ४० ॥**

**મૂલાર્થ**—બાળક પાસેથી પણ હિત વચનને ગ્રહણ કરવું, દુર્જનના પ્રલાપ સાંભળી દ્વેષભાવ ન કરવો, પારકી આશાનો ત્યાગ કરવો, સર્વ સંયોગો પાશની જેવા જાણવા. ૪૦.

**ટીકાર્થ**—બાળકના મુખમાંથી પણ નીકળેલું હિતવચન હોય તો તે ગ્રહણ કરવું. તથા દુર્જન એટલે ખળ પુરૂષના નિંદા વચનો સાંભળી તેનાપર દ્વેષભાવ ન કરવો. તથા પરની એટલે આત્માથકી ભિન્ન એવા પુદ્ગળાદિકના સુખની આશાનો—સ્પૃહાનો ત્યાગ કરવો. તથા ( સાંસારિક—પૌદ્ગળિક ) સર્વ સંયોગો પાશની જેવા એટલે બંધનની જેવા ( બંધનરૂપ ) જાણવા. ૪૦.

**स्तुत्या स्मयो न कार्यः कोपोऽपि च निन्दया जनैः कृतया।**
**सेव्या धर्माचार्यास्तत्त्वं जिज्ञासनीयं च ॥ ४१ ॥**

**મૂલાર્થ**—બીજા માણસોએ કરેલી સ્તુતિવડે ગર્વ ન કરવો, અને તેમની કરેલી નિંદાવડે કોપ પણ ન કરવો, ધર્માચાર્યનું સેવન કરવું, તત્ત્વને જાણવાની ઈચ્છા કરવી. ૪૧.

**ટીકાર્થ**—તથા સ્તુતિવડે એટલે અન્ય જનોએ કરેલી પોતાની પ્રશંસા સાંભળીને ગર્વ કરવો નહીં, તથા અજ્ઞાની મનુષ્યોએ કરેલી પોતાની નિંદા-હીલનાવડે તેનાપર ક્રોધ કરવો નહીં, ધર્મનો ઉપદેશ કરનાર ગુરૂઓની સેવા-પર્યુપાસના કરવી, તથા તત્ત્વ એટલે વસ્તુનું સ્વરૂપ જાણવાની ઈચ્છા કરવી એટલે જાણવા માટે (નિરંતર) ઉદ્યમવંત થવું. ૪૧.

**शौचं स्थैर्यमदंभो वैराग्यं चात्मनिग्रहः कार्यः ।**

**दृश्या भवगतदोषाश्चिन्त्यं देहादिवैरूप्यम् ॥ ४२ ॥**

**મૂલાર્થ**—શૌચ, સ્થિરતા, અદંભ, વૈરાગ્ય અને આત્માનો નિગ્રહ કરવો, સંસારમાં રહેલા દોષો જોવા, અને દેહાદિકનું વિરૂપપણું ચિંતવવું. ૪૨.

**ટીકાર્થ**—શૌચ એટલે વ્રતને વિષે પવિત્રતા, સ્થિરતા એટલે વિપત્તિને વિષે ધૈર્ય, અદંભ એટલે માયારહિતપણું, વૈરાગ્ય એટલે સંસારવાસથી ઉદ્વેગ તથા આત્માનો નિગ્રહ એટલે મનનો જય-આટલી બાબત કરવા લાયક છે તે કરવી, થતા સંસારમાં રહેલા જીવના જે દોષો એટલે તેમને પ્રાપ્ત થતા જન્મ, મરણ અને નરકપાત વિગેરે ઉપદ્રવો-તેને જ્ઞાનચક્ષુવડે જોવા, તથા દેહાદિકની વિરૂપતા એટલે શરીર, ધન, યૌવન અને સ્ત્રી વિગેરેનું વિપરીતપણું ચિંતવવું, અર્થાત્ દેહાદિક ક્ષણવારમાં હોય તે કરતાં જૂદા પ્રકારના થઈ જાય છે, એમ ધ્યાનપૂર્વક વિચારવું. ૪૨.

**भक्तिर्भगवति धार्या सेव्यो देशः सदा विविक्तश्च ।**

**स्थातव्यं सम्यक्त्वे विश्वास्यो न प्रमादरिपुः ॥ ४३ ॥**

**મૂલાર્થ**—ભગવાન્ જિનેશ્વર ઉપર ભક્તિ ધારણ કરવી, એકાંત પ્રદેશનું નિરંતર સેવન કરવું, સમ્યકત્વને વિષે સ્થિર રહેવું, પ્રમાદરૂપી શત્રુનો વિશ્વાસ કરવો નહીં. ૪૩.

**ટીકાર્થ**—ભગવાન્ જિનેશ્વરને વિષે ભક્તિ એટલે પૂજા તથા બહુમાનને ધારણ કરવું—તેને હૃદયમાં સ્થાપન કરવું, તથા સર્વદા વિવિક્ત દેશનું એટલે સ્ત્રી, પશુ અને નપુંસક વિગેરેના રહિતપણાએ કરીને એકાંત એવા સ્થાનનું સેવન કરવું—તેવા સ્થાનમાં સ્થિતિ કરવી, તથા સમ્યકત્વને વિષે એટલે શુદ્ધ શ્રદ્ધાને વિષે રહેવું એટલે ઉપયોગ સહિત વર્તવું તથા પ્રમાદ એટલે અવશ્ય કર્તવ્યને વિષે જે

આળસ તેરૂપ શત્રુનો કિંચિત્ પણ-સ્વલ્પ કાળ પણ વિશ્વાસ કરવો નહીં. અર્થાત્ તેનો ત્યાગ કરવો. ૪૩.

**ध्येयात्मबोधनिष्ठा सर्वत्रैवागमः पुरस्कार्यः ।**
**त्यक्तव्याः कुविकल्पाः स्थेयं वृद्धानुवृत्त्या च ॥ ४४ ॥**

**મૂલાર્થ**—આત્મજ્ઞાનની નિષ્ઠાનું ધ્યાન કરવું, સર્વત્ર આગમને આગળ કરવા, કુવિકલ્પોનો ત્યાગ કરવો, વૃદ્ધજનોની અનુવૃત્તિથી રહેવું. ૪૪.

**ટીકાર્થ**—તથા આત્મબોધની નિષ્ઠા એટલે પોતાના આત્મસ્વરૂપના જ્ઞાનની પૂર્ણતા ચિંતવવી, તેમાં સ્થિતિ કરવી તથા નિશ્ચે કરીને સર્વ કાર્યોમાં આગમ એટલે સિદ્ધાન્તનું વચન આગળ કરવું એટલે મોક્ષનાં સમગ્ર સાધનોને વિષે પ્રથમ તેનુ ધ્યાન કરવું, અર્થાત્ આગમને અનુસારેજ પ્રવર્તવું, તથા કુવિકલ્પોનો—અશુભ મનોરથોનો ત્યાગ કરવો, તથા વૃદ્ધોની અનુવૃત્તિવડે એટલે વૃદ્ધ પુરૂષોની પરંપરાને અનુસારે રહેવું એટલે પ્રવર્તન કરવું. ૪૪.

**साक्षात्कार्यं तत्त्वं चिद्रूपानन्दमेदुरैर्भाव्यम् ।**
**हितकारी ज्ञानवतामनुभववेद्यः प्रकारोऽयम् ॥ ४५ ॥**

**મૂલાર્થ**—તત્ત્વનો સાક્ષાત્કાર કરવો, તથા આત્માનંદવડે પૂર્ણ થવું. આ અનુભવવડે જાણવા લાયક પ્રકાર જ્ઞાનીઓને હિતકારી છે. ૪૫.

**ટીકાર્થ**—તથા તત્ત્વનો એટલે આત્માદિક વસ્તુના સદ્‌ભાવનો સાક્ષાત્કાર કરવો એટલે પોતાની બુદ્ધિને પ્રત્યક્ષ કરવો, તથા આત્માનંદવડે એટલે આત્માના આહ્લાદ વડે મેદુર એટલે પુષ્ટ અથવા પૂર્ણ થવું. આ શિક્ષાના અનુક્રમથી કહેલો અને અનુભવવડે એટલે સાક્ષાત્ ચક્ષુ, શ્રોત્ર અને મનના જ્ઞાનવડે જાણી શકાય તેવો પ્રકાર એટલે આત્મસ્વરૂપને અનુરૂપ વર્તના જ્ઞાની જનોને એટલે યથાર્થ જ્ઞાનથી શોભતા પુરૂષોને હિતકારી છે એટલે શુભ અને ઇષ્ટ એવી સિદ્ધિને કરનાર અથવા મંગળકારક છે. ૪૫.

**। इत्यनुभवाधिकारः ।**

---

## । अथ प्रशस्तिः ।

પૂર્વોક્ત ગુણોને પ્રાપ્ત થયેલો અનુભવી સજ્જનોની સ્તુતિ કરે છે, તેથી અહીં પણ પ્રથમ સજ્જનની સ્તુતિ કરવામાં આવે છે.—

**येषां कैरवकुन्दवृन्दशशभृत्कर्पूरशुभ्रा गुणा**
**मालिन्यं व्यपनीय चेतसि नृणां वैशद्यमातन्वते ।**
**सन्तः सन्तु मयि प्रसन्नमनसस्ते केऽपि गौणीकृत-**
**स्वार्था मुख्यपरोपकारविधयोऽत्युच्छृंखलैः किं खलैः॥४६**

**મૂલાર્થ**—જેમના કૈરવ અને કુંદના પુષ્પો, ચંદ્ર તથા કર્પૂરની જેવા ઉજ્વળ ગુણો મનુષ્યોના ચિત્તમાં મલિનતાને દૂર કરી નિર્મળતાને વિસ્તારે છે, તે સ્વાર્થને ગૌણ કરનારા અને પરોપકારની વિધિને મુખ્ય ગણનારા કોઇક સત્પુરૂષો મારાપર પ્રસન્ન મનવાળા થાઓ. ઉદ્ધત એવા ખળ પુરૂષોવડે શું? (ખળ પુરૂષોનું શું પ્રયોજન છે?) કાંઇજ નહીં. ૪૬.

**ટીકાર્થ**—તેઓ એટલે હમણાં કહેવાશે એવા ગુણસમૂહવડે યુક્ત કેટલાએક સત્પુરૂષો મારાપર પ્રસન્ન મનવાળા–સંતુષ્ટ ચિત્તવાળા થાઓ, કે જેઓના એટલે જે સજ્જનોના ગુણો એટલે ધર્મની પ્રવૃત્તિના પ્રકારો કૈરવ એટલે શ્વેત પુષ્પો અને કુંદ પુષ્પોના સમૂહ તથા ચંદ્રની કાંતિનો સમૂહ અને કર્પૂરના સમૂહ જેવા શુભ્ર એટલે દોષરૂપી મળરહિત હોવાથી તથા કીર્ત્તિરૂપી સુગંધવાળાં હોવાથી ઉજ્વળ સતા મુમુક્ષુ પુરૂષોના મનમાં મલિનતાને—દોષરૂપી કાળાશને દૂર કરીને નિર્મળતાને—ગુણોથી થતા દેદીપ્યપણાને વિસ્તારે છે. તે સત્પુરૂષો કેવા છે? તે કહે છે.- જેઓએ સ્વાર્થને એટલે પોતાનાં પ્રયોજનોને ગૌણ કર્યા છે એટલે પ્રધાનપણાથી દૂર કર્યા છે અર્થાત્ જેમણે સ્વાર્થને અમુખ્યપણે ધારણ કર્યો છે, તથા જેમના પરોપકારના વિધિઓ એટલે અન્યને ગુણ પ્રાધાન્ય ઉત્પન્ન કરાવનાર ઉપકારના વિધિઓ–સિદ્ધિ પ્રાપ્ત કરવાના પ્રકારો મુખ્ય–પ્રધાન છે, એવા સત્પુરૂષો મારાપર પ્રસન્ન થાઓ. પછી અત્યંત ઉચ્છૃંખળ એટલે મર્યાદાના બંધનથી રહિત એવા ખળ–દુર્જનોની કદાચ અપ્રસન્નતા થાય તો તેથી શું? કાંઇજ નહીં. ૪૬.

તે સત્પુરૂષોના પરોપકારનો પ્રકાર દેખાડે છે—

**ग्रन्थार्थान् प्रगुणीकरोति सुकविर्यत्नेन तेषां प्रथा-**
**मातन्वन्ति कृपाकटाक्षलहरीलावण्यतः सज्जनाः ।**
**माकन्दद्रुममञ्जरीं वितनुते चित्रा मधुश्रीस्ततः**
**सौभाग्यं प्रथयन्ति पञ्चमचमत्कारेण पुंस्कोकिलाः ॥४७॥**

મૂલાર્થ—સત્કવિ યત્નવડે ગ્રંથના અર્થોને સરલ (તૈયાર) કરે છે, પણ તેમની ખ્યાતિ તો સજ્જનો કૃપાકટાક્ષની લહરીના લાવણ્યથી વિસ્તારે છે. જેમ સુંદર વસંત ઋતુની લક્ષ્મી આમ્રવૃક્ષની મંજરીને વિસ્તારે છે, પણ તેના સૌભાગ્યને તો કોકિલ પક્ષીઓ પંચમ સ્વરના ચમત્કારવડે (સર્વત્ર) પ્રસિદ્ધ કરે છે. ૪૭.

ટીકાર્થ—સારા એટલે ધર્મપ્રધાન કવિ—સૂક્ષ્મ અર્થનો સંદર્ભ કરનાર પંડિત ગ્રંથ એટલે ઘણા અર્થોને જેમાં ગુંફિત કરાય તેવા શાસ્ત્રવિશેષરૂપી અર્થોને ઘણા ઉદ્યમવડે સરળ કરે છે અને તે ગ્રંથોની ખ્યાતિને સજ્જનો-સત્પુરૂષો કૃપારૂપી—અન્યના અનુગ્રહની બુદ્ધિરૂપી કટાક્ષવડે—આનંદ સહિત દૃષ્ટિના લક્ષ્યવડે ઉત્પન્ન થયેલી બોધતરંગની શ્રેણીએ ઉત્પન્ન કરેલા લાવણ્યવડે-પ્રેમના સુંદરપણાવડે વિસ્તારે છે. શી રીતે? કે જેમ આનંદ આપનારી વસંતલક્ષ્મી-વસંત ઋતુની ઋદ્ધિ અથવા શોભા આમ્રવૃક્ષની મંજરીને વિસ્તારે છે-ઉત્પન્ન કરે છે, પણ ત્યાર પછી કોકિલ પક્ષીઓ પંચમ સ્વરના ચમત્કારે કરીને-મનોહર શબ્દે કરીને તેના સૌભાગ્યને-સર્વ લોકના પ્રિયપણાને પ્રસિદ્ધ કરે છે. ૪૭.

દુર્જનની જીંહારૂપી સર્પથી રક્ષણ કરનાર સજ્જનના પ્રભાવની સ્તુતિ કરે છે.—

**दोषोल्लेखविषः खलाननबिलादुत्थाय कोपाज्ज्वलन्**
**जिह्वाहिर्ननु कं गुणं न गुणिनां बालं क्षयं प्रापयेत् ।**
**न स्याच्चेत्प्रबलप्रभावभवनं दिव्यौषधी संनिधौ**
**शास्त्रार्थोपनिषद्विदां शुभहृदां कारुण्यपुण्यप्रथा ॥ ४८ ॥**

મૂલાર્થ—જો શાસ્ત્રાર્થના ઉપનિષદ્‌ને જાણનારા અને શુભ હૃદયવાળા પુરૂષોની કૃપારૂપી પુણ્યની ખ્યાતિરૂપ મોટા પ્રભાવના સ્થાનવાળી દિવ્ય ઔષધી સમીપમાં ન હોય, તો દોષના ઉચ્ચારણરૂપ વિષવાળો અને કોપથી જાજ્વલ્યમાન થયેલો જિંહારૂપી સર્પ ખળ પુરૂષના મુખરૂપી બિલમાંથી નીકળીને ગુણી પુરૂષોના કયા વૃદ્ધિ પામતા ગુણને ક્ષય ન પમાડે? સર્વ ગુણોને ક્ષય પમાડે. ૪૮.

ટીકાર્થ—હે ભવ્ય પ્રાણી! ખળ પુરૂષના મુખરૂપી બિલમાંથી એટલે રાફડામાંથી નીકળીને, ગુણોને વિષે દોષના આરોપ ઉચ્ચારવારૂપી વિષવાળો અને કોપવડે એટલે ગુણ ઉપરના દ્વેષવડે ચોતરફથી જાજ્વલ્યમાન થતો એટલે દુષ્ટ વાણીરૂપી જ્વાળાને છોડતો જિંહા-

રૂપી સર્પ ગુણી પુરૂષોના કયા વૃદ્ધિ પામતા ગુણને-જ્ઞાનાદિક ગુણને ક્ષય-વિનાશ ન પમાડે? અર્થાત્ સર્વને નાશ પમાડે. પરંતુ જો શાસ્ત્રોવડે-આગમોવડે વાચ્ય જે અર્થ એટલે આત્માના સ્વરૂપ વિગેરે પદાર્થો તેમના ઉપનિષદ્‌ને એટલે સારાંશને યથાર્થપણે જાણનારા તથા શુભ હૃદયવાળા એટલે પરોપકાર વિગેરેથી કલ્યાણકારક અંતઃકરણવાળા પુરૂષોની કૃપાભાવવાળી પવિત્ર ખ્યાતિરૂપ અને મહા મહિમાના સ્થાનરૂપ દિવ્ય ઔષધી એટલે મનોહર અલૌકિક વિષનાશક પદાર્થ સમીપે હોય તો તે થઇ ન શકે-ન હોય તોજ થઈ શકે. ૪૮.

હવે સ્થિતિનો ઉચ્છેદ કરનારી મતિનું હરણ કરવારૂપ સજ્જનના ગુણની સ્તુતિ કરે છે.—

**उत्तानार्थगिरां स्वतोऽप्यवगमान्निःसारतां मेनिरे**
**गंभीरार्थसमर्थने बत खलाः काठिन्यदोषं ददुः ।**
**तत्को नाम गुणोऽस्तु कश्च सुकविः किं काव्यमित्यादिकां**
**स्थित्युच्छेदमतिं हरन्ति नियता दृष्टा व्यवस्थाः सताम् ४९**

**મૂલાર્થ**—અહો! ખળ પુરૂષો સુગમ અર્થવાળી વાણીને પોતાની મેળે જ જાણવાથી નિઃસાર માને છે, અને ગંભીર અર્થ કહેવામાં કઠિનતાનો દોષ આપે છે. તેથી કરીને એવે કયો ગુણ, કયો સત્કવિ અને કયું કાવ્ય હોય? કે જે આવા પ્રકારની સ્થિતિને ઉચ્છેદ કરનારી બુદ્ધિને સત્પુરૂષોની નિયત વ્યવસ્થા જોવાથી હરણ કરે. ૪૯.

**ટીકાર્થ**—અહો! મહા કષ્ટ છે કે દુર્જન પુરૂષો સુગમપણાએ કરીને પ્રગટ અર્થવાળી કવિની વાણીને-ગદ્ય પદ્યાદિક રચનાને પોતાની બુદ્ધિના સામર્થ્યથી સમજવાને લીધે એટલે તે સુખેથી બોધરૂપ હોવાને લીધે તેના અર્થની સ્ફુર્તિ થવાથી તેને નિઃસાર એટલે પ્રાકૃત જેવી માને છે, એટલે 'આ વાણીમાં શું છે? કાંઇજ નથી' એ પ્રમાણે માને છે. તથા ગંભીર અર્થના સમર્થનમાં એટલે સૂક્ષ્મ ભાવાર્થની રચનાદ્વારા કહેલા અર્થમાં કઠિનતાનો દોષ આપે છે, એટલે "આ વાણીનું દુર્જ્ઞેયપણું હોવાથી નિરૂપયોગી જ છે" એ પ્રમાણે દૂષણ આપે છે. તેથી કરીને ખળ પુરૂષોના મનને રંજન કરે તેવો કયો કવિત્વાદિક ગુણ હોય? કયો શુક્રાચાર્યાદિક સત્કવિ એટલે કુશળ શાસ્ત્રકર્તા હોય? અને કેવી કવિતા એટલે ધર્માદિકનું પ્રતિપાદન કરનાર વાક્ય રચના હોય? કોઇપણ ન હોય. આવી સર્વત્ર દોષના જ ગવેષણમાં તત્પર અને સ્થિતિનો ઉચ્છેદ કરનારી બુદ્ધિનું એટલે

જગત્‌ની વ્યવસ્થાનું ઉત્થાપન કરનારી બુદ્ધિનું સત્પુરૂષોની નિયત એટલે સતત્ પરંપરાથી શુદ્ધ એવી વ્યવસ્થા એટલે સુજનતાની સ્થિતિ જ નિવારણ કરે છે. ૪૯.

ખળ તથા સજ્જનની પરિણતિના વિષમપણાને દૃષ્ટાંત સહિત બતાવે છે.—

**अध्यात्मामृतवर्षिणीमपि कथामापीय सन्तः सुखं**
**गाहन्ते विषमुद्गिरन्ति तु खला वैषम्यमेतत्कुतः ।**
**नेदं वाद्भुतमिन्दुदीधितिपिबाः प्रीताश्चकोरा भृशं**
**किं न स्युर्बत चक्रवाकतरुणास्त्वत्यन्तखेदातुराः ॥ ५० ॥**

**મૂલાર્થ**—અધ્યાત્મરૂપી અમૃતની વૃષ્ટિ કરનારી કથાનું પાન કરીને સત્પુરૂષો સુખ પામે છે, અને તે જ કથાનું પાન કરીને ખળ પુરૂષો વિષને કાઢે છે. આ પ્રમાણે તેમની વિષમતા કયાંથી થઈ? અથવા તો તે કાંઇપણ અદ્‌ભુત નથી. કેમકે ચંદ્રના કિરણોનું પાન કરતાં ચકોર પક્ષીઓ અત્યંત પ્રસન્ન થાય છે, પણ યુવાન ચક્રવાકના મિથુનો શું અત્યંત ખેદયુક્ત નથી થતા? થાય છે જ. ૫૦.

**ટીકાર્થ**—સત્પુરૂષો આત્મભાવ એટલે રાગ, દ્વેષ, મોહ, હિંસા, વિષય અને કષાય વિગેરેના પરિહારનો આશ્રય કરીને કહેવામાં પ્રવૃત્ત થયેલા અધ્યાત્મરૂપી અમૃતની એટલે જન્મ મરણાદિક રોગનો નાશ કરનાર સુધાની વૃષ્ટિ કરનાર કથાનું પાન કરીને એટલે શાસ્ત્રમાં કહેલી ધર્મવાર્તાનું સારી રીતે આદરપૂર્વક શ્રવણ કરીને સુખ–આનંદ પામે છે. અને તેવીજ કથાને સાંભળીને દુર્જનો વિષ કાઢે છે એટલે દોષનો ઉચ્ચાર કરવારૂપ પોતાને તથા પરને સંતાપ કરવાના હેતુરૂપ હળાહળનું વમન કરે છે. આ પ્રકારની વિષમતા એટલે એકજ કાર્યને વિષે વિપરીતપણું કયાંથી ઉત્પન્ન થયું? અથવા તો આ વિષમતા થવામાં કાંઇ આશ્ચર્ય નથી. કેમકે ચંદ્રના કિરણોનું પાન કરનારા ચકોર પક્ષીઓ અત્યંત પ્રીતિયુક્ત થાય છે, અને યુવાન ચક્રવાકના મિથુનો અત્યંત ખેદયુક્ત એટલે ચંદ્રના ઉદયમાં પોતામાં વિયોગ કરવારૂપ દોષનો આરોપ કરીને અત્યંત સંતાપયુક્ત શું નથી થતા? અર્થાત્ થાય છે જ. ૫૦.

આ કૃતિમાં પંડિતોનોજ ઉત્સવ છે, તે કહે છે.—

**किंचित्साम्यमवेक्ष्य ये विदधते काचेन्द्रनीलाभिदां**
**तेषां न प्रमदावहा तनुधिया गूढा कवीनां कृतिः ।**

**ये जानन्ति विशेषमप्यविषमे रेखोपरेखांशतो**
**वस्तुन्यस्तु सतामितः कृतधियां तेषां महानुत्सवः ॥५१॥**

**મૂલાર્થ**—જેઓ કાંઇક સદશપણું જોઇને કાચ તથા ઇંદ્રનીલ મણિનો અભેદ કરે છે, તે મંદ બુદ્ધિવાળાને કવિઓની ગૂઢ કૃતિ હર્ષ આપનારી થતી નથી. પરંતુ જેઓ વિષમતા રહિત વસ્તુને વિષે પણ રેખાના અંશના પણ અંશથી વિશેષને જાણે છે, તે કુશળ બુદ્ધિવાળા સત્પુરૂષોને આ કૃતિથી મોટો ઉત્સવ હો. ૫૧.

**ટીકાર્થ**—જે કોઇ પુરૂષો કાંઇપણ વર્ણ તથા આકૃતિ વિગેરેવડે સદશપણું જોઇને કાચ એટલે માટીનો આકાર વિશેષ અથવા એક જાતનો મણિ તથા ઇંદ્રનીલ એટલે વૈડૂર્ય રત્ન એ બન્નેનો વર્ણના સદશપણાએ કરીને અભેદ-એકતા કરે છે, તે અલ્પ બુદ્ધિવાળા માણસોને કવિઓની-ગ્રંથકર્તાઓની ગૂઢ-ગહન અર્થવાળી કૃતિ-સૂક્ષ્મ ભાવાર્થવાળી પદ્યાદિક રચના આનંદ આપનારી થતી નથી; પરંતુ જે પંડિતો વિષમતા રહિત-સમાન વસ્તુને વિષે પણ રેખા એટલે માત્રા, તેનો અંશ એટલે અર્ધમાત્રા તે ઉપરેખા કહેવાય છે, અને તે અર્ધમાત્રાદિકના પણ અંશ-લેશ જેટલા પણ ભેદથી વિશેષને એટલે 'આ બીજી વસ્તુ છે' એમ ભેદને સમાન પટ પર ચિત્રકારે ચિતરેલા ઉંચા નીચા પ્રદેશની જેમ જાણે છે, તે નિપુણ બુદ્ધિવાળા સત્પુરૂષોને આ કૃતિથી-ગ્રંથથી મોટો ઉત્સવ એટલે આનંદ પ્રાપ્ત થાય તેમ છે. ૫૧.

દુર્જનોને આ કૃતિથી કેમ આનંદ ન થાય? તે કહે છે.—

**पूर्णाध्यात्मपदार्थसार्थघटना चेतश्चमत्कारिणी**
**मोहच्छन्नदृशां भवेत्तनुधियां नो पंडितानामिव ।**
**काकुव्याकुलकामगर्वगहनप्रोद्दामवाक्चातुरी**
**कामिन्याः प्रसभं प्रमोदयति न ग्राम्यान् विदग्धानिव ॥५२**

**મૂલાર્થ**—સંપૂર્ણ અધ્યાત્મ પદાર્થના સમૂહની રચના પંડિતોની જેમ મોહથી જેમની દષ્ટિ ઢંકાયેલી છે એવા અલ્પ બુદ્ધિવાળાના ચિત્તને ચમત્કાર કરનારી થતી નથી. કામિની (યુવતી) ની કાકુ ઉક્તિવડે વ્યાકુલ, કામના મદવડે ગહન અને અતિ પ્રબળ એવી વચનચાતુરી ચતુર પુરૂષોની જેમ ગ્રામ્ય જનોને અત્યંત આનંદ આપતી નથી. ૫૨.

ટીકાર્થ—સંપૂર્ણ એટલે ન્યૂનતા રહિત અધ્યાત્મરૂપ એટલે આત્માના બ્રહ્મસ્વરૂપનો આશ્રય કરેલા પદાર્થોના સમૂહવડે અથવા સમૂહવાળી ગ્રંથરચના પંડિતોની જેમ એટલે સૂક્ષ્મ ભાવને જાણનારા વિદ્વાનોની જેમ મોહવડે જેમનાં વિવેકરૂપી નેત્રો આચ્છાદિત થયાં છે એવા અલ્પ બુદ્ધિવાળાના ચિત્તને ચમત્કાર કરનારી એટલે પ્રેમ અને આશ્ચર્યને ઉત્પન્ન કરનારી થતી નથી. તેમાં દૃષ્ટાંત આપે છે.—જેમ કામિનીની એટલે રૂપવતી યુવતી સ્ત્રીની કાકુ એટલે હાસ્ય, વિનોદ, અન્યાર્થ અને વક્રોક્તિ ( વચન રચના ) વડે વ્યાપ્ત થયેલી તથા કામના મદવડે ગહન અને અત્યંત પ્રબળ એવી જે વાણીની ચતુરાઈ એટલે વચનના વિલાસની કળા તે કામકળામાં ચતુર પુરૂષોની જેમ પશુ જેવા ગામડીયા લોકોને અત્યંત હર્ષ પમાડતી નથી. ૫૨.

તેથી વિદ્વાનોની જ સ્તુતિ કરે છે.—

**स्नात्वा सिद्धान्तकुंडे विधुकरविशदाध्यात्मपानीयपूरै-**
**स्तापं संसारदुःखं कलिकलुषमलं लोभतृष्णां च हित्वा ।**
**जाता ये शुद्धरूपाः शमदमशुचिताचन्दनालिप्तगात्राः**
**शीलालंकारसाराः सकलगुणनिधीन् सज्जनांस्तान्नमामः॥५३**

મૂલાર્થ—સિદ્ધાન્ત રૂપી કુંડને વિષે ચંદ્રના કિરણોની જેવા નિર્મળ અધ્યાત્મરૂપી જળના સમૂહવડે સ્નાન કરીને સંતાપને, સંસારના દુઃખને, કળી અને પાપરૂપી મેલને તથા લોભરૂપી તૃષા ( તૃષ્ણા ) ને તજી દઇને જેઓ શુદ્ધરૂપ થયા છે, તથા શમ, દમ, અને પવિત્રતારૂપી ચંદનવડે અનુલેપવાળા થયા છે, તથા શીલરૂપી અલંકારવડે સારભૂત થયા છે તેવા સમગ્ર ગુણોના નિધિ સમાન સજ્જનોને અમે નમસ્કાર-નમન કરીએ છીએ. ૫૩.

ટીકાર્થ—જેઓ એટલે આગળ કહેવાશે એવા ગુણોના સમૂહને ધારણ કરનારા પુરૂષો સિદ્ધાન્તરૂપી કુંડમાં એટલે જિનાગમરૂપી જળાશયમાં ચંદ્રના કિરણો કરતાં પણ અધિક નિર્મળ એવાં અધ્યાત્મ-ભાવરૂપી જળના પ્રવાહવડે સ્નાન કરીને સંસારનાં દુઃખને—ભવમાં ભ્રમણ કરવાથી ઉત્પન્ન થતા કલેશને, તાપને-વિષયની તૃષ્ણારૂપ સંતાપને, કલિ ( કલહ ) અને પાપરૂપી મેલને તથા લોભરૂપી તૃષ્ણાને તજી દઇને શુદ્ધરૂપ-નિર્મળ આત્મસ્વરૂપવાળા થયા છે, તથા શમ-શાન્તપરિણામ, દમ-ઇંદ્રિયોનો જય અને શુચિતા-વ્રતધર્મને વિષે

કલંક રહિતપણું એરૂપ ચંદનવડે જેમનાં શરીર લિપ્ત થયાં છે એવા, તથા શીળ-બ્રહ્મચર્યરૂપ મુકુટ કુંડળાદિક અલંકારવડે જેઓ સારભૂત-શોભીતા થયા છે, તેવા પ્રકારના ગુણવાળા, સમગ્ર પરોપકાર અને જ્ઞાનાદિક ગુણોના નિધિસમાન સત્પુરૂષોને અમે નમન કરીએ છીએ. ૫૩.

આ ગ્રંથથી સજ્જનોને હર્ષ થશે, અને દુર્જનોને ત્રાસ થશે. એ વિચિત્ર અર્થથી કહે છે.—

**पाथोदः पद्यबन्धैर्विपुलरसभरं वर्षति ग्रन्थकर्ता**
**प्रेम्णां पूरैस्तु चेतःसर इह सुहृदां प्लाव्यते वेगवद्भिः ।**
**त्रुट्यन्ति स्वान्तबन्धाः पुनरसमगुणद्वेषिणां दुर्जनानां**
**चित्रं भावज्ञनेत्रात्प्रणयरसवशान्निःसरत्यश्रुनीरम् ॥ ५४ ॥**

**મૂલાર્થ**—ગ્રંથકર્તારૂપી મેઘ પદ્યબંધે કરીને વિપુલ રસના સમૂહને વરસાવે છે, અને સારી પરિણતિવાળા હૃદયરૂપી સરોવરને આ મેઘ વૃષ્ટિમાં વેગવાળાં પ્રેમનાં પૂરવડે પૂર્ણ કરે છે; તથા ગુણોને વિષે અત્યંત દ્વેષ કરનારા દુર્જનોના હૃદય બંધનો ત્રુટી જાય છે, અને તત્ત્વ જાણનારના નેત્રમાંથી પ્રેમરસનાપર વશપણાને લીધે પ્રેમાશ્રુજળ નીકળે છે, એ આશ્ચર્ય છે. ૫૪.

**ટીકાર્થ**—ગ્રંથકર્તા એટલે સત્કવિરૂપી મેઘ પદ્યબંધોએ કરીને એટલે ચાર પાદવાળા શ્લોકોવાળી રચનાવડે અને મેઘ પક્ષમાં ધારાગતિના સમૂહરૂપ બંધવડે વિપુળ-વિસ્તારવાળા શાંત રસાદિક જળના સમૂહને વરસાવે છે એટલે નિરંતર ધારાના પ્રવાહવડે મૂકે છે; તથા સારા મન પરિણામવાળાના મનરૂપી સરોવરને આ મેઘ વૃષ્ટિને વિષે વેગવાળા એટલે ન્યાયરૂપ પ્રવાહવાળા પ્રેમના પૂરવડે-વૃદ્ધિ પામતા પ્રવાહવડે પૂર્ણ કરે છે એટલે પાળના છેવટના ભાગ સુધી જળના પ્રવાહવડે પૂર્ણ કરે છે. વળી આગળ પણ સાંભળ-ઉપર પ્રમાણે થવાથી ગુણોને વિષે અસાધારણ એટલે અત્યંત ઉત્કટ દ્વેષવાળા દુર્જનોના હૃદયરૂપી કપાટના સંધિબંધો ત્રુટી જાય છે, અને પરમાર્થને જાણનારના નેત્ર યુગલથી પ્રેમરસના આધિનપણાને લીધે પ્રેમરૂપી અશ્રુનું જળ નીકળે છે, એ આશ્ચર્ય છે. ૫૪.

હવે સત્પુરૂષોના યશનો ચમત્કાર દેખાડે છે.—

**उद्दामग्रन्थभावप्रथनभवयशः संचयः सत्कवीनां**
**क्षीराब्धिर्मथ्यते यः सहृदयविबुधैर्मेरुणा वर्णनेन ।**
**एतड्डिंडीरपिंडी भवति विधुरुचेर्मंडलं विप्रुषस्ता-**
**स्ताराकैलासशैलादय इह दधते वीचिविक्षोभलीलाम् ५५**

**મૂલાર્થ**—સત્કવિઓના ઉંચા પ્રકારના ગ્રંથના ભાવાર્થને વિસ્તારવાથી ઉત્પન્ન થયેલા યશના સમૂહરૂપ ક્ષીર સમુદ્ર વિવેકવાળા પંડિતો રૂપી દેવોએ વર્ણનરૂપ મેરૂવડે મથન કરાય છે, તેમાંથી ઉત્પન્ન થયેલો ફીણનો સમૂહ એ ચંદ્રની કાંતિના મંડળ તુલ્ય છે, અને અત્યંત ઉછળેલા ઉચ્ચાર ધ્વનિરૂપ બિંદુઓ એ તારામંડળ અને કૈલાસ પર્વત વિગેરે આ ક્ષીરસાગરને વિષે તરંગોની લીલાને ધારણ કરે છે. ૫૫.

**ટીકાર્થ**—સત્કવિઓના એટલે ધર્મપ્રધાન ગ્રંથકર્તાઓના ઉંચા પ્રકારના ગ્રંથોના-શાસ્ત્રોના ભાવાર્થોને-સત્ અર્થોને પ્રસિદ્ધ કરવાથી ઉત્પન્ન થયેલો યશનો સમૂહ-વૃદ્ધિપૂર કે જે ક્ષીરસાગર તુલ્ય છે, તે વિવેકવંત પંડિતોરૂપી દેવોએ વર્ણન એટલે તેના ગુણના કીર્તન રૂપ મેરૂ પર્વતવડે—મંથાચળવડે મથન કરાય છે, તેનાથી ઉત્પન્ન થયેલા આ પ્રત્યક્ષ દેખાતા ફીણના સમૂહ ચંદ્રકાંતિના સમૂહનું મંડળ એટલે સર્વથા ગોળાકાર બિંબ તદ્રૂપ થાય છે. અને તેમાંથી અત્યંત ઉંચા ઉછળેલા બિંદુઓ એટલે ઉચ્ચારના ધ્વનિરૂપ જળ કણીયાઓ તારામંડળ અને કૈલાસ એટલે મેરૂ પર્વતરૂપ આ સત્પુરૂષોના યશરૂપી ક્ષીરસાગરમાં ઉંચા ઉછળતા તરંગોની લીલાને ધારણ કરે છે. ૫૫.

ફરીથી બીજે પ્રકારે યશના ચમત્કારને જ કહે છે.—

**काव्यं दृष्ट्वा कवीनां हृतममृतमिति स्वःसदां पानशंकी**
**खेदं धत्ते तु मूर्ध्ना मृदुतरहृदयः सज्जनो व्याधुतेन ।**
**ज्ञात्वा सर्वोपभोग्यं प्रसृमरमथ तत्कीर्तिपीयूषपूरं**
**नित्यं रक्षाविधानानियतमतितरां मोदते च स्मितेन॥५६॥**

**મૂલાર્થ**—અત્યંત કોમળ હૃદયવાળા સજ્જન પુરૂષો કવિઓના કાવ્યને જોઇને "દેવોનું અમૃત આણે હરણ કર્યું" એ રીતે પાનની શંકાવાળા થઇને મસ્તક કંપાવી ખેદને ધારણ કરે છે. અને તે

કાવ્યની કીર્તિરૂપી અમૃતનો સમૂહ સર્વને ઉપભોગ કરવા યોગ્ય તથા પ્રસાર પામતો જાણીને સદા રક્ષા અને પિધાનના અનિયતપણાને જાણીને અત્યંત હાસ્યવડે હર્ષ પામે છે. ૫૬.

**ટીકાર્થ**—અત્યંત મૃદુ એટલે કૃપારસ વડે આર્દ્ર થવાથી અતિ કોમળ હૃદયવાળા સજ્જન પુરૂષ કવિઓના–શાસ્ત્રકર્તાઓના કાવ્યની રચનાને જોઇને "દેવોનું અમૃત આણે ચોરીવડે હરણ કર્યું" એ પ્રમાણે પાનને માટે એટલે પીવાને અથવા રક્ષણ કરવાને માટે શંકાવાળા–વિતર્કવાળા થઇને કંપાવેલા મસ્તકવડે ખેદને ધારણ કરે છે, અર્થાત્ "કવિની કળાની સીમા આવી ગઇ" એમ માને છે. તથા તે કવિના કાવ્યની કીર્તિરૂપી–યશરૂપી અમૃતના પ્રવાહ સર્વને ઉપભોગ કરવા યોગ્ય એટલે "સર્વ પ્રાણીસમૂહના ઉપકારનું કારણ આ થશે" એવી કીર્તિરૂપી અમૃતનો પ્રવાહ પ્રસરતો જાણીને સદા રક્ષા એટલે રક્ષણ અને મુદ્રણ તથા પિધાન એટલે આચ્છાદન અથવા પ્રગટ કરવું તે બંને બાબત અનિયતપણે એટલે અનેકવાર બંધન અને છોડન કરતો છતો હાસ્યવડે–હર્ષને લીધે વિકસિત મુખવડે અત્યંત હર્ષ પામે છે. ૫૬.

હવે કવિજનને સજ્જન તથા ખળપુરૂષ જે પ્રમાણે ઉપકાર કરે છે, તે પ્રમાણે કહે છે.—

**निष्पाद्य श्लोककुंभं निपुणनयमृदा कुंभकाराः कवीन्द्रा**
**दार्ढ्यं चारोप्य तस्मिन् किमपि परिचयात्सत्परीक्षार्कभासाम्।**
**पक्कं कुर्वन्ति बाढं गुणहरणमतिप्रज्वलद्दोषदृष्टि-**
**ज्वालामालाकराले खलजनवचनज्वालजिह्वे निवेश्य ॥५७॥**

**મૂલાર્થ**—કુંભકારરૂપી કવીંદ્રો નિપુણ નયરૂપી માટીવડે શ્લોકરૂપી ઘડાઓને બનાવીને તેને સત્પરીક્ષારૂપી સૂર્યકિરણોના પરિચયથી કાંઇક દ્રઢપણું કરીને પછી ગુણોને હરણ કરનારી બુદ્ધિવડે જાજ્વલ્યમાન એવી દોષદૃષ્ટિરૂપી જ્વાળાના સમૂહથી ભયંકર એવા ખળપુરૂષના વચનરૂપ અગ્નિમાં નાંખીને અત્યંત પક્વ બનાવે છે. ૫૭.

**ટીકાર્થ**—કુંભકારરૂપી કવીશ્વરો નિપુણ એટલે યથાર્થ ભાવને દેખાડનાર સ્યાદ્વાદરૂપી નય એટલે સાપેક્ષ એવો વસ્તુધર્મવાદ અથવા ન્યાય તેરૂપ માટીવડે શ્લોકોરૂપી–નાના પ્રકારના છંદોમય પદ્યબંધની રચનારૂપી ઘડાઓને ઉત્પન્ન કરીને પછી તે શ્લોકરૂપી ઘડાઓને સત્પુરૂષોની પરીક્ષા એટલે ગુણ દોષના અવધારણરૂપ સૂર્યના કિરણો-

માં-તડકામાં રાખી કાંઈક દૃઢતા ઉત્પન્ન કરીને પછી સારા ભાવાર્થ અને સુંદર પદોની રચનારૂપ ગુણોનું હરણ કરનારી બુદ્ધિરૂપી દેદીપ્યમાન-ઉંચી શિખાવાળી દોષદૃષ્ટિએ કરીને જવાળાના-અગ્નિની શિખાના સમૂહવડે ભયંકર એવા દુર્જન પુરૂષોના ભાષણરૂપી અગ્નિ-માં-નીંભાડામાં નાંખીને અત્યંત પકવ-દોષ વચનરૂપી મોઘરીના પ્રહારને પણ સહન કરે તેવાં બનાવે છે. ૫૭.

ફરીને સજ્જનો ઉપર ખળપુરૂષનું ઉપકારીપણું દેખાડે છે.—

**इक्षुद्राक्षारसौघः कविजनवचनं दुर्जनास्याग्नियंत्रा-**
**ज्ञानार्थद्रव्ययोगात्समुपचितगुणे मद्यतां याति सद्यः ।**
**सन्तः पीत्वा यदुच्चैर्दधति हृदि मुदं घूर्णयन्त्यक्षियुग्मं**
**स्वैरं हर्षप्रकर्षादपि च विदधते नृत्यगानप्रबन्धम् ॥ ५८ ॥**

**મૂલાર્થ**—કવિજનના વચનરૂપી ઈક્ષુ અને દ્રાક્ષના રસનો સમૂહ દુર્જનના મુખરૂપી અગ્નિયંત્રમાંથી વિવિધ પ્રકારના અર્થરૂપી દ્રવ્યોનાં સંયોગવડે ગુણની વૃદ્ધિ પામીને તત્કાળ મદ્યરૂપ બને છે. તે મદ્યનું પાન કરીને સત્પુરૂષો હૃદયમાં અત્યંત હર્ષ પામે છે, બન્ને નેત્રોને ઘુમાવે છે, અને સ્વચ્છંદપણે અધિક હર્ષને લીધે નૃત્ય અને ગાયનના પ્રબંધને કરે છે. ૫૮.

**ટીકાર્થ**—કવિજનના એટલે ગ્રંથકારના વચન-વાકયરૂપી ઈક્ષુ-શેર-ડી અને દ્રાક્ષના રસનો સમૂહ દુર્જનના મુખરૂપી અગ્નિ યંત્રથકી એટલે અગ્નિના તાપ યુક્ત પાત્રમાં ઉકળવાથી વિચિત્ર પ્રકારના અર્થ-રૂપી દ્રવ્યોના-સ્વાદિષ્ઠ અને સુગંધતાદિક માદક પદાર્થોના સંયોગથી જેના રસ સૌરભ્યાદિક ગુણો વૃદ્ધિ પામ્યા છે એવો થઇને તત્કાળ મદિરાપણાને પામે છે. તે મદ્યનું સત્પુરૂષો પાન કરીને હૃદયમાં અત્યંત આનંદ પામે છે, તથા બે નેત્રોને ઘુમાવે છે, તથા હર્ષની અત્યંતતાને લીધે સ્વેચ્છાપૂર્વક નૃત્ય અને ગાયનના પ્રબંધને-વિસ્તારને કરે છે. ૫૮.

સત્પુરૂષો અમારે પણ પ્રાર્થના કરવા યોગ્ય છે, તે કહે છે.—

**नव्योऽस्माकं प्रबन्धोऽप्यनणुगुणभृतां सज्जनानां प्रभावात्**
**विख्यातः स्यादितीमे हितकरणविधौ प्रार्थनीया न किं नः ।**
**निष्णाता वा स्वतस्ते रविरुचय इवांभोरुहाणां गुणाना-**
**मुल्लासेऽपेक्षणीयो न खलु पररुचेः क्वापि तेषां स्वभावः ॥५९॥**

**મૂલાર્થ**—આ અમારી રચના નવીન છતાં પણ મોટા ગુણોને ધારણ કરનારા સજ્જનોના પ્રભાવથી ખ્યાતિ પામે, માટે શું હિત કરવાના વિધિમાં તે સજ્જનો અમારે પ્રાર્થના કરવા લાયક નથી? છે જ. અથવા તો કમળોને પ્રફુલ્લિત કરવામાં સૂર્યના કિરણોની જેમ ગુણોનો ઉલ્લાસ કરવામાં તે સજ્જનો સ્વયમેવ વિચક્ષણ છે. કેમકે તે સત્પુરૂષોનો સ્વભાવ કદાપિ અન્ય જનની ઈચ્છાની અપેક્ષા રાખતો નથી. ૫૯.

**ટીકાર્થ**—અમારો આ પ્રબંધ એટલે ગ્રંથની રચના નવીન છે તો પણ ન્યાય ધર્માદિક મોટા ગુણોને ધારણ કરનાર સત્પુરૂષોના મહિમાથી પ્રસિદ્ધિ પામશે. તેથી આ સત્પુરૂષો કલ્યાણ કરવાના નિમિત્તભૂત વિધિને વિષે-અપ્રાપ્તને પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિના ક્રમને વિષે શું અમારે પ્રાર્થના કરવા લાયક નથી? છે જ. અથવા તો જળને વિષે ઉગનાર કમળોને વિકાસ કરવામાં સૂર્યના કિરણોની જેમ પર ગુણોને વિકાસ કરવામાં તે સત્પુરૂષો સ્વભાવથી જ વિચક્ષણ હોય છે; કેમકે તે સત્પુરૂષોનો સ્વભાવ કોઈપણ કાળક્ષેત્રાદિકને વિષે અન્ય જનની ઈચ્છાને એટલે "જો તેની ઈચ્છા હોય, તો તેનું હિત કરીએ" એ પ્રમાણે અપેક્ષા ધરાવતો નથી-અપેક્ષાને ઈચ્છતો નથી. ૫૯.

હવે જેના ગુણો વિશ્વના સંતાપને હરણ કરનાર છે અને જેની કીર્તિ સ્વર્ગમાં ગવાય છે, એવા પોતાના ગુરૂની સ્તુતિ કરે છે.—

**यत्कीर्तिस्फूर्तिगानावहितसुरवधूवृन्दकोलाहलेन**
**प्रक्षुब्धस्वर्गसिन्धोः पतितजलभरैः क्षालितः शैत्यमेति ।**
**अश्रान्तभ्रान्तकान्तग्रहगणकिरणैस्तापवान् स्वर्णशैलो**
**भ्राजन्ते ते मुनीन्द्रा नयविजयबुधाः सज्जनव्रातधुर्याः ६०**

**મૂલાર્થ**—વિશ્રામ રહિત ભ્રમણ કરતા મનોહર ગ્રહસમૂહના કિરણોવડે તાપ પામેલો મેરૂ પર્વત તે ગુરૂની કીર્તિના વિસ્તારનું ગાન કરવામાં સાવધાન એવી દેવાંગનાઓના સમૂહના કોલાહલવડે ક્ષોભ પામેલી સ્વર્ગ ગંગામાંથી પડેલા જળના પ્રવાહથી ક્ષાલિત થયો છતો શીતળતાને પામે છે, તે સજ્જનોના સમૂહમાં અગ્રેસર નયવિજય નામના પંડિત મુનિરાજ શોભે છે. ૬૦.

**ટીકાર્થ**—વિશ્રામ રહિત ભ્રમણ કરતા અને મનોહર એટલે પ્રભાવડે દેદીપ્યમાન સૂર્યાદિક ગ્રહસમૂહના ઉષ્ણુ કિરણોવડે સંતાપ પામેલો મેરૂ પર્વત જે ગુરૂમહારાજની કીર્તિના-યશોવાદના વિસ્તારનું ગાન કરવામાં-મધુરસ્વર વડે ગીતપ્રબંધના ધ્વનિથી આલાપ કરવામાં એકાગ્રપણે તૈયાર થયેલી દેવાંગનાઓના સમૂહવડે થતા કોલાહલથી-ઉંચા ધ્વનિથી અત્યંત-ઘણા તરંગોના સમૂહવડે ક્ષોભ પામેલી સ્વર્ગ ગંગામાંથી પડેલા-પ્રવાહરૂપે ઝરેલા યશના વિસ્તારરૂપ જળપ્રવાહવડે ક્ષાલિત થયો છતો પ્રતિદિન શીતળતાને પામે છે, તે પૂર્વોક્ત કીર્તિના ભાજનરૂપ અને સત્પુરૂષોના સમાજમાં અગ્રેસર એવા નયવિજય નામના પંડિત મુનીશ્વર પોતાના યશવડે શોભે છે. ૬૦

હવે આ પ્રકરણનો ઉપસંહાર કરે છે.—

**चक्रे प्रकरणमेतत्तत्पदसेवापरो यशोविजयः ।**
**अध्यात्मधृतरुचीनामिदमानन्दावहं भवतु ॥ ६१ ॥**

**મૂલાર્થ**—તે ગુરૂના ચરણુની સેવા કરવામાં તત્પર યશોવિજયે આ પ્રકરણુ રચ્યું છે. આ પ્રકરણુ અધ્યાત્મને વિષે જેની રૂચિ રહેલી છે એવા પુરૂષોને આનંદદાયક થાઓ. ૬૧.

**ટીકાર્થ**—તે ગુરૂ શ્રી નયવિજય પંડિતના ચરણુની સેવા કરવામાં તત્પર-ઉદ્યમવંત એવા યશોવિજય નામના તેમના શિષ્યે આ અધ્યાત્મસાર નામનું પ્રકરણુ (ગ્રંથ) રચેલ છે. આ પ્રકરણુ ગ્રંથના આરંભથી અંત સુધી પૂર્વે કહેલા અધ્યાત્મના વિષયમાં જેમની શ્રદ્ધા અથવા પ્રીતિ નિવેશિત થઈ છે એવા પુરૂષોને સ્વાભાવિક પરમાનંદને વહન કરનાર થાઓ. ૬૧.

## ॥ इति प्रशस्तिः ॥

इति श्रीमहोपाध्यायश्रीकल्याणविजयगणिशिष्यमुख्यपंडितश्रीलाभविजयगणि-
शिष्यमुख्यपंडितश्रीजीतविजयगणिसतीर्थ्यमुख्यपंडितश्रीनयविजयगणि-
चरणकमलचंचरीकेण पंडितश्रीपद्मविजयगणिसहोदरेण पंडितश्री-
यशोविजयेन विरचितेऽध्यात्मसारप्रकरणे सप्तमः प्रबन्धः ॥

---

गंभीरसूक्ष्मचिदधीनविचारयुक्तं
शास्त्रं जिनागमयशःपटहप्रदानम् ।
व्याख्याय किंचिदुपलब्धमुदारपुण्यं
तेनैव यातु शिवराज्यरमां प्रजेयम् ॥ १ ॥

"ગંભીર અને સૂક્ષ્મ જ્ઞાનને આધીન એવા વિચારે કરીને યુક્ત તથા જિનાગમના યશરૂપ પડહને વગાડનારા આ શાસ્ત્રનું વ્યાખ્યાન કરવાથી મેં જે કાંઈ ઉદાર પુણ્ય ઉપાર્જન કર્યું હોય, તે પુણ્યવડે આ પ્રજા (ભવ્ય જીવો) મોક્ષરાજ્યની લક્ષ્મીને પામો. ૧."

॥ इति श्रीतपागच्छगतसंविज्ञशाखीयमुनिश्रीबुद्धिविजयमुख्यशिष्यश्रीमुक्तिविजयगणिसतीर्थ्यशिरोमणिमुनिश्रीवृद्धिविजयपदांभोरुहपर्युपासनापरागमधुलिह्वा पंडितश्रीगंभीरविजयगणिना कृतायामध्यात्मसारशब्दभावोक्तिटीकायां सप्तमः प्रबन्धः ॥



**। अथ टीकाकारप्रशस्तिः ।**

**सुधर्मगणभृत्पट्टश्रेणिसमुन्नतसुराचले रम्ये ।**
**तपोगच्छनन्दनभुवि विजयसिंहगुरुसुरांघ्रिपो जयति॥१॥**

ગણધર શ્રીસુધર્મા સ્વામીની પટ્ટશ્રેણીરૂપી ઉંચા સુંદર મેરૂ-પર્વત ઉપર તપગચ્છ રૂપી નન્દન વનની પૃથ્વીમાં વિજયસિંહ નામના ગુરૂરૂપી કલ્પવૃક્ષ જયવંત વર્તે છે. ૧.

**य आगमामृतवर्षी तत्सेचनकृन्नवांबुदो जज्ञे ।**
**श्रीसत्यविजयनामा अग्र्यः संवेगिनां जयति ॥ २ ॥**

જે આગમરૂપી અમૃતની વૃષ્ટિ કરનાર અને તે કલ્પવૃક્ષને સિંચન કરવામાં નવા મેઘ સમાન થયા, તે સાધુઓમાં અગ્રગણ્ય શ્રીસત્યવિજય નામના ગુરૂ જયવંત વર્તે છે. ૨.

**कर्पूरतारयशसोः कर्पूरक्षमाविजयबुधवरयोः ।**
**मूर्तसुबाह्याभ्यन्तरधर्मोपमयोर्गुणाः केन वर्ण्याः ॥ ३ ॥**

કર્પૂરની જેવા ઉજ્વલ યશવાલા અને મૂર્તિમાન્ બાહ્ય અને અભ્યંતર ધર્મની ઉપમાવાળા કપૂરવિજય તથા ક્ષમાવિજય નામના પંડિતવર્યોના ગુણો કોણ વર્ણન કરી શકે? ૩.

**जिनोत्तमपद्मरूपकीर्तिकस्तूरमणिविजयोपपदान् ।**
**पंडितपदनिर्व्यूढान्नमामि गुरुगुणनिधीनेतान् ॥ ४ ॥**

મોટા ગુણોના નિધાનરૂપ અને પન્યાસ પદવીને વહન કરનારા જિનવિજય, ઉત્તમવિજય, પદ્મવિજય, રૂપવિજય, કીર્તિવિજય, કસ્તુ-રવિજય અને મણિવિજયને હું નમન કરૂં છું. ૪.

**वैराग्यरत्नभूमिर्यो निःस्पृहतासुधारसांबुनिधिः ।**
**श्रीमान् बुद्धिविजयमुनिराजोऽभूद्भूरिपरिवारः ॥ ५ ॥**

જે વૈરાગ્યરૂપી રત્નની ભૂમિ જેવા અને નિઃસ્પૃહતારૂપી અમૃત-રસના સાગર જેવા હતા, તે શ્રીમાન્ બુદ્ધિવિજય નામના મુનિરાજ ઘણા મુનિઓના પરિવારવાળા થયા. ૫.

**तस्मिन्नुभौ मुनिवरौ धर्मरथस्येव धूर्वहौ प्रवरौ ।**
**मुक्तिवृद्धिविजयाख्यौ तत्राद्यो गणिवरो जातः ॥ ६ ॥**

તે પટ્ટપરંપરામાં ધર્મરૂપી રથને વહન કરવામાં પ્રવર વૃષભ જેવા મુક્તિવિજય અને વૃદ્ધિવિજય નામના બે મુનિવરો થયા, તેમાં પહેલા (મુક્તિવિજય-મુળચંદજી) ગણિપદને પામેલા હતા. ૬.

**श्रीवृद्धिविजयगुरवः श्रुतशमगांगप्रवाहरूपास्ते ।**
**जनदृक्कैरवचन्द्रा विश्वपावना यशोधरा जाताः ॥ ७ ॥**

તથા શ્રીવૃદ્ધિવિજય ( વૃદ્ધિચંદજી ) ગુરૂ શ્રુત અને સમતારૂપ ગંગાજળના પ્રવાહરૂપ, મનુષ્યોની દૃષ્ટિરૂપી કૈરવોને વિકાસ કરવામાં ચંદ્ર સમાન, વિશ્વને પવિત્ર કરનાર અને યશને ધારણ કરનાર થયા. ૭.

**शिष्याणुना हि तेषां रचिता निजपरहिताय विवृतिरियम् ।**
**गंभीरविजयनाम्ना सुपठ्यमाना चिरं जीयात् ॥ ८ ॥**

તે ( વૃદ્ધિવિજય ) ના ગંભીરવિજય નામના શિષ્યાણુએ સ્વ-પરના હિતને માટે આ વિવૃત્તિ ( ટીકા ) રચી છે. તે પઠન પાઠન કરાતી સતી ચિરકાળ જય પામો. ૮.

**प्रोत्साहितोऽत्र भूयः सतीर्थ्येन मुनिवरोत्तमविजयेन ।**
**तस्य प्रेमविशेषादिमां शब्दभावोक्तिं चक्रे ॥ ९ ॥**

આ બાબતમાં મુનિવર ઉત્તમવિજય નામના ગુરૂભાઇએ મને અત્યંત ઉત્સાહવાન્ કર્યો, તેથી તેના પરના અધિક પ્રેમને લીધે આ શબ્દભાવોક્તિ નામની ટીકા મેં રચી છે. ૯.

**परहितरतैकचित्तैः श्रुतकनकनिकषायमाणसन्मतिभिः ।**
**शोध्येयं प्राज्ञजनैर्मय्येवानुग्रहप्रसितैः ॥ १० ॥**

પરહિતને વિષે જ જેમનું ચિત્ત આસક્ત છે, તથા જેઓની બુદ્ધિ શાસ્ત્રરૂપી સુવર્ણની પરીક્ષા કરવામાં કસોટી સમાન છે એવા પંડિત પુરૂષોએ મારા પર અનુગ્રહ કરીને આ ટીકા શોધવી. ૧૦.

**दृग्बाणांकशशिमिते वत्सर आश्विनवलक्षतृतीयायाम् ।**
**यत्नोऽयं सफलोभूद्भावपुरे वृषभजिनकृपया ॥ ११ ॥**

આ ટીકા કરવાનો યત્ન ભાવનગરમાં શ્રીઋષભ જિનેશ્વરની કૃપાથી સંવત્ ૧૯૫૨ ના આશ્વિન માસની શુકલ તૃતીયાને દિવસે સફળ ( પૂર્ણ ) થયો. ૧૧.

**। इति प्रशस्तिः ।**

**॥ समासोऽयमध्यात्मसारः सटीकः ॥**